# ગંભીર પ્રકારનાં દરદો કેમ ઉત્પન્ન થાય છે.

લાખો મનુષ્યો, ક્ષયરોગ, ધાસણી, લકવો, હીસ્તીરીઆ, જેવા ગંભીર પ્રકારનાં



દરદો કેમ ઉત્પન્ન થાય છે. તે નહી જાણતા હોવાથી ઘણાઓને તેના ભોગ થઇ પડીને અસહ્ય વેદના ખમવી પડેલી છે, જ્યારે મનુષ્યના શરીર ઉપર તથા મગજ શક્તિઓ ઉપર હદ ઉપરાંત કામનો બોજો પડે છે, ત્યારે શરીરમાં નીચે જણાવેલા એક અથવા અનેક સામાન્ય દરદોનાં ચિન્હો માલમ પડે છે, પણ તેજ વખતે તેનો જલદી ઇલાજ નહી કરતાં ઘણાક લોકો બેદરકારીપણે સહન કર્યા કરે છે, જેથી શરીર આસ્તે આસ્તે ઘસાતું જાય છે.અને ઉપર જણાવેલા ગંભીર પ્રકારનાં દરદોને ઉત્પન્ન થવાનું કારણ મળે છે. પણ તેથી બેદરકારીપણે હવે શા માટે તમારા દુઃખ દરદો સહન કરવા જોઇએ. શું તમો નથી જાણતા કે તમારી તંદુરુસ્ત તબીયત તમારા પઇસા કરતાં હજારો ગણી વધારે કીમતી છે? તેટલા માટે દરેક મનુષ્યને ચેતવાની જરૂર છે જ્યારે તેઓને

| | |
|---|---|
| **જ્ઞાનતંતુઓની નબળાઈ,** | **ધાતુની નબળાઈ.** |
| **પાચન ક્રીયાનું મંદ પડવું,** | **મગજની ચકરી,** |
| **શારીરિક અશક્તતાથી થતાં દરદો** | **ધાતુ વિકારનાં દરદો,** |
| **ચહેરાની ફીકાશ.** | **સાંધાની કલતર** |
| **આંખે અંધારાં આવવાં,** | **સ્ત્રીઓનાં બીજાં દરદો,** |
| **લોહીનો બિગાડો,** | **માસીક-માંદગીનાં દરદો,** |
| **યાદદાસ્ત શક્તિનું મંદપણું.** | **સુવાવડ પછીની નબલાઈ.** |
| **બદ હજમયત, હરસ,** | **કમરનો દુઃખારો,** |

જેવાં દરદોમાંથી એકાદ દરદ ઉત્પન્ન થયેલું જણાય કે તેવોજ તેનો ઈલાજ કરવો જોઇયે છે, પણ તેજ વખતે દવાઓ વાપરવા સંબંધી ઘણી સંભાળ રાખવી ઘટે છે. ઘણાક મનુષ્યોને પારો અફીણ અને કાચી ધાતુઓના મીશ્રણથી બનેલી દવાઓનો ઉપયોગ કરવાથી દરદો સારાં થવાને બદલે વધારે દુઃખ ખમવું પડયું છે, કારણ કે નકલી દવાઓ વૈદિક નિયમાનુસાર પ્રમાણે બનાવેલી નથી હોતી. ત્યારપછી શા માટે તેવી નકલી દવાઓ ઉપાર ધ્યાન આપવું જોઇએ? શા માટે અનુભવસીદ્ધ દવાઓ વાપરતા નથી **પ્રો૦ જેમ્સની વીજળીક શક્તિની ગોળીઓ** ઉપર જણાવેલા દુઃખ દરદો ઉપર એ ફતેહમંદ દવા છે. યુરોપ, અમેરીકા, હ્દુસ્તાનમાં હજારો મનુષ્યોએ તેની અજમાયસ લીધા પછી પોતાનો સતોષ જાહેર કર્યો છે, ત્યારપછી તમો શા માટે તેવી સર્વોત્તમ દવાની અજમાયસ લેવા ઢીલ કરો, બીજાઓની પેઠે તમારાં દરદો વિજળીક ક્રીયાના યોગથી અજાયબ જેવી સારાં થશે કીમત-૨૫ ગોળીની શીશીનો રૂ ૧-૪-૦, તથા ૪૦ ગોળીની શી રૂ ૨-૦-૦, વી૦ પી૦ ના એકથી ત્રણ શીશીઓ સુધીના ૦।- વધુ.

**એંગલો ઈંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કં૦.**

વેચનારા, ના૦ ૧૪૯ જુમામસીદ મારકીટ, મુંબઈ.

રેક જાત ઠેકાણું

# શિવાજીનો વાઘનખ.




લખનાર

પુરુષોત્તમ વિશ્રામ માવજી.

જે. પી. એમ. આર એ. એસ

રણવીરસિંહ, પ્રબોધ ભારત. સુરસાગરની સુંદરી ઇત્યાદિના કર્તા.



विजेतव्या लङ्का चरणतरणीयो जलनिधि-
र्विपक्षः पौलस्त्यो रणभुवि सहायाश्च कपयः ।
तथाप्येको रामः सकलमवधीद्राक्षसकुलं
क्रियासिद्धिः सत्वे भवति महतां नोपकरणे ॥






ગુજરાતી પ્રેસમાં મુદ્રાંકિત કર્યું.

સન ૧૯૦૬.

મૂલ્ય રુ. ૧.

# પ્રસ્તાવના.



આ પુસ્તકને વિશેષ પ્રસ્તાવનાની જરૂર નથી, પરંતુ એકાદ બે બાબતનો ખુલાસો કરવાની જરૂર હોવાથી, આ ઠેકાણે તેનો ઉલ્લેખ કરવો પડે છે. આ નવલકથાના ઐતિહાસિક પાત્રોમાંનાં કેટલાએક પાત્રોનું વર્ણન કર્નલ મેડૉઝ ટેલરના "તારા" નામના પુસ્તકમાં આવેલું છે અને તે જ પ્રમાણે મી૦ જહાંગીર બેહેરામજી મરઝબાને તે પુસ્તકને આધારે રચેલી "તારાબાઇ" નામની નવલકથામાં પણ બનેલું જોવામાં આવશે. આ લેખકોએ એવાં ઐતિહાસિક પાત્રોનું જે ચિત્ર પોતાના પુસ્તકોમાં ચિતર્યું છે, તેમાં અને તે જ પાત્રોનાં આ નવલકથામાં આપેલાં ચિત્રમાં ઘણો ભેદ માલમ પડશે. આ ભિન્નતાનું કારણ ઉપલા લેખકો પાસે તે સમયની ખરી ઐતિહાસિક માહિતીની અપૂર્ણતા જ માની શકાય. ઇતિહાસનાં સાધનો જેવાં કે જૂના લેખો, દસ્તાવેજો, તે સમયના રાજપુરુષોનો પત્રવ્યવહાર, વગેરે—હાલમાં ઘણાં શોધાયાં છે, અને તેના પરિણામે વર્ત્તમાન ઇતિહાસો તથા ઐતિહાસિક વિષયોની માહિતીમાં અગાઉ કરતાં ઘણો સુધારો વધારો થયેલો છે. મહારાષ્ટ્રના ઇતિહાસ સંબંધી એવા પ્રકારનાં જે સાધનો આ લેખક પાસે ભેગાં થયાં છે, તેને આધારે જ આ પુસ્તક રચવામાં આવેલું છે અને તેમાંનાં ઐતિહાસિક પાત્રોનાં વર્ણનમાં ઇતિહાસનું સત્ય જાળવી રાખવા માટે ખાસ સંભાળ લેવામાં આવી છે.

વળી મી૦ મરઝબાનનાં ઉપર લખેલાં પુસ્તકની પ્રસ્તાવનામાં જણાવેલી માતાનું વર્ણન મહારાષ્ટ્રની ભવાનીનું નથી. મહારાષ્ટ્રની—શિવાજીની—ભવાનીની મૂર્ત્તિ મહાબળેશ્વર પાસે આવેલા પ્રતાપગઢ ઉપર હાલ છે. ત્યાંનો પૂજા અર્ચાનો વિધિ મી૦ મરઝબાન વર્ણવે છે તેવો નથી, પણ કેવલ સાત્ત્વિક અને વૈદિક કર્માનુસાર છે. આજ પણ દેવીના ખર્ચ માટે પંદર ગામની જાગીર શિવાજી મહારાજના વખતથી ચાલુ આવેલી કાયમ છે. તેમ જ મેડોઝ ટેલર અને મી૦ મરઝબાને દેવસ્થાનનું વર્ણન કરી "મુરલી" વગેરેનો સંબંધ દેવી સાથે બતાવ્યો છે, તે પણ તેમ નથી એવું તપાસ કરતાં માલમ પડયું છે. "મુરલી" જેવી સંસ્થા તુલજાપુર, પ્રતાપગઢ, અગર કોલ્હાપુર જે મહારાષ્ટ્ર ભવાનીની પૂજાનાં મુખ્ય સ્થાનો છે, ત્યાં હયાતીમાં નથી અને પૂર્વે પણ હોય એમ ઇતિહાસ ઉપરથી દેખાતું નથી.

મહાબળેશ્વર,<br>
તા૦ ૭-૬-૧૯૦૬.

પુરુષોત્તમ વિશ્રામ માવજી.

## અનુક્રમણિકા.



# પ્રસ્તાવના.



આ પુસ્તકને વિશેષ પ્રસ્તાવનાની જરૂર નથી, પરંતુ એકાદ બે બાબતનો ખુલાસો કરવાની જરૂર હોવાથી, આ ઠેકાણે તેનો ઉલ્લેખ કરવો પડે છે. આ નવલકથાના ઐતિહાસિક પાત્રોમાંનાં કેટલાએક પાત્રોનું વર્ણન કર્નલ મેડૉઝ ટેલરના "તારા" નામના પુસ્તકમાં આવેલું છે અને તે જ પ્રમાણે મી૦ જહાંગીર બેહેરામજી મરઝબાને તે પુસ્તકને આધારે રચેલી "તારાબાઇ" નામની નવલકથામાં પણ બનેલું જોવામાં આવશે. આ લેખકોએ એવાં ઐતિહાસિક પાત્રોનું જે ચિત્ર પોતાના પુસ્તકોમાં ચિતર્યું છે, તેમાં અને તે જ પાત્રોનાં આ નવલકથામાં આપેલાં ચિત્રમાં ઘણો ભેદ માલમ પડશે. આ ભિન્નતાનું કારણ ઉપલા લેખકો પાસે તે સમયની ખરી ઐતિહાસિક માહિતીની અપૂર્ણતા જ માની શકાય. ઇતિહાસનાં સાધનો જેવાં કે જૂના લેખો, દસ્તાવેજો, તે સમયના રાજપુરુષોનો પત્રવ્યવહાર, વગેરે—હાલમાં ઘણાં શોધાયાં છે, અને તેના પરિણામે વર્ત્તમાન ઇતિહાસો તથા ઐતિહાસિક વિષયોની માહિતીમાં અગાઉ કરતાં ઘણો સુધારો વધારો થયેલો છે. મહારાષ્ટ્રના ઇતિહાસ સંબંધી એવા પ્રકારનાં જે સાધનો આ લેખક પાસે ભેગાં થયાં છે, તેને આધારે જ આ પુસ્તક રચવામાં આવેલું છે અને તેમાંનાં ઐતિહાસિક પાત્રોનાં વર્ણનમાં ઇતિહાસનું સત્ય જાળવી રાખવા માટે ખાસ સંભાળ લેવામાં આવી છે.

વળી મી૦ મરઝબાનનાં ઉપર લખેલાં પુસ્તકની પ્રસ્તાવનામાં જણાવેલી માતાનું વર્ણન મહારાષ્ટ્રની ભવાનીનું નથી. મહારાષ્ટ્રની—શિવાજીની—ભવાનીની મૂર્ત્તિ મહાબળેશ્વર પાસે આવેલા પ્રતાપગઢ ઉપર હાલ છે. ત્યાંનો પૂજા અર્ચાનો વિધિ મી૦ મરઝબાન વર્ણવે છે તેવો નથી, પણ કેવલ સાત્વિક અને વૈદિક કર્માનુસાર છે. આજ પણ દેવીના ખર્ચ માટે પંદર ગામની જાગીર શિવાજી મહારાજના વખતથી ચાલુ આવેલી કાયમ છે. તેમ જ મેડોઝ ટેલર અને મી૦ મરઝબાને દેવસ્થાનનું વર્ણન કરી "મુરલી" વગેરેનો સંબંધ દેવી સાથે બતાવ્યો છે, તે પણ તેમ નથી એવું તપાસ કરતાં માલમ પડ્યું છે. "મુરલી" જેવી સંસ્થા તુલજાપુર, પ્રતાપગઢ, અગર કોલ્હાપુર જે મહારાષ્ટ્ર ભવાનીની પૂજાનાં મુખ્ય સ્થાનો છે, ત્યાં હયાતીમાં નથી અને પૂર્વે પણ હોય એમ ઇતિહાસ ઉપરથી દેખાતું નથી.

મહાબળેશ્વર,<br>
તા૦ ૭–૬–૧૯૦૬.

**પુરુષોત્તમ વિશ્રામ માવજી.**

# અનુક્રમણિકા.





# શિવાજીનો વાઘનખ

## પ્રકરણ ૧ લું

### " લડાઈના સમાચાર "

લડાઈના સમાચાર—લડાઈના સમાચાર શહેરના સરિયામ રસ્તાઓ ઉપર ગાજી રહ્યા હતા. આરસ્કાંઓ ને પથ્થરથી બાંધેલા માર્ગો ઉપર ઉતાવળથી પડતાં પગલાંઓનો ધ્વનિ થઈ રહ્યો હતો. લડાઈના સમાચાર? કોણ લાવ્યું છે? શું! વિજયના ખબર છે? આપણા વીર સૈન્ય અને ભલા સૂબા તરફથી આ ઉમદા સમાચાર કોણ લાવ્યું હશે? ગઈ રાત્રીએ આપણને ઘણે દૂર લડાઈ શરુ થયાનાં ચિહ્ન દેખાતાં હતાં. ઉત્તર આકાશમાં કાંઈ પણ ભયંકર પરિણામની સુચવણી કરાવનારા વિજળીના ચમકારા આખી રાત્રિ થયા કર્યા છે: લડાઈના સમાચાર! કોણ લઈ આવ્યું છે? આવી આવી અનેક પ્રકારે ગરબડાટ કરતી પંઢરપુરના દરવાજા આગળ લોકોની ઠઠ ભરાઈ. 'દરવાન—દરવાન! દરવાજા જલદી ઉઘાડ! શું, આ વખત ખોટી થવાનો છે?' કરેરાટી કરતાં ભારી દરવાજા ખુલ્લા થયા, અને લોકોની ભરાયલી ભીડમાંથી લાંબી ગણગણાટ ચાલી. ધાસ્તી અને આશ્ચર્યતાની બુમોથી ત્રાસજનક દેખાવ થઈ રહ્યો. તેઓએ શું જોયું! એક થાકેલાં, લોહી લુહાણ હાલતમાં ઘવાયલા અશ્વપર આરૂઢ થયેલો, મ્લાન, દુઃખાવિષ્ટ ચ્હેરાવાળો સ્વાર—તે અતિ માઠી ખબર લાવ્યો હોય તેવાં દરેક ચિન્હોની છાપ તેના ફીકા પડી ગયેલા ચ્હેરાપર છવાઈ રહી હતી. હાલહવાલ થઈ ગયલા ચારજામા (જીન) વાળા અશ્વપર ભાન વગર એક ગાંડા પ્રમાણે બેઠેલો હાથમાં રક્તથી ભીંજાયલા ફાટેલ તુટેલ જરી પટકા સહિત તે લોકોની દૃષ્ટિએ પડયો. એ કોણ? શું નારોબા! શહેરનો કોટવાળ?

એ બાફળા બનેલા લોકો તેની આસપાસ બુમો પાડતા વીંટળાઈ વળ્યા. "અરે નારોબા! યુદ્ધમાં ગયેલા સર્વ કયાં છે? તને સોગન છે જો જુઠું બોલે તો! તેઓ કયાં છે? અમારા ભાઈઓ-છોકરાઓ! શું

યવનોનો તેમને ભેટો થયો? કોઈ પણ માણસ વિના તું એકલો કેમ છે? આ શી આફત! જયના સમાચાર કે આપત્તિના? કહે કહે, અમને બધું કહે—સર્વ સત્ય કહે." ભયંકર લાગતા યોદ્ધાએ નીચેથી ઉંચે નજર ફેંકી, પરંતુ તેમનો ઉત્તરમાં એક શબ્દોચ્ચાર કર્યો નહીં. માત્ર પગની એડીથી થાકેલા અશ્વને આગળ વધવા ઇશારો કરી, તે શહેરના રસ્તા તરફ આગળ વધ્યો. પિતાઓ, માતાઓ, બ્હેનો, છોકરાંઓ કળકળાટ કરતાં વિનવતાં, તેની સાથે સાથે દોડયા જતાં હતાં "નારાયણ! નારાયણ! તને પંઢરીનાથના સોગન છે. શું આફત આવી તે અમને કહે! અરે રે! આવો નિર્દય શું થાય છે!" ઉત્તરમાં નારાયણ લોહીથી ખરડાયલી ધ્વજા ઉંચી કરે છે, પુછનારનો અવાજ તે જોતાં બેશી જાય છે.

ચૌટામાં પટેલ અને શહેરના વૃદ્ધજનો એકઠા થાય છે. એ લોકોને પંઢરપુરનો સુબો યુદ્ધમાં જતી વખતે શહેરનું રક્ષણ કરવા ભલામણ કરી ગયો હતો. પ્રયાણ સમયે સુબાએ તેમને ભલામણ કરી હતી કે:—"તમારા બાહુ વૃદ્ધવયને લીધે અશક્ત થયા છે, તમારાં હૃદયો પથ્થર જેવાં સદૃઢ ને હિંમતી છે; તેથી જ્યારે બીજા યુવાન્ વીરો તમારે સટે યુદ્ધ કરવા જાય છે ત્યારે તમને આ પવિત્ર શહેર ભાળવી જઇએ છીએ. ફતેહના ડંકાઓ એવા જોસથી વાગશે કે, જયજયકારના ધ્વનિથી આખું શહેર, આખો પ્રદેશ ગાજી ઉઠશે. શ્રી વિઠુબાની કૃપાથી યવનો માથે ધૂળ ઘાલતા પાછા ફરશે; પણ જો દૈવ પ્રતિકૂળ થાય ને હું આ તરફ આવી શકું નહી, તેમ જ આપણા સૈન્યને બદલે મુસલમાનોનાં જ પગલાં આ શહેર તરફ વળે, તો તમારામાંથી થાય-તમારાથી એકે જણ જીવતો હોય ત્યાંસુધી તે દુષ્ટો સામે આ પવિત્ર સ્થળનું રક્ષણ કરજો. જેમ બને તેમ ઘેરો લંબાવજો. યવનોનાં પગલાં શહેરમાં પેસવા દેતા નહીં. શ્રી શિવાજી મહારાજની મદદ ટુંક સમયમાં જરૂર આવી પ્હોંચશે. આખું શહેર આગથી ભલે નાશ થઇ જાય-બળી ભસ્મ થઈ જાય, ઘરનાં છાપરાંઓ બળી ત્રુટી પડે, પણ એક શત્રુનું પગલું શહેરમાં પડવા દેતા નહી. આવી ભલામણ આપી શહેરનો સૂબો હરિપંથ જુવાનીયાનું સૈન્ય બનાવી બીજાપુરથી અફ્ઝુલખાનની સરદારી હેઠળ ધસ્યા આવતા મહાન્ સૈન્યની સામે, પોતાની આ નાનકડી ટોળી સાથે ડુંગરાઉ ભાગમાંથી મુસલમાનોનું સૈન્ય આવતું અટકાવવાને ધસી ગયો હતો.

ચૌટા પાસે નારોબા આવી પ્હોંચ્યો. એનાં પગલાં ધીમેથી અને નબળાઇથી પડતાં હતાં. માથે પાઘડી પણ હાલહવાલ થઇ ગઈ હતી. એના ગાલોપર અશ્રુધારા વહી જતી હતી; ગાલોપરથી તેના લોહીથી ખરડાયલાં

અંગરખાપર સરતી હતી. ચિંતાગ્રસ્ત ચ્હેરે પોતાની આસપાસ નજર ફેરવતો, તલવારને અઢેલી ઉભો રહ્યો. કોઇ પણ, ધાસ્તી શિવાય તેની તરફ જોઇ શકતું નહી; તેઓ જાણુતા હતા કે, આવો કાસદ કાંઇ પણ ભયંકર ખબર લાવ્યો હોવો જોઇએ. તેઓ સર્વ પિતાઓ હતા અને તેમના પુત્રો સૂબા ભેગા ગયા હતા.

પટેલ ઉઠયો—તે બહાદુર વૃદ્ધ નર હતો અને શહેરના લોકો ઉપર તેનો દાબ અને સાખ ઘણાં જ સારાં હતાં. તે સત્યવક્તા ને સાર્વજનીકો માટે જોઇએ તેવું પણ જોખમ ખેડી, સૂબા સામે કે રાજા સામે બોલવાને ડરતો નહોતો. તેણે ઘણી ઘણી લડાઇઓ જોઇ હતી, જુવાનીમાં ઘણી ઘણી વીરતા પણ દાખવી હતી. તેની હાલ ઉમર જો કે પુણોસો વર્ષની હતી તથાપિ તેના કસાયલા શરીરને લીધે વૃદ્ધાવસ્થાએ તેનીપર અસર કરી હોય એવું જણાતું નહોતું. તેણે પોતાના બે છોકરાઓને યુદ્ધમાં ખોયા હતા અને આ વખતે પણ શહેરના કોટ-વાળ નારોબાની સાથે તેનો છેલ્લો છોકરો ગયો હતો. તેને એક મગરુબ પિતા તરિકે પોતાને હાથે ઘોડાપર બેસાડયો હતો; ને તે વીર પુત્રને વિજયી થઇ પાછા ફરવાના આશિષ આપ્યા હતા. તેના હાથમાં વિઠ્ઠલનાથજીનો જરીયાન ઝુંડો આપવામાં આવ્યો હતો. આ વૃદ્ધ વીરનો ચ્હેરાપર દુઃખની છાપ પડી હતી; અને દુઃખ ભરેલે ઉભરાતે મને તેના મુખમાંથી દબાઇ દબાઇને શબ્દો બ્હાર પડવા લાગ્યા:—નારોબા, ત્હારા ખબર કહે, તે જોઇએ તેવા ભયંકર હોય, તો પણ કહે. અરિષ્ટ ત્હારા ચ્હેરાપર લખાયલું છે. મૃત્યુ ત્હારા મુખપરથી ડોકીયાં કરે છે. બોલ, તે નાશની ખબર હો, પરંતુ નામોશીની તો નહીં જ હોય."

દુઃખે તે વીરને ધ્રુજાવી નાંખ્યો હતો. ત્રણ ત્રણ વખત ઉત્તર આપવા તેણે પ્રયત્ન કર્યો પણ નિઃસાસા જ નાંખ્યા. ઉત્તર આપી શકયો નહી. પછી તે વૃદ્ધના ધ્રુજતા હાથમાં લોહીથી ખરડાયલો ઝુંડો આપ્યો અને કહ્યું "માત્ર આજ હું આપણા વીરો પાસેથી લઇ આવ્યો છું! અરે! અરે તમે તેપર જુઓ—તેનું સંરક્ષણ ઘણી જ મજબુતીથી અને ઘણા લાંબા વખત સુધી, તમારા ભાઇઓએ; તમારા છોકરાઓએ, તમારા વીર સૈનીકોએ કર્યું છે. એક પછી એક તેની પાસે તેઓ શત્રુના મારાથી પડયા. તેઓ પડયા, પણ તેમનાં મુખો દુસ્મનોની સન્મુખ જ હતાં. અરે! તમે આ પર તો જુઓ—એ પર ઘણાં જ માનનાં જ ચિન્હો છે, તે શિવાય હું એને અહી અંધકારના ખાડાના ભયંકર મેદાનમાંથી લાવ્યો નહોત. આ ઝુંડો—શ્રી વિઠુબાનો ઝુંડો, એવી છાતીપર પડયો હતો કે,

બીજો કોઈ પણ ઝુંડો એવે સ્થાને પડ્યો નહી હોય. એ આપના માનીતા સૂબા હરિપંતભાઉની છાતીએ પડયો હતો; તેના પવિત્ર લોહીથી રંગાયેલો છે, એ પવિત્ર ઝુંડો સાચવવો, એનું રક્ષણ કરવું, એ આપણો ધર્મ છે, આપણું કર્તવ્ય છે. દુશ્મનો નદીના પૂરની પેઠે આ તરફ ધસ્યા આવે છે."

દુઃખ, દુઃખ અને શોકઃ હાય ! કેવી દયાજનક ચીચીઆરીઓ સંભળાતી હતી ! વિધવાઓ, કુમારીકાઓ, માતાઓ, છોકરાંઓ ચીચીઆરી પાડતાં, દુઃખથી ડુસકાં ભરતાં હતાં, રસ્તાઓમાંથી દુઃખના, આપત્તિના સમાચાર આખા શેહેરમાં ગભરાટ ફેલાવી મૂકતા—આખું શેહેર ખળભળી ઉઠ્યું. દુઃખથી ત્રાસી ગયું " વિઠ્ઠલ ! વિઠ્ઠલ ! આપણો સૂબો મરાણો ! ઓ ઇશ્વર ! હરિભાઉ ગયો ! પવિત્ર રૂખમાઇ ! અમારું રક્ષણ કર. પંઢરપુર માટે ખરાબ દિવસ—આવો ખરાબ દિવસ અમે કોઇ દિવસ જોયો કે જાણ્યો નથી. અરે, અમારો રાજા ભલો માયાળુ,—શું અમને એનાં પાછાં દર્શન નહી થાય ! હાય હાય, કેવી ખરાબી ! અમારા છોકરા, અમારા માણસો ખરેખર કોઇ કોઇ યવનોના હાથથી બચ્યા હશે. ખચીત કોઈ પાછા આવશે !—ફોકટ, સર્વ ફોકટ જ હતું. આશા સ્વપ્નવત હતી. પંઢરપુરની વિધવાઓ, કુમારીકાઓ, પત્નીઓ તમારાં ફોકટ ફાંફાં છે. તેઓ હવે પાછા ફરવાના નથી. ગયા તે ગયા જ. સ્વર્ગે સિધાવ્યા. પણ ચૌટાની અંદર સઘળું શ્મશાન જેવુ શાંત હતું, જ્યારે તેમના શોકનું તોફાન વીરોની છાતીને ધ્રુજાવી નાંખતું હતું. આ બનાવ ખરેખર તેમને આવા સખત ફટકાના અસહ્ય ઘાથી કંપાવતો હતો. તે ગયો હતો, તેમનો સૂબો, તેમની માનીતી મૂર્ત્તિ, જેનીપર તેમનો અત્યંત પ્રેમ અને જેને તેઓ પૂજનીય ગણતા હતા, તે મહાન્ વીર હરિપંત હવે રહ્યો નહોતો. શહેરના તે વૃદ્ધોપર નાશના શબ્દો પડ્યા હતા, તેમના શ્વેત બાલવાળાં મસ્તકો ધ્રુજતાં, નીચે નમ્યાં. તેમના ધ્રુજતા નબળા પડતા હસ્તસંપુટ થયા; ઇશ્વરે વૃદ્ધો અને નબળાઓને જીવતા રાખ્યા હતા, પણ યુવકોને બોલાવી લીધા હતા.

આખરે વૃદ્ધ પટેલ ઉઠયો, તેનો ચ્હેરો, તેના ઓષ્ઠ સફેત પુણી જેવા થઈ ગયા હતા. પણ તેની ભમરોપર લોહી તરી રહ્યું હતું. તેની આંખો ચમકતી હતી. નારાયણ ! ત્હારા શબ્દો એક ગંભીર અને ખરા સિપાઈ બચ્ચા જેવા છે. ત્હેં ઘણું જ સાહસીક કામ કર્યું છે. કારણ તું અમારી સામે આવવા શરમાયો નથી, તેમજ ત્હારી ભયંકર ગોષ્ટી કહેતાં, અહીં ઉભો રહેતાં—તું એક સરદાર અને શાહેરનો કોટવાળ—અહીં ત્હારા યુદ્ધના વેશમાં જીવતો પાછો ફરેલો શરમાયો નથી. હું કહું છું કે ત્હારું આ

કાર્ય મ્હારા છોકરાની સાથે તું મૃત્યુ પામે તેના કરતાં વધારે વીરતાનું છે. ત્હારે હવે મને વધુ કહેવું જોઈતું નથી, હું સમજ્યો, મ્હારો પુત્ર મરણ પામ્યો છે. ઈશ્વર આજે આપણું રક્ષણ કરો. પણ કહે કે આ ભયંકર યુદ્ધમાં આપણા વીરોએ કેવી વીરતા દાખવી છે? ખરેજ હું ધારું છું—ને એમ જ હોવું જોઇએ કે જ્યારે આપણો માનીતો સૂબો પડ્યો ત્યારે એક પણ પંઢરપુરવાસીનો પગ પાછો હઠયો નહી હોય?"

"કોઇનો પણ પાછો પડ્યો નથી. હરિપંત હજુ પણ પોતાનાં નીશાનો અને સૂબાગીરીનાં ચિન્હો સાથે શાંત પડ્યો છે. ઘણા વીરોના મસ્તકો તેના શબ પાસે રોળાયલાં છે. એ વીરો જેને તમે આશીર્વાદના વચનોથી મોકલ્યા—તેઓમાંથી એક પણ સિપાઈ બચ્ચો પોતાના સ્વામી પાસેથી; પોતાનું કાળું મુખ લઈ પાછો ફર્યો નથી. તેઓ આ હિનભાગી લડાઇના ભોગ થઇ પડ્યા છે. અરે! પટેલ બુઆ જો તમે રાત્રિ પડવા માંડી તે વખતે કે જ્યારે, જેમ વરુઓ આસપાસની ઝાડીઓ ઉપર ભક્ષ્યના લોભથી કુદે છે તેમ લોહીના તરસ્યા, ભાલા ચમકાવતા મુસલમાનો અમારા ઉપર ત્રુટી પડયા, તે વખતે અમને જોયા હત તો તમને લાગત કે શત્રુ સામે મજબુત મનુષ્ય—રૂપી કોટની દિવાલ ચણાઈ રહી હતી. દુશ્મનોના વીરોમાંના વીરો પણ તેની નજદીક જઇ શકયા નહી. એક એક મરાઠો એક એક ખડક જેવો અડગ ઉભો હતો. દરેક પગલે મુડદાં પડતાં; અને એ વીરોની વાંસે આપણો સૂબો પોતાના હસ્તમાં ભાગેલી તલવાર પકડીને હજી પણ પડ્યો છે—તેની આસપાસ મુડદાંઓના ઢગ થયા છે. એટલો બધો કચ્ચર ઘાણ નીકળી ગયો છે કે, જ્યારે આકાશ તારામંડળથી ભરપૂર થયું, ત્યારે પણ હું જાણી શકયો નહીં કે કેટલા મરાયા ને કેટલા મરવા બાકી છે. મ્હારી આસપાસ શબ શિવાય કાંઇ પણ નહોતુ; પણ મુસલમાનની છાવણીમાં આ ભયંકર નાશ પછી વિજયઘોષ થતો સાંભળ્યો. નીચો વળી હું સૂબાના શબની છાતીપરથી પડેલા આ જરીયાન ઝુંડાને ઉપાડી અહીં લાવ્યો. જ્યારે મ્હેં તે ભયંકર દુઃખજનક સ્થાન ત્યજ્યું, ત્યારે પર્વતમાં ભયંકર ગર્જનાઓ થઇ રહી હતી અને ઈશ્વરી કોપ જેમ ત્રુટી પડ્યો હોય, તેમ સીહા વાદળાંથી લડાઇનું મેદાન આચ્છાદિત થઈ રહ્યું હતું.

એનું બોલવું પૂર્ણ થયું. બીજાઓએ એનો ઉત્તર આપવાની દરકાર કરી નહી. જાણે કે મહા પૂરે આવી લોકોનાં ઘરો ઘસડી જઇ નિરાધાર કરી મૂકયાં હોય તેવી સ્થિતિમાં તેઓ મ્હાવરા, મુંગા, શોક—ગ્રસ્ત બેઠા હતા. ચૌટાની આસપાસ હૃદયભેદક ચીસો પાડતી સ્ત્રીઓની ભીડ થઇ. રસ્તાઓમાં વૃદ્ધો, રહેલ—સહેલ સિપાઈઓ દોડાદોડ કરી ગભરાટ વધારતા

માંડયા. આવતા દુશ્મનોને અટકાવવા કીલ્લાની દિવાલ ઉપર લોકો ભરાવા લાગ્યા સર્વત્ર ભય ત્રાસ વ્યાપી રહ્યો. કેટલાક પોતાનું ધન જમીનમાં દાટવા તથા કુવામાં નાંખવા મંડી પડ્યા. પંઢરપુર, પવિત્ર પંઢરપુર! ત્હારા નાશનો વખત ઈશ્વર બચાવે? ત્હારી દિવાલોપર, ત્હારા વીરો ત્હારું રક્ષણ કરવા નથી, તોપણ તું પડતું પડતું પણ ત્હારું રક્ષણ કરશે. ત્હારી પવિત્રતા તને બચાવો. તેઓ વૃદ્ધો હતા, પણ તેમની જુવાનીની હીમત હજુ એમની એમ જ હતી. પટેલ ઉઠયો અને બોલ્યો "ઉઠો, ને આપણા શહેરને ડુબતું બચાવો. આપણા જીવમાં જીવ હોય ત્યાં સુધી શત્રુનો પગ શહેરમાં પડવા ન દેવો. શું, આપણા જીવતાં આપણા મંદિરોનું, આપણી સ્ત્રીઓનું, આપણી મૂર્ત્તિઓનુ તેઓ અપમાન કરશે? નહીં જ. આપણામાંનો એક પણ હૈયાત હશે, ત્યાં સુધી શત્રુનો એક પણ માણસ શહેરમાં દાખલ થઇ શકશે નહીં. જય પંઢરી! તે આપણું રક્ષણ કરશે, તે દુશ્મનોને મારશે, અંતે જય આપણા પક્ષમાં છે. પવિત્ર પંઢરપુર, હજી ત્હારી પડતીને વાર છે. જો કે ત્હારા વીરો, યુવકો ત્હારી દિવાલોનું રક્ષણ કરવાને નથી, તો પણ અમારામાંનો એકે હૈયાત હશે ત્યાં સુધી શત્રુથી ત્હારું રક્ષણ કરશે. અમે વૃદ્ધ છીએ, પણ અમારી હીંમત અડગ છે. અમારા પવિત્ર સ્થળનું રક્ષણ કરવાને અમે તૈયાર છીએ. શહેરનુ રક્ષણ કરતાં ભલે અમારા પ્રાણ જાઓ, પણ કોઇ એમ ન કહે કે નમાલાઓની માફક મુવા; ઉઠો ભાઇઓ, સજ્જ થાઓ. આપણા દુશ્મનોથી અપમાન થતા આપણા શહેરને બચાવો. ને જો તમે શહેરનું રક્ષણ ન કરી શકો ને શત્રુઓ ફાવતા લાગે તો આગને પોતાનું કામ કરવા દ્યો અને ભયંકર આગ અને લોહી વચ્ચે છેલ્લા રહેલા પંઢરપુરવાસીને મરવા દ્યો."

હજી મંદિરનો મ્હોટો ઘંટ ભયની સૂચવણી કરતો વાગી રહ્યો હતો. રસ્તાઓ, મ્હોલાઓપર બુમો વધતી જતી હતી. માતાઓ પોતાનાં બચ્ચાંઓ માટે આક્રંદ કરતી મ્હોટેથી હૃદયભેદક બુમો પાડતી હતી. સર્વત્ર ભય અને ત્રાસજનક દેખાવ થઈ રહ્યો હતો.

પટેલ ઉઠતાં, દુઃખને મનમાં જ ડાબી ગાજી ઉઠયોઃ—"ઉઠો, વૃદ્ધો, જાગ્રત થઓ, જે કાંઇ થયું છે, તે માટે આપણે હવે જરાપણ શોક ધરવો ન જોઇએ. આપણું છત્ર આપણે માથેથી ઉડી ગયું છે; પણ ત્હેના બાળપુત્રનું રક્ષણ કરવા આપણે રહ્યા છીએ. વૃદ્ધ મામાસાહેબ પોતાની ભાણેજ તારાબાઇને લાવવા રાયગઢ ગયા છે, પણ તેમને થોડી જ ખબર છે કે, અહીં આમ સત્યાનાશ નીકળી ગયું છે. તેમનો વીર ભાણેજ મરાયો છે. પંઢરપુર અને ત્હેના ભાણેજનું કુટંબ હાલ મ્હોટા ભયમાં આવી પડયું છે. અરે રે તે અહીં આવશે અને જ્યારે આ નાશના સમાચાર

જાણશે ત્યારે ત્હેને કેટલું દુઃખ થશે! આપણે આ બાળકનું રક્ષણ કરવું, એ આપણી મુખ્ય ફરજ છે. શત્રુઓ જોઇએ તેવા સબળ હોય, તો પણ તેમની સામે આ પવિત્ર સ્થાનનું રક્ષણ કરવા આપણે સોગન ખાધા છે. અને જે સોગન આપણે ખાધા છે તે હું કદાપિ વૃથા કરીશ નહીં. ભાઇઓ, કાલે આપણા ભલા સૂબાની બાજુમાં જે વીરો લડતાં મરાયા, તેમને મૃત્યુ જેટલું નજીક લાગતું હતું તેનાથી પણ વધારે નજીક આપણને દેખાય છે, માટે તે મૃત્યુને આપણે ભય અને ત્રાસથી નહિ પણ હીંમતથી અને ધીરજથી ભેટીએ. જો કે આપણાં દીલ આ દુઃખજનક બનાવથી ચીરાઈ ગયાં છે તોપણ આપણે દૃઢ છીએ. ઉઠો, જાગ્રત થાઓ! વખત પોતાનું કામ કરે જાય છે. શત્રુઓ પળે પળે નજીક આવતા જાય છે. હજુ આપણને ઘણું કરવાનું છે, ઉઠો શહેરમાં ફરી વળી મજબુત અને બરાવાદી ખેડુતો અને વૃદ્ધોને એકઠા કરો. કિલ્લાપર આ પંઢરીનાથની જરીયાન પતાકા પાછી ઉડતી કરો—નારોબા! તું ત્હારા હાથમાં તે ધરી રાખજે. તે હક ત્હારો છે. કેમકે તું જ એને અહીં લઇ આવ્યો, કોઇ પણ પંઢરપુરવાસી જ્યારે પોતાના પંઢરીનાથની ધ્વજા ફરકતી જોશે ત્યારે તેની પાસેથી હઠનાર નથી.

આ બીહામણા લાગતા શોકદર્શક ઘંટના નાદને બંધ કરવા કહો. જ્યારે પંઢરપુરના આ વૃદ્ધ સ્થંભોનો તેમના ભલા સૂબા માફક નાશ થાય તે પછી ભલે એ વાગે. આ ઘંટોને સૂચવણી માટેજ વગાડો, દરેક માણસ અને છોકરાઓને હથીયાર સજવા હુકમ આપો—સ્ત્રીઓને રડતી કુટતી અટકાવો: સર્વ ચાલો—તેમને પણ સાથે લ્યો મંદિરમાં જઇ શ્રી વિઠ્ઠલનાથ અને રૂખમાઇ માતાની પ્રાર્થના કરી કે ઝઝુમી રહેલ તોફાની વાદળાં આપણા શહેરપર ત્રુટી પડી તેનો નાશ કરતાં અટકે. આગ, ખુન, લોહી, લૂટ અને કાપાકાપીથી આ પવિત્ર શહેરની મહત્તા નાશ થતી અટકે. પણ જો આપણો નાશ જ થવાનો હોય તો પુરુષ અને સ્ત્રીનો સાથે જ થવા દ્યો. આ શહેરનો નાશ થાય, આ શહેરમાં યવનોનાં પગલાં પડે તે પ્હેલાં ઓ! પંઢરીનાથ અમને ઉપાડી લેજે. ધરતીકંપનો મ્હોટો આચકો લગાડી; મ્હોટો ખાડો બનાવી અમને સર્વને, તેમાં ગરક કરી નાંખ. આ નિર્દય ક્રૂર ચોરટાઓના અપમાનદાયક હાથો, જ્યાંસુધી અમારા હાથમાં મશાલો અને તલવારો મોજુદ છે, ત્યાંસુધી અમારા વીરોનાં વહુ બેટીઓપર પડો નહિ. ભાઇઓ! ચાલો, પ્હેલાં આપણે એક બીજાને ભેટી લઇએ—ફરીથી એક બીજાનાં મુખ જોઇ લઇએ, અને પછી આપણી નીમેલી જગ્યાએ જરાપણ આચકો ન ખાતાં, નિર્ભયપણે મરવાને જઇએ. આપણો પંઢરીનાથ, આપણો પિતા, તે છેલ્લા ભયંકર સમયમાં આપણને

ખુલશે નહિ. કદાપિ કિલ્લો નીચે ધસી પડશે, દિવાલો નીચે તુટી પડશે, કદાપિ પ્રલયાગ્નિ જેવી ભયંકર આગની ગર્જના આપણા ડુબતા શહેરપર ધુંધવાટી નાંખતી ફરી વળશે, તોપણ આપણને આશ્રો લેવાને એક સ્થળ રહેશે, જ્યાં આપણા શત્રુઓ આવી શકશે નહીં; જ્યાં લડાઇનાં નગારાં, ત્રાંસાં, કે રણશીંગડાં કોઇ દિવસ સંભળાયાં નથી, ત્યાં ફરીથી આપણે આપણાં બચ્ચાંઓ, કે જેઓ લડાઇમાં તેમના માનીતા સૂબા માટે, અને તેમના ધર્મ માટે, તેમ જ આ પવિત્ર શહેર માટે કચડાઇ જઈ ઈશ્વરને પોતાના પ્રાણ અર્પણ કર્યાં છે, તેમને ફરીથી ભેટીશું. ત્યાં આપણને આપણા વ્હાલા વીરો સાથે આશ્રો અને આશા-એશ મળશે, અને આ નાશ થતા શહેરની રાખ આપણી સદાની પથારી થાશે! ચાલો, ભાઇઓ ઉઠો! આ આપણા પવિત્ર શહેરનું રક્ષણ કરીએ. ત્વરા કરો, શત્રુઓ હમણાં આવી પ્હોંચશે. જય પંઢરી! પણ સબુર આપણી પ્હેલી ફર્જ હજી અદા કરવી છે, આપણામાંથી એકસો લડવ-ઇઆ ચુંટી કાઢવા જોઇએ. તેની ટોળી બનાવી આપણા બાલ સૂબા અને ત્હેના કુટુંબને બનતી ઝડપથી દુશ્મનો આવ્યા પૂર્વે રાયગઢ તરફ બચાવ માટે રવાના કરી દેવાં જોઇએ. માટે———

હજુ એટલું બોલ્યો નથી ત્યાં દોડતા દોડતા એક શહેરીએ આવી ખબર આપી કે છેટેથી ખુબ ધુળ ઉડતી દેખાય છે; અને પ્રલયકારના પ્રવાહ વેગે શત્રુઓ શહેર તરફ ધસ્યા આવે છે. આ ખબર સાંભળતાં વૃદ્ધ વીર એકદમ ચાંકયો. પોતાના બાલસુબાના રક્ષણની ઇચ્છા હવે પાર પાડવી કઠણ છે, એ તેને ચોખું જણાવ્યું. પરન્તુ દુ:ખ પ્રદર્શિત ન કરતાં અડગ રહ્યો, તેને ક્રોધ ભરાયો, તેની આંખમાંથી અંગારા ઝરવા લાગ્યા, તે વિક્રાળ બન્યો, ક્રોધથી આખું અંગ કંપવા લાગ્યું. પોતાની શમશેર મ્યા-નમાંથી બ્હાર કાઢતો બોલી ઉઠ્યો "હવે, આપણા માનીતા સૂબાના કુટું-બનું રક્ષણ આપણી શમશેરો કરશે. ચાલો; મ્હારા વીર બંધુઓ, ચાલો. આજે વીરશ્રી દાખવી પવિત્ર સ્થાનનું રક્ષણ કરતાં વીર શય્યાએ પોઢવા તૈયાર થાઓ, ચાલો, મારો, કાપો, એકદમ ધશી જાઓ, કીલ્લાના દરવાજા બંધ કરો, અને શિવાજી મહારાજની કુમક આવી પ્હોચતાં સુધી ખુબ મજબુતીથી શહેરનું રક્ષણ કરો. જય પંઢરી."

એમ બોલતાં તે ચૌટામાંથી નીચે ઉતર્યો. હાથમાં ખુલ્લી સમશેર સહિત ગાંડા હાથીની માફક કીલ્લા તરફ ધસ્યો. આ તેનું વિક્રાળ સ્વરૂપ જોઇ બીજા વૃધ્ધો તેમજ શહેરીઓ અને રહ્યા સહ્યા સીપાઇઓ પણ "જય પંઢરી, જય પઢરી." પોકારતા તેની પાછલ ધસ્યા ગયા.



## પ્રકરણ ૨ જું.

## પંઢરપૂરની લૂટ.

પંઢરપૂરમાં આજે ભારે કોલાહલ મચી રહ્યો હતો. શહેરના દરવાજા બંધ હતા, શહેરનો કોટવાળ લડાઇમાંથી લાવેલો ફાટેલ તુટેલ પંઢરીનો જરી પટકો–પવનમાં ફડફડ કરતો જાણે શત્રુઓને ધમકી આપતો હોય, તેમ અવાજ કરતો હાથમાં ધરી, કોટની દીવાલ ઉપર ઉભો રહ્યો હતો. વૃદ્ધ વીર પટેલની સરદારી હેઠળ શહેરના નિર્બળ થઈ ગયેલા વૃદ્ધો અને રહેલ સ્હેલ લડવઇઆઓ દુશ્મનોના હલ્લાને પાછા હઠાવવા દીવાલ ઉપર ચઢયા હતા. દીવાલની તળેટીએથી મ્હોટી ખાઇનું રૂપ ધારણ કરતી પવિત્ર ચંદ્રભાગા ચંદ્રાકારે વ્હેતી હતી. આ ખાઇથી શહેરનો બચાવ ઘણી સહેલાઇથી થઈ શકે એમ હતો. આ દીવાલવાળા કીલ્લાના બુરજોપર, પંઢરપૂરની નિર્બળ પણ હિંમતવાળી ન્હાની ફોજ, મરણને તુચ્છ ગણી શુરાતનના આવેશમાં ઉભી રહી હતી. કેટલીક વીરાંગનાઓ પણ ભાથું, બંદુકો ભરી આપવા વિગેરે જરુર પડતી મદદ કરવાને તેમની પુઠે ઉભી રહી.

શહેરમાં ગભરાટ પૂર્ણ જોશમાં વ્યાપી રહ્યો હતો. સર્વની નજરે નાશ દેખાવા લાગ્યો; અને લડાઇમાં હારને લીધે શહેરપર જાણે મ્હોટી આફ્ત ત્રુટી પડી હોય એમ ભાસ્યું. સર્વની આશાઓ નષ્ટ થઇ હતી. રાંકડાં નગરવાસીઓ આશ્રય, બચાવ વગરનાં, નિરાધાર સ્થિતિમાં આવી પડયાં હતાં. ગામનાં બળદો અને ગાડાંઓ લડાઇમાંથી પાછાં ફર્યાં જ નહોતાં, તેથી યમદૂતોના તેડાને આવકાર આપી શકે એવી સ્થિતિમાં આવી પડેલાં મનુષ્યો નાશી શકે તેમ નહોતું. પોતાની માલ મીલકત કુવા તથા જમીનમાં છુપાવી, ભવિષ્યપર હાથ રાખી રાહ જોવાનું માત્ર તેઓને રહ્યું હતું.

વિજયવંત મુસલમાનોએ લડાઇના મેદાનમાં થોડો વખત વિશ્રાંતિ લીધી ને વિજયની ખુશાલીમાં ખાનપાનની મજા ઉડાવવા થોડો સમય થોભ્યા પછી કુચ શરુ કરી, અને આ કમનસીબ શહેર નજદીક આવી ચંદ્રભાગા નદીને કાંઠે પડાવ નાંખ્યો. આ દિવસ અને પછીના ત્રણ દિવસ સુધી પંઢરપૂરને જરાપણ આશાએશ મળી નહિ. દુશ્મનો શહેરને લૂટવા તથા તેનો નાશ કરવાને આવ્યા હતા, ને નિર્દયપણે પોતાની એ ક્રૂર ધારણાને બર લાવવાને અતિશય અધીરા હતા. પવિત્ર ચંદ્રભાગાને સામે કાંઠે તેઓએ પોતાની અપવિત્ર વાસનાના પવનને જોરથી ફુંકવા માંડયે

હતો. લડાઇમાં ફતેહ મળ્યા પછી તેઓ એટલા બધા ઉમંગમાં આવ્યા હતા કે, પંઢરપૂર શહેર તો જોતજોતામાં લૂટી લઇશું, એવી તેમની ઉમેદ હતી, પણ અફસોસ! ચંદ્રભાગાના પ્રદેશમાં પડાવ નાંખતાની સાથે ન ધારેલું તેઓએ દીઠું—શહેરના દરવાજા બંધ કરેલા, ને કિલ્લાની દીવાલોના અંદરના ભાગમાંથી બંદુકોનો ને તોપોનો મારો શરુ થયેલો જણાયો. આવી સખત હાર પામ્યા પછી પંઢરપૂરવાસીઓ લડવાને પાછા જાગ્રત થશે, એમ મુસલમાનોને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો; પરંતુ આવી રીતે દુશ્મનોને લડવા તૈયાર થયેલા જોયા ત્યારે અફઝુલખાને જરા પાછળ હઠી, શહેરની આસપાસ ઘેરો નાંખવા હુકમ આપ્યો; અને જો તેઓ શરણ થશે તો તેમને કોઈ પણ જાતની હરકત કરવામાં નહીં આવે, એવું કહેણ મોકલ્યું. વૃદ્ધ પટેલ, કોટવાળ વિગેરે નાયકો મુસલમાનના દગા ફટકાથી અજાણ નહોતા; તેથી તે કહેણ સ્વીકાર્યું નહીં ને ઉત્તરમાં કહેવડાવ્યું કે, “રણમાં સામે મોહોડે લડીને મરીશું તે કબુલ, પણ પ્રાણાન્તે શરણ આવીશું નહી.”

અફઝુલખાન જ્યારે તેમને વગર લડાઇએ શરણ લાવવાની યુક્તિમાં ફાવ્યો નહિ, ને હવે યુદ્ધ કરવું જ પડશે એવું જ્યારે તેણે જોયું ત્યારે શત્રુઓના કિલ્લાની સામે માટીના ઢગલા કરી તોપના મોરચા પોતાની છાવણીની આસપાસ ઉભા કર્યાં. મોરચા તૈયાર થતાં તોપો ચઢાવી, શહેરના કિલ્લા તરફ છોડવાની સર્વ તૈયારી થઈ; ત્યાં સૂર્યનારાયણ આ પવિત્ર ક્ષેત્રનો નાશ નજદીક આવતો જાણી નિસ્તેજ થતો—ક્રોધથી સૃષ્ટિને શ્રોણિત રંગથી રંગતો દૃષ્ટિ મર્યાદામાં અદૃશ્ય થવા લાગ્યો. સાંજ પડી—અંધકારે પોતાની પૂર્ણ સત્તા ફેલાવવા તૈયારી કરવા માંડી. આ સમયે મરાઠાઓપર ફતેહ મેળવનાર અફઝુલખાન પોતાના પુત્ર ફાઝલખાન અને એક બે માનીતા સરદારો સહિત, છાવણીની આસપાસ તૈયાર થયેલા મોરચાની તપાસ કરવા નીકળ્યો. ફરતાં ફરતાં એક સૌથી ઉંચા મોરચા ઉપર ચડ્યો અને પંઢરપૂર તરફ તિરસ્કારની નજર ફેંકતો, શેખી મારતો કરડાકીમાં મુછપર હાથ ફેરવતો બોલી ઉઠ્યો. “ફાઝલ, બેટા, મ્હારા વ્હાલા સરદારો જુવો! આ પંઢરપૂર, કાફર બળવાખોરોનું માનીતું પંઢરપૂર આપણી સન્મુખ મગરૂબીમાં ઉભું છે. તે જાણતું નથી કે, થોડા સમયમાં તેને આ સ્થિતિ ભૂલી જવાની છે? નાશનું ચક્ર આ મગરૂબ દેખાતા શહેરપર કાલે ફરી વળશે. તેની ઇમારતોને ઠેકાણે ખેતરો થશે, અને આ નિર્ભાગી શહેર પોતાની ભવ્યતા અને વિખ્યાતિ સદાને માટે ખોઇ બેસશે, ને તેથી તેનાપર લાલાશ પાથરતી રડતી સંધ્યા છવાઇ રહી છે. જુઓ, પેલું પંઢરીનું મંદિર, કાફરોનું પૂજ્ય અને પવિત્ર સ્થળ, સુવર્ણ કળશો સહિત બરફના ડુંગર જેવા ધવલ વસ્ત્રમાં ઢંકાઈ ઉભેલું છે.

અહા, હા, સૂર્યના અસ્ત સમયે પડતા પ્રકાશના તેજથી સુવર્ણ કળશના ઝગઝગાટ અને બીજી મીનાકારીથી મંદિર કેવું શોભાયમાન લાગે છે? યા અલ્લા! આ દેખાવ તો ખરેખર બાદશાહે આલમને આ ભવ્ય મકાન તોડતાં દયા ઉપજાવે એવો સુંદર છે. પણ કમનશીબ એટલુંજ કે તે કાફરોનું છે.

તેનો માનીતો સરદાર સૈયદ બન્દુ બોલ્યો, વાહ ખાનસાહેબ, આપનું કહેવું બરોબર છે. પરંતુ જ્યારે મહાવીર અફઝુલખાન પોતાની વિજયી સેના સહિત, તેના તોડી નાંખેલા દરવાજામાંથી દીન જગાવતો દાખલ થશે ત્યારે તે મકાનની સુંદરતા અને ભવ્યતામાં ઓરજ વધારો થશે.

અફઝુલખાન મનમાં અતિશય ફુલાઇને અહંકારથી બોલી ઉઠયો, "અલબત, અલબત, એમ થવુંજ જોઇએ. બિજાપૂરનો હુકમ બજાવવાને આ દીન સેવક હમેશ તૈયાર જ છે. સૈયદ, હું તને ખરેખર કહું છું કે, આ શહેરનું પતન થવું જ જોઇએ. આ કાફરોનું મ્હોટું પવિત્ર શહેર, આ સેતાનોનું અવાસ–મંદિર નાશ થવાને લાયક જ છે, આ પવિત્ર જહાન હવે આ અદેખા, જંગલી લોકોની જાતિઓથી કંટાળી ગઇ છે. માટે તેઓનું અસ્તિત્વ નાબુદ થવું જોઇએ; અને આપણા ક્રોધ–બિજાપૂરના ક્રોધનું ફળ તેમણે ચાખવું જોઇએ. તેમનો નાશ એટલોબધો કરીશું કે, કોઇ મુસાફર આ જગ્યાએ આવતાં, આપણને ધન્યવાદ આપી ઉદ્‌ગાર કરશે; કે આ સ્થળે એક વખત મગરુબ મહાન્ શહેર પંઢરપૂર ઉભું હતું.'

સૈયદ બોલ્યો "બરોબર, ખાનસાહેબ! સત્ય કહોછો. જે કોઇ પણ આપણી શહેનશાહત–આપણા ધર્મની સામે થાય, તે પછી જોઇએ તેવું પવિત્ર હોય, ગમે તેવું મૂલ્યવાન હોય તોપણ તેને આગ લગાડી બાળી ભસ્મ કરવામાં હું સૌથી મોખરે રહીશ. હું તો એટલું જ જાણું છું કે, બિજાપૂરની બલિષ્ટ સત્તાની સામે થવું, તે હાથે કરી મોતને તેડું કરવા જેવું છે. આ કાફરો–તે લૂંટારા, તે ઉદરની સરદારી તળે આપણી મહાન્ સત્તાનો અનાદર કરવા લાગ્ય છે; પણ તેઓ જાણુતા નથી કે, તેમનું આવી બન્યું છે. તેમને હવે દોજકને માર્ગે થોડા વખતમાં જવું પડશે.

આવી રીતે બડાઇઓ મારતાં તે સરદારો સહીત અફઝુલખાન પાછો ફર્યો, ને બીજે દિવસે પ્હો ફાટતાં કિલ્લાપર તોપોનો મારો શરુ કરવા હુકમ આપ્યો. ઘેરો ઘણીજ ઝડપથી સખત અને વધારે દબાણમાં લાવતા ગયા. કિલ્લાની અંદર ત્રણ ચાર તોપો હતી; તેનો મારો મુસલમાનોની સંખ્યાબંધ તોપોના મારાએ થોડા સમયમાં જ બંધ કરી દીધો. અને સાંજ સુધીમાં શહેરની દિવાલમાં ત્રણ ચાર બાકોરાં

પડયાં. અને મુસલમાનો દીન, દીન પોકારતા નદી ઓળંગી કીલ્લાની તળેટીએ આવી પ્હોચ્યા. નદીકિનારાપર આવેલાં પુંડલીક વિગેરે મંદિરો ખંડીત કર્યાં; અને મૂર્તિઓને નદીમાં ફેંકી દીધી. બાકોરાંમાંથી તેઓએ શહેરમાં ધુસવા પ્રયાસ કર્યો—પણ તે વ્યર્થ! વીર વૃદ્ધોની શમશેર અને બંદુકના મારા આગળ મુસલમાનોને વીલે મ્હોંએ પાછા ફરવા ફરજ પડી. કેટલાક ધાયલ થયા, કેટલાક મુઆ ને બાકી રહેલા રાત્રિ પડતાં પ્હેલાં (પાછા) ફર્યા. આખી રાત્રિ તોપોનો મારો તો ચાલુ જ રાખ્યો હતો.

પ્હો ફાટતાં મુસલમાનોએ તે બાકોરામાંથી શહેરમાં દાખલ થવાનો પ્રયાસ પુનઃ શરુ કર્યો. પણ વીર મરાઠાઓ વિઠ્ઠલનાથના ઝુંડા નીચે જયપંઢરીનો ધ્વની ગજાવતા શમશેરો, બંદુકો વિગેરે લઈ તેમની સામે વિકાળ વરની પેઠે ધસ્યા. જબરૂં યુદ્ધ થયું. સખત કાપાકાપી ચાલી. હલ્લો કરનારમાંથી ધણાઓ યમપુરી પ્હોંચી ગયા. આખો દિવસ યુદ્ધ ચાલ્યું. રાત્રિ પડી, પણ મુસલમાનો હઠ્યા નહીં. આખી રાત્રિ ખોરાકી કે આશાએસ લીધા વગર, મુડદાંઓના ઢગલામાં તથા વ્હેતી લોહીની નીકોમાં તેઓએ ઉભે પગે પ્રસાર કરી પરોઢીયું થતાં હલ્લો શરુ કર્યો, ધણા મરાઠા વીરો લડતાં લડતાં શત્રુની અસિના ભોગ થઇ પડ્યા, પણ પાછા હઠ્યા નહીં. તેમની સંખ્યા હવે માત્ર ગણીગાંઠી રહી હતી. વીર પટેલ પણ મરાણો. નારોબાએ જોયું કે કોઇપણ રીતે શહેરનું રક્ષણ થવું મુશ્કેલ છે. લડતાં, લડતાં માત્ર પચ્ચાસ માણસો જીવતા રહ્યા હતા. નારોબાએ તેમને હિંમત આપી. જયપંઢરી બોલતો દુશ્મનોપર ત્રુટી પડ્યો, અને બહાદુરીથી લડતો પોતાના શૂરા સાથીઓ સાથે વીર શય્યાપર પોઢ્યો—પંઢરીનાથની પવિત્ર જરીયાન પતાકા યવનોના પગતળે રગદોળાઇ, અપવિત્ર થઈ અને તે સાથે શહેરનો નાશ પણ નક્કી થયો. અંતે બપોર પ્હેલાં મુસલમાનો ભારે ખુનરેજી અને નાશ પછી શહેરનો કબજો મેળવવામાં ફતેહમંદ થયા.

આ ત્રીજો દિવસ પંઢરપૂર માટે હીનભાગ્યનો હતો—તેના નાશનો હતો, મુસલમાનો પાયમાલ કરવાને આવ્યા હતા; અને તેઓએ તે કાર્ય ધણાજ નિર્દય ને ક્રૂરપણાથી શરુ કર્યું. જરાપણ દયા વગર લોકોનો વધ કરવા લાગ્યા. મંદિરો—દેવાલયો—સારાં સારાં શહેરનાં મકાનો થોડા સમયમાં તોડી ફોડી ખંડેર કરી દીધા, રસ્તાંઓ ઉપર ને ગલીઓમાં મુડદાંના ઢગેઢગ થવા લાગ્યા. ને જીવતાં રહેલાં તથા ધવાયલાં માણસોની ચીચીયારીથી ત્રાસ જનક દેખાવ થઇ રહ્યો. દુષ્ટોને દયા ન આવી. તેમનું ક્રૂરપણું આટલેથી અટક્યું નહિ. સ્ત્રીઓ અને અનાથ બાળકો દુઃખથી ત્રાહ ત્રાહ પોકારતાં, અહીં તહીં રખડતાં, યવનોના ભોગ થઈ પડતાં. ધણાઓને જોરજુલમથી મુસલમાન કર્યા, સ્ત્રીઓને ગુલામડી બનાવી.

સર્વ સ્થળે હતું નહતું કરી દીધું. આખરે લુટફાટ ને કાપાકાપી કરતા મુસલમાનો દીન દીન પોકારતા મંદિરના દરવાજા નજીક આવી ઉભા. પરંતુ મંદિરના દરવાજા બંધ હતા.

મુસલમાનોએ અલ્લાહો અકબરની ગર્જના કરી, મંદિરપર ધસારો કર્યો. અન્દરથી "જય પંઢરી"નો પ્રતિધ્વનિ સંભળાયો. મુસલમાનો પ્રથમ હલ્લામાં ફાવી શક્યા નહી. અફઝુલખાન લડી, લડીને કંટાળ્યો હતો, તે દરવાજા નજીક આવી બોલ્યો;—"પંઢરપૂરના રહીશો! મંદિરના પૂજારીઓ! આ હિંદની રાણી વિજયવંત બિજાપૂર—જેની સત્તા—પ્રચંડ સૂર્યના પ્રકાશ જેવી આખી દુનિયામાં વિખ્યાત છે, દિલ્હી જેના નામથી ધ્રુજે છે—મહાન્ બળવાન્ રાજ્યો જેની છાયામાં રહી આબાદી ભોગવે છે તે વિજયવંત બિજાપૂર, તમને કે જેઓ અજ્ઞાનતાથી દોરાઇ તેની સામે બળવો ઉઠાવી પોતાના દેશપર આવી નાશવંત આફત ખેંચી લાવી, પોતાના માનીતા નગરને ખંડેર કરવામાં કારણભૂત થયા છે, તેમને ફરમાવે છે કે, "હજી પણ વિચારો, સમજો, સૂર્ય સામે ધુળ ઉરાડવાથી તે તમારી આંખમાં જ પડશે. માટે તેવી મૂર્ખાઈ કરવી મુકી દઇ, શરણ થાઓ. તેથી તમારા મંદિરનું રક્ષણ થશે. બિજાપૂર સરકાર ફરમાવે છે કે, હથિયાર મુકી દ્યો અને નમ્રપણે માફ માંગી જંગલી બળવાખોરોના નામમાંથી મુક્ત થઇ પુનઃ બિજાપૂરની પ્રજા બની શાંતિના મીઠાં ફળ ચાખો. આ કૃત્યથી તમારાં દોષિત ને ગુન્હા ભરેલાં આગળનાં કૃત્યો ભુંસાઇ જશે અને સુલેહશાંતિ તમારી ઘેલાઇ અને અવિચારીપણાને જડમૂળથી નષ્ટ કરવા બસ થશે તથા વેરરૂપી ખુની શત્રુ જેની શિક્ષા, મોત, બેડી અને રીબાવવાની છે તેને બદલે દયા ને માયા દેખાડવામાં આવશે. માટે વિચાર કરો—બિજાપૂર તમને રહેમ દીલથી માફ કરે છે."

મંદિરનો વૃદ્ધ પૂજારી અંદરથી પોકારી ઉઠ્યો "દયા! શાંતિઃ! બિજાપૂરના મગરુબ-સરદાર! દયા, વાહ! કેવા મધુરા ઉદ્ગાર! કેવી નમ્ર અને મધુરવાણીથી સત્ય ત્હારા મુખમાંથી ત્હારા સદ્ગુણો સહિત પ્રકાશી નીકળે છે? તમારી દયા, તમારાં વચન પળાયલાં ક્યાં, ક્યાં ખોળવા જાઉં. શહેરમાં અનાથ અબળાઓની હાણ, હજારોના લોહી તમે રેડ્યાં, કેટલાકને વટલાવ્યા, નિરાધાર બાળકોને પણ જીવતાં ન રાખ્યાં. આ તમારી દયા કે બીજી કોઇ? તમારી સામે લડવા ઉભા થયેલા લડાઈમાં મરી ગયા. પછી તેમની સ્ત્રીઓ ઉપર તમારું જોર અજમાવવા શા વાસ્તે વ્યર્થ જુલમ ગુજાર્યો! આખું નગર ખંડેર બનાવી દીધું—અરે આ પવિત્ર ભુમિ અપવિત્ર થઇ, એ બધું ઓ ક્રૂર રાક્ષસો—તમારી દયાનું ફળ કે?

જાઓ! તમારી આવી દયા અમોને જોઇતી નથી. તૂળજાપુરનો નાશ–એ જ તમારી દયા, તે સમાચાર હજુ તાજા જ છે. માટે અમે સામે મ્હોઢે લડી ધર્મનું રક્ષણ કરતાં પ્રાણ ખોઇશું, પણ તમારી દાંભિક દયાને તાબે થઇશું નહી. મારા વીર બંધુઓ, મારો ચલાવો, બ્રહ્મલોહી રેડાવા દ્યો–અને તેનું પાપ એ દુષ્ટોને માથે સદાને માટે બેસવા દ્યો–**જયપંઢરી.**"

બન્દુકોનો પુનઃ મંદિરમાંથી તાસિરો થયો, પણ થોડા સમયમાં મુસલમાનો દરવાજાને આગ લગાડવા ફતેહ પામ્યા. દરવાજા સળગવા માંડ્યા ને આગે પોતાનો ફેલાવો કર્યો જાણી, આગમાં બળી જવા કરતાં કેટલાકને મારીને મરવું, એમ નિશ્ચય કરી '**જયપંઢરી**'નો ઘોષ કરતાં ખુલ્લી શમશેર સહિત કેસરીયાં કરવા બહાર નીકળી પડ્યા. સખત કાપાકાપી થઇ. અર્ધા કલાકમાં સર્વ પૂર્ણ થયું–મુસલમાનો આખરે જય પામ્યા. બ્રાહ્મણો અને મરાઠાઓ મરાયા–એક પણ જીવતો રહ્યો નહી. મુસલમાન લશ્કરનો પણ જબરો ઘાણ નીકળી ગયો. આ હલ્લામાં હરિપંતનો બાલ પુત્ર પણ મરાયો. હરિપંતની વિધવા અને બીજી કુલીન સ્ત્રીઓએ બળતી આગમાં પડતુ નાંખી પરલોકનો માર્ગ સ્વીકાર્યો.

સુસવાટા મારતા પવને આગનું જોર વધાર્યું ને ફેલાતી આગે ચોમેર પ્રસરી ભયંકરરૂપ પકડી, મંદિરના લાકડકામને બાળી ભસ્મ કરી નાંખ્યું. મુસલમાનો મંદિરનો નાશ કરે તે પહેલાં અગ્નિએ તેનો નાશ કર્યો. સર્વ લાકડકામ બળી જવાથી માત્ર પથ્થરના સ્થંભો તથા દિવાલો આગથી બચવા પામ્યાં. મુસલમાનોએ આગ બુજવવા પ્રયત્ન આરંભ્યો. બે કલાક પછી આગ કાબુમાં આવી. મુસલમાનો મંદિરના અંદરના ભાગમાં ઘુસ્યા. પવિત્ર મૂર્ત્તિઓ ખંડિત કરી, રત્નભંડાર લુટી મંદિરને ખંડેર કરી દીધું. આગે બાકી રાખેલું મુસલમાનોએ પૂરૂં કર્યું.

બધું સમાપ્ત થયા પછી સાયંકાળે અફઝુલખાને લૂટ, નાશ અને જુલમ બંધ કરવા હુકમ ફેરવ્યો. અફઝુલખાનની સર્વ ઇચ્છા તૃપ્ત થઇ. હિંદુઓના બે પવિત્ર સ્થળો–તૂળજાપૂર ને પંઢરપૂરનો નાશ કર્યો. આ તેના **ધર્મ ઝનુનથી થયેલી ચઢાઇએ ધર્મની લડાઇનું રૂપ લીધું.** પંઢરપૂરનો કબજો લીધો–પણ તે માણસ વગર ઉજ્જડ, વેરાન તથા ખંડેર સ્થિતિમાં. તેના નાશથી તેઓ હરખાયા, ફુલાયા. અફઝુલખાનના મરાઠા સિપાઇઓને તથા સરદારોને ઘણું લાગી આવ્યું; પણ બિચારા કરે શું? તેઓ નિરૂપાયે મનમાં ખિન્ન થતાં, ખાનને ગાળો આપતા બડબડતા બેશી રહ્યા.

સંધ્યાનો સમય થતાં ફઝલખાન પોતાના એક બે મિત્રો સાથે ઘોડાપર બેશી શહેરમાં ફરવા નીકળી પડયો–તેઓ માર્ગમાં વાતો કરતા

ધીમે ધીમે જતા હતા. જ્યાં ત્યાં મુડદાંઓ, ખંડેરો–શિવાય અન્ય કાંઈ પણ દૃષ્ટિએ પડતું નહોતું. સર્વત્ર ભય ઉપજાવે એવો દેખાવ થઈ રહ્યો હતો.

વાતો કરતાં ફૂઝલખાને અંતે કહ્યું, "દોસ્ત અહમદખાન, શું કહું! જે માટે પિતાને સમજાવી અહીં લાવ્યો, જેને માટે હજારો માણસના જીવ ગયા, તે રમણી તો મળી નહિ. તૂળજાપુરમાં આપણને ખોટી ખબર મળી હોં. તે સુંદરી હજી અહીં આવી હોય, એમ લાગતું નથી. અહો શું તેનું રૂપ! આપણી બધી મહેનત વ્યર્થ ગઈ. આટલી નાશ પછી જો તે મળી હત તોપણ એ સર્વ નાશ મને સાર્થક થયો લાગત. તે રાયગઢથી આ તરફ આવવાને નીકળી છે એ તો ચોકસ. મ્હારો વિચાર એવો છે કે, એક ટુકડી લઈ આપણે જરા આગળ નીકળી જઈ, તેને માર્ગમાં પકડી પાડી, તે મેંઢાઓના ટોળામાં અણચિંતવ્યા કુદી પડી, મ્હારી મનોપ્રિયાને તેઓમાંથી ઉંચકી લઈશું, ને જોઈતા બંદોબસ્ત સાથે કિલ્લામાં રાખી પિતાને મળવા જઈશું. શિવાજીનો નાશ કરી મનની માનીતી પ્રમદાને મળીશું. કેમ, દોસ્ત, તું મ્હારા વિચારને મળતો થાય છે કે નહીં?"

અહમદખાન, ફૂઝલખાન સાથે એકમત થઈ તેની યુક્તિને અનુમોદન આપી મદદ આપવા કબુલ થયો–એટલામાં એક જાસુસ ત્યાં આવી પહોંચ્યો ને ફૂઝલખાનને તેની મનોરમા તારાબાઈના આવવાના માર્ગની ખબર આપી. ફૂઝલખાન તે સાંભળી પ્રફુલ્લિત બન્યો ને પોતાની વિષયવાસનાના પૂરમાં ઝોકાં ખાતો પિતા પાસે ગયો.

વાંચનાર આપણી કથા આગળ ચલાવીએ તે પહેલાં ફૂઝલખાન, જે તારાબાઈ ઉપર મોહી પડ્યો હતો તે કોણ હતી, તે જણાવવું અવશ્યનું છે.

આ તારાબાઈ પંઢરપૂના સૂબા હરિપંતની ન્હાની બહેન થતી હતી અને તે શિવાજી મહારાજના મુખ્ય પ્રધાન મોરોપંત પિંગલેના ભાઈ સદાશિવ પિંગલેની ધર્મપત્ની થતી હતી. ઘણા વખતથી તે સાસરે હતી, તેથી હરિપંતનો વૃદ્ધ મામો વિશ્વાસરાવ સો માણસના રસાલા સાથે તેને તેડી લાવવા રાયગઢ ગયો હતો. વિશ્વાસરાવનો અત્યંત આગ્રહ હોવાથી સદાશિવરાવ બસો માણસના રસાલા સાથે પંઢરપૂર પોતાના શ્વશૂર ગૃહે જવા નીકળ્યો. તેઓ હજુ માર્ગમાં હતા ને પંઢરપૂરના નાશના સમાચારથી તેઓ કેવળ અજાણ હતા. તેઓ પોતાનો પંથ નિર્વિઘ્ને કાપતા હતા. ફૂઝલખાન તારાબાઈનું રૂપ સાંભળી મોહિત થયો હતો; ને ગમે તે પ્રકારે તેને મેળવવા ઉત્સુક હતો. તૂળજાપૂરમાં તેને ખબર મળી કે, તારાબાઈ પંઢરપૂર આવી છે; પોતાનો શિકાર પોતાના હાથમાં સહેલાઈથી

સપડાશે, એવું જાણી તેના હર્ષનો પાર રહ્યો નહી. તૂળજાપૂર કબજે કર્યા પછી પિતાને પંઢરપૂર ઉપર હલ્લો કરવા સમજાવ્યો. પોતાના પુત્રને પોતાના વિચારને અનુમત થયેલો જોઇ તેના આનંદની સીમા ન રહી; ને તેથી જ પંઢરપૂર ઉપર ચઢાઇ કરી–પંઢરપૂરનો નાશ તો થયો–પણ ફ્રૂઝલખાનની ઇચ્છા બર આવી નહી; નિરાશ થયો–ખબર મળી કે તારાબાઇ માર્ગમાં છે. આશાના અંકુરો ફુટયા. યુક્તિઓ રચાઇ, એ સર્વ આપણે ઉપર જોઇ ગયા છીએ.

## પ્રકરણ ૩ જું

### તારાબાઇનું હરણ.

"A train of armed men, some noble dame escorting (So their scattered words discovered, as unperecived I hung upon their rear) are close at hand, and mean to pass the night within the castle."

(*Orra, a Tragedy*)

સુંદર ભારત વર્ષના રમણીય મહારાષ્ટ્ર દેશનો મ્હોટો ભાગ, નદીનાળાં, વિશાળ સંહ્યાદ્રિ પર્વતની લાંબી હાર, જેની ટોચો ગગન મંડળને ભેદી બહુ ઉચે ગયેલી દેખાય છે, ખુશનુમા ખીણો અને ગીચ અરણ્યોથી ખીચોખીચ ભરેલો છે, આ અરણ્યોમાં ઘણી ખુનખાર લડાઇઓ થઇ હતી; અને પ્રાચીન કાળમાં જંગલી તેમ જ લુટારાઓનો તે નિવાસસ્થાન હતો. આ લાંબા પર્વતની ટોચો કિલ્લાઓથી અલંકૃત થઇ રહી છે; અને તે એ જ કિલ્લાઓમાંથી મહારાષ્ટ્રીઓનાં વિજયવંત ટોળાં એક વખત આખા હિંદમાં પોતાની સત્તા ફેલાવતા પ્રસરઇ ગયાં હતાં

ઉપર જણાવેલા સુંદર અરણ્યો માંહેલા એક ગાઢા અરણ્યમાંથી ચીરી નીકળતા એક વિશાળ માર્ગપર દિવસપતિ, કિરણોને પોતામાં સમાવી દઇ નિસ્તેજ થવાની અણી ઉપર હતો. આ અરણ્યમાં અનેક વૃક્ષો દૃષ્ટિએ પડતાં, લાંબી, મ્હોટી ડાળીઓથી ભરેપૂર એવા વડ, જાંબુ, રાણ, અંજની, ચીમટી, થોર, પીપરી, કંટારા, અણીદાર સૂળોવાળા બાવળ, રાની ચંપો વિગેરે જંગલી ઝાડોથી આ જંગલ પૂર્ણ હતું. એક તરુની ડાળીઓ બીજા વૃક્ષની ડાળીઓ જોડે મળવાથી સ્વસ્તિકરૂપ દેખાતું હતું. પાંદડાં તથા નવા અંકુરો તે ડાળીઓપર, પવનની લ્હેરોમાં આમ તેમ ઝોકા ખાતાં

હતાં, કેટલાંક વૃક્ષોપર અનેક જાતની વનવેલીઓ વીંટલાઈ ગઇ હતી. જમીનપર પથરાયલી લીલોતરી અને વેલીઓ આંખને એક મનોહર સુંદર દેખાવ આપતી હતી. વૃક્ષોની હાર એટલી બધી ઘટ હતી ને તેમની ટોચો એક બીજા સાથે એવી રીતે મળી ગઇ હતી કે, પ્રખર દિનકરનાં કિરણ આ વૃક્ષોની ઘટામાં પ્રવેશ કરવા અશક્ત હતાં. કેટલેક સ્થળે વૃક્ષો હાર-બંધ સામસામા અંતર રાખતાં ઉગી નીકળ્યાં હતાં. જમીન ઉપર ઉગેલા ન્હાના રોપાઓ ગલીચાનો ભાસ આપતા અને જાણે એક લાંબીને લાંબી કુંજગલી બની રહી હોય એવો ભાસ થતો. આ જગ્યાએથી પસાર થતો મુસાફર થાકને લીધે વિશ્રાન્તિ લેવા બેસે તો, તેનો સર્વશ્રમ નાશ થતો તથા એક બગીચાનું સુખ અનુભવતો અને આવી વનશ્રી જોઇ ઘડીક આનંદ પામતો. અસ્ત થતા સૂર્યનારાયણના ઝાંખા પ્રકાશનો ઉજાશ બાજુમાંથી આ કુંજગલીમાં પડતો. આ અરણ્યની મધ્યમાં તે વિશાળ માર્ગની સાન્નિધ્યમાં ઝાડપાન વગરની ખડકોથી બનેલી એક ન્હાની ટેકરી આવેલી હતી. તે ખડકમાંથી એક મ્હોટો પથ્થર બહાર તુટી પડયો હતો ને એક વોકરાના વહેતા માર્ગમાં આડે આવ્યો હતો. વહેળામાં થોડું થોડું પાણી મંદમંદ કીલ કીલ કરતા અવાજે સર્પાકારે વહ્યું જતું હતું. પાણીનો માર્ગ રોકાવાથી તે પથ્થરની આસપાસ પાણી ફરી વળી, આગળ પોતાનો રસ્તો કરતું અને તે પથ્થરને એક ટાપુરૂપ બનાવી, પોતાની બાથમાં ઘેરી લેતું હતું.

આ સમીસાંજ વખતે આ સ્થળ પાસે તે વિશાળ માર્ગપર એક પાલખી પડેલી હતી. તેની પાસે એક રમણી યુવાન્ સ્ત્રી છિન્નભિન્ન થઇ ગયેલાં વસ્ત્રોમાં રડતી બેઠી હતી, અને બીજે છેડે એક સફેદ કપડામાં લપેટાયલો વૃદ્ધ પુરુષ "હાય, હાય, બાપલીયારે, લુટાઇ ગયોરે ! મુવા-ઠારે મુવા-અરેરે !" એવા એવા અનેક શોકોદ્‌ગાર કાઢી માથે હાથ રાખી મ્હોટેથી પોકેપોક મુકી રડતો હતો.

એ જ સમયે દૂરથી કોઇ મુસાફરોની ટોળી પોતા તરફ આવતી હોય, તેવો ભાસ તે વૃદ્ધને થયો. જેમ જેમ આ ટોળી વધારે નજદીક આવતી ગઇ તેમ તેમ તેના મુખમાંથી વધારે જોરથી બરાડા નીકળવા લાગ્યા. થોડા સમયમાં તો તે ટોળી છેક પાસે આવી પહોંચી. ટોળીનો મુખી આ બુમો સાંભળી ઘોડો કુદાવતો, સૌથી આગળ ધસી આવ્યો ને જુએ છે તો પાલખી વિગેરે દૃષ્ટિએ પડયું. તેણે તે વૃદ્ધ તરફ નજર કરી સવાલ કર્યો, ને કોણ શબ્દ ઉચ્ચારતાં તેને ઓળખી બોલી ઉઠ્યો અરે, આતો મહાડના શેઠ આનંદરાવ મહાડકર ! તમે અહીં કયાંથી ? આ બધું શું થયું ?

પોતાનું નામ સાંભળતાં તે વૃદ્ધ ચમકયો. ઊંચી દૃષ્ટિ કરી, મદદે આવનારનો અવાજ તથા મુખાકૃતિ વર્તી દયામણે ચહેરે બોલી ઉઠયો, "સદાશિવરાવ સાહેબ, આ ગરીબ બુઢ્ઢો લુટાયો–ઠગાયો–હાય મુસલ્લાઓએ દગો દીધો. શું કહું મ્હારી પુત્રી તથા જમાઇને લઈ તેમને બિજાપૂર પહોંચતાં કરવા જતો હતો. મ્હારો જમઇ રંગરાય અતિશય માંદો છે. તે બીચારો પાલખીમાં પડયો છે. હું ગરીબ માણસ વીસ માણસના રશાલા સાથે મ્હાડથી નીકળ્યો. સતારે પહોંચતાં મને ખબર મળી કે, માર્ગમાં લુટારાનો ભો ઘણો છે; તેથી ત્યાંના સુબાને અરજ કરી, ચાલીસ મુસલમાન સિપાઇઓની સીબંધી સાથે લીધી. પણ મુસલમાનો–ભાઇસાહેબ આપ તો જાણો જ છો ને, દગાખોર તે દગાખોર જ નિવડયા. આ જગ્યાએ એક પ્રહર પહેલાં આવ્યાં હઇશું, ત્યાં દસ પંદર ધાડુ પાડુઓ અમારા ઉપર ધસી આવ્યાં. કમનસિબે આ મુસલમાન સિપાઇઓ તેમના મળેલા–પછી શું પુછવું; તેઓ અમારો બચાવ કરવાને બદલે ઉલટા અમને જ લુંટવા લાગ્યા–મ્હારા વીસ માણસો–અરે નામર્દ જ કહોને–અમને છોડી નાશી ગયા–અમારું સર્વસ્વ લુંટી લીધું. ઘોડા, ઝવેરાત, રોકડ લઇ ગયા, કાંઇ પણ રહેવા દીધું નહી. મ્હારી પુત્રીના દાગીના કાઢી ગયા–અરે તેની સૌભાગ્યની ચુડીયો પણ રાખી નહી. ભાઇ સાહેબ, શું કહું, અમને લુંટી, નિરાધાર કરી ચાલ્યા ગયા, ફરીયાદ પણ કોને કરીએ–મુસલમાની રાજ્ય–ફરીયાદ સાંભળે કોણ? મહારાજ! આપ પંઢરપુર જાઓ છો તો કૃપા કરી આ ગરીબ કાયસ્થને તેનાં પુત્રી જમાઇ સાથે આપની છાયામાં રાખી લઇ જશો તો અનહદ ઉપકાર થશે.

સદાશિવરાવને તેનું આ દુઃખી વૃતાન્ત સાંભળી અતિશય ક્રોધ ચઢયો–આવેશમાં પોતાના હાથ પછાડયા. ક્રોધથી ચ્હેરો લાલચોળ થઇ ગયો; ને આંખોમાંથી ક્રોધાગ્નિ ઝરવા લાગ્યો અને ગાજી ઉઠયો "ઉભા રેહો, દુષ્ટો! તમારા કૃત્યનું ફળ હમણાં જ તમને આપું છું. તમારા દિવસ હવે ભરાઇ રહ્યા છે." "આનંદરાવ, તમે ફીકર ન રાખો, બ્હીશો માં, તમે અમારા મહારાજની રૈયત છો. એ લુટારાઓ હજુ આટલામાં જ હશે! હમણાં જ તેમનો પત્તો મેળવી પકડી, કેદ કરી મંગાવું છું. તમારું રક્ષણ કરવું, એ અમારો ધર્મ છે. બે ફીકરથી અમારી જોડે ચાલો. તમને કોઇ પણ રીતે અડચણ નહી થાય, એવો બદોબસ્ત કરવામાં આવશે." આવી રીતે તેમની આશ્વાસના કરતો હતો, એટલામાં તેની ટોળી ત્યાં આવી પહોંચી અને સર્વ સમાચારથી વાકેફ થયા. તેઓ પણ આ બનાવથી

ખીજવાઇ ગયા ને અંદર અંદર દાંત પીસી પોતાનો ક્રોધ બતાવવા લાગ્યા.—વૃદ્ધ કાયસ્થ વેપારી સદાશિવ રાવનો અત્યંત સ્તુતિ સાથે આભાર માનવા લાગ્યો.

સદાશિવરાવે ટોળીના એક સરદાર, રામદેવરાવને ફરમાવ્યું "તમો પચાસ માણસની ટુકડી સાથે આ લુટારાઓની શોધમાં નીકળો—તેઓ ઘણે દૂર ગયા નહી હોય. અરે, આટલામાં જ પોતાની લુંટનો હીસ્સો વહેંચતા હશે, તે દુષ્ટોને પકડી અમને સવાર પડતાં મસુર ગામમાં મળજો. આજની રાત્રિ અમો સર્વ ત્યાં જ ગાળીશું ને સવાર સુધીમાં તમને દેખીશું નહી તો મધ્યાહ્ન સુધી તમારી રાહ જોઇ આગળ કુચ શરુ કરીશું. પછી રસ્તામાં કયાંય પાછા ભેગા થઇ જજો. જોજો, આ લુટારાઓને પકડી સાથે લાવ્યા વગર રખે વીલે મ્હોંએ પાછા આવતા. તેઓને મારી, પકડી સઘળી લુટ સહિત લઇ આવજો. સાવધ રહી કામ કરજો. તેઓના દગા ફટકાથી છેતરાશો નહી.

રામદેવરાવ માથું નમાવી, પચ્ચાસ માણસની ટોળી લઇ લુટારાઓની શોધમાં, રાનમાં આમ તેમ રખડતાં ઘીચ ઝાડીવાળા રસ્તામાં અદૃશ્ય થઇ ગયો. સદાશિવરાવે છ માણસોને પાલખી ઉપાડવા હુકમ કર્યો. કાયસ્થને એક સારો ઘોડો આપ્યો, તેની પુત્રીને પોતાની સ્ત્રી સાથે પાલખીમાં બેસાડી—સર્વેએ સ્વસ્થ થઇને ત્યાંથી આગળ કુચ કરી. એટલામાં સૂર્યાસ્ત થઇ ગયો હતો ને રાત્રી ધમધમ કરતી ચોમેર ધસતી આવતી હતી. હુકમ થતાં મશાલ પેટાવીને રાત્રિના દોઢેક પ્રહર વીત્યા પછી તેઓ સર્વેએ આ જંગલ વટાવી મસુર ગામ આવી પડાવ કર્યો. સવાર પડી, પણ રામદેવરાવ હજુ આવ્યો નહોતો. જમવા કરવાનું મધ્યાન્હ થતાં પહેલાં સૌએ આટોપી લીધું, પણ રામદેવરાવના આવવાનાં કાંઇ પણ ચિન્હ જણાયાં નહી. સદાશિવરાવ રામદેવરાવ વાસ્તે અધીરો થયો અને ગોઠવણ મુજબ તેણે પોતાના માણસો સાથે પુનઃ પ્રયાણ શરુ કર્યું. આ વખતે મધ્યાન્હ સમય વીતી ગયો હતો.

સાંજ પડતાં આ મરાઠાઓની ટોળી સહ્યાદ્રિ પર્વતોની કઢણોમાંથી ઘાટ ચઢવા લાગી. પર્વતને મથાળે પહોંચ્યા અગાઉ અરુણસારથિએ પોતાના ઘોડા પાછા ફેરવ્યા. અંધકાર પથરાવા માંડયું. ક્ષિતિજપર આવતા સૂર્યના સોનેરી કિરણોને ખીણોમાં પ્રવેશ કરતાં અટકાવતા મહાન્ પર્વતોની ગાઢી, રાક્ષસી શીઘ્ર છાયાથી, તેમ ધુમસ પથરાયાથી અંધકાર જલદીથી વધારે ગાઢું બનતું હતું.

રાત્રિ ઘણી ખુશનુમા હતી. જે ખીણમાંથી તેઓ ચઢતા હતા તે ઘણી જ ઉંડી અને અનેક રંગ બેરંગી ફુલવાળા વૃક્ષોથી આચ્છાદિત થયેલી;

## પ્રકરણ ૪ થું.

### લગ્નની ધામધુમ.

मनसा चिन्तितं कार्यं दैवमन्यत्र चिन्तयेत् ॥

મનધારે છે કાંઇ! વિધાતા અન્ય રચે છે.

આજે શ્રીવર્ધનમાં ઘણી જ ધામધુમ ચાલી રહી છે. આખા શહેરને સુંદર રીતે શણગારવામાં આવ્યું છે–રાજમાર્ગપર ધ્વજા પતાકા ઉડી રહ્યા છે. આખે રસ્તે ને નગરવાસીઓના મકાનોમાં દીવાની હારની હારો રંગબેરંગી ગોઠવાયલી નજરે પડે છે. રમતગમતના ખેલો રમાઇ રહ્યા છે. જ્યાં ત્યાં આનંદ આનંદ વર્તી રહ્યો છે. રાજમહેલની શોભા નીરખવા અધીરા પણ ઉત્સાહભેર નગરવાસી જનો ઉતાવળા ઉતાવળા પાણીના પ્રવાહની માફક ચાલ્યા જાય છે. અવસર પણ તેવો જ હતો. તેમના માનીતા જાગીરદાર સરદાર ઝુંજારરાવની એકની એક પુત્ર સમાન લાડકવાઇ વ્હાલી પુત્રી ઇંદિરાબાઇના લગ્નની ધામધુમો આજે મચી રહી છે. આજે મંડપ મુહૂર્તની ક્રિયા થઇ હતી ને બે દિવસમાં તેનાં લગ્ન સાવંતવાડીના રાજા ખેમનાયકના પુત્રજોડે થવાનાં છે. ખેમનાયક પણ પોતાના પુરદમામથી જાન લઇને આવ્યો છે; ને તેમનો આદર સત્કાર ઝુંજારરાવે યથાસ્થિત કર્યો હતો. આ ઉભય બિજાપુરની બાદશાહાતના પ્રખ્યાત સરદારો હોવાથી બાદશાહી ફરમાનથી તેમનો મિત્ર જંજીરાનો સીદી પોતાની થોડી સેના સાથે આ શુભ પ્રસંગમાં ભાગ લેવાં આવ્યો હતો.

બિજાપૂરના આવા ત્રણ મોટા સુબાઓ એક જ સ્થાને એકત્ર થવાથી શ્રીવર્ધનની શોભામાં ઘણો જ વધારો થયો હતો. તેઓના સૈન્યથી આખું શહેર ઉભરાઇ જતું હતું. આ માંગલિક ક્રિયામાં ભાગ લેવાને ઝુંજારરાવે હરેશ્વરના મહન્તને પણ નિમંત્ર્યો હતો. ઉપોદ્દ્ઘાત તરીકે આટલી વિગત આપી, પ્રિય વાંચનાર, આપણે આપણી વાર્તા તરફ લક્ષ આપીશું.

રાજમહેલના મુખ્ય દિવાનખાનાની તો આજ અનુપમ શોભા બની રહી છે. ભવ્ય રોશની ઝગઝગારા મારી રહી છે. સુશોભિત ગલીચાઓ તથા આરસા વિગેરેથી અલંકૃત કરેલું દિવાનખાનું, પુરુપસંઘથી ગાજી રહ્યું છે, સુવાસિત ઉંચી અગર બત્તીઓ તથા અત્તર વિગેરે સુંગધી પદાર્થો આખા મહેલમાં બેકી રહ્યા છે, મનોહર અને રમણીય લગ્ન મંડપમાં રૂપાન્તર થયેલા દિવાનખાનામાં નલિનીદલસમ કોમળ રેશમી

ફીનખાબની ગાદીઓપર ઝુંજારરાવ, ખેમનાયક તથા જંજીરાના સૂબા સીદી ફતેહખાન વિગેરે સરદારો આનંદ મગ્ન, ભભપકાદાર પોશાકમાં અલંકૃત થઈ બેઠા છે. હરેશ્વરના મહંત મંગલતીર્થ ભગવી ગાદીપર પોતાની પદવીની પવિત્રતા દેખાડતા બેઠા છે, અને તેમની પુઠે ચારેક શિષ્યો ઉભા છે. આ મંડળની પાછલી હારમાં સર્વ નોકર વર્ગ સુશોભિત કપડાં પહેરી ઉભા ઉભા પોતાનો હર્ષ પ્રફુલ્લવદનથી બતાવે છે. નાચ ગાન ચાલી રહ્યાં છે. આનંદી વાર્તાલાપમાં સર્વ ગુંથાયલા છે. ચિંતા અને દુઃખ તથા રાજખટપટો આ પ્રસંગે મધુર ગાયન અને વાર્તાવિનોદમાં વિસ્મૃત થઇ ગયાં છે. સર્વનાં ચિત્ત આનંદ સાગરમાં ઝોકાં ખાતાં મીઠી લ્હેર ભોગવે છે. ત્યાં પરોણાઓને માન આપવાને મહેલના મુખ્ય દરવાજા આગળ ઉભા રાખેલા અમલદારો પૈકી એકે આવી ઝુંજારરાવના કાનમાં કાંઇ કહ્યું, ઉત્તરમાં "તેમને દાખલ કર" એવો ઉદ્ગાર થયો; અને દરબારમાં બીરાજેલા પોતાના અતિથિ વિગેરે પ્રતિ ફરી, બોલ્યો "મિત્રો, આજે આપણા આ આનંદમાં વધારો કરવાને બે કોઇ વટેમાર્ગુ સરદારો આવ્યા છે; તેઓ પોતાનું નામ આપતા નથી; પરન્તુ તેઓ ઘણા વીર છે અને લડાઇઓમાં નામના મેળવી છે. હાલમાં દરિયાના તોફાનમાંથી બચીને અત્રે આવી ચઢયા છે ને આપણા આનંદમાં ભાગ લેવા ઇચ્છા બતાવે છે. તેમના જેવા બહાદુરોની હાજરીથી આ ઉત્સવ વધારે આનંદ આપશે"—એટલું કહી તે બે વીરોને યોગ્ય સ્થળે આસન આપવા માનકરીને કહ્યું;

સર્વ પરોણાઓને તથા ઉમરાવોને માન પ્રમાણે યોગ્ય આસન આપવાની ક્રિયામાં નીમેલા માનકરીએ ઉઠી જુવાર કરી, આ બે નવા અતિથિ સરદારોનો સત્કાર કરવા સામો દિવાનખાનાના દરવાજાસુધી ગયો. તેઓએ લાંબા જામા પ્હેરેલા હતા; પરન્તુ ઘસારાથી જીર્ણ દેખાતા હતા. કમરે સુવર્ણ મુઠવાળી પણ જીર્ણાવસ્થાને ભોગવતી મ્યાનવાળી તરવાર લટકતી હતી. તેમનો પોષાક આ માંગળિક સમયને યોગ્ય નહોતો પણ સાદો ને મલીન થયેલો લાગતો હતો. પરન્તુ આ સર્વ ન્યૂનતા તેમના ભવ્ય ચ્હેરા અને ચાલવાની છટાથી દેખાતી વીરત્વઆકૃતિ તળે ઢંકાઈ જતી. તેમની આકૃતિ મ્હોટા કુળવાન સરદારને છાજતી હતી. તેઓ અંદર આવ્યા ને માનકરીએ તેમને ઘણું સારું આસન આપ્યું.

આ બે અજ્ઞાન પુરુષોને આવી માન ભરેલી જગ્યાએ બેસાડવા સરકાર મંડળ આપસ આપસ આ ભૂલ માટે બડબડવા લાગ્યા; અને તે બેની તરફ ડોળા ધુરકાવવા લાગ્યા. આ સર્વ વૃદ્ધ માનકરી સમજી ગયો અને તેમની ગેરસમજ દૂર કરવા નીચે પ્રમાણે બોલ્યો:—

"સાહેબો, મને કારભાર કરતાં આજ ચાળીસ ચાળીસ વર્ષ થવા આવ્યાં ને કાળાને બદલે સફેદ વાળ થયા. આ મ્હારી આખી જીંદગી અનેક પ્રકારના સારા સારા સરદારો, રણવીરોને મહારાજ સમક્ષ હાજર કરવા તથા તેમની પરોણાગત કરવામાં પસાર કરી છે. એટલે મનુષ્યની બોલવા ચાલવાની ઢબ તથા મુખાકૃતિપરથી તેની કુલીનતા અને યોગ્યાયોગ્યપણું સારી રીતે જાણી શકું છું. હું મ્હારા અનુભવ ઉપરથી કહું છું કે, આ નવા આવેલા પરોણાઓ હજુ પણ વધારે માનને લાયક છે—આથી પણ વધારે માનની પદવીનો અનુભવ તેમને થયેલો છે—તેઓને આપેલું આસન યોગ્ય નથી ને એથી વધારે ઉંચી પદવીની જગ્યાને લાયક છે, એમ મ્હારું માનવું છે."

આ સાંભળી ઝુંજારરાવના કુટુંબનો પીઢીજાદ વૃદ્ધ કવિ બોલી ઉઠયો—"મ્હારો કવિતાનો ધંધો એટલે હું પણ મનુષ્યની આકૃતિ ઉપરથી તેનું કુળ, જન્મ પરખી શકું છું. આ ન્હાની ઉમરના યુવાન પરોણાની આંખ તરફ નજર કરો. તે આ સર્વ મંડળમાં સૌથી વધારે ઉમરાવ દીલના સરદારને શોધતી કેવી ચમકતી, તીક્ષ્ણ તથા ગૌરવતા દાખવતી ફરફરી રહી છે! અને તેથી પણ આ બીજા નવીન સરદારને જોઇ છક થઇ જાઉં છું. તેનાં શાંત, ઠરેલ અને વિશાળ ચક્ષુ આ સર્વ મંડળ કરતાં પોતાની મહત્તા અત્યારે સુચવતાં હોય તેવી રીતે આ આનંદી દેખાવપર નિર્વિકારપણે દૃષ્ટિપાત કરી રહ્યાં છે."

આ સાંભળતાંજ અચોક્કસ શંકા, ધિક્કાર તથા ક્રોધ વાડીના સાંવતના મગરૂબ ચ્હેરાપર પ્રકટી નીકળ્યાં. અભિમાનથી આ અજ્ઞાત ગૃહસ્થો તરફ ભવાં ચઢાવી કઠોરતાથી જોવા લાગ્યો અને જંજીરાના ફતેહખાનના કાનમાં કાંઇ ઓઠ ફફડાવી, ઉંચે સાદે ટુંકમાં તેમને પ્રશ્ન કર્યો, "તમે તમારી સફરમાં બળવાખોર મરાઠાઓના લુટારા સરદારનો કાફલો, દરીઆઇ તોફાનમાં છિન્નભિન્ન થઇ ગયેલો જોયો છે! કે તેઓ તોફાનમાંથી બચીને સહીસલામત કિનારે ઉતર્યા છે? અને પોતાના દેશને હેરાન કરવા, રંજાડવા પાછા જીવતા ફર્યા છે કે કેમ?"

આ પ્રશ્નથી યુવાન મુસાફરનું લોહી ઉકળવા લાગ્યું અને સાવંતની માફક જ ક્રોધયુક્ત કઠોર દૃષ્ટિ ફેંકતો બોલ્યો "બળવાખોરો વિષે અમે કાંઇ પણ જાણતા નથી. પરન્તુ મહાન શિવાજી મહારાજના સબંધમાં કાંઇ જાણવા ઇચ્છા હોય તો સાંભળો! તે થોડા સમયમાં પોતાના દરેક ન્હાના મ્હોટા શત્રુઓ જેઓ બિજાપુરનો પક્ષ લઇ તેમની સામે થશે, તેમના હાથમાંથી આ દખણ દેશ છોડવી પોતાની પવિત્ર ભગવી ધ્વજા આખા દેશમાં ફરફરાવશે"

આ સાંભળતાં સાવંતનો ગુસ્સો ઉભરાયો, પરન્તુ તે શમાવી, "ઠીક છે, હવે આ વાદવિવાદ જવા દ્યો" એમ કહી પોતાના કવિ તરફ ઇસારો કરી બોલી ઉઠ્યો "રાઘોબા! આ આનંદમાં વધારો કરવા તમારી છેલ્લી જોડેલી વીર કવિતા લલકારો." તેને પોતાની પાસે બોલાવી કાનમાં કાંઇ મંત્ર મુક્યો ને ફતેહખાનને ગુપ્ત રીતે, રાઘોબાને તે કવિતા ગવરાવવાનો પોતાનો ઉદ્દેશ જણાવ્યો અને વિશેષમાં "જો મ્હારું અનુમાન સત્ય હોય તો તે કવિતા આ નવીન આવનારના હૃદયમાંના અગ્નિને વધારે પ્રજવલિત કરશે" એમ પણ કહ્યું. સર્વ સ્વસ્થ થયા ને રાઘોબાની કવિતા સાંભળવાની ઉત્કંઠાએ સર્વને નિઃશબ્દ કર્યા, રાઘોબા કવિ દિવાનખાનાને ગજાવતો ગાજી ઉઠ્યોઃ—

## ( કવિત. )

બિજાપુર બાદશાહાત, ફરે આણ દક્ષિણ દેશ;
દક્ષિણના સરદારો સૌ, બાદશાહને તાબે છે.
લુણ ખાય બિજાપુરનું, લુણહરામી શું થાયે!
બિજાપુર શત્રુ સામે, ભારી હામ ભીડે છે. (૧)
મરાઠાના સૂબા કોઇ, સેવા કરે બાદશાહની
પણ શાહજી પુત્ર, મૃત્યુ કાજ સામો થાય છે.
હિમ્મત વિનાનો મૂર્ખ, અવિચારી પગ ભરે
પડે સહજમાં અંતે, પસ્તાવાને ધાય છે. (૨)
"દુશ્મનોનું રાજ ટળો, શત્રુનો સંહાર કરો"
"દેશપર હસ્ત ગયો, હાય હાય કરે છે."
"જુલમ જુલમ એમ, બોલે મરાઠાઓ કોઇ"
"છોડાવો બચાવો કરી શિવને વિનવે છે" (૩)
"હૃદયમાં પડ્યો ડાઘ, કયમ કરીને ભુસાએ"
"વેર, વેર, ઝેર શબ્દ, ધ્વનિ એમ થાય છે"
"દેશતણું હિત મ્હાલું, ડરીને શું બેશી રહેવું"
"સંપ કરી સામા થાવું, એજ ખરો માર્ગ છે" (૪)
"ઉપરી ધન બહુ માગે, ડરીને સર્વ શું દેવું"
"એવાને આપી દઇને, પછી શું કોડીયું લેવું!"
"જુલમી બકરાંને મારે, સિંહથી તો ઘણું બ્હીએ"
"સિંહ છતે બકરાંએ, શિયાઇ દુઃખ શું સ્હેવું" (૫)
બિચારો આ અનુચિત, કરે શિવા મરાઠાઓ
પણ જાણે શું બિચારા કર્મગતિ કેવી છે.
જોર તોલ પોતા કેરું, જાણે નહી શત્રુઓનું
બોલો પછી જય શાનો, ખુવારીની રીતિ છે. (૬)
લુટારાનું કામ કરે, સંતાપે રંજાડે પ્રજા

નીચ કામ શિવાજીનું સૌ કોઇ જાણે છે.
જાણે નહી માથે ધૂમે શૂર ક્ષેમ નાયક જેવો
બીજાપુર બાદશાહનો જમણો હાથ ગણે છે. ( ૭ )
મરાઠા સરદારો બીજા, બીજાપુર રાજ્યકેરી
આબાદી ઇચ્છે હમેશ, રણે શૂરા પુરા છે.
શિયાળથી સિંહ ડરે, એતો પાણી મોભે ચઢે
સિંહ ગર્જના કરેથી, શીયાળ ભાગી જાય છે. ( ૮ )
જાવલીનો ચંદ્રરાવ, મોરેને માર્યો દગાથી
પાતકી, ઘાતકી શિવો, હવે શું બચવાનો છે.
કુડાં કર્મ કરી પોતે, ક્ષેમ નાયકને છંછેડી
પીશાચ્ચથી અધમ તે સુખે શું સુવાનો છે! ( ૯ )
મચ્છરને મસળતાં હસ્તીને શી લાગે વાર!
છછેડાયો સર્પ ડસ્યાવિના શું રહેવાનો છે!
મુગલ, મુસલમાનો, લુંટાએ રીબાએ ઘણુ
દગા, ફટકાનું કામ, સામો શું થવાનો છે (૧૦)
કાસ ન ઉમરાવનું એ, ધામ ન મળે રહેવાને
જગલમાં પડી રહેવું, એ શું એને છાજે છે.
ભામટાનું કામ એતો, ચોરટા ચોરટા થાવું
પરાક્રમ હોય, તો એ, આમ શું ખપાવે છે. (૧૧)
નીચ કર્મ કરનાર, માફી માગે એકવાર
ક્ષેમ નાયક જેવા કેરી, ભાગ્યનો ન પાર છે;
ઢોંગ કરે, દેશ સેવા, દેશ સેવા આમ થાયે!
ધુતારાનો ધુતારો એ ખાય, તેનું ખોદે છે. (૧૨)
પુરંધર કીલ્લો કબ્જ કર્યો, ચોરી દગા થકી
બીજા કીલ્લા કર્યા સર, દગા બાજી રમીને.
અભિમાન કેરા બોલ કહાવી ધમકી બહુ આપે
હાથી પછવાડી જેમ, કુતરું જ ભસે છે. (૧૩)
સૂર્ય સામી ધુળ ઉડે, રવીને ન લાગે ડાઘ
ઉરાડનારની પર, સામી આવી પડે છે.
સાવંત વાડીનો ધણી, ક્ષેમ નાયક ગુણ મણી
દક્ષિણમાં પુરેપુરી હાક વાગી રહી છે. (૧૪)
હીમ્મત અપાર જેની સરદારોનો સરદાર
જોરતોર સબળથી બીજાપુર ધ્રુજે છે.
સાવંતનું તેજ તપે, બીજાપુર બાદશાહ
નાયકને પુછયા વિના, પાણી નવ પીએ છે. (૧૫)
ક્ષેમ જેવા વીરનર, વસે છે આ ધરણીપર
ત્યાં સુધી શિવાજી ત્હારાં, સર્વ ફોગટ ફાંફાં છે.

બળવાન શત્રુ ખરો, હીમ્મતમાં પુરેપુરો
વાડીના ધણી અગાડી ખરે તું અધુરો છે. (૧૯)

શિકારીઓના તીર તથા ભાલાના વરસાદથી ઘેરાયલો અને છંછેડાયલો વાઘ, જેમ પોતાના શત્રુ ઉપર તલપ મારવા પૂર્વે પોતાનો શીકાર નક્કી કરવા દૃષ્ટિ ફેંકે છે, તેમ તલવાર પર હાથ નાંખને, ઘડીકમાં કવિ તરફ જોતો તો ઘડીકમાં સાવંત તરફ આંખ ફેરવતો સંતાજીરાવ જોવા લાગ્યો. તેનું લોહી કવિના બોલે બોલ સાથે ઉછળવા લાગ્યું. પરન્તુ તેના મ્હોટા ભાઇએ ધીમા અવાજે કહ્યું "શાંતિ પકડ, શું હજુ તું ઉછાછળો જ રહ્યો ! અધીરો શું થાય છે ? વાહ ! લડાઇઓનો આટલો બધો અનુભવ થયા પછી પણ હજુ પુરો ઘડાયો નથી. આવા હલકટની કવિતાથી શું ચીઢઇ જાય છે ! "આટલું બોલી કવિ તરફ ફરી બોલ્યો "વૃદ્ધ કવિ ! ત્હારી મહેનતનો બદલો આપનાર ધણીની સારી પ્રશંસા કરનારી કવિતા ત્હે ગાઇ છે હો ! રાઘોબા ! શિવાજીની કેટલીક નિંદા કવિતામાં ગાઇ છે પણ તેમાં ત્હારો દોષ નથી. તું તો પૈસાનો વેચાયલો છે. રાઘોબા ! હું, તને ભાડુતી કવિ તરીકે આ સુવર્ણ માળા આપું છું તે લે. અને સૂચવું છું કે, ભવિષ્યમાં ત્હારી કવિતામાં શિવાજી માટે જરા સારું બોલતાં શીખજે."

આ સાંભળતાં જ સાવંત ક્રોધથી ગર્જી ઉઠ્યો, "હું દેવોના સોગન ખાઇને કહું છું કે આ પુરુષ પોતે શિવાજી છે, અને મ્હારા મિત્ર ચંદ્રરાવ મોરેના ખુન માટે એને મરવું જ પડશે" એમ બરાડતાં મ્યાનમાંથી તરવાર ખેંચી.

પણ ખેંચનાર ક્યાં જાણતો હતો કે,

"જીતને તારે ગગનમે ઉતને શત્રુ હોય,
કૃપા હોય શ્રીરામકી તો બાલ ન ઉખાડે કોય"

ઝુંઝારરાવ આડે પડી મ્હોટેથી બોલી ઉઠ્યો, "અરે ! આ શું ! સર્વ શાંત થાવ. જ્યાં સુધી મ્હારા હાથમાં તલવાર છે ત્યાં સુધી મ્હારી સમક્ષ એનો વાંકો વાળ થવા દેનાર નથી. અરે ! આવી નામરદાઇથી કોઇ પણ અજાણ્યા પરોણાનું લોહી રેડાઇ, મ્હારા મહેલને અપવિત્ર થવા દઇ, મ્હારા બાપદાદાની કીર્ત્તિને ડાઘ લાગવા દઇશ નહી. આ મારો પ્રાચીન કીલ્લો આફતમાં આવી પડેલા દુઃખી અતિથિનું વિનાશસ્થાન થશે નહીં, પણ તે એક આશ્રય આપનાર થઇ તેમને શાંતિ આપશે."

અતિશય ખીજવાતો, ક્રોધથી લાલચોળ થયેલો સાવંત પોકારી ઉઠ્યો "બસ ! હું કાંઇ પણ સાંભળવાનો નથી. હું મ્હારું વેર લઇશ. અત્રે

અમારાં વધુ માણસો છે ને એ એકલો છે તેમાં થઇ શું ગયું! એ ખુનીનો નાશ થવો જ જોઇએ. ચંદ્રરાવ મોરેના શરીરમાં આ હત્યારાનાં માણસોએ ત્રણ ત્રણ ખંજરો ભોંક્યાં હતાં. જુંજારરાવ! આશ્રય દેનારા તમારા કીલ્લા કે દિવાનખાનાની વાત હવે બાજુપર મુકો. હું તમારી દલીલ કાંઇ પણ ધ્યાનમાં લેવાનો નથી. જગન્નિયંતા મ્હારા મિત્રના ખુનનો સાક્ષી છે. તેના રેડાતા લોહી પર તેના નિમકહલાલ સેવકો, ભાયાતો મરાયા; અને લોહીના તરસ્યા વરુઓની માફક આખું જાવલી તેમણે જમીનદોસ્ત કર્યું; તેનું વેર, બસ વેર લેવાનો આવો લાગ ફરી કયાંથી મળશે? આ નિર્દય ખુની તે વખતે આવી જ ક્રૂરતાથી જોતો હશે—ભાઇઓ ઉઠો, જેઓ મને ચ્હાતા હોય તેઓ ઉઠો! આ ક્રૂર લુટારા વિશ્વાસઘાતીનો વધ કરી મ્હારું વેર વાળો."

પોતાના ધણીનો શબ્દ નીકળતાં જ ઘણા અમીરો, સરદારો, તલવાર ખેંચી કુદી પડ્યા. વેર, વેરની બૂમોથી આખું દિવાનખાનું ગાજી રહ્યું. જ્યાં આનંદ વર્તી રહ્યો હતો ત્યાં દ્વેષાગ્નિ તપવા લાગ્યો—ચળકતી ખુલ્લી શમશેરો વીરોની વીરતા દેખાડવા લાગી. દેખાવ ઘણો જ ભયંકર થયો ને કાયરના મનને ક્ષોભ ઉત્પન્ન કરવા લાગ્યો. ઘણી વીરહાકો પડવા માંડી. લોહીનો ભુખ્યો સાવંત ક્રોધાવરણમાં દાંત કચડતો ઘડીમાં હોઠ પીસતો ઉભો હતો. તેના સર્વ સરદારો ક્રોધાવેશમાં આ બે નવીન મુસાફરોપર ત્રુટી પડવાને વાડીના ધણીના હુકમની રાહ જોતા ટાંપી ઉભા હતા.

અદ્યાપિ સુધી આ સઘળો બનાવ જોતો સ્વસ્થ બેઠેલો ફતેહખાન પોતાનો સમય આવેલો જાણી ઉભો થતાં બોલ્યો--"જુંજારરાવ! આ બન્ને પુરુષ મ્હારા કેદી છે! હું બીજાપુરના બાદશાહના હુકમથી તેમને કેદ કરું છું. તેઓ બળવાખોર છે, બીજાપુરના સેવકો છતાં નિમકહરામ બની બાદશાહ સામે હથિયાર ઉપાડવા માટે ગુનેહગાર છે. તમારે વગર ઢીલે તેમને મ્હારે હવાલે કરવા જોઇએ!"

દૃઢતાથી જુંજારરાવ બોલ્યો:—"બીજાપુરના હુકમને મ્હારે માન આપવું જ જોઇએ; પરન્તુ આવા માંગલિક પ્રસંગે આનંદમાં ભાગ લેવા આપણે એકત્ર થયા છીએ, તેમાં પરોણા તરીકે આવેલા આ સરદારોને આપણે હાનિ પ્હોચાડીએ તો એ દગો કે બીજું કાંઇ! મરાઠા નામને બટ્ટો લાગે તેવું કામ આ જુંજારરાવ કદાપિ થવા દેશે નહિ. બિજાપુર, પોતાના બળવાખોરોને પકડી જોઇએ તેવી શિક્ષા કરે, પણ આ મ્હારા કીલ્લામાં આવા શુભ પ્રસંગે આવું કાર્ય કદી થવા દઇશ નહિ. ફતેહખાન કે ખેમનાયક આવા આ બ્હાદુર સરદારને મ્હારી સમક્ષ કેદ કરી શકશે

નહિ.–અરે તેને હાથ સુદ્ધાંત લગાડવાની હું રજા આપતો નથી. આ જગ્યાનો માલિક હું છું; અને મ્હારી ઇચ્છા અમલમાં લાવવી જ પડશે!"

આ ઉત્તરથી સર્વ એક વખત તો સ્તબ્ધ બની ગયા; પણ તરત જ જોરભેર તકરારો ચાલવા લાગી. અંતે સર્વ શમશેર ખેંચી એક પગે તૈયાર થઇ રહ્યા. આ સર્વ બનાવ અનુભવતાં દીલગીર થતા, હુરેશ્વરના મહન્ત સર્વને શાંત પાડવા બોલવા ઉઠ્યા. સૌ તેમને જોઈ શાંત પડ્યા અને ઉભય પક્ષ તેમને તથા તેમની ગાદીને ઘણું જ માન આપતા હોવાથી, તેના ઠરાવ મુજબ ચાલવા નક્કી કર્યું. મહન્ત સર્વ તરફ દૃષ્ટિ ફેંકતા બોલ્યા:—

"ભાઇઓ! શાંત થાઓ! આ બધુ શું! અત્રે આ વખતે શાન્તિને બદલે આવી અશાન્તિ! વાહ! શું આ લગ્નના માંગલિક સમારંભમાં આ તોફાન, ખુલ્લી તલવાર અને લડવાનો દેખાવ શોભેછે!"

ઘણા જ તિરસ્કારથી વાક્પ્રહાર કરતો ક્રોધાવેશમાં ખેમ સાંવત બોલી ઉઠ્યો–"ગુરુજી મહારાજ! આ આનંદમાં વિઘ્ન પાડનાર ક્રૂર લુટારો ખુની શિવાજી આવીને ઉભો છે, તે અમારાથી કેમ સંખાય! જ્યાં આ ખુની ધુતારો હોય ત્યાં શાંતિની આશા પણ રખાય! ત્હારા પવિત્ર-ન્યાયવંત શબ્દોથી તેનો જે ન્યાય થાય તે હું આ તકરારનો અંત લાવવાને કબુલ કરીશ."

જુંજારરાવે પોતાના આવા વીર પરોણાપર અત્યારે કાંઈ પણ જુલમ થાય તો તે ન્યાય વિરુદ્ધ કહેવાય, એવી રીતે કહી શિવાજીનો બચાવ કર્યો. ફતેહખાને બીજાપુર સરકારના નામથી આ બળવાખોરને કેદી તરીકે પોતાને સાંપી દેવા સબંધી ખુબ મજબુતાઇથી માગણી કરી. આવી રીતે સર્વેએ પોતપોતાનો પક્ષ મજબુતાઇથી દેખાડ્યો. સર્વની દલીલો સાંભળી વૃદ્ધ મહન્તે શીવાજી તરફ પોતાની નજર ફેરવી. આ વીરના ચ્હેરા સાથે તેની આંખો મળતાં બે બે વખત તેને હિમ્મત આવી અને પાછી હઠી. બે બે વખત તેની આંખો આ વીરનો પ્રભાવ ન ખમી શકાયાથી મીંચાઇ ગઇ. તેનો અવાજ મુખમાંથી બ્હાર નીકળી ન શકયો. પણ આખરે મક્કમ ઠરાવ સાથે તેણે કઠોરતાથી સવાલ કર્યો "ઓ કમ નસીબ! બોલ, ત્હારા બચાવમાં ત્હારે શું કહેવું છે? ત્હારાં નિર્દય કૃત્યોથી સ્વર્ગના દરવાજા ત્હારે માટે બંધ થયા છે અને નરકનાં દ્વાર ખુલ્યાં છે. હું તે કૃત્યો અત્રે કહી શકતો નથી. જીવતાને મુવેલા સાથે એકત્ર કરતી સત્તાનો ભયંકર શ્રાપ દરેક આશીર્વાદરૂપ દેવતાને દૂર કરી, પોતાના શીકારપર હક ભોગવતી દરેક શ્રાપિત ક્રૂર ભુતાવળની વસ્તુઓને રહેવા હુકમ કરે છે અને તને પવિત્ર સ્વર્ગમાંથી બહાર કાઢી, ત્હારી પ્રાર્થનાઓને ઇશ્વિર સાંભળતો નથી. દરેક જણ તને ત્હારા આ અઘોર કૃત્યમાં મદદ કરનારાઓને શ્રાપ આપતો

નિંદે છે. અને એટલું જ નહિ પણ ત્હારી જરુરીયાતને પૂરી પાડનારને
કરેછે જાણુ કે તેં કંઈ—અલ્પ મદદ પણ કરે છે તે જ્યારે જીવતો હોય છે
ત્યારે જુનની પેઠ ત્હારામાં વાસ કરે છે, અને મુવા પછી ત્હારા છજ જરાતરા
પણ પવિત્ર સંતોના મગજમાં વાસ કરી ત્હારી સમાધ અરે કબરમાંથી
નેકીના રહેલ સડેલ ગુંથા પણ ચોરી તોડી જોર જુલમથી ખેંચી લેતો
ત્હારી પવિત્ર પ્રાર્થનાગોની બનાવેલી હાડકી ઉપર છીવે છે. અને ત્હારાં
આવાં નિર્દય કૃત્યોનો યોગ્ય બદલો આપે છે! બોલ એ હત્યારા! સ્વામી-
દ્રોહી, ત્હારા બચાવમાં શું કહેવું છે?"

શિવાજી આ વજ્ર જેવા વાક્પ્રહારથી છેડાયો પણ શાંતિથી
બોલ્યો "મહારાજ! આ શબ્દો તમારી આ વૃદ્ધાવસ્થાને તથા તમારા આ
પોશાકને રુચતા નથી. આપના મુખમાં આ શબ્દો જરાપણ શોભતા નથી.
આપ મ્હોટા મહંત છો. —મ્હોટી ગાદીના માલીક છો. આપને આ શોભતું
નથી! પણ કાંઈ નહી. સાંભળો, તમે મ્હારા પર વગર વિચારે આટલો
બધો આરોપ મુકી આવા શબ્દો કહોછો તે ઠીક નથી, મ્હેં કાંઇ પણ ખોટું
કર્મ કર્યું નથી. જાવલીનો ચંદ્રરાવ મોરે મુઓ તેમાં મ્હારો કાંઇ પણ દોષ નથી.
મ્હારે તમને જણાવવું જોઇએ કે તેને કાંઇ પણ અંદરના દ્વેષથી માર્યો નથી,
પણ તે પોતાનો ધર્મદ્રોહી, દેશદ્રોહી તરીકે મુવો છે. ... હું તેનો વૈરી નહોતો;
મ્હેં તેને છંછેડ્યો નહોતો. તેની સામે મ્હેં પ્હેલાં ... ભાવ સુદ્ધાં પણ
દેખાડ્યો નહોતો. છતાં હાથે કરી વેર સળગાવવાનું તેને કારણ ઉભું શું? રાય-
ગઢથી આવતાં પારઘાટમાં મને કેદ કરવાના ઇરાદાથી બીજાપુરનું સૈન્ય
છુપાઇને પડ્યું હતું તેને મદદ કરવા કાંઈ પણ તેને કારણ ... આ હોતું! તે
છતાં પણ મિત્રતા વધારવાના હેતુથી મ્હારા વકીલો મ્હેં મોકલ્યા તેને કેદ કર્યા, તેની
સાથે છેડાઇ મ્હારે વીશે તે જેમ તેમ અયોગ્ય બોલવા લાગ્યો. આથી ... બનાવ મ્હારા
સ્વામિભક્ત નિમકહલાલ સેવકોએ ઉશ્કેરાઇ જઇ તેના પર હલ્લો ... ઢીલે કરી
તેનો વધ કર્યો. તેમાં તેમનો શું દોષ! શું કોઇ પણ સેવકને તેના સ્વામી
વિશે અપશબ્દો સાંભળતાં લાગશે નહિ! મ્હેં તેમને શિક્ષા ન કરી, ... સે
મ્હારાપર આરોપ આવે છે. પણ તમે જ કહો કે તેઓ શિક્ષાને લાયક ... ન
હતા? આટલા બધા શ્રાપો આપવાનું કારણ શું? તેમને શિક્ષા ન ...
કરતાં મ્હેં ગુસ્સાના આવેશમાં જાવલી નારાજ કરી દેશદ્રોહીને આ
અપમાનનો યોગ્ય બદલો આપ્યો. હા, એ ખરું કે મહારાષ્ટ્રનાં દુઃખો
જોઈ તેને જુલમાટમાંથી છોડાવવાના જુસ્સામાં આવતા ગુસ્સાને
માટે મ્હારાપર આપ દો... [illegible] ...ઈશ્વર માત્ર મ્હારી ખરી
ધારણા જાણે છે; [illegible] કર્યો?
પ્રથમ તો હું બીજાપુર [illegible] આ

મુસલમાનોના તાબામાં, અને આપણે હીંદુઓ તેમના દાસ, તેમનો જુલમ સાંખી શેખાઈ મારવામાં મર્દાઈ સમજીએ? વાહ વાહ! મ્હેં મ્હારા આ કમભાગી પણ સુંદર વ્હાલા દેશને મુસલમાનોની સત્તામાંથી છોડાવવાને પ્રયત્ન આરંભ્યો એટલે હું સ્વામીદ્રોહી, બળવાખોર, લુટારો, ખુની! નહી? હું અહી સર્વ હાજર રહેલાઓ વચ્ચે હિંમતથી છાતીએ હાથ ઠોકી કહું છું કે, ખેમ નાયક તમે પોતે દેશદ્રોહી છો, દગાખોર છો અને મ્હારે માટે વાપરેલાં વિશેષણો ખોટાં છે, અને એ સર્વ તમને જ લાયકનાં છે. હવે હું વધુ કહેવા માંગતો નથી, બસ મ્હારું કહેવું પૂર્ણ થયું. હવે તમારી મરજીમાં આવે તેમ કરો."

વૃદ્ધ મહન્ત મહા આશ્ચર્યમાં દંગ થઇ ગયલા માણસની પેઠે રાજા તરફ ટગર ટગર જોવા લાગ્યો; અને તેના ફિક્કા સફેત પુણીજેવા ચ્હેરાપર અતિશય આનંદ પમાડનાર તન્મયનો ક્ષોભકંપ સ્ફુરવા લાગ્યો. તેના શ્વાસોશ્વાસ વધારે ધાડા અને ઝડપથી આવવા લાગ્યા અને તેની ઝાંખી ફિક્કી પડી ગયેલી આંખોમાંથી નિરંકુશ જુસ્સાવાળા અને ભમતા પ્રકાશનાં આશ્ચર્યજનક કિરણો ફેંકાવા લાગ્યાં. તેનાં રોમેરોમ ખડાં થયાં, તેનાં ભવાં પ્રકાશવા લાગ્યાં અને તેની નાડો તેના લોહીને ગરમ કરતી ધડકવા લાગી અને ભયંકર ચુપકીદીનો ભંગ કરતો બોલી ઉઠ્યોઃ—

"શિવાજી! હું તને ભયંકર શ્રાપ આપવાને તથા આ લોકોને ત્હારાપર હલ્લો કરી પોતાનું વેર વાળવા દેવાના ઇરાદાથી ઉઠ્યો હતો; પણ મ્હારી આ વૃદ્ધ છાતીમાં જરા પણ ન દાબી શકાય એવી એક સત્તા મને અત્યારે લાગે છે. તે સત્તા મ્હારા અવાજને ઉત્તેજિત કરે છે, તે મ્હારી નસોને ફુલાવે છે, તે મને બાળે છે, ગાંડો બનાવે છે, તે મને પરાધીન બનાવે છે! શિવાજી, ત્હારા ફટકાએ ત્હારા શત્રુને અધમતાથી માર્યો, તેમાં તો સંદેહ નથી. પરંતુ આત્માની ઉચી ભાવના—આદેશને તાબે થઇ હું તને શ્રાપને બદલે આશિષ આપું છું!"

અહીં તે બોલતો અટકયો અને તેના આ શબ્દોએ આશ્ચર્યચકિત થતા લોકોમાં લાંબી ઉંડી ભયાનક ચુપકીદી પ્રસારી. પુનઃ તે પ્રકાશ તેના ચક્ષુમાંથી ઝરવા લાગ્યો. તેનું શરીર હિંમતથી ફુલાવા લાગ્યું. અને વૃદ્ધવસ્થાનો તુટતો, ધ્રુજતો અવાજ તેના શરીરના ફુલાવા સાથે અલોપ થઈ ગયો, અને તેને સ્થળે એક યુવકનો હોંસ ભર્યો ધાડો અવાજ મુખમાંથી બહાર સરવા લાગ્યોઃ—

"ત્હારાં આજ સુધીના સર્વ મહાન્ કૃત્યોમાં તું ફતેહમંદ થતો આવ્યો છે અને હું તને આશિષ આપું છું કે, તું હમેશાં ફતેહમંદ જ થઇશ. અને લોકોના આશીર્વાદ પામીશ. ઓ મહાન્ વીર! લડાઇના મેદાનમાં કે

ત્હારા વિશાળ મહેલમાં પણ આ હુરેશ્વરના વૃદ્ધ મહન્તના આશીર્વાદ ત્હારી ઢાલની માફક ત્હારૂં રક્ષણ કરતાં હમેશ ત્હારી સાથે જ રહેશે. ત્હારા દેશની અપકીર્ત્તિનું વેર વાળનાર, તેની મંદ થયેલી કીર્ત્તિને પુનઃ ઉત્તેજિત કરનાર, ત્હારા રાજ્યદંડ અને ત્હારી શમશેરથી આશીર્વાદરૂપ થઈ, ઓ શિવાજી! તું આ સુંદર મહારાષ્ટ્રનો હકદાર માલેક છે. ત્હારાં મહાન્ કૃત્યોમાં અને ત્હારી વિખ્યાતિમાં તું આશીર્વાદ પામ્યો છે. કેટલી બધી મહાન્ કીર્ત્તિ ત્હારા નામસાથે જોડાવા તૈયાર થઇ રહી છે? ઘણા ભવિષ્યના કાળમાં, ઘણી સદીઓ પછી પણ, પિતા પોતાના પુત્રને ત્હેં ત્હારો દેશ કેવી રીતે સ્વતંત્ર કર્યો, એ વાતો કરશે. અને પોતાના બચ્ચાંઓને ત્હારું પવિત્ર નામ લઇ લઈ ત્હારી વીરતાની વાતો કહેશે અને એવી રીતે ત્હારી કીર્ત્તિ યાવતચંદ્રદિવાકરૌ સુધી હમેશાં અજરામર રહેશે! ત્હારે માટે ઘણાં યશોગાન ગવાશે! જા! વિજેતા, વીર! જા, અને ત્હારા આ ઉચ્ચ કાર્યમાં મંડ્યો રહી પૂર્ણ કીર્ત્તિ મેળવ! તે સત્તા, જેની પ્રેરણા મ્હારી છાતીને હર્ષથી ગજગજ ફુલાવે છે તે સત્તા તને આશિષ આપે છે કે તને સદા યશ આવશે; અને ત્હારી કીર્ત્તિ અચળ રહેશે! બસ–મ્હારો આ થોડા સમય માટે પુનઃ જીવિત થયેલ ઉત્સાહવંત જુસ્સો નબળો પડતાં આ થોડા વખત માટે ઉદ્ભવ થયેલા આનંદના અનલને સમાવી દે છે.–મ્હારૂં કાર્ય પૂર્ણ થયું. હું પરમાત્મા તરફથી શ્રી હુરેશ્વરના હુકમથી ફરમાવું છું કે મ્હેં મ્હારો ન્યાય આપ્યો છે. કોઇએ આ વીર પુરુષને હાથ લગાડવો નહિ. જો કોઇ પણ એને જરા પણ હરકત કરશે તો શ્રી હુરેશ્વરનો કોપ તેનાપર ત્રુટી પડશે.”

તેના જુસ્સાવાળા ભાષણને અંતે થાકતો વૃદ્ધ મહન્ત પોતાના શિષ્યોના હાથમાં પડ્યો અને તેમના ટેકાથી ચાલતો દિવાનખાના બ્હાર જઇ તેણે પોતાના ઉતારા તરફ પ્રયાણ કર્યું.

જીસ્કુ રાખે રામ કૃપાળુ, ઉસ્કુ ન મારે કોય;
ઉસપર દુન્યા ઊલટે, તોભી કછુ ન હોય.

મહન્તના આ એક ભવિષ્યવાણી જેવા ભાષણથી આખા દિવાનખાનામાં એકપણ માણસ ન હોય તેવી ધાસ્તી ઉપજાવતી શાંતિ પસરી હતી. તે મહન્તે દિવાનખાના બ્હાર પગ મુક્યો, તે સાથે જ અહીં શાંતિનો જરા જરા ભંગ કરતો અવાજ જાગૃત થયો. શંકા અને ધાસ્તીનો ગણગણાટી કરતો અવા જ ઘણા ઈંતેજાર કર્ણોમાં ગુપ્ત રીતે રેડાતાં ગંભીર ચુપકીએ મૌન તોડ્યુ. મહન્તના આ ન ધારેલા ભાષણથી આભો બનેલો ખેમંનાયક તો સજ્જડ જ થઇ ગયો. મહન્તના ઠરાવ પ્રમાણે

ચાલવાને પ્રથમથી જ બંધાઇ ગયેલો હોવાથી લાચારીથી હાથ પછાડ્યા. પણ પુનઃ ગુસ્સો ઉભરાતાં લાલચોળ થઇ ગયો. સર્વ જણ અધીરતાથી તેની તરફ જોવા લાગ્યા. અંતે પોતાની લાગણી દબાવી ન શકાયાથી ઓચીંતો ચોંકતો ક્રોધિત ચ્હેરા સાથે હાથની મુઠી વાળતો, માથું હલાવતો એક-દમ કઠોરતાથી બોલી ઉઠ્યો:–"શું તમે મને આટલો હલકો સમજો છો કે જીવલેણ વેર ભુલી જઇ મ્હારા મિત્રના લોહીથી ખરડાયલા આ હત્યારાના હાથો સાથે હું મ્હારા હાથ મેળવીશ! કદી નહિ! આસમાન જમીન એક થઈ જાય, સૂર્ય પશ્ચિમમાં ઉગે તો પણ નહિ! આજ ત્હારો ઉપદેશ કે? સોગનથી બંધાયલી ગાઢ મિત્રતા અને પ્રાચીન વખતથી જોડાયલા પેઢીને જાદસંપનો આ ત્હેં સારો બદલો આપ્યો! પણ લાચાર! હાલ તો વચનથી બંધાયો છું, નહિ તો આનો યોગ્ય બદલો આપત. હવે વખત આવે વાત! આ વખતે તો તને લાચારીથી જતો કરું છું, પણ મ્હારા વેરનો બદલો હું ઘણા જ થોડા સમયમાં લઇશ. હું અહીં હવે વધુ રહેવા માગતો નથી. તમારી પુત્રીનાં તરત લગ્ન કરી આપો એટલે અમે અમારે દેશ તરત જ ઉપડી જઇશું. આજની તમારી આ વર્તણુકથી મને ઘણું લાગી આવ્યું છે. અમારે હવે વધુ મીજબાનીઓ જોઇતી નથી. ફતેહખાન, ચાલો અહીંથી, શિવાજીના મિત્રમાં અને બીજાપુરના દુશ્મનમાં આપણે હવે આપણા મિત્ર કે સબંધી જાણતા નથી. તેમ અત્યારે તેમને કાંઈ પણ કરી શકતા નથી. લાચાર છીએ."

ફતેહખાન: "ચાલો, આપણને હવે વધુ વખત અહી થોભવું વ્યાજબી નથી: આ ગુંસાઈડાના દગાનો બદલો લેવામાં આવશે અને તરત જ બિજાપુર તેની આ શ્રાપદાયક ભવિષ્ય વાણીરૂપ દેશદ્રોહી આશીર્વાદ માટે યોગ્ય શિક્ષા કરશે–જુંજારરાવ, હાલ તો અમે ત્હારા શહેરમાં છીએ, ત્હારી સત્તામાં છીએ એટલે કાંઇ પણ કરી શકતા નથી. પરન્તુ ઘણા થોડા વખતમાં આવી રીતે હાથમાં આવેલા લુટારા–શત્રુને જવા દેવા માટે તને ભયંકર શિક્ષા ખમવી પડશે. બીજાપુરસરકારનો કોપ ત્હારા પર ત્રુટી પડશે" જુંજારરાવ આ બેઉને શાંત પાડવા બોલવા જતો હતો એટલામાં જનાનામાંથી કોલાહલના અવાજો આવવા લાગ્યા. બે દાસીઓએ ગભરાતી ગભરાતી આવીને ઝુંઝારરાવને ઇંદીરાબાઈના અલોપ થયાના સમાચાર કહ્યા. સર્વ દરબારમાં આ સમાચારથી કોલાહલ મચી રહ્યો. મહેલના ખુણે ખુણા શોધી વળ્યા. મસાલો સળગાવી આખા શહેરમાં માણસો શોધવા નીકળી પડ્યા. ઝુંઝારરાવ ઘણો જ ચિંતાગ્રસ્ત થયો. બેમનાયક વધારે છંછેડાયો; અને ઇંદિરાને નસાડવામાં શિવાજીનો જ હાથ છે એવો

આરોપ મુકવા માંડ્યો. ઝુંજારરાવે તે કૃત્ય શિવાજી જેવો વીર ક્યારે પણ કરે નહિ એવી પ્રતીતિ આપી. હતાશ થતો ખેમનાયક મહેલમાંથી બ્હાર નીકળી પોતાના ઉતારા તરફ ગયો અને પોતાના માણસો મોકલી શોધ ખોળ કરાવવા માંડી. બંદરપરનાં દરેકેદરેક વહાણો, મછવાઓ, હોડીઓ વગેરે શોધી પણ ઇંદીરાનો ક્યાંથીએ પત્તો મળ્યો નહીં. આસપાસના પ્રદેશમાં શોધ કરવાને સ્વારો દોડાવ્યા—પણ વ્યર્થ અહીંથી પુત્રીના વિયોગથી પીડાતો વૃદ્ધ ઝુંજારરાવ મૂર્છા ખાઈ પડયો. થોડા સમયમાં આખું દિવાનખાનું ખાલી થઇ ગયું અને મૂર્છિત પડેલા ઝુંજારરાવ, શિવાજી, સંતાજીરાવ તથા ઝુંજારરાવની આસના વાસના કરતા બે ત્રણ નોકરો જ દિવાનખાનામાં રહ્યા, મોજ મજા—આનંદને સ્થળે સર્વત્ર શોક—દુઃખ વ્યાપ્યું—એકપળમાં સુખનું દુઃખ થયું—"પળમે ચાહેસો કરે" એ વાણી અત્રે ખરી થઇ ઉભી. આ માનવીની દરેક યુક્તિઓ તથા તેની આશાઓને અણચિન્તવી ઇશ્વરી સત્તા કેવી ઉંધી વાળી નાંખે છે તેનો અહીં તાદૃષ્ય દાખલો બન્યો. न जाने जानकीनाथः प्रभाते किं भविष्यति.

મનુષ્ય જાણે હું કરૂં, પણ કરતલ બીજા હોય;<br>
આદર્યું અધવચ રહે ને હરી કરે સો હોય.

શિવાજી ચિંતાતુર ચહેરે પોતાના યજમાનની મૂર્છા વળવાની રાહ જોઈ રહ્યો. મધ્યરાત્રિ થવા આવી, ઝુંજારરાવની મૂર્છા વળી. ઉઠતાં પુત્રીના સમાચાર પુછ્યા—પણ પત્તો નથી. આ સાંભળી નિરાશાથી કપાળે હાથ મુકી " ભાવી !" એટલા શબ્દો ઉચ્ચારી શાંત પડ્યો. થોડા વખતમાં પોતાની દુઃખાવસ્થામાંથી જાગ્રત થતો, શિવાજી ભણી નજર કરતો ધીમે સાદે બોલ્યો; "મહા પુરુષ, શિવાજી રાજા ! હું તમારી ક્ષમા ચાહું છું, આજે આપને અહીં થયેલ અપમાન માટે ક્ષમા માગું છું. મ્હારી પુત્રી ગઈ, હું બહુ જ હીનભાગી છું. વૃદ્ધાવસ્થામાં આ મને ઘણો જ કારી ઘા લાગ્યો ! મને આપ જેવા દેશના તારક સ્વદેશાભિમાની વીરનાં દર્શનનો લાભ થયો એ દિવસ હું મ્હારા ધનભાગ્યનો માનું છું—અત્યારે ઉઠી તમને માન આપી શકતો નથી. મ્હારી સર્વ શક્તિ મ્હારી પુત્રીના જવા સાથે હરાઇ ગઈ છે. હું હવે થોડા દિવસ જ જીવીશ. ક્ષમા કરજો. હું પ્હેલેથી તમારાં આવાં મહાન્ કાર્યોનો વખાણનાર છું અને તમારે જ હાથે આ પવિત્ર દેશનો આ મ્લેચ્છોના હાથથી છુટકો થશે, એવી આ વૃદ્ધની આશિષ છે. તમારા આ મહદ્ કાર્યમાં ઇશ્વર તમને યશ આપશે—હું પણ તમારી સાથે જોડાવા ઘણો રાજી હતો—પણ લાચાર—બીજાપુરનો સેવક ઠર્યો—આજ કેટલીક પેઢીઓ થઇ બીજાપુરનું અન્ન અમારા પેટમાં છે તેથી સ્વામી-

દ્રોહના પાતકથી હું તમારી સાથે જોડાતાં અટક્યો, બાકી મ્હારી તમારા તરફ પૂર્ણ લાગણી છે. આ સ્વારીમાં તમારાં વહાણો તોફાનમાં ઘસડાઇ તમારો કાફલો ડુબ્યાના સમાચાર મને ત્રણ દિવસપર મળ્યા હતા. તમારા શત્રુઓ તે સાંભળી રાજી થયા હતા પણ ખરું પુછતાં મને મનમાંથી ઘણુ જ દુઃખ થયું હતું. આપને આજે સહીસલામત જોઇ મને આનંદ થયો છે. આપને મ્હારા આશીર્વાદ છે."

શિવાજીએ તેની પુત્રી ખોવાયા માટે દિલગીરી દેખાડી તેનું સાંત્વન કરતાં બોલ્યો "શાંતિ રાખો, શ્રી ભવાની બધુ સારું જ કરશે. આપની પુત્રીનો જરૂર પત્તો મળશે. આપની મ્હારાપર પિતાતુલ્ય લાગણી છે તે સાંભળી મને ઘણો હર્ષ થયો છે. ઈશ્વર આપજેવા વડીલોના આશીર્વાદથી મ્હારી બધી ઉમેદો પાર પાડો. અમે આ વખતે એક ન્હાનો કાફલો લઈ અલીબાગ તરફ સ્વારી કરવાના ઇરાદાથી નીકળ્યા હતા. પણ માર્ગમાં તોફાનમાં સપડાયા. અને સર્વ કાફલાનો નાશ થયો. અમારાં વહાણો વિખરાઇ ગયાં. મ્હેં મ્હારા સરદાર તાનાજી માલુસરેને બચેલા માણસો સહિત પગરસ્તે રાયગઢ તરફ જવા હુકમ કર્યો, અમારી બધી ધારણાઓ ઉંધી વળી. મ્હારું વહાણ ઘસડાતું-ઘસડાતું આ તરફ અમને લઇ આવ્યું, અને અહીંઆં ધામધુમો જોતાં ઉત્પન્ન થયેલી ઉત્કટ અભિલાષાથી કિનારે ઉતર્યા. ત્યાર પછીના બનાવથી તો તમે વાકેફગાર છો."

થોડા સમયમાં ઝુંઝારરાવનું મન અનેક રીતે શાંત પાડી, શિવાજી સંતાજીરાવ સાથે મહેલમાંથી બ્હાર નીકળી, પોતાનું વહાણ હંકારવા હુકમ આપી, રાતોરાત સાવિત્રી નદીની દિશા તરફની યાત્રા કરવા પ્રવૃત્ત થયો.

## પ્રકરણ ૫ મું.

## ચાંચીયાઓની જાળમાં

પ્રભાત થયું હતું. ભગવાન્ સૂર્ય નારાયણ સર્વ સૃષ્ટિને પ્રકાશમાન કરતો કરતો ક્ષિતિજમાંથી આકાશમાં ઉંચે ચઢતો જતો હતો. પવન પડી ગયેલો હોવાથી માત્ર ક્વચિત્ ક્વચિત્ મંદ પવનની લ્હેરોથી જરા જરા દોલાયમાન થતા પાણીની ગતિ શિવાય સાવિત્રી નદીના વિશાળ પટપર સર્વ શાંતિ પ્રસરી રહી હતી. આવી શાંત સવારે પવનના પડી જવાને લીધે ધીમી થઇ ગયેલી ગતિએ માર્ગ કાપતી એક મ્હોટી નૌકા સૂર્યોદય સાથે જ સમુદ્રમાંથી નીકળી, સાવિત્રી નદીમાં દાખલ થઇ ડોલાં ખાતી ખાતી આગળ વધતી જણાતી હતી. પવન મંદ હોવાને લીધે એ નૌકાને આગળ વધવામાં ઘણી અડચણો પડવા લાગી અને અંતે સારો અનુકૂળ પવન મળે ત્યાં સુધી

કિનારા આગળ લાંગરવાની તેને ફરજ પડી. નૌકાને કિનારા પાસે સ્થિર કર્યા પછી, તેમાં પ્રયાણ કરનારા માણસો હવે શું કરવું ને કાળ કેમ ગાળવો; તેના વિચારમાં પડ્યા; તેમ કરતાં તેઓનું ધ્યાન આજુબાજુના પ્રદેશની મનોહરતાથી તે તરફ ખેંચાયું. પ્રદેશ ઘણો રમણીય હતો. ન્હાના ન્હાના ટેકરા, ટેકરીઓ, સાગના ઝાડાથી આચ્છાદિત થઈ હારદોર આગળ વધતા વધતા, દૂર દેખાતા બે મ્હોટા ડુંગરોમાં મળી જતાં હતાં અને તેથી કિનારાથી તે જ્યાં એ બે ડુંગરોથી દૃષ્ટિ મર્યાદા બંધાઈ જતી હતી ત્યાં સુધી લીલીછમ જેવી વનસ્પતિની એક વિસ્તૃત શ્રેણિ થઈ રહેલી જણાતી હતી. વર્ષાઋતુ તરતની જ પુરી થયેલી હતી અને પ્રખર ગ્રીષ્મ ઋતુમાં શુષ્ક બની ગયેલા ઝરા, ઝરણાં, વોકળા અને ધોધવાઓને વર્ષાઋતુના મેઘ જળે નવું જીવન આપ્યું હોવાથી સ્વચ્છંદે કુદકા મારતા મારતા આગળ ધસ્યા જતા હતા. આ આનંદદાયક દેખાવ જોઇને વહાણમાંના માણસોમાંનો એક બોલી ઉઠ્યો, “મહારાજ, આ પ્રદેશ નિર્જન દેખાય છે ને મનુષ્યનો વાસ અહીં જણાતો નથી. આપણે તો હવે ગમે તેમ કાળ ગાળવાનો જ છે, તેથી જો મહારાજની ઇચ્છા હોય તો કિનારે ઉતરી શિકાર કરવા નીકળી પડીશું તો તે પણ ઠીક પડશે. એમાં આપણને કાંઇ પણ હરકત પડશે નહિ. સાથે આ ધનાજીને રાખીશું, એ છોકરો ચાલાક છે, તેમ શિકાર ઉપાડવાને કામ લાગશે. વળી જો એકાદુ મૃગલાઓનું ટોળું રસ્તામાં મળ્યું તો તેનાપર બાણ છોડવાને એ છોકરાને કહીશું. શિકારની એને શરુવાત હોવાથી તેના બાણ છોડવામાં આપણને રસુ જ મળશે.” આમ બોલનારનું નામ રઘુનાથ હતું, કે જે શિવાજીનો એક માનિતો સરદાર હતો અને જેને ઉદ્દેશીને એનું બોલવું થતું હતું, તે શિવાજી મહારાજ હતા. રઘુનાથની આ સલાહ મહારાજને ઉચિત લાગવાથી, તેમણે બાણ અને ભાથું હાથમાં લીધાં અને રઘુનાથે પણ તેમ કર્યું. ધનાજીને આજ્ઞા થતાં તે પણ પોતાનાં તીર કામઠાં લઇ તૈયાર થયો. પોતાના ન્હાના બંધુ સંતાજીરાવને સંભાળથી રહેવાની ભલામણ કરી ત્રણે જણ એક ન્હાની હોડીમાં બેશી ખડકોમાંથી સંભાળથી માર્ગ કાપી, નદીમાં મળી જતા વોકળા પાસે જમીનપર ઉતર્યા. કિનારો છોડી અંદરના પ્રદેશ તરફ જવા લાગ્યા. થોડો વખત બધાએ મુંગા મુંગા ચાલ્યાં કર્યું, પણ એક સુંદર સ્થળ પાસે આવતાં મહારાજ બોલી ઉઠ્યા “રઘુનાથરાવ, આ કેવો સુંદર દેખાવ છે! આપણી જન્મભૂમિમાં અને ઘણે લાંબે સુધીના પ્હાડી પ્રદેશોમાં હું ફર્યો છું, મ્હારે તો આવા રાની પ્રદેશોમાં ફરવાનું થયું છે. ઘણાં રાનો અને અરણ્યોમાં હું ભટકયો છું, ઘણા ડુંગરા ચઢ્યો છું અને ઘણાં નદી નાળાં ઓળંગવાનાં મ્હારે આવ્યાં છે, પરતુ આવું ઘાડું જંગલ,

નથી.” શિવાજી મહારાજના આ કહેવામાં કોઇ પણ પ્રકારની અતિશયોક્તિ નહોતી. ખુલ્લા ખડકોની કાળી લીટીઓ વચ્ચેથી સર્પાકારે વ્હેતી ઘણે લાંબે સુધી ચિત્રવત્ દેખાતી સાવિત્રી નદી, દૂર લાંબે દૃષ્ટિમર્યાદા સુધી પથરાયલો સૂર્યના પ્રકાશમાં ચળકતો વિસ્તીર્ણ સમુદ્ર અને જ્યાં સુધી જોઇ શકાય ત્યાં-સુધી પથરાઈ રહેલો લિલોત્રીવાળો સુંદર પ્રદેશ—આ સર્વ કાંઈ વારંવાર દૃષ્ટિએ પડતું નથી. ઘણી ઘણી સદીઓ પહેલાં એકાદ વખતના ભયંકર ભૂકંપે સમુદ્રને હઠાવી દઇ, તેને સ્થળે છિન્નભિન્ન કરી નાખેલા તદન કાળા નગ્ન ડુંગરાઓની હારોહાર ઉભી કરી દીધી હતી. નીચેની ઉંડી લાંબી ખોમાં કુદરતના કુશળ હાથથી રચાયલી કારીગીરી પ્રેક્ષકના મનને મોહ પમાડતી હતી, દૃષ્ટિમર્યાદાપર આવેલી ટેકરીઓપરની ઝાડી વધારે ઘાડી હતી અને તેમાં વિશ્વકર્માએ પુરેલા સુંદર અને ભિન્ન ભિન્ન રંગોથી મનુષ્યની નજરની સીમા રૂપ, રંગ બેરંગી ચીત્રેલો પડદો કેમ નહી હોય ! એમ ભાસ થતો હતો. આ ટેકરીઓ સંહ્યાદ્રિની મહાન્ હારો સુધી લંબાતી તેમાં ભળી જતી હોય એમ દેખાતી હતી.

આ ટેકરીઓ સંહ્યાદ્રિ પર્વતનું ગૌરવ દેખાડતી ઉંચી ટોચો સાથે હરીફાઇમાં ઉતરતી, પોતાની ડોક ઉંચી કરી કરી તેના જેટલી ઉંચાઈ મેળવવા મિથ્યા પ્રયત્ન કરતી, થાકી જઈ પાછી બેસી ગઈ હોય, એમ દેખાવ આપી રહી હતી. સૃષ્ટિસૌંદર્યની આવી અનુપમ લીલા નીહાળતાં નીહાળતાં શિકારની શોધમાં નીકળેલા મહારાષ્ટ્રના પુરુષરત્નો આવા વિકટ રાનમાં આગળ વધતા જતા હતા. માર્ગમાં કોઈ ભયંકર તોફાનને લીધે ખડકોમાંથી ત્રુટી પડેલા મોટા પથ્થર પ્રતિરોધ રૂપ થતા ને કોઈ કોઈ તો એવી રીતે પડેલા કે ચાલ-નારને તેની ઉપર થઈ જવું પડતું ત્યારે તેનું ડગમગતું આસપાસની ખીણોમાં પડી જવાનો ભય બતાવતું કઢંગી સ્થિતિમાં લાવી મુકતું હતુ. વખતનું ભાન તેમને રહ્યું નહોતું. ઉચ્ચ પ્રદેશમાં સાયંકાળ પાસે આવતો જાય છે, ત્યારે વિવિધ આકારમાં ખીણોમાંથી ધુમસ ઉંચું ચઢવા માંડે છે. તે જ પ્રમાણે પર્વતોની વિશાળ હારોપર ધુમસે પોતાનાં વસ્ત્ર પાથરવાનું શરુ કર્યું હતું. ઘડીક પર્વતોનાં શિખરો ઘેરી લેતું, તો ઘડીક તેમની આજુબાજુના પડખા ઉપર શ્વેત ઝીણો ઝભ્ભો ઓઢાડતું ધુમસ ઈશ્વરી લીલાનું અવનવું સ્વરૂપ દેખાડતું હતું, અને પોતાની અસ્થિરતા અને ચંચળતા જેવું જ મનુષ્ય જીવન અસ્થિર અને ક્ષણિક છે, એમ ભાન કરાવતું હતું.

સંધ્યાની મૃદુતાથી ગંભીરતા મનમાં અનેક પ્રકારના વિચારો ઉત્પન્ન કરે છે; અને જે પુરુષો મહાન્ સામાજીક કર્મોમાં પોતાના જીવનનું સાર્થક માની સતત તેના વિચારોમાં રમ્યા કરે છે, તેઓના મનમાં આવે

કિનારા આગળ લાંગરવાની તેને ફરજ પડી. નૌકાને કિનારા પાસે સ્થિર કર્યા પછી, તેમાં પ્રયાણ કરનારા માણસો હવે શું કરવું ને કાળ કેમ ગાળવો, તેના વિચારમાં પડ્યા; તેમ કરતાં તેઓનું ધ્યાન આજુબાજુના પ્રદેશની મનોહરતાથી તે તરફ ખેંચાયું. પ્રદેશ ઘણો રમણીય હતો. ન્હાના ન્હાના ટેકરા, ટેકરીઓ, સાગના ઝાડાથી આચ્છાદિત થઈ હારદોર આગળ વધતા વધતા, દૂર દેખાતા બે મ્હોટા ડુંગરોમાં મળી જતાં હતાં અને તેથી કિનારાથી તે જ્યાં એ બે ડુંગરોથી દૃષ્ટિ મર્યાદા બંધાઈ જતી હતી ત્યાં સુધી લીલીછમ જેવી વનસ્પતિની એક વિસ્તૃત શ્રેણિ થઈ રહેલી જણાતી હતી. વર્ષાઋતુ તરતની જ પુરી થયેલી હતી અને પ્રખર ગ્રીષ્મ ઋતુમાં શુષ્ક બની ગયેલા ઝરા, ઝરણાં, વોકળા અને ધોધવાઓને વર્ષાઋતુના મેઘ જળે નવું જીવન આપ્યું હોવાથી સ્વચ્છંદે કુદકા મારતા મારતા આગળ ધસ્યા જતા હતા. આ આનંદદાયક દેખાવ જોઇને વહાણમાંના માણસોમાંનો એક બોલી ઉઠ્યો, "મહારાજ, આ પ્રદેશ નિર્જન દેખાય છે ને મનુષ્યનો વાસ અહીં જણાતો નથી. આપણે તો હવે ગમે તેમ કાળ ગાળવાનો જ છે, તેથી જો મહારાજની ઇચ્છા હોય તો કિનારે ઉતરી શિકાર કરવા નીકળી પડીશું તો તે પણ ઠીક પડશે. એમાં આપણને કાંઇ પણ હરકત પડશે નહિ. સાથે આ ધનાજીને રાખીશું, એ છોકરો ચાલાક છે, તેમ શિકાર ઉપાડવાને કામ લાગશે. વળી જો એકાદુ મૃગલાઓનું ટોળું રસ્તામાં મળ્યું તો તેનાપર બાણ છોડવાને એ છોકરાને કહીશું. શિકારની એને શરુવાત હોવાથી તેના બાણ છોડવામાં આપણને રમુ જ મળશે." આમ બોલનારનું નામ રઘુનાથ હતું, કે જે શિવાજીનો એક માનિતો સરદાર હતો અને જેને ઉદ્દેશીને એનું બોલવું થતું હતું, તે શિવાજી મહારાજ હતા. રઘુનાથની આ સલાહ મહારાજને ઉચિત લાગવાથી, તેમણે બાણ અને ભાથું હાથમાં લીધાં અને રઘુનાથે પણ તેમ કર્યું. ધનાજીને આજ્ઞા થતાં તે પણ પોતાનાં તીર કામઠાં લઇ તૈયાર થયો. પોતાના ન્હાના બંધુ સંતાજીરાવને સંભાળથી રહેવાની ભલામણ કરી ત્રણે જણ એક ન્હાની હોડીમાં બેશી ખડકોમાંથી સંભાળથી માર્ગ કાપી, નદીમાં મળી જતા વોકળા પાસે જમીનપર ઉતર્યા. કિનારો છોડી અંદરના પ્રદેશ તરફ જવા લાગ્યા. થોડો વખત બધાએ મુંગા મુંગા ચાલ્યાં કર્યું, પણ એક સુંદર સ્થળ પાસે આવતાં મહારાજ બોલી ઉઠ્યા "રઘુનાથરાવ, આ કેવો સુંદર દેખાવ છે! આપણી જન્મભૂમિમાં અને ઘણે લાંબે સુધીના પ્હાડી પ્રદેશોમાં હું ફર્યો છું, મ્હારે તો આવા રાની પ્રદેશોમાં ફરવાનું થયું છે. ઘણાં રાનો અને અરણ્યોમાં હું ભટક્યો છું, ઘણા ડુંગરા ચઢ્યો છું અને ઘણાં નદી નાળાં ઓળંગવાનાં મ્હારે આવ્યાં છે, પરતુ આવું ધાડું જંગલ,

માવલો તો લડાઇમાં ઝાઝો કામ લાગે તેવો નથી. માટે જો તેઓ આપણને માર્ગમાં વિઘ્નકર્તા થાય તો એને તું સંભાળજે ને બાકીનાને હું પૂરો પડીશ."

"નહી મહારાજ" પોતે જ મહારાજાને આ પ્રસંગમાં લાવ્યો છે, એવું પુનઃ ભાન થતાં રઘુનાથ વીનવતો બોલી ઉઠ્યો, "એમ નહિ થવા દઉં, મ્હારી આ શમશેર એ સર્વને પ્હોચી વળશે. તેમની સાથે લડી સ્વામિસેવામાં આ રઘુનાથ પોતાનો પ્રાણ અર્પશે અથવા તો તેમને નસાડશે. પરંતુ આ નવા માણસો સાથે લડવાનું આ રઘુનાથ જીવતું પાત્ર છે, ત્યાંસુધી આપને ભાગે આવવા દેશે નહિ. મ્હારું બળ—મ્હારી હથિયાર વાપરવાની કુશળતા તો આપ જુઓ. આ ધનાજીના હાથમાં પણ તીર કામઠું અને તલવાર છે. આ માવલાઓને આપની કૃપાથી બચપણથી જ હથીયાર વાપરતાં શીખવવામાં આવે છે. આપની આજ્ઞા થાય તો ધનાજી પણ એકાદ બે તીર છોડે ને મ્હારી ખાત્રી છે કે તેમ થશે તો દુશ્મનોની સંખ્યા આપણી બરોબરની થઇ જશે."

"રઘુનાથ, એમ નહી બને! મ્હારી જીંદગી ખાતર તમને ભયમાં નાખવાનું કામ હું નહિ થવા દઉં! પણ ઉભો રહે. આમ ઉદ્ધતાઈ કરી નાહક લોહી રેડવાનું કારણ શું? તેમને આવવા દે, અને આપણે તરત જ જાણીશું કે તેઓ શત્રુ છે કે મિત્ર!"

તે અજાણ્યાઓ પાસેને પાસે આવતા ગયા. શિવાજીને તેમનો દેખાવ જોઇએ તેવો સારો લાગ્યો નહિ. તેની ચતુર આંખોએ ઝટ પારખી લીધું કે તે નવા આવનારાઓ મિત્ર તો નથી જ, પરંતુ દુસ્મન નીવડશે કે કેમ તે નક્કી થઈ શક્યું નહિ! પેલા માણસો ઘણા પાસે આવી પ્હોચેલા હોવાથી તેમનાં મ્હોં, વસ્ત્રો તથા હથિયારો સ્પષ્ટપણે દેખાયાં. તેઓમાંના બે મોખરે ચાલનારના અંગપરનાં વસ્ત્રો જરા સારી સ્થિતિમાં હતાં. લંગોટીપર ન્હાની કોરવાળી ધોતી વીટાળેલી હતી. હાથમાં પ્હાડી લોકો વાપરે તેવાં તીરકામઠાં તથા કમરે પ્હોળી તલવાર અને નગ્ન છરા લટકતા હતા. તેમની પાછળ ચાલનાર ત્રણ જણનાં વસ્ત્રો તેમની હલકી પાયરી સૂચવતાં હતાં. તેઓ અર્ધનગ્ન જેવા દેખાતા હતા. હજામત તથા દાઢી વધેલી ને મૂળ રંગે કૃષ્ણ તેથી જંગલી વાંદરા જેવા દેખાતા હતા. તેમના હાથમાં ભાગલી તરવાર, ફરસીનું ભાન કરાવતી કુહાડી અને જાડી વાંસની મ્હોટી લાકડી હતી. આ પાંચ જણાએ શિવાજી વિગેરે ઉભા હતા, તેની લગોલગ આવી પ્હોચવા છતાં જાણે કાંઇ જાણતા જ ન હોય, જાણે તેમને જોયા જ ન હોય તેમ મુંગા-મુંગા પોતાના માર્ગ તરફ જવાનું ચાલુ રાખ્યું.

સમયે અને આવા સ્થળમાં જે તરંગો ઉછળે છે તેનું પુછવું જ શું હોય? આર્યદેશને સ્વતંત્ર કરવાના પોતે સ્વીકૃત કરેલા કાર્યની મહત્વતાનું ભાન શિવાજીને થતાં જ આજુબાજુના સૃષ્ટિસૌંદર્યના ગૌરવથી તે પોષિત થયું. એક વિચારે બીજા વિચારને ઉત્પન્ન કર્યો અને તેમ થતાં ત્રીજો ઉદ્ભવ્યો. એ પ્રમાણે એક પછી એક વિચારોએ બીજા વિચારોને જન્મ આપી, તેના મસ્તકને ધમધમાવી મુકયું. પોતાની આસપાસ નવાં નવાં સ્વરૂપ ધારણ કરતી, સ્વછંદે રમી રહેલી વનદેવતાની ક્રિડાઓનું તેને વિસ્મરણ થઇ ગયું અને મનોમય સૃષ્ટિમાં રમતો, આશાજનક બનાવોના વિચારોથી ક્ષણભર પ્રફુલ્લ બનતો, તો બીજી ક્ષણે કાર્યમાં વિઘ્ન નડવાના વિચારોથી નિરાશ થઇ ખિન્ન થતો—મહારાષ્ટ્રની—આખા ભરતખંડની—આશાના બિંદુ-રૂપ આ મહાન્ નરવીર પ્રમત્તપણે માર્ગપર વહ્યો જતો હતો. પરંતુ તેનું આ મનોરાજ્ય થોડીવાર જ રહ્યું. થોડે દૂર એક બ્હાર નીકળી આવેલા ખડક નીચે બે ત્રણ માણસો શિકાર સાથે ચાલતાં રઘુનાથની દૃષ્ટિએ પડતાં, તેણે શિવાજીનું લક્ષ ખેંચ્યું. વિચારમાળા અટકી અને ભૂત ભવિષ્યના વિચારો ઉડી જતાં વર્તમાન પ્રસંગમાં તેનું મન પરોવાયું અને રઘુનાથ તરફ જોતાં શિવાજી બોલ્યા! "રઘુનાથ! તું તો એમ કહેતો હતો કે આ અરણ્યમાં મનુષ્ય ક્વચિત જ પગ મુકે છે? પણ જો! કહે ત્યારે આ કોણ છે?"

રઘુનાથ પણ પોતે કરેલી સૂચનાથી, આ સ્થળે મહારાજા આવેલા હોવાથી, આ નહિ ધારેલા મનુષ્યને જોઇ કદાચ મહારાજાને પોતે ભયનું કારણ થઇ પડે, એ વિચારથી ચિંતાતુર બન્યો અને પળમાં મુકસ્થિતિ ભાંગી તે બોલ્યો "હા સરકાર, મ્હેં એમ કહ્યું, પણ તે વાત વસ્તુતઃ ખોટી નથી એમ હજી પણ મ્હારું માનવું છે——પણ તેઓ સંખ્યામાં પાંચ માણસ છે તે સાથે સાબરનો શિકાર કરેલો જણાય છે એમ હું જોઉં છું." વધારે જોવાથી તેમને માલમ પડયું કે, તેઓના અંગપર પૂરાં વસ્ત્ર પણ નથી. લંગોટી મારેલી, શરીરપર કાળી કામળી ને માથે ફાટેલ તુટેલ ફાળીયાં તથા હાથમાં તીરકામઠાં શીવાય અન્ય કાંઇ નજરે પડયું નહિ. જેમ જેમ તેઓ વધારે ને વધારે નજદીકમાં આવતા ગયા, તેમ તેમ "એ લોકો કોણ હશે" એમ સ્વભાવિક રીતે પુનઃ પુછાયલા પ્રશ્નના ઉત્તરમાં રઘુનાથરાવ તાકી તાકીને જોતાં બોલ્યો "મહારાજ! તેઓ આપણા શત્રુ જંજીરાના સીદીની હદમાં વસનાર લોકો જેવા હોય એમ લાગે છે."

"જોઇએ તે હો"—ભયના પ્રસંગે હમેશાં સ્ફુરી આવતા વીરત્વથી શિવાજીએ કહ્યું. "આવવા દે—આ તો માત્ર પાંચ જ માણસો છે. પણ ઘણીવાર આ કરતાં વિશેષ સંખ્યા સામે લડવાનો પ્રસંગ મ્હારે એકલાને આવ્યો છે. ચિંતા રાખવાનું કાંઇ પણ કારણ નથી! આપણો આ

"આ બહુ માઠા સમાચાર છે, રઘુનાથ !" શિવાજી બોલ્યો, "આ લોકોનું કહેવું સાચું છે કે કેમ, તે જાણવાને હવે પુરતું અજવાળું રહ્યું નથી. વળી આ ગમાર જેવા લાગતા માણસોના બ્હારના દેખાવપરથી ભોળાવું પણ નહી જોઈએ, પાકા ફળની છાલ ઘણી વેળા કઠણ હોય છે. ગૌમુખા ગમાર દેખાતા માણસો ઘણી વેળા બહુ ઉગ્ર હોય છે. માટે એમનાપર વિશ્વાસ તો વિચારીને જ રાખવો. પણ હાલ બીજો ઉપાય જણાતો નથી. માટે એ લોકોની માગણી સ્વીકારવી અને તેમનું આતિથેય પણ સ્વીકારવું. તાપણું કરવાને દેવતા મળે, ભુખ મટાડવાને ખાવાનું મળે ને સુવાને માટે છાપરું મળે તો પછી વધારે કાંઈ પણ આપણને જોઇતું નથી. દગો નહિ થાય તે માટે સાવચેત રહી દરેક જણ વારા ફરતી ચોકી કરીશું." આ પ્રમાણે રઘુનાથ સાથે ખાનગી મસલત કરી શિવાજીએ પેલા શિકારીઓ તરફ ફરીને કહ્યું:—"ભલા માણસો! તમો આમ કહો છો ત્યારે આજે અમે તમારા મેમાન થઇશું અને આ ઉપકારનો બદલો સારી રીતે વાળીશું. ચાલો તમે તમારા રહેઠાણ તરફ ચાલો. પણ સબુર, તમો અમારી સાથે ભેળાઈને ચાલશો નહિ. તમે આ ખડકો અને પથ્થરો ઉપર માર્ગ દેખડાવતા આગળ આગળ ચાલો અને અમે તમારી પુઠે પુઠે આવીએ છીએ !"

તેઓ સઘળા આગળ વધ્યા અને થોડા ટેકરા ટેકરી ઓળગી સમુદ્ર કિનારે આવેલી એક નહાની ટેકરીપર જાવળીનાં શુષ્ક બે ત્રણ ઝુંપડાંઓ આગળ આવી પ્હોચ્યા. શિકારીઓએ આ નવા પરોણાઓને સારા ઝુંપડામાં મુકામ આપ્યો. ઝુંપડામાં દાખલ થતાં જ શિવાજી અને રઘુનાથની નજર ત્યાં બેઠેલા એક છોકરા તરફ એકદમ ખેંચાઈ. રહેઠાણોમાં સ્વપ્ને પણ નજર નહિ પડે એવી સુંદર આકૃતિ તે છોકરાની હતી. તેના શરીરપર ધાબળીને બદલે ઉંચી લીલી મખમલનો જામો ઓઢેલો હતો અને માથે સુંદર ફેંટો વીંટાળેલો હતો. તેનો વર્ણ સહજ શામળો હતો. તેના મુખપર શોકની છાયા સ્પષ્ટ જણાતી હતી. પરંતુ તેથી તેની મૃદુતામાં કાંઇક અવનવાપણું આવતું હતું. તેની ભવ્ય ભ્રૂકુટિપરથી તે કોઇ ઉચ્ચ કૂળનો હોય એમ લાગતું હતું. આ છોકરો આ સ્થળે કયાંથી ? એ વિચાર સ્વાભાવિક રીતે શિવાજી અને તેના સાથીને થયો, તેની સાથે પોતાના આજની રાત્રિના યજમાનો વિષેનો સંશય ખરો થતો લાગ્યો. છોકરા વિષે ખુલાસો જાણવાની જિજ્ઞાસાથી રઘુનાથરાવે, તેમને પુછ્યું "આ છોકરો કોણ છે ? ને અહીં કેમ બેઠો છે ?" રઘુનાથરાવના મુખમાંથી આ શબ્દો બ્હાર પડતાં જ, અત્યાર સુધી દુ:ખની વિચારનિદ્રામાં ડુબેલો તે છોકરો ભયંકર સ્વપ્નથી ચમકી જાગ્યો હોય તેમ બ્હીને ચીચીયારી પાડી ઉઠ્યો. તદ્દન અણધારેલા પણ પરિચિત અવાજ સાંભળતાં જ પોતાની ઉંચી કરેલી ડોક

આવી રીતે ઉન્મત્ત થઈ ચાલનારને વધારે આગળ જવા ન દેતાં શિવાજીએ આજ્ઞા કરતા હોય તેમ સાદ કર્યો "ઉભા રહો! તમે કોણ છો? આવા અરણ્યમાં સામસામી માણસનો ભેટો થતાં તમારી પેઠે મુંગામુંગા ચાલી જતા નથી. તમારું આવી રીતનું પસાર થવું, સંશય ઉત્પન્ન કરે છે. બોલો જલદી જવાબ આપો ! તમે કોણ છો?"

આ બોલવાથી તેઓ ચમકયા હોય તેમ ઉભા થઈ રહ્યા, અને રીતભાતથી અજ્ઞાત મનુષ્યોની પેઠે સ્વેચ્છાથી નહી પણ ભયનો ડોળ બતાવી ઉતાવળથી જેમ તેમ જુહાર કરતા હોય તેવા દેખાવા લાગ્યા. તેઓમાંથી મુખ્ય દેખાતો એક, ગામડીયા ભાષામાં બોલવા લાગ્યો;

"અમે આ જંગલમાં શિકાર ઉપર નિર્વાહ કરી દિવસ ગુજારીએ છીએ. તમે અહિ પવનથી ઘસડાઇ આવેલા વહાણમાં આવી ચઢયા હો એમ લાગે છે. સાહેબ અમો ગરીબ માણસ છીએ. જો તમારી ઇચ્છા હોય તો આ સાબરમાંથી ભાગ આપીએ, અરે જોઇએ તો આ આખું સાબર આપી દઇએ. પણ અમને સાહેબ મારશો નહિ. તમે જે કહેશો તે કરવા અમે તૈયાર છીએ."

આટલું બોલી તે ચુપ રહ્યો. વળી પાછો કાંઈ વિચાર આવતાં બોલી ઉઠ્યો, દિવસ આથમી જવા આવ્યો છે ને હમણાં અંધારું થશે. આ જંગલમાં હવે આગળ વધવું ઠીક નથી. માટે સાહેબ અમારા ઝુંપડામાં આવી રાત્રિ ગાળશો તો અમારું ઝુંપડું પાવન થશે."

તેના ઉત્તરમાં શિવાજીએ કહ્યું, "ભલા માણસો ! તમે કશો ભય રાખશો નહિ. ગરીબ મનુષ્યોને મારવામાં અમે શુરાતન નથી સમજતા, માટે નિર્ભય રહો. તમોએ તમારા ઝુંપડામાં રાત્રિ ગાળવાનું કહ્યું તે માટે તમારો ઉપકાર થયો છે. પણ અમારું વહાણ સાવિત્રીમાં ખોટી થતું હશે, માટે હવે અમારે માર્ગે પડીશું."

"સાહેબ ! ત્યારે આજે બપોરે સાવિત્રીને કિનારે પડાવ નાખી પડેલું વહાણ તમારું હતું?"

"હા કેમ ?"

"અરરર ! ત્યારે તો તમારું ત્યાં જવું ફોગટ છે. નાહક ફેરો પડશે. અમે પેલી ટેકરીની ટોચ ઉપર બે ચાર ઘડી પ્હેલાં શિકારની શોધમાં આજુબાજુ જોતા હતા, તેવામાં જંજીરાના સીદીનું એક મ્હોટું વહાણ વેત્રીમાં દાખલ થતાં જોયું. આ વહાણ જોતાં જ તમારું વહાણ સઢ ચઢાવી નાશી છુટયું. સાહેબ એ અમોએ અમારી નજરો નજરે જોયું. હવે કિનારાપર એકપણ વહાણ નથી, માટે ત્યાં જવાની જરૂર નથી."

"આ બહુ માઠા સમાચાર છે, રઘુનાથ !" શિવાજી બોલ્યો, "આ લોકોનું કહેવું સાચું છે કે કેમ, તે જાણવાને હવે પુરતું અજવાળું રહ્યું નથી. વળી આ ગમાર જેવા લાગતા માણસોના બ્હારના દેખાવપરથી ભોળાવું પણ નહી જોઇએ, પાકા ફળની છાલ ઘણી વેળા કઠણ હોય છે. ગૌમુખા ગમાર દેખાતા માણસો ઘણી વેળા બહુ ઉગ્ર હોય છે. માટે એમનાપર વિશ્વાસ તો વિચારીને જ રાખવો. પણ હાલ બીજો ઉપાય જણાતો નથી. માટે એ લોકોની માગણી સ્વીકારવી અને તેમનું આતિથેય પણ સ્વીકારવું. તાપણું કરવાને દેવતા મળે, ભુખ મટાડવાને ખાવાનું મળે ને સુવાને માટે છાપરું મળે તો પછી વધારે કાંઈ પણ આપણને જોઇતું નથી. દગો નહિ થાય તે માટે સાવચેત રહી દરેક જણ વારા ફરતી ચોકી કરીશું." આ પ્રમાણે રઘુનાથ સાથે ખાનગી મસલત કરી શિવાજીએ પેલા શિકારીઓ તરફ ફરીને કહ્યું:–"ભલા માણસો! તમો આમ કહો છો ત્યારે આજે અમે તમારા મેમાન થઇશું અને આ ઉપકારનો બદલો સારી રીતે વાળીશું. ચાલો તમે તમારા રહેઠાણ તરફ ચાલો. પણ સબુર, તમો અમારી સાથે ભેળાઇને ચાલશો નહિ. તમે આ ખડકો અને પથ્થરો ઉપર માર્ગ દેખડાવતા આગળ આગળ ચાલો અને અમે તમારી પુઠે પુઠે આવીએ છીએ !"

તેઓ સઘળા આગળ વધ્યા અને થોડા ટેકરા ટેકરી ઓળગી સમુદ્ર કિનારે આવેલી એક નહાની ટેકરીપર જાવળીનાં શુષ્ક બે ત્રણ ઝુંપડાઓ આગળ આવી પ્હોચ્યા. શિકારીઓએ આ નવા પરોણાઓને સારા ઝુંપડામાં મુકામ આપ્યો. ઝુંપડામાં દાખલ થતાં જ શિવાજી અને રઘુનાથની નજર ત્યાં બેઠેલા એક છોકરા તરફ એકદમ ખેંચાઈ. રહેઠાણોમાં સ્વપ્ને પણ નજર નહિ પડે એવી સુંદર આકૃતિ તે છોકરાની હતી. તેના શરીરપર ધાબળીને બદલે ઉચી લીલી મખમલનો જામો ઓઢેલો હતો અને માથે સુંદર ફેંટો વીટાળેલો હતો. તેનો વર્ણ સહજ શામળો હતો. તેના મુખપર શોકની છાયા સ્પષ્ટ જણાતી હતી. પરંતુ તેથી તેની મૃદુતામાં કાંઇક અવનવાપણું આવતું હતું. તેની ભવ્ય ભ્રૂકુટિપરથી તે કોઇ ઉચ્ચ કૂળનો હોય એમ લાગતું હતું. આ છોકરો આ સ્થળે કયાંથી ? એ વિચાર સ્વાભાવિક રીતે શિવાજી અને તેના સાથીને થયો, તેની સાથે પોતાના આજની રાત્રિના યજમાનો વિષેનો સંશય ખરો થતો લાગ્યો. છોકરા વિષે ખુલાસો જાણવાની જિજ્ઞાસાથી રઘુનાથરાવે તેમને પુછ્યું "આ છોકરો કોણ છે ? ને અહી કેમ બેઠો છે?" રઘુનાથરાવના મુખમાંથી આ શબ્દો બ્હાર પડતાં જ, અત્યાર સુધી દુ:ખની વિચારનિદ્રામાં ડુબેલો તે છોકરો ભયંકર સ્વપ્નથી ચમકી જાગ્યો હોય તેમ બ્હીને ચીચીયારી પાડી ઉઠ્યો. તદ્દન અણધારેલા પણ પરિચિત અવાજ સાંભળતાં જ પોતાની ઉચી કરેલી ડોક

આ સાંભળી શિકારીના મનમાં માઠું લાગ્યું. પણ વશે કે કવશે અતિથિઓની મરજી મુજબ સર્વ લાવીને આપ્યું. ત્રણે જણાએ ફળફળાદિકથી ક્ષુધાને તૃપ્ત કરી. તેઓએ યજમાનને “કાંઇ પણ જોઇતું નથી.” એમ કહી સુવા જવાની રજા આપી. શિકારી કરડી નજર કરતો ક્રૂરતાથી મેમાનો તરફ દૃષ્ટિ ફેંકતો. તેઓનું વારંવાર આ ત્રણે નવા માણસો તરફનું ધારી ધારીને જોવું, શિવાજી અને રઘુનાથની શંકા તથા ભયમાં વધારો કરતું થયું. રાત્રી જેમ વધવા માંડી તેમ તેઓ ઉંઘવાનો ડોળ કરી ચતાપાટ સુતા. તે મુગો છોકરો દુઃખના વિચાર કરતો લાંબા વખત સુધી જાગ્યો. પણ અંતે તે પણ થાકી ટુંટીયુંવાળી સાંનો સાં નિદ્રાવશ થયો. ભયંકર લાગતા યજમાનોપર વિશ્વાસ રાખવો તદ્દન નકામો છે, એમ ધારી મધ્ય રાત્રી સુધી રઘુનાથરાવ, તે પછી શિવાજી મહારાજ, તે પછી ધનાજી એમ વારા ફરતી જાગ્રત રહેવાની ગોઠવણ માંહો માંહે કરી. તે પ્રમાણે શિવાજી તથા ધનાજી સુઇ ગયા; અને રઘુનાથ તાપણા પાસે તાપતો બેઠો. તાપણાના પ્રકાશથી ડરીને રાત્રીના અંધકારે આજુબાજુના જંગલમાં આશ્રય લીધો હતો. પૃથ્વીપર નિશાદેવીએ નાંખેલા પડદાથી સૃષ્ટિ ઢંકાઇ ગયેલી હોવાથી કાલ્પનિક સૃષ્ટિ માનસિક દૃષ્ટિ સમક્ષ રમી તે શિવાય મનુષ્ય આવે પ્રસંગે કાંઇ જોઇ શકતો નથી.

“રાતવાઘી, વંઠેલા ખેલે અન્ય સઉ પડયાં નિદ્રામાં મેળે;
× × × ×
× × × ×
તપે અંગારા એકાંત શાંત, રંગ આપતો મંદ પ્રકાશ;
ધીમે ધીમે બળે છે કાષ્ઠ, ધીમો ધીમો બોલે એનો તાપ.
× × × ×
× × × ×
...ર વાગે વાંસળીસમો વાય, પ્હોર રાતના ચાલ્યા જાય.” *

...વધવા માંડી. તેની રૌદ્રતાના, યજમાનોના કપટના, મહારાજાને ...ા ભયના તથા તે મુગા છોકરાના—વિચારોમાં રઘુનાથનું ...દિવસના બનાવોનું પુનઃ સ્મરણ થયું અને તે સાથે ઘણે ...ા વહાણ તરફ મન વળ્યું. પરંતુ ત્યાં પણ તે સ્થિર રહ્યું ...દ્વારમાંથી સુસુ કરતો પવન ફુંકવા લાગ્યો અને તેના વેગ ...ારો દોડવા લાગ્યા. સર્વ ભુલી જઇ પોતાની ઇષ્ટમૂર્ત્તિ તેના ...ડી થઇ અને તેનો પ્રેમ મેળવવામાં આવતાં વિઘ્નો દૂર

---

* ...દ ભાગ ૪ થો.

જોવા આવેલા પરોણાઓ તરફ ફેરવી. પણ તરત જ મ્હોંડુ ફેરવી નાખ્યું. તેની કાળી ડોક શરમથી વધારે શ્યામ દેખાવા લાગી. પોતાના પ્રશ્નથી આ છોકરાની આવી સ્થિતિ થયેલી જોઇ રઘુનાથનું મન વધારે શંકાશીલ બન્યું. તેનો પ્રશ્ન જાણે સાંભળ્યો જ નથી એવું ડોળ કરી શિકારીઓ ચીચીયારી પાડનાર છોકરાને સાંત્વન કરવામાં રોકાયા. રઘુનાથને છોકરા બાબત માહિતી મેળવવા તીવ્ર ઉત્કંઠા થઇ, તેણે પુનઃ ક્રોધયુક્ત ધમકીના સાદમાં તે રાનીઓને પુછ્યું “ આ છોકરો કોણ છે! તમે એને ક્યાંથી લાવ્યા છો! કેમ જવાબ આપતા નથી! સત્વર કહો કે આ છોકરો કોણ છે?” હવે જવાબ આપ્યા વિના છુટકો નથી, એમ સમજી તેમનામાંના એકે ઉત્તર આપ્યો. “સાહેબ, આ છોકરો કોણ છે તે અમે જાણતા નથી. અમારા હાથમાં એ માત્ર ગઇ કાલે જ આવ્યો છે. કાલે તોફાન થયું તેમાં એક વહાણ ખડક સાથે અથડાઇ ભાંગી ગયું. માત્ર આ છોકરો એકલો બચવા પામ્યો, બાકી સર્વ ડુબી ગયાં. એક મછવામાં બેશી એક બુઢી ડોસી આ છોકરો તથા એક બે ખલાસીઓ કિનારા તરફ આવતા હતા, તેમાં એક મ્હોટા મોજાના જોરથી મછવો ઉંધો વળ્યો. આ જોઇ અમો તરત મદદ માટે પાણીમાં પડી, તે ડોશી અને આ છોકરાને બહાર કહાડી શક્યા. ડોશી તો શબવત્ હતી અને છોકરાને તો ભાન ન હોતું પણ બહુ ઉપાય કર્યાથી તેને શુદ્ધિ આવી. પણ તેને મુંગો જાણતાં તેના વિષે કાંઇ વધારે જાણી શક્યા નહિ. અમારા જાણવામાં જે હકીકત હતી તે આપને જાહેર કરી છે. જે કહિ છે, તે આપે સાંભળી છે. પણ સાહેબ હવે એ વાત પડતી મુકો ને આપનું ઘર અમારું ગણી ઉતારો કરી જરા વિશ્રામ લ્યો ને તે દરમીયાન આપને માટે આ ગામડાનું ભોજન તૈયાર થાય છે, તે તથા ફળફળાદિક નિશ્ચિન્તપણાથી આરોગજો. અહો હો! અમે તો આજ એમ જ સમજીએ છીએ કે, તમારા જેવા સારા માણસ અમારા રાંક ઘેર ક્યાંથી?”

આ સાંભળી તે છોકરાએ તરત જ પાછું પોતાનું ડોકું ફેરવી ચેતવણી આપતી તીક્ષ્ણ નજર રઘુનાથ તરફ કરી. રઘુનાથ તેનો મર્મ સમજ્યો. પણ મનમાં ગુંચાવા લાગ્યો.

શિવાજી મહારાજ તેની અમુઝણ કળી ગયા અને તેને દૂર કરવાને નીચે પ્રમાણે યજમાનની આગતાસ્વાગતા માટે ઉદ્ગાર કર્યા, “બહુ સારું, પણ અમોને માત્ર ફળફળાદિક ખપશે બીજું કાંઇ ખપશે નહિ. તેમ તાપણી વાસ્તે દેવતા તથા થોડું બળતણ આ [illegible] રો નિયમ કોઇની સાથે બેશી ખાવાનો નથી, માટે અમને ઇલાયદ [illegible] ને. એટલે અમારી સગવડ અમે કરી લઇશું. આ કરતાં વિ [illegible] પવાનું કાંઇ કારણ નથી.”

આ સાંભળી શિકારીના મનમાં માઠું લાગ્યું. પણ વશે કે કવશે અતિથિઓની મરજી મુજબ સર્વ લાવીને આપ્યું. ત્રણે જણાએ ફળફળાદિકથી ક્ષુધાને તૃપ્ત કરી. તેઓએ યજમાનને "કાંઇ પણ જોઇતું નથી." એમ કહી સુવા જવાની રજા આપી. શિકારી કરડી નજર કરતો ક્રૂરતાથી મેમાનો તરફ દૃષ્ટિ ફેંકતો. તેઓનું વારંવાર આ ત્રણે નવા માણસો તરફનું ધારી ધારીને જોવું, શિવાજી અને રઘુનાથની શંકા તથા ભયમાં વધારો કરતું થયું. રાત્રી જેમ વધવા માંડી તેમ તેઓ ઉંઘવાનો ડોળ કરી ચતાપાટ સુતા. તે મુંગો છોકરો દુઃખના વિચાર કરતો લાંબા વખત સુધી જાગ્યો. પણ અંતે તે પણ થાકી ટુંટીયુંવાળી સાંનો સાં નિદ્રાવશ થયો. ભયંકર લાગતા યજમાનોપર વિશ્વાસ રાખવો તદ્દન નકામો છે, એમ ધારી મધ્ય રાત્રી સુધી રઘુનાથરાવ, તે પછી શિવાજી મહારાજ, તે પછી ધનાજી એમ વારા ફરતી જાગ્રત રહેવાની ગોઠવણ માંહો માંહ કરી. તે પ્રમાણે શિવાજી તથા ધનાજી સુઇ ગયા; અને રઘુનાથ તાપણા પાસે તાપતો બેઠો. તાપણાના પ્રકાશથી ડરીને રાત્રીના અંધકારે આજુબાજુના જંગલમાં આશ્રય લીધો હતો. પૃથ્વીપર નિદ્રાદેવીએ નાંખેલા પડદાથી સૃષ્ટિ ઢંકાઇ ગયેલી હોવાથી કાલ્પનિક સૃષ્ટિ માનસિક દૃષ્ટિ સમક્ષ રમી રહે, તે સિવાય મનુષ્ય આવે પ્રસંગે કાંઇ જોઇ શકતો નથી.

"રાતરાણી, વંટેલા બોલે અન્ય સહુ પડ્યાં નિદ્રામાં મેળ;
× × × ×
× × × ×
તપે અંગારા એકાંત શાંત, રંગ આપતો મંદ પ્રકાશ;
ધીમે ધીમે બળે છે કાષ્ઠ, ધીમો ધીમો બોલે એનો નાદ.
× × × ×
× × × ×
દૂર વાગે વાંસળીઓનો સાદ, ઉંડા રાતના ચાલ્યા જાય." *

રાત્રી વધવા માંડી. તેની ઠંડકતાના, જંગલીઓના ડરના, મહારાજને માથે ઝઝુમતા ભયના તથા તે મુંગા છોકરાના—વિચારોમાં રઘુનાથનું મન રોકાયું. દિવસના બનાવોનું પુનઃ સ્મરણ થયું અને તે સાથે [illegible] સર- દૂર મુકી દીધેલા વહાણ તરફ મન વળ્યું, પરંતુ ત્યાં પણ તે [illegible] ચેલા નહિ. ઝુંપડીના દ્વારમાંથી સુસ્સ કરતો પવન ફુંકવા લાગ્યો અને [illegible] રહારના ઉપર પગ સાથે તેના વિચારો દોડવા લાગ્યા. અંતે જુની [illegible] બાળાની [illegible] લ્યો:— મન આગળ ખડી થઇ. અને તેનો પ્રેમ મેળવવામાં આવતી

* સરસ્વતી ચંદ્ર ભાગ ૪ થો.

કરી, તેને પ્રાપ્ત કરવાની આશા-અભિલાષા-યોજનાઓમાં તેનું મન પરોવાઇ ગયું. તેના મનની ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરવામાં શી આડખીલી નડતી હતી; તે પરત્વે કાંઇ ઉપકથા કરવી આવશ્યક છે. રઘુનાથનો પ્રથમ વિવાહ ઝુંઝારરાવની પુત્રી ઇંદિરા સાથે થયો હતો. પરંતુ તેનો પ્રેમ અન્ય રમણી તરફ લાગેલો હતો. રઘુનાથ શિવાજી મહારાજ જોડે જોડાયાથી ઇંદિરાના પિતાએ તેનો વિવાહ ભાગ્યો હતો અને તે કન્યાનો સંબંધ સાવંતના પુત્ર જોડે કર્યો હતો. ઇંદિરાનો પ્રેમ રઘુનાથપર હતો અને પિતાએ વેસવાળ તોડ્યા છતાં બદલાયો નહોતો. પણ ઉલટું એવા કારણોમાં થાય છે તેમ વધારે ઉત્કટ બન્યો. ઇંદિરા રઘુનાથને પ્રેમથી ચહાતી હતી ત્યારે રઘુનાથ ચંદ્રાને ચહાતો હતો. પરંતુ ઇંદિરા રઘુનાથને ચહાય છે તે ચંદ્રા જાણતી હતી તેથી જ્યાંસૂધી તેનાં લગ્ન થાય નહિ ત્યાસૂધી ઇંદિરાના પ્રેમમાર્ગની વચમાં નહી આવવામાં ધર્મ માની ઉચ્ચવૃત્તિથી પોતાનો પ્રેમ રઘુનાથ પર હોવા છતાં તેની સાથે લગ્નગાંઠથી બંધાવા ના પાડતી હતી. લગ્ન વખતે ઇંદિરાનું ગુમ થવું સાંભળી, રઘુનાથના મનની અભિલાષાની તૃપ્તિમાં પાછો વિલંબ પડ્યો હતો. આ સર્વ વિચારોમાં કદાચિત્ હર્ષ તો કદાચિત્ શોક, કદાચિત્ આશા તો કદાચિત્ ગ્લાનિ, એમ અનેક પ્રકારના ભાવો અનુભવતો તણાયો જતો હતો. પ્રેમીઓ આવા વિચારમાં ઘૂમતા હોય ત્યારે તેમને ક્વચિત જ નિદ્રા આવે છે, તેથી નિદ્રાદેવી તેના ઉપર વિજય મેળવી શકી નહી અને આ મધુર વિચારમાં વધારે ને વધારે મગ્ન થતો ગયો. આ પ્રકારની માનસિક સૃષ્ટિમાં રમી રહેલા રઘુનાથને, મધ્ય રાત્રીની ચેતવણી આપતા ઘુવડે બોલી વ્યતીત થયેલા સમયનું ભાન કરાવ્યું અને ઘુવડના પ્રત્યુત્તરમાં રુદન કરતા શિયાળની પોકથી મહારાજા જાગ્રત થયા. તેમને ચોકી કરવાનું સોંપી ચંદ્રાને મુકી રઘુનાથ નિદ્રાને શરણ થયો.

રઘુનાથ કરતાં શિવાજીના વિચારો જુદી દિશાના હતા. તેને તેનું ઇષ્ટ-સ્વદેશાભિમાન-સ્વતંત્રતા, ધર્મ રક્ષણ-લડાઇઓ-કિલ્લાઓ-એના જ વિચારો તેના મગજમાં ઘુમવા લાગ્યા અને આ સર્વ ઇષ્ટ પ્રાપ્ત કરવાને શી શી યોજનાઓ ઘડવી પડી, લડાઇઓ માટે શી શી તૈયારીઓ કરવી પડી, કિલ્લાઓ કેવી રીતે લીધા, શહેરો કેવી રીતે જિત્યાં, કેવી કેવી ઉંડી યુકિત પ્રયુકિત કરવી પડી, વીરતાનાં, હીમ્મતનાં કૃત્યો, બિજાપુરના ચુંટેલા સૈન્યોને કેવી કેવી રીતે વીખેરી, મહારાષ્ટ્રનો વિજયી વાવટો કેવી રીતે ફરફરાવ્યો-આ સર્વ વિચારો-કોઈ પણ મહાન્ વીરને આવે તેવા વિચારોએ, તેના મગજને ભરી નાખ્યું. આમને આમ વિચારમાં રાત્રી ઘણીખરી વીતી. માત્ર પાછલી

પ્રહર રાત્રી રહી હશે, એમ કુકડાના "કુકડે કૂક" ના અવાજે જાહેર કર્યું. તે વખતે ધનાજીને ચોકી કરવાનું સોંપી પોતે આડે પડખે પડ્યો.

ધનાજીની આંખોને આ કાર્ય કઠણ લાગ્યું. ટુંડીને દૂર કરવા એક બે છાણાં તથા લાકડાના કડકા નાંખી નિસ્તેજ થતા તાપને પુનઃ સચેત કર્યો. આસપાસ થોડો વખત નજર ફરતી રાખી. યજમાનોને તો ઉંઘનું ઘોરણ બોલતું હતું. આવી શાંતિ અને એકાન્તતા જોતાં તે રજ પણ ગભરાયો નહી. ભયને તે ઓળખતો નહોતો. પહાડી પ્રદેશમાં તે ઉછર્યો હતો અને ન્હાનપણથી લશ્કરમાં જોડાયો હતો અને મ્હોટો થયે તેને એક સરદારની પાયરીએ ચઢવાની હોંસ હતી. અત્યારે તેના મનમાં આગળ ઉપર પોતે બહાદુરી કરી કોઇ મ્હોટા ખાનને મારી નામના કાઢવી, એવા તરંગો ઉઠવા લાગ્યા. ત્યાં આ તરંગો તેને તેની માની ઝુપડીમાં ઘસડી ગયા. પોતાની ન્હાની બહેનો યાદ આવી. ઘણે મહીને ઘેર જઈ તેમને વળી શિવાજી મહારાજનો માયાળુ સ્વભાવ, લડાઇઓ, તોફાન, વહાણોનું ભાગવું-વિગેરે વાતો કરીશ. આ વિચારો સાથે જ તેનાં નેત્રો અર્ધ મીચાતાં તેને અર્ધ તંદ્રામાં લાવતાં સ્વપ્નો તેના ન્હાનપણમાં તેના જેવા બાળ મિત્રો વચ્ચે ખેચી ગયા અને તળાવને કાંઠે ન્હાનપણની રમતો રમવા લાગ્યો. ભૂત, પ્રેત, ડાકણીઓના પડછાયા તેની નજર સામે ખડા થયા—સાથે કોઈ ડાકણે ચીસ પાડી હોય એવો ભાસ થતાં તે ચમક્યો. ગરીબ બીચારો ધનાજી! આ ચીસ ભાસરૂપ ન હોતી, પણ ખરી હતી. તે નાજુક બાળક-કેદીના મુખમાંથી આ ચીસ નીકળી. ધનાજીના સ્વપ્ન સાથે ભેળાઈ ગઈ હતી. હવે ઘણું મોડું થયું. તે બીચારો સ્વપ્નમાંથી ચોંકી સાવધ થાય છે, આંખો ભયથી ફાડે છે, ત્યાં એક હરામખોરનું ઠંડુ ખંજર તેની છાતીમાં ભોકાય છે! તે નિઃશ્વાસ નાંખતો, શિવાજી! એમ કંઠમાંથી શબ્દ નીકળતાંની સાથે ખંજરનો ભોગ થઇ સ્વપ્નવત્ થઈ જાય છે.

ધનાજીની આ ઝુમથી શિવાજી સફાળો ઉઠ્યો, શમશેર ખેંચી ખુનીના પર ઘા કરી ધનાજીનું વેર વાળ્યું. રઘુનાથ પણ શાંતિથી ઉઠયો નહોતો. તેની અસિનો ભોગ બીજો હરામખોર થઈ પડયો. ત્રીજો તેની મદદે આવતાં રઘુનાથે તેની છાતીમાં તરવાર ભોંકી તેને જમીનપર પાડતો હતો, એટલામાં તેની પાછળથી હીચકારા પેઠે તે ટોળીનો હરામખોર સરદાર ઘા કરવા જાય છે ત્યાં નજર બાજ શિવાજી પોતાની સામે થયેલા બીજા લુટારાને ધૂળ ચટાડી વ્યાઘ્ર પેઠે તેનાપર તુટી પડયો, અને તે સરદારના ખભાપર ઘા કરી જોરથી જમીનપર તેને તોડી પાડી, તેની છાતીપર પગ રાખી તલવાર ઉગામી ઉભા રહ્યો ને તેની સામે આંખો ફાડી બોલ્યો:—

"હરામજાદા, ચંડાળ, હજુ ત્હારામાં થોડું જીવન છે એટલામાં અમને આવી મેમાનગીરી આપી આવી કૃતઘ્નતા કરવામાં તથા આ નિર્દોષ છોકરાને મારવામાં ત્હારી શી ઉમેદ હતી, તેનું કારણ જણાવ ?"

મોતને કાંઠે પડેલા તે ચંડાળના મુખમાંથી ત્રુટક વાક્ય નીકળવા લાગ્યાં; "તું કાંઈ મ્હારાથી અજાણ્યો નથી. મ્હારા પાલક જંજીરાના નેવાબનો તું કટ્ટો શત્રુ છે ! તે હું સારી રીતે જાણું છું."

"ઠીક, સર્વ સમજાયું, બોલ, સત્ય કહેજે. આ બાળકને કયાંથી લાવ્યો તેનો દેશ, તેનું નામ, તેનું કુળ—જે કાંઈ તેના વિષે તું જાણતો હોય તેથી મને વાકેફ કર. મરણની છેલ્લી ઘડીએ ત્હારા આત્માના કલ્યાણ માટે ખરેખરું બોલજે."

"મને હેરાન ન કર ! મ્હારું લોહી ઠંડું થાય છે !........જે હકીકત તેને માટે કહી છે તેથી વધારે હું જાણતો નથી........અમો ચાંચીયાનો ધંધો કરીએ છીએ. એક વ્હાણ ભાગ્યું........તેને લુટવાના ઇરાદાથી મછવો લઇ નીકળી........પડ્યા........એક મછવામાં એક ડોસી તથા આ છોકરો અને એક બે ખલાસીઓ કિનારા તરફ આવતા હતા........સર્વેને આશ્રો આપી અમે તેમનાં ખુન કરી તેમને જળમાં પધરાવી તેમનો સર્વ માલ........લુટ........તરીકે અમારી........પાસે રાખ્યો છે........અને આ છોકરાને........ તેના ખરા........માબાપની તપાસ........કરી........ઇ........ ના........મ........મ" આમ બોલતાં તેની જીભ તોતડાતી ટુંકી થતી ગઇ અને તે દુરાત્મા ચાંચીઆનો અંત આવ્યો.

શિવાજી તથા રઘુનાથરાવ આ પ્રપંચ જાળમાંથી મુક્ત થતાં, પરમકૃપાળુ પરમેશ્વરનો આભાર માનવા લાગ્યા ને પેલો મુગો છોકરો પોતાનો આ ભયંકર કેદથી છુટકારો થયો સમજી, પોતાની મુકચેષ્ટાથી ઇશ્વરનો આભાર માનતો હોય તેમ દેખાવા લાગ્યો. શિવાજી તેની પાસે જઇ માયાળુ શબ્દોથી તેને ઉઠાડયો, પણ તેને પોતાની તલવાર તરફ જોતો ધ્રુજતો જોઈ તેપર લોહીના ડાઘા લુછી તેને મ્યાન કરી. "અરેરે ગરીબ છોકરા ! ઇશ્વરે આવા નમ્ર હૃદય સાથે તને મુંગો કેમ બનાવ્યો ! શું તું આવા ચાંચીયાઓના હાથમાં કેદી તરીકે રહેવા સરજેલો હતો ! વાહ નસીબ વાહ ! આ છોકરાના અહીં શા હાલ થાત ? છોકરા, ફીકર કરીશ નહિ ! ત્હારા ભાગ્યે હવે તને મ્હારા હાથમાં મુકયો છે. હું ત્હારો રક્ષક–પિતા થઇશ, તને ઘણા સુખમાં રાખીશ. રઘુનાથરાવ ! હવે અહીથી ચાલો. અરેરે ! ગરીબ બીચારો ધનાજી ગયો. તેની માને શું કહીશું.

તે તેનો એકનો એક પુત્ર ઉમરમાં આવ્યા પ્હેલાં, કાંઇપણ પરાક્રમ બતાવ્યા પૂર્વે, આ દુનિયા છોડી ચાલી નીસર્યો. ઇશ્વર તેના આત્માને શાંતિ આપો. પ્રભાત થયું છે ને હવે વધુ વખત ન ગુમાવતાં ઉતાવળે નીકળવું જોઇએ. આપણા વહાણની જે બાતમી આ ચોટ્ટાઓએ આપી હતી તે તદન ખોટી હોવી જોઇએ. તેઓ આપણી રાહ જોતા હશે. ધનાજીના શબને અગ્નિસંસ્કાર કરી તેઓ ચાંચીયા તરફ નજર ફેંકી પંથે પળ્યા. ડુંગરા-ડુંગરીવાળો વનાશ્રયી માર્ગ કાપતાં આ દુઃખવાર્તાપર મનન કરતા ચાલ્યા જતા હતા; અને તે મુંગો છોકરો તેમને પુઠે પુઠે ચાલતો હતો.

"Oh, who his widow'd mother tell,
That, ere his bloom, her fairest fell!—
Rest thee, poor youth! trust my care.
For mass & knell & funeral prayer."

*(Scott)*.



## પ્રકરણ ૬ ઠું

## રામદેવરાવની ચિંતા.

"O God of battle! steel my soldiers' hearts;
Possess them not with fear; take from them now,
The sense of reckoning, if the opposed numbers,
Pluck their hearts from them."

*(Shakespeare-King Henry the Fifth.)*

× × × ×

"He lives in fame that died in virtues' cause."

*(Shakespeare—Titus Andronicus.)*

પ્રિયવાંચનાર! ત્રીજા પ્રકરણમાં જે રાત્રીએ કુંજલખાને મરાઠાઓ પર હલ્લો કરી સદાશિવરાવ, વિશ્વાસરાવ, તારાબાઇ વિગેરેને કેદ કરી વસંતગઢ તરફ કુચ કરી, તેને બીજે દિવસે સવારમાં તે જ અરણ્યના બીજા ભાગમાંથી, પ્રહર દિવસ ચઢતાં મરાઠાની એક ન્હાની ટોળી કેટલાક કેદીઓ સાથે પસાર થતી હતી.

અરણ્યના જે ભાગમાંથી આ ટુકડી પસાર થતી હતી. તે ખીણવાળો પ્રદેશ સૃષ્ટિસૌંદર્યથી આભૂષિત થયેલો હતો. વિવિધ રંગ બેરંગી ફુલવાળી વેલો તથા લતાઓથી અલંકૃત થયેલાં વૃક્ષોની ઘટામાં છુપાયલા માર્ગ-

પરથી મરાઠાઓની આ ટોળી ચાલી જતી હતી. ચારેપાસ આવેલા કુદરતી ડુંગરાઉ કીલ્લા મિનારાનું ભાન કરાવતા હતા, અને લિલોત્રીમય પર્વતો તથા જંગલની દરેક વસ્તુ પ્રેક્ષકના મનને વધારે ને વધારે મુદિત કરતા હતા.

વર્ષાઋતુના દિવસો હતા, એટલે અવાર નવાર વરસાદ ચઢી આવતો અને ઘમઘોર થતાં વાદળાં આ સુંદર અરણ્યની શોભાને ભયંકર રૂપ આપતાં હતાં. લિલોત્રીથી આચ્છાદિત થયેલી અરણ્યભુમિ એક લીલા રંગના ગલીચાનો ભાસ આપતી હતી ને તે ઉપર થઇ ધસડાઈ આવતા તેમ જલકણથીભરેલા શીત અનિલથી ચક્ષુને ઠંડક ( શીતલતા ) મળતી. પર્વતોપરથી ઝરાઓ ધો ધો કરતા અવાજે ખીણમાં પડી જોસબંધ વહેતા હતા. અને ન્હાની ન્હાની નદીઓમાં ફંટાઇ જતા ને વચમાં અનેક વોકળા (વહેળા) નું મિલન થતાં એક મોટી નદીનું રૂપ પકડતા. આ રમ્ય ખીણની ચારે બાજુનો દેખાવ એવો તો પ્રેક્ષણીય હતો કે પ્રેક્ષક સ્વર્ગનો ભુલાવો ખાય તો એમાં નવાઈ જેવું નહોતું.

ટોળીમાંના અગ્રેસરે પોતાની પાસેના સ્વારને કહ્યું, "ગોપાળરાવ, ભાઉ સાહેબનો આપણને મસુરમાં મેળાપ થયો નહિ, તેઓ મધ્યાન્હ પછી નીકળ્યા અને આપણે ત્યાં સાયંકાળ પછી પહોંચ્યા. માર્ગમાં ઉતાવળ ઘણી કરી આવ્યા, તો પણ દોઢ પ્રહરનો ફેર પડ્યો. કાંઈ નહિ, આજે તેમને આપણે જરુર પકડી પાડીશું; અને આ ધાડપાડુઓને તેમને સ્વાધીન કરીશું. માલ પાછો મળ્યો છે. તે પણ બીચારા આનંદરાવ શેઠને પાછો મળશે. હરામખોરોએ કાંઇ ઓછી મહેનત કરાવી? આખી રાત્રિ ભટકયા ત્યારે માંડમાંડ છેક પ્રાતઃકાળે તેમનો પત્તો મળ્યો. જો આપણે અણચિંતવ્યો હલ્લો ન કર્યો હત, તો તેમને પકડવામાં ઘણો ત્રાસ અને મુસ્કેલીઓ વેઠવી પડત. પણ બધુ સારું જ થયું. એ પકડાયા તે જ કહોને! નહિ તો મ્હારે મરવું પડત."

ગોપાળરાવે ઉત્તર આપ્યોઃ—"સત્ય કહ્યું, હજુર! હરામજાદાઓએ કાંઇ ઓછી મહેનત આપી છે? ભાઉસાહેબ આજે કરહાડ મુકામ કરશે એમ મને લાગે છે. આપણે બપોર પ્હેલાં તો જરુર ત્યાં પ્હોચી જઇશું."

રામદેવરાવઃ—"જો ત્યાંથી પણ પાછા નીકળી ચુકયા હશે તો થોડો સમય થોભી એકદમ કુચ કરીશું. પરમ દિવસે આખી રાત્રિ રખડી રખડી માણસો થાકયા હતા, તેથી જ કાલે મસુર મુકામ કર્યો, નહિ તો પરભાર્યાં તેમની પુઠે પુઠે જઇ કરહાડ પ્હોચતાં પ્હેલાં તેમને આપણે પકડી પાડ્યા હત. રાત્રિએ પણ કુચ કરી તેઓને જ્યાં હશે ત્યાં આજે જ મળીશું."

આમ વાર્તાલાપ કરતા માર્ગ કાપતા હતા, ત્યાં દૂરથી પચીસ ત્રીસ માણસનું ટોળું તેમની તરફ આવતું હોય એમ જણાયું. તે માણસો જેમ જેમ પાસે આવતા ગયા, તેમ તેમ તેમનાં વસ્ત્રો અસ્તવ્યસ્ત જણાયાં. હાથમાં ખુલ્લી તલવાર ને તેના ઉપર લોહીના છાંટા પડવાથી કાળા ડાઘ જણાતા હતા. સર્વનાં મ્હોં નિસ્તેજ લાગતાં હતાં. તેમના દેખાતા શરીરના ભાગ લોહીથી રંગાયા હોય, તેમ લાગતા હતા ને ગભરાયલી સ્થિતિમાં ચાલતા જણાતા હતા.

તેમને જોઈ રામદેવરાવ ચમક્યો; તેણે આવનારાઓને ઓળખી કહાડ્યા. તેમના આવા હાલ જોઇ તેનું અંતઃકરણ ચીરાવા લાગ્યું; અને કાંઇ પણ અરિષ્ટ થયું ધાર્યું, ચિંતાગ્રસ્ત થતો તે બોલી ઉઠ્યો "અરે, ગોપાળરાવ! આ તો આપણા માણસો જેવા લાગે છે! તેઓની આવી અવસ્થા કેમ થઇ! કાંઇ અનિષ્ટ થયું હશે! હે, શું થયું હશે! કાંઇ સમજણ પડતી નથી" એટલામાં તે માણસો આવી પ્હોચ્યા. તેમને અટકાવી બોલ્યો:—"અરે તમારા આવા હાલ કોણે કર્યા? સરદારસાહેબ ક્યાં છે? આમ શાથી થયું? બોલો કોણે હલ્લો કર્યો? બાયલાની માફક કાળું મ્હોંડુ લઇને ચાલ્યા ક્યાં! તમારો સરદાર ક્યાં! બાઇસાહેબ કેમ જણાતાં નથી! તેમનું શું થયું!" વિગેરે એક પછી એક અનેક પ્રશ્નો ગભરાયલા અંતઃકરણે પુછવા લાગ્યો.

આ નવા ટોળાના સર્વ સીપાઇઓ શરમાઇ નીચું જોઈ રહ્યા. આખરે અગ્રેસર સીપાઇ ધ્રુજતે સાદે નમન કરી બોલ્યો:—"સાહેબ, ગજબ થયો! કહેતાં જીભ ઉપડતી નથી." રામદેવરાવની મુખમુદ્રાપર ચિંતા છવાઇ રહી હતી ને તેમાં તે વધારે ચમક્યો. તે બોલ્યો; "બોલ, બોલ, જેવા ખબર હોય તેવા કહે! ચાલ ઝટ બોલી દે!"

તે અગ્રેસર સીપાઇએ, "મસુરથી નીકળ્યા પછી, પ્હાડની કઠણમાંથી રાત્રીના ચઢતા હતા, ત્યાં મુસલમાનોએ એકાએક હલ્લો કર્યો—સખત મારામારી થઇ—ઘણા મરાઠાઓ મરાયા—સદાશિવરાવ, વિશ્વાસરાવ, તારાબાઈ વિગેરે કેદ પકડાયાં—ને મુસલમાન સરદારે વસંતગઢ તરફ કુચ કરવા આજ્ઞા કરી." વિગેરે અથ ઇતિ ધ્રુજતાં ધ્રુજતાં કહી સંભળાવ્યું.

આ સમાચારથી રામદેવરાવના શરીરને કંપારો થયો. તેને વજ્રના ઘા લાગ્યા જેવું થયું. દિગમૂઢ જેવો બન્યો. શું કરવું તે સુઝયું નહિ. સમુદ્રનાં મોજા માફક અનેક વિચારો આવવા લાગ્યા. એક વખત મનમાં આવ્યું કે, અહીંયાંથી પરભાર્યો વસંતગઢ ઉપર હલ્લો લઇ જઈ મુસલમાનોને યોગ્ય શાશન કરૂં. પરન્તુ તે વિચાર તેને સમુદ્ર ખાલી કરવા અથવા પૂરી નાંખવાના પ્રયાસ જેવો લાગ્યો. પુનઃ વિચાર થયો કે, પાછા ફરી રાયગઢ જઈ સર્વ સમાચાર વિદિત કરું—પણ મોરોપંત

સાહેબને, મહારાજને શું મ્હોંડું દેખાડીશ! તેઓ મને જીવતો પાછો આવેલો જોઇ શું કહેશે! મ્હારે માટે શું ધારશે! અરેરે! તે દુષ્ટ અધમોએ બહુ જ ભુંડું કર્યું. બસ જોઇએ તેમ થાવ, પણ રાયગઢ તો ન જ જવું. અરેરે, આ સમાચાર જ્યારે પેશ્વા સરકાર જાણશે, ત્યારે તેમને કેટલું બધું માઠું લાગશે? તેમના હોશ કોશ ઉડી જશે, તેમના પુત્ર સમાન વ્હાલા બંધુના પકડાવાના સમાચારથી તેમને કેટલું દુઃખ થશે? ઇશ્વર! ત્હારી ગતિ ગહન છે. પણ મ્હારે હવે શું કરવું? બસ સ્વામીને મુક્ત કરાવવામાં પ્રાણ અર્પણ કરવો—વસંતગઢ ઉપર અત્યારેને અત્યારે હલ્લો લઇ જવો અને તેમ કરવામાં જીવનું જોખમ સહેવું. બસ, અન્ય એક પણ માર્ગ નથી. પણ નાહક પ્રાણ આપીશ તેમાં સ્વામીસેવા શાની! કારણ આ હલ્લામાં કીલ્લો હાથ આવે તેમ નથી, તેમ ધણીનો છુટકો થાય એમ પણ નથી. માત્ર મ્હારો અને મ્હારા વીર માવલાઓના નાહક પ્રાણ આપ્યા જેવું થશે. આવી રીતે મરવા કરતાં જીવતો હઇશ તો તેમને છોડાવવામાં ઘણો ઉપયોગી થઇ પડીશ. પણ આવે કાળે મ્હોંડે જીવતા રહેવામાં અર્થ શો! આવી રીતે જીવવા કરતાં તો મરવું જ બહેતર!”

આવી રીતે અનેક વિચારોએ તેના મસ્તકને ભમાવી દીધું. જેમ જેમ વધારે વિચારવમળમાં ગુંથાયો, તેમ તેમ વધારે ગુંચાવા લાગ્યો. તેના સીપાઇઓ આ સમાચાર સાંભળી આભા બની ગયા હતા; અને દિલગીરીમાં ગરકાવ થઈ, પોતાના ચિંતામગ્ન દેખાતા સરદાર તરફ એકીટસે જોઇ રહ્યા હતા. ક્રોધ, ધિક્કાર, વેર અને ચિંતા તેમના શરીરના રોમેરોમમાં મુસલમાનો સામે પ્રસરી રહ્યાં હતાં. શોકથી તેઓ દિગ્મૂઢ બની રહ્યા હતા. અંતે વિચારમાળાનો મેરુ રામદેવરાવના હાથમાં આવ્યો અને તે પ્રમાણે વર્તવા નિશ્ચય કર્યો. એ વિચાર એવો હતો કે, “હાલ તો હલ્લો કરવામાં ઝંપલાવવું નહિ, પણ યુક્તિ પ્રયુક્તિ કરી સ્વામીને છોડાવવા. હલ્લો કરવામાં કાંઈ પણ વળશે નહિ. તે મુસલમાનોની પુઠે, તેમના સરદારની પુઠે, તેમની છાયા પેઠે તે ભૂત પડે જ્યાં જ્યાં તેઓ મુકામ કરે ત્યાં ત્યાં તેમની પછવાડે ભમતા રહેવું અને આપણા સ્વામીને જે સ્થળે રાખ્યા હોય, તેનો બારીકાઇથી તપાસ કરી, મંત્રશોધક તરીકે તેમને મુક્ત કરવાના પ્રયાસમાં મંડ્યા રહેવું. ખરી હુશીયારી તો એ કે, સ્વામીના મુક્ત કરાવવાના આપણા પ્રયાસની શત્રુઓને પ્રથમ જાણ કરી, પછી તે કાર્યનો આરંભ કરવો. ગમે તેમ થાય તોપણ તેમને છોડાવીને જ પાછા ફરવું. પરંતુ આ સમાચાર તથા આ ઉદ્દેશની વિગતવાર હકીકત રાયગઢ પ્હોંચડાવવી જોઇએ.

તેમાં ગાફેલ રહેવું કામનું નથી. હવે આ વિચારને મક્કમપણે વળગી રહેવું, તથા તે પ્રમાણે અનુસરી કાર્ય આરંભવું. ઇશ્વર–શ્રી જગદમ્બા ભવાની આ કાર્યમાં જરૂર સાહ્ય આપી યશ અપાવશે. સિદ્ધે હું ને સાધકે હું. એમાં હવે બીજા કોઇની મદદની જરૂર પણ નથી. મ્હારા આટલા સિંહો, એ પાંચ હજાર મુસલમાન–બકરાં–મેંઢાંઓને પુરા-પડે એવા છે. પણ આ કેદીઓનું શું કરવું? પડે ખાડમાં–મુકી દેવા–નાહકનો ભાર શા માટે વહેવો. બીજો ઉપાય નથી. શેઠના જ રૂપીઆ શેઠ અને સ્વામીને છોડાવવાના ઉપયોગમાં આવશે. ચાલો એ પણ ઠીક જ થયું." એમ મન સાથે નક્કી કરી કેદીઓને છોડી મુકવા હુકમ આપ્યો. હુકમ સાંભળી સીપાઇઓ આશ્ચર્યમાં પડ્યા. પણ સરદારનો હુકમ એટલે શિરમાન્ય કરવો પડ્યો. કેદીઓ મુક્ત થયા. નાશી આવેલી ટોળીના માણસોને પોતાની ટોળીમાં ભેળ્યાં. સર્વને પોતાનો ખરો હેતુ જણાવ્યો ને 'જેની છાતી આ કાર્ય કરવામાં પાછી હઠતી હોય, તેણે એકદમ ચાલ્યા જવું,' એવો પોતાનો વિચાર દર્શાવ્યો. પણ સર્વેએ "જય ભવાની" ની વીરહાક પોકારી, આવી આપ્તતમાં પોતાના સરદારને છોડી જવા કોઇ પણ તૈયાર થયો નહિ. બધાઓએ પોતાના સરદારની આજ્ઞાને અનુમોદન આપ્યું. એ સર્વ હકીકતનો પત્ર એક બેપીઆ સાથે રાયગઢ મોકલ્યો અને પોતાના વિચાર કેવી રીતે અમલમાં મુકવા, તથા તે માટે શી શી યુક્તિઓ રચવી તેને માટે જંગલનો એકાંત રસ્તો લીધો. તે મુસલમાનનો, હલ્લો કરી કેદ કરવામાં, શો હેતુ છે! તેમ જ તેના સરદારનું નામ તથા રાજવંશી કેદીઓનુ શું કરવા તેઓ માગે છે! વિગેરે બાબતનો ખુલાસો મેળવવા બે-ચાર નિપુણ અને બાહોશ જાસુસો રવાના કર્યા.



## પ્રકરણ ૭ મું.



## માર્ગપરના વિચારો.

"She's beautiful; and therefore to be woo'd;
She is a woman; and therefore to be won."

*(Shakespear, Henry VI.)*

જે સમયે સદાશિવરાવ વિગેરેના છુટકારા સંબંધી, ગત પ્રકરણમાં જણાવ્યા મુજબ ઉપાયો–વિચારો યોજાતા હતા, તે જ વખતે હથીયારબંધ મુસલમાન સીપાઇઓ, રાજવંશી કેદીઓને કેદખાના વાસ્તે નિર્માણ કરેલા

સ્થાન તરફ પુર ઝાપ્તામાં લઈ જતા હતા. પરંતુ અંધકાર સર્વત્ર પથરાઈ રહ્યું હતું, ને અધુરામાં પુરું આકાશમાં એક પછી એક ગોઠવાયલા પડથી ઘટ બનેલાં કાળાં વાદળાંથી સર્વ દિશાઓ ભયંકર લાગતી હતી. સુંદર તારાઓ–રાત્રીની ઝીણી ચળકતી આંખો વાદળારૂપી પડદામાં અદૃષ્ય થઇ ગઇ હતી. મુસલમાનોનાં આ જુલમી પગલાંથી જાણે નારાજ હોય તેમ ક્રોધે ભરાઇ કુદરતે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું. આકાશે રંગ બદલ્યો હતો. તોફાન તથા અંધકારે પ્રબળ ઘેરો ઘાલ્યો હતો. વારંવાર વિદ્યુતના ચમકારા થવા લાગ્યા-ગર્જના એક ખડકપરથી બીજા ખડકપર, એક પ્હાડથી બીજા પ્હાડપર અથડાતી, ભયંકર નાદ કરતી ઘુમવા લાગી. મેઘ ગર્જનાથી દેખાવ એટલો બધો વિચિત્ર બન્યો કે, માત્ર એકલા શીયા વાદળાંમાંથી નહિ પણ દરેક પ્હાડોએ, ખીણોએ, પ્હાડોની ટોચોને જાણે જીભ આવી ન હોય તેમ ભયંકર સાદ કરી એક બીજાને બોલાવતા હોય તેમ ભાસવા લાગ્યું. થોડા વખતમાં ટપટપ કરતાં મ્હોટાં ફોરાં પડવા લાગ્યાં અને જોત જોતામાં એક સરખી ધારા વરસવા લાગી. અરણ્યમાંથી કેદીયો સાથે પ્રસાર થતી મુસલમાન ટોળીપર નિર્દયપણે તેમનાં અપકૃત્યનો બદલો આપતી હોય, તેમનાં પગલાંથી અપવિત્ર થતી જમીનને સ્વચ્છ કરતી હોય તેમ મુસલધાર વૃષ્ટિ વરસવા લાગી. તેમનાં વસ્ત્રો ભીંજાઇ ગયાં અને પુર જોશમાં સુસવાટા મારતા પવનથી ધ્રુજતા ધ્રુજતા ચાલતા હતા. એક તો અંધારૂં, તેમાં વળી જંગલનો રસ્તો ને તે સાથે મુસળધાર વરસાદને પછી તેમની વિટંબણાનું પુછવું શું ? મશાલો પણ બુઝાઈ ગઈ ને અંધારામાં મહા મુસ્કેલીથી થોડેક સુધી તો ચાલ્યા, પણ આખરે રસ્તો ન સુઝવાથી ને આગળ વધવું સહીસલામત ન લાગવાથી. વરસાદ બંધ થાય ત્યાંસુધી સાદને હજારો ગાળો આપતા ત્યાંના ત્યાં થોભ્યા. એક પ્રહર વીત્યા વરસાદનું જોર નરમ પડયું. વાદળાં વિખરાતાં લાગ્યાં, તોફાન શાંત તું ગયું, અદૃષ્ય થયેલા તારાઓ, વાદળાંમાંથી અહી તહીં હીરાની પેઠે .મકવા લાગ્યા, આકાશ સ્વચ્છ થવા માંડયું, માર્ગમાં કાદવ તથા તાજાં મેલાં પાણીનાં ખાબોચીયાં, તોફાની વરસાદનાં ચિહ્ન દર્શાવતાં હતાં; અને તેથી મુસાફરો પોતાનો માર્ગ સ્હેલાઇથી કાપી શકતા નહોતા.

અરણ્યના માર્ગના ભોમીયા ન હોવાથી આ મુસલમાનોને ઠેક ઠેકાણે થોભવું પડતું હતું; અને એક બે વાર માર્ગમાં ભુલા પડી આડે માર્ગે તેઓ દોરાઈ પણ ગયા હતા, ને ખરા માર્ગપર પુનઃ આવવાને અનેક હરકતો સહન કરવી પડી હતી. રાત્રીએ પોતાનો અંધાર પીછોડો પાથરેલો તેમાં વરસાદથી ભીંજાઈ તેઓ કંટાળી ગયા હતા ને ફુંકતા પવનથી બળતી મશાલો વારે ઘડીએ બુઝાવાથી ચાલવામાં તેમને અનેક વિઘ્ન નડતાં હતાં. ખરા કે

અપળા માર્ગના ભાન શીવાય તેઓ ચાલ્યે જતા હતા. પ્હાડી રસ્તો એટલે નજીકમાં મ્હોટું ગામ પણ શાનું હોય કે વીસામો લે. કાદવથી રસ્તો લપસણો થયો હતો અને વચ્ચે વચ્ચે વ્હેતા વ્હેળામાંથી તેમને પસાર થવું પડતું. આવી વિટંબણા આ મોજશોખને આધીન થયેલા યવન સૈન્યને ઘણી જ ભારે લાગી. તેઓ ભયંકર અંધારામાં આવે વિકટ માર્ગે ચાલવા પરિચિત ન હોવાથી તેમને વધારે સંકટો વ્હોરવાં પડતાં.

અંતે રાત્રીનો અમલ પૂર્ણ થવા આવ્યો. અને તેમાં પૂર્ણાનંદ વચ્ચે પૂર્વાકાશ લાલ થવા માંડયું. તેઓ ખરે રસ્તે છે એમ તેમને પ્રતીતિ થઈ. ભગવાન સૂર્ય નારાયણે પોતાના પ્રકાશથી જગતને ઉત્સાહી કર્યું. ચાલનારના થાકી ગયેલા પગમાં જોર આવ્યું ને હવે થોડા સમયમાં આસાએશ મળશે એ વિચારથી જોશબંધ પગલાં ઉપડવા લાગ્યાં. ટોળીના બે મુખ્ય સરદારો નચિંતપણે ચાલતા નીચે પ્રમાણે ગોષ્ટિવિનોદ અનુભવતા હતાઃ–

"અહમદખાન ! આજે આપણને બહુ જ હેરાનગતી ભોગવવી પડી હો ! " ફઝલખાન બોલ્યોઃ–"કોણ જાણે સાલો વરસાદ કયાંથી આવી ચઢ્યો ? - કોણ જાણે, કેટલા સીપાઈઓને શરદી થઈ હશે ? પણ દોસ્ત, આપણું કામ તો ફતેહમંદ ઉતર્યું હો ! અંતે ચલીયું પાંજરામાં સપડાયું–વાહ–ખુબ બની–મ્હારા મનની ઉમેદ પાર પડી–બસ–હવે આ બંદા જેવો નસીબદાર કોણ ! પણ બહુ મુશ્કેલીથી અને આપણા ઘણા માણસોનાં લોહી રેડાયાં ત્યારે જ આ રમણી હાથમાં આવી. ચાલો એક પંથ ને દો કાજ ! સદાશિવરાવ–પેલા પ્હાડી ઉંદર–લુટારાના લુચ્ચા દિવાનનો ભાઈ હાથમાં આવ્યો. કેવો મ્હોટો શીકાર ? આવાજી જાણશે ત્યારે ખુબ ખુશી થશે. આપણે પણ બડાશો હાંકવામાં બાકી રાખીશું નહીં."

અહમદખાને હસતાં હસતાં ઉત્તર આપ્યોઃ–"વાહ ! એમાં પુછવું શું ? પણ આપણા સીપાઈઓએ ગઈ કાલે ખરી મર્દામી દેખાડી હો ! નહિ તો આ બાજ પક્ષી પકડાવું મુશ્કેલ હતું ! હરામ જાદા, કાફર–લુટારા કેવા જુસ્સાથી લડતા હતા. પણ આપણા વીર ઈસ્લામીયોએ થોડા વખતમાં તેમને પરાજીત કર્યા. સાહેબ ! આપનું કામ થયું તેમ આ ગરીબનું પણ થયું છે હો ! આપ એકલા મોજ ઉડાવો એવું કાંઇ બને ! ભેગા' એગું મ્હારુંએ કામ થઈ ગયું. આ કેદીઓમાં એક એવી સ્ત્રી છે કે, જેનાથી હું સુખી થઈશ."

ફઝલખાન તેની મશ્કરી કરતો હસતો હસતો બોલી ઉઠ્યો "વાહ, અહમદભાઈ, વાહ ! ખુબ કરી ! શું મ્હારી વ્હાલીની દાસી તે તમારી પ્રિયતમા કે ? આટલે હલકે દરજ્જે શું લોભાયા? વાહ વાહ ! ઠીક શોધી કાઢી હો!"

અહમદખાન મગરૂબાઈથી બોલ્યો:—"નહી, નહી આવી દાસીને હું શું કરું: આ તો કેદીઓમાં ત્હારી પ્રિયા જેવી એક બીજી સુંદર રમણી સપડાઈ છે તેની વાત કરું છું."

ફાજલખાન: "યા ખુદા! હં! હં! સમજ્યો ત્હારી સફાઈ—એ તો પેલા ડોકરા કાફરની છોકરી—આપણા પ્રભાકર શેઠના દીકરાની સુંદર ઓરત, તે જ ના!"

અહમદખાન ફુલાતો ફુલાતો બોલ્યો:—"હા, હા, તે જ તે જ મ્હારી મનોરમા: બોલો હવે તે ત્હારી પ્રિયતમાથી ખુબસુરતીમાં કાંઈ ઉતરે એવી છે?"

ફાજલખાન! "ના ભાઈ ના, ત્હેં પણ એક રત્ન જ શોધી કહાડ્યું છે. શું! આવી હંસીઓ કાગડા કાયસ્થને ત્યાં શોભે! એ તો ત્હારા જેવા શોખીન અમીરજાદાને ત્યાં જ શોભે. આ મ્હારું રત્ન આ ભીખારડા—મુડદાલ બ્રાહ્મણને ત્યાં ઉકરડે પડ્યું હતું તેને છોડાવી આ મહાન પદવીએ પ્હોચાડવાનું મહત પુણ્યનું કાર્ય કર્યું છે. આવી સુંદર લલનાઓ આપણા જેવા ફક્ત મોજીલા ઉમરાવજાદાઓ વાસ્તે જ ખુદાએ નિર્માણ કરી છે. શું તે આવા નિર્માલ્ય ભામટા કાફરોને યોગ્ય છે! નહિ જ. બસ દોસ્ત તું પણ મ્હોટો નસીબદાર, કે સાથે સાથે ત્હારુ પણ કામ થયું."

"મિત્ર! મ્હારી તો આ રમણી ઉપર ક્યારનીએ નજર હતી! જ્યારથી બીજાપુરમાં મ્હેં એને એક વખત જોઈ હતી ત્યારથી મ્હારું કલેજું વિંધાયું હતું. તેમ એને ગમે તેમ કરી મેળવત પણ ખરો. ને તેવી રીતની પેરવીમાં જ હતો, ત્યાં અચાનક આપોઆપ ખુદાએ જ આ લાગ સાધી આપ્યો. દોસ્ત આપણા બે ઉપર અલ્લાની પૂર્ણ મહેરબાની નીકર આવી લલિત લલનાઓની જોડ ક્યાંથી મળે? આપણા જેવું આ જગમાં બીજું કોણ સુખી છે?" હર્ષમાં આવી અહમદખાને ઉપર પ્રમાણે ઉદ્‌ગાર કર્યા.

ફાજલખાન:—"ખરેખર આપણે બે નસીબદાર. હવે ગામમાં જઈ કાજીસાહેબને બોલાવી તરત જ નીકા કરી લઈશું—પણ મિત્ર! હું ધારું છું તેમ બુઢા ખોખાની સુંદર પુત્રીની ચમકતી કાળી આંખો કરતાં તેની થેલીપર ત્હારો ડોળો વધારે લાગેલો છે, નહી વારું!"

અહમદખાન:—"મ્હારો તો એ બે ઉપર ડોળો છે. હું તો એ બેઉ ચીજનો વખાણનાર છું. પરન્તુ આપણે તો આ સુંદરી મળતી હોય તો આ બુઢીયા કાફરના પૈસાની દરકાર નથી. પણ, ભાઈ આપણે એક મ્હોટી ભુલ કરીએ છીએ, કારણ આપણા શિકારને વસંતગઢમાં રાખવાનું સલામતી ભરેલું નથી."

"કેમ, કેમ શી હરકત છે!" ફાજલખાન વિચાર કરતો બોલ્યો.

અહમદખાન:–"જુવો, ગઢમાં છોડી આપણે આપણા સૈન્યને જલદી મળી જવું જોઇએ. નહી તો ખાનસાહેબને વ્હેમ પડશે અને..."ફાજલખાન વચ્ચે બોલી ઉઠયો હા, યાર એ પણ ખરું કહ્યું. આપણે હવે જલદી મળવું જ જોઇએ. અરેરે જ્યારે આપણા મન માનતો શિકાર હાથ આવ્યો–સુખ ભોગવવાનો સમય આવ્યો ત્યારે વળી આ પીડા કયાં વચ્ચે નડી. ફીકર નહી, આ રમણીઓને વસંતગઢમાં પુર જાપ્તામાં રાખી, આપણા સૈન્ય ભેગા થઇશું ને પછી પેલા લુટારા શિવાજીને મારી કાપી અથવા કેદ કરી બિજાપુર પાછા ફરતી વખતે કાંઈ નિમિત્ત કાઢી વસંતગઢમાં આવી મોજ ઉડાવી લગ્ન કરી, પુરદમામથી બિજાપુર જઇશું, અહાહા પછી મ્હારા સુખનો તો પાર જ રહ્યો નહી."

અહમદખાન! "એ બધી વાત ખરી પણ તેમને વસંતગઢમાં રાખવામાં જોખમ છે. જુઓ એક તો તે સરહદપરનો કીલ્લો છે. મરાઠાઓનું રાજ્ય પણ પાસે જ છે તેથી વખતે ઓચીંતો તેઓ હલ્લો લાવી તેમને છોડાવી જાય તો આપણી સર્વ મહેનત વ્યર્થ જાય–આપણો શ્રમ તે સાથે આટલા માણસોનો નાશ–એ સર્વ પાણીમાં. આપણી ઉમેદ પાર પડે નહી અને વળી ઠપકો મળે ને મૂર્ખ ઠરીએ એ નફામાં. તેમ વસંતગઢનો કીલેદાર પણ મરાઠો જ છે. એટલે એ જાતેજાત મળી જાય અને કાવતરાં કરી આપણને ઉડાવી મેલે માટે મ્હારી સલાહ તો એ છે કે વસંતગઢમાં વધારે ખોટી ન થતાં લાંબે નીકળી જઇ જે ગઢમાં મુસલમાન કીલેદાર હોય ત્યાં તેમને મુકવાં. પછી તો જેવી તમારી મરજી."

ફાજલખાનને આ વિચાર યોગ્ય લાગ્યો. પણ કયે સ્થળે તેમને મુકવાં તેનો વિચાર કરવા લાગ્યો. વિચારતાં વિચારતાં, કોઇ પણ જગ્યા ધ્યાનમાં આવી નહી. તે બોલી ઉઠયો, "અહમદખાન, ત્હારું કહેવું સત્ય છે. પણ એવી સલામતી ભરેલી બીજી કઇ જગ્યા છે? મને તો કોઇ ધ્યાનમાં આવતી નથી."

કાંઈ યાદ આવતું હોય તેમ વિચાર કરતો અહમદખાન બોલ્યો "ખાનસાહેબ મને એક જગ્યા ધ્યાનમાં આવે છે. એ જગ્યા એવી છે, કે મરાઠાઓ તો શું પણ તેમના પીર આવે તો પણ તેમનું કાંઇ વળે નહી. પણ એમ કરવામાં એક મ્હોટી હરકત છે; અને તે આપના ..." એટલામાં વચ્ચે જ ફાજલખાન બોલી ઉઠયો "હં! હં! હવે આ લાંબું લાંબું ટાયલું જવાદે, ને જલદીથી કહી મરને કે આ જગ્યા છે. હરકત બરકતનુ પછી સૌ થઇ રહેશે. કામ કરવા બેઠા પછી હરકતનો વિચા

શાનો ? વળી આ વીરને કયારે હરકત નડી છે કે આજે નડશે ? બોલ, બોલ કઈ જગ્યાનું તું કહે છે !"

"પણ આટલા આકળા શું થાવછો !" અહમદખાને કહ્યું "ઉતાવળે કાંઈ આંબા પાકે છે ? ચારે બાજુથી વિચાર કરવો જોઇએ. જે જગ્યા મ્હારી ધ્યાનમાં છે તે જગ્યા—કોલ્હાપુરની જાગીરને તાબેનો પન્હાલાનો કીલ્લો છે. એ કીલ્લો એવો મજબુત અને સહીસલામત છે કે કેદીઓને જો એક વખત ત્યાં રાખીએ તો પછી કોનો ભાર છે કે આપણી સામે પણ જોઈ શકે"

ફાજલખાન:—"ખરું છે. મને પણ એ જ કીલ્લો ઠીક લાગે છે—એ તો આપણું ઘર જ છે ? ત્યારે વળી હરકત શી નડવાની હતી ! જો ! મ્હોટે ઉપાડે ભાઇએ વાત કરી કે—હરકત નડે;—શું હરકત નડે ! હરકત હરકત—વ્હા ભાઈ:—

આવા તુચ્છકારી નાંખવાના બોલ સાંભળતાં અહમદખાનને જરા ક્રોધ ચઢ્યો, પણ તે શમાવી બોલ્યો "રાખો, રાખો હવે, ખાનસાહેબ ! સમજ્યા વગરનું જ બોલો છો કે ? હરકત કેમ નહી નડે—મને તો લાગે છે કે મ્હોટી હરકત નડે તેમ છે. એ કીલ્લો ઘર જેવો છે એમાં કાંઈ સંશય નથી પરન્તુ સાહેબ મ્હેરબાન ! એનો કીલેદાર આપના પેદરનો જીગર જાન દોસ્ત સરદાર રૂસ્તમજમાન છે—સમજ્યા ! એ આપને આ કાર્યમાં મદદ આપે એમ હું તો ધારતો નથી. ઉલટું કાંતું પીંજ્યું કપાસ થશે ને વાત સર્વ મારી જશે. તમને સહાય આપવાને બદલે તમને કેદ કરી તમારા પિતા પાસે મોકલી આપી, તમારી આવી વર્તણુકની ફરીયાદ કરશે ને કેદીઓને છોડી મુકશે. બોલો, હવે કેમ મુંગા રહ્યા ! બોલો, બોલો, આ મ્હોટી આડ ખીલી ખરી કે નહી !

જરા વિચારમાં પડી અંતે હસતાં હસતાં ફાજલખાને કહ્યું "ભાઈ તું હજુ આ રૂસ્તમજમાનને પુરે પુરો ઓળખતો નથી. હું એની રગે રગનો માહીતગાર છું. પન્હાલામાં રાખવાને આપણે કોઇ પણ જાતની અડચણ નથી. સામે તેની મદદ મળશે. જો સાંભળ, તે પૈસાનો ઘણો લોભી છે, તેના હાથમાં આ બુઢા કાફરને સોંપી દઈશું ને તેને ગદગદિયાં કરાવી દઇશું એટલે કામ થયું જ સમજવું. તે ચું કે ચાં કરે તેમ નથી, આપણને તો આપણી આ વ્હાલી યૌવનાઓને મુકી તાબડતોબ જવું પડશે. એટલે ત્યાં બરોબર સંભાળ પણ લેવાશે, ને કોઈ પણ જાતની હરકત આવે તેમ નથી. તું હવે એમ કર કે અમારી જોડે વસંતગઢ ન આવતાં બસો સ્વાર સાથે બ્હારોબ્હાર કોલ્હાપુર જઈ રૂસ્તમજમાનને આપણી ગોઠવણુની પુરતી બાતમી કહે પણ જોજે આ

કાયસ્થની વાત કરવા ચુકતો નહી ! આપણી પરોક્ષ આપણા આ નવા જના-નાના સંરક્ષણાર્થે હજારેક વિશ્વાસુ પહેરેગીરોની મદદ આપવાનું તેમ તેહના-તમાં દાસદાસીઓની વ્યવસ્થા કરવાનું કબુલ કરાવી—તેમ તેવી તને પ્રતીતિ થાય એટલે સામો નીકળી આવજે. તેનાં ખુબ વખાણ કરી છાપરે ચઢા-વજે—વધુ તને કહેવું પડે તેમ નથી એમ તો તું હુંશીયાર છે.”

અહમદખાન તેને અભિમત થયો “અને એમાં મને કહેવું પડે તેમ નથી” એમ કહી બસો સ્વાર સાથે ફાજલખાનથી છુટો પડયો. ફાજલખાને પણ પુરતી સૂચના આપ્યા બાદ વસંતગઢ તરફનો રસ્તો લીધો. થોડા સમયમાં કેદીઓ સાથે કીલ્લામાં દાખલ થયો. કીલેદારે યોગ્ય આદર સત્કાર કર્યો. આખો દિવસ અને રાત્રી સીપાઇઓએ આસાએસ લેવામાં તથા મોજ મજા ઉડાવવામાં ગાળ્યાં. પ્હો ફાટતાં ગોઠવણ મુજબ રાજકેદીઓ સાથે પન્હાલાના કીલ્લા તરફ કુચ કરી આણી તરફ અહમદખાન કોલ્હાપુર જઇ રુસ્તમજમાનને મળ્યો, ને સર્વ વાત કરી. પણ તેને ચાર પાંચ મહિના માટે તેજ દિવસે બિજાપુર જવાનું હતું. તેણે પોતા તરફથી પૂર્ણ મદદ આપવા કબુલ કર્યું ને સર્વ બંદોબસ્ત કરી આપ્યો. સાતસો માણસો સહિત પોતાના માનિતા ને વિશ્વાસુ સરદાર બખ્તાવરખાનને અહમદખાન સાથે કીલ્લાપર મોકલ્યો ને ફાજલખાનના હુકમ પ્રમાણે ચાલવા ફરમાવ્યું. બીજે દિવસે ફાજલખાન પણ આવી પ્હોચ્યો; ને માન મરતબા સાથે તેને રાજમહેલમાં ઉતારો આપ્યો. આવતાં વેંત જ તેણે તારાને એક ખંડમાં મોકલી, પોતા તરફથી વિશ્વાસુ દાસીઓને તેની સેવામાં રાખી, બીજા ખંડમાં આનંદીબાઇને રાખી. તેનો પતિ માંદો હોવાથી દયા લાવી મહેલના એક બીજા ખડમાં તેને રાખી, તેની આગતાસ્વાગતા ને દવાદારુ માટે યોગ્ય વ્યવસ્થા કરી. મહેલ બહાર એક અંધારા ભોંયરામાં સદાશિવરાવને ને વિશ્વાસરાવને પુર્યા ને ભોંયરાના મુખ ભાગપર ચોકી બેસાડી. તેવા જ બીજા એક ભોંયરામાં મહાડના વૃદ્ધ કાયસ્થને પુરી તેનાપર પણ જાપ્તો-રાખ્યો. પહેરેગીરોને સાવધપણે સખત ચોકી કરવાનો હુકમ આપી, બન્ને જણ એકાન્તમાં કાવત્રાનાં ઘાટ ઘડવા બેઠા. આ ઉભય અધમોને માત્ર આડી એક જ રાત્રી હતી—બીજે દિવસે તેમને સૈન્યમાં મળી જવાને ઉપડવાનું હતું. ને તેટલા અવસરમાં પોતાનાં નસિબ અજમાવી જોવા બેઉએ ઠરાવ કર્યો.

સદાશિવરાવે તથા વિશ્વાસરાવે બન્નેએ તારાથી વિખુટાં પડતાં ઘણા તરફડીયાં માર્યાં, ઘણું આક્રંદ, કલ્પાન્ત કર્યું ને છેવટે ધમકી પણ આપી પણ સર્વ વ્યર્થ. તેમની ધમકી સામે તે ક્રૂર મુસલમાન હસવા લાગ્યા

અને ધક્કામારી જોર જુલમથી તે પાશબંધ સિંહોને અંધાર કેદખાનામાં પુર્યા-તેમને પુરાવું પડ્યું.

વૃદ્ધ કાયસ્થે પણ પોતાની પુત્રી તથા જમાઈથી પોતાને વિખુટો ન કરવા ઘણી આજીવ કરી-આક્રંદ કર્યું-પણ બીચારાને દાદ લાગી નહિ ઉલટું માર ખાઈ-નિર્માણ કરેલા કેદખાનાનો આશ્રય લેવો પડ્યો.



# પ્રકરણ ૮ મું.



## ચઢાઈના ખબર.

CHORUS.

Sons of Greeks! let us go
In arms against the foe,
Till their hated blood shall flow
In a river past our feet.
Then manfully despising
The Turkis Tyrant's yoke,
Let your country see you rising,
And all her chains are broke.
Brave shades of chiefs and sages,
Behold the coming strife!
Hellines of past ages,
Oh start again to life!
At the sound of my trumpet, breaking
Your sleep, Oh join with me!
And the seven hilled city seeking
Fight, conquer, till we're free Sons of Greeks. etc.

(BYRON.)

---

(કવિત.)

પ્રભાત પ્રહોરે લાભ ચોઘડીએ, મંગળવાજાં વાજે
ઉદાર યોદ્ધા રણમાં ઉતરે, સ્વદેશ કેરી દાઝે
હાર્યા જનનો હો, રણરંગ રાખવા હો—

સનય શકુન શુભ ઝડપી ચાલો, શત્રુને હણવા કાજે
ઉજમ આણી હો, જયને ઓંખવા હો
આંજ શત્રુને વ્હાણું આપણે, પ્રભુ નિર્મિત છે ભાઈ
કેમ ન ઝુઝવૂં કેમ ન ઘુમવૂં, રણે ઐક્યથી ધાઈ
આશા ફળશે હો, દુઃખ પછી સુખ છે હો

( નર્મ કવિતા. )

પરશુરામની માનીતી ભૂમિ કોંકણમાં સમુદ્ર, નદી અને પાણીના મ્હોટા ધ્રવા વચ્ચે મગરૂબ વનદેવીએ પોતાની એકાકી ગાદી બીછાવી હતી. ખીણો અને પ્હાડો તરફ જોતાં તેમનાં ઉપર પડતા ધોધવાના પ્રત્યાઘાત સાથે મળી જતો અવાજ, તથા બીજી તરફ સમુદ્રના મોજાની છોળોના અથડાવાથી થતો ધ્વનિ મનુષ્યના કાન સાથે અથડાતો ને પ્રેક્ષકને ગંભીર આનંદમાં ડુબાડતો.

ખરેખર તે દેખાવ ઘણો મહાન હતો, પણ સાથે સાથે ગંભીર હતો. જોનારના મનમાં તે પોતાની નિર્જનતા ભરી કાંઈ તેને ભારે બનાવતો, તેના ચક્ષુને તે વેરાન વગડો કટાળો ઉપજાવતો તથા તેની છાતીને પોતાના ઉગ્ર ગાંભીર્યથી સાનંદાશ્ચર્ય બનાવી, અનેક વિલક્ષણ તથા દારુણ ભયો દાબતા. તે સમયે તેને એમ જ લાગતું કે આવે સ્થળે જોઇએ તેવી હલકી અથવા તુચ્છ એક રાની મનુષ્યની ભાગેલ તુટેલ ઝુંપડી, આટલામાં ક્યાં પણ આ એકાન્તતામાં ક્વચિત વસ્તુની યાદ આપતી હોય તો કેવું સારું ! કે જ્યાં પ્રેક્ષકના મનમાં નિશ્વાસમાં સૌમ્ય થતી રૌદ્ર કંપારીને જાગૃત કરે છે. એવા આ ગંભીર વન પ્રદેશના દેખાવો છે.

આવા વનશ્રી દેખાવો અનુભવતા શિવાજી મહારાજ આ વનમાંથી પ્રસાર થતા હતા, ત્યાં એકાએક રણશિંગાનો અવાજ સંભળાયો. “અરે ! આ તો સંતાજીરાવના રણશિંગડાનો અવાજ ! જો, જો રઘુનાથ ! પણ તે કેટલી ઝડપથી આવતો દેખાય છે. તે કાંઈ અગત્યના સમાચાર લાવતો હોય એમ જણાય છે. થોડીવારમાં સંતાજીરાવ બે હથીયારબંધ માવલાઓ સાથે તેમની સમક્ષ આવી પ્હોચ્યો. નમન કરી બોલ્યો, “મહારાજ, આપ આ પહાડી જંગલોમાં શિકારની શોધમાં ભમો છો, પણ ખરો શિકાર ઈશ્વરે આપણા હાથમાં મેળવી આપ્યો છે, મહારાષ્ટ્રને તેના રાજાની હાલ ઘણી આવશ્યક્તા છે, મહાડથી ગુરાબામાં બેશી ખાંડોજીમાળી આપની શોધમાં આવતો સાયંકાળે અમને મળ્યો. પેશ્વાએ આપને ચેતવવા તેને મોકલ્યો છે. તે નીચે પ્રમાણે સમાચાર આપે છે, “તાનાજીરાવ ટુકડી સાથે સહીસલામત રાયગઢ પ્હોચ્યો છે. સર્વે આપણી રાહ જોતા મહાડમાં

ફરજ પડી. શિવાજી હવે ઉતાવળે જવા તલપાપડ થવા લાગ્યો, મધ્ય-રાત્રીએ પવન સુગમ થતાં પુનઃ પંથે પડ્યા.

રઘુનાથ પોતાના મિત્ર ખંડોજી સાથે વાતો કરવામાં ગુંથાયો હતો. તેણે તેને કહ્યું "ખંડેરાવ! મ્હારો જે છોકરી સાથે વિવાહ થયો હતો, અને પાછળથી ભાગ્યો હતો, તે છોકરી ઇંદિરા શ્રીવર્ધનમાંથી ગુમ થઈ છે, એ ત્હેં સાંભળ્યું તો હશે, શું તેનું કમનસીબ! આવી રીતે નાસી જવા-માં હું તેને દોષ પાત્ર ગણતો નથી, તે ભલે હવે સુખી રહે. હવે હું મ્હારા બંધનમાંથી મુક્ત થયો, અને હવે તમારી બ્હેન......"

તેને બોલતાં અટકાવતાં ખંડોજીએ ઉત્તર આપ્યો, "એ બધું ખરું પણ મ્હારી બ્હેન ચંદ્રાબાઇ વિશે-હં! પણ સ્ત્રીની પ્રકૃતિ કોણ જાણી શકે! હાલ તો સૂરગઢમાં તેને બધાવી આપેલા મહેલમાં એકાંતમાં વિરક્ત દશામાં તે ઈશ્વર ભજન કરે છે. તે તને ચ્હાય છે ખરી, પણ હાલ તો શંકરની પૂજા તથા ભક્તિમાં પોતાનો કાળ નિર્ગમન કરે છે. વખતે ઇંદિરાના આ સમાચાર તેને આનંદમાં લાવી તેના વિચાર ફેરવે. આપણને તે જાણતાં વાર નહી લાગે. પેલા સામે દેખાતા પર્વતોમાં છુપાયેલા સૂરગ-ઢમાં મહાદેવના મંદિરમાં તે છે. ત્હારા સમાચાર તેને કહીશ; અને ભલા-મણ પણ કરીશ."

આ વાતો ચાલતી હતી, તે વખતે તે મુંગો છોકરો પાસે ઉભો હતો. આ વાર્તાથી તેના કોમળ હૃદયમાં કારી જખમો લાગતા હતા અને દુઃખથી પોતાનું માથું વ્હાણના ડોલપર ટેકવી હુસકાં ભરતા ઉંડા ઉંડા નિશ્વાસ નીકળતા હતા, અને પોતાના નાજુક હાથ મસ્તકપર રાખી બ-ળાત્કારથી આવતા અશ્રુપ્રવાહને અટકાવવા વ્યર્થ પ્રયત્ન કરતો હતો. આ વખતે સંતાજીરાવ તુતક ઉપર ફરતો હતો, ત્યાંથી તેની નજર આ છોકરાના હૃદયની આ લડાઇ ઉપર પડી. તે વીર હોવાથી પ્રમત્ત હતો અને અસભ્યતા ભરેલી માયાથી તેણે તે દુઃખીના મનનું સમાધાન કરી તેને પ્રફુલ્લ બનાવવા વિચાર કર્યો. આંખ ઉપર રહેલા તેના નાજુક હાથને જોરથી છુટા કર્યા. તેણે હુંસાતુસી કરતા છોકરાને મજબુત પકડ્યો. તેના હસ્તો તેણે પ્રેમથી ઝાલ્યા હતા, તથાપિ તે અણઘટતી રીતે દાબીને રાક્ષસી જોરથી પકડ્યા હતા. તેના અશ્રુ લુસતાં તે લડવૈયાએ 'રડવું એ ઘણું નામોશી લગાડનારું છે' વિગેરે કઠોરતાથી કહેતાં નીચેના આશ્વા-સનના ઉદ્‌ગાર કાઢ્યા:–"ખરેખર ત્હારી આ કમનસીબ જીભ્હા, તને કોણે દુઃખ દીધું એ એ કહે તો કેવું સારું! આપણા ખલાસીઓ કે સીપા-ઇઓમાંથી કોઇએ પણ તને દુઃખ આપ્યું હોય તો હું તેને શિક્ષા કર્યા વગર રહેત નહી. ચાલ આનંદી થા! આમ બાયલાની માફક રડે છે શું!

તું એક લડવઇયાની તહેનાતમાં રહેવાને લાયક ઉમરનો થયો છે. હું તને મ્હારી તહેનાતમાં નીમું છું તને ટેકરીઓપર લડાઇ વખતે મ્હારા ઘોડાની સંભાળ રાખવી, શીકાર વખતે મ્હારા તીર ભાથાં લઈ મ્હારી સાથે આવવું અને મ્હારા સંદેશાઓ ઝડપથી પ્હોંચાડવા વિગેરે કાર્યોમાં તું મને ઉપયોગી થઇ પડીશ."

દૂરથી શિવાજી મ્હારાજ આ સર્વ સાંભળતા હતા તે એકદમ આવી વચ્ચે બોલી ઉઠ્યા, "સંતાજી, નહીં નહીં આ છોકરો ત્હારા કહેવા પ્રમાણે આવાં કામ કરવા નિર્માયલો નથી, સમજ્યો! તું આ નિર્દોષ અજાણ્યા છોકરાનો ઘણો પ્રમત્ત અને ઉચ્છૃંખલ માલિક થાય તેવો છે. તું જોતો નથી કે તે બીચારો કેટલે દૂર સંતાતો એકલો બેસી રહે છે; ત્હારા જેવા સાહસિક વીરના આશ્રય તળે રહી ભટકવા કરતાં, તે કોઇ શાંત સુરક્ષિત એકાંતસ્થળમાં રહેવા યોગ્ય છે. તેને તો સૂરગઢમાં ખંડેરાવની બ્હેન ચંદ્રાબાઇની સેવામાં રાખીશું, ત્યાં તેની બરોબર સંભાળ લેવાશે. અને આ બીચારો નિરાધાર બાળક સુખમાં રહેશે."

રમુજમાં સંતાજી બોલ્યો "વાહ, ભાઇ મને ઇલકાબ તો સારો આપ્યો, પણ ભવિષ્યમાં આપણે આ બાળકનું રક્ષણ કરીશું અને સૌથી સારી જગ્યાએ રહેલો જોઇશું. આપણે હવે મહાડ નજીક આવી પ્હોંચ્યા છીએ, માટે મ્હારો વિચાર એવો છે કે કિનારા ઉપર મછવો ઉતારી આપણા આવ્યાના સમાચાર મહાડ પ્હોંચાડીએ." તે પ્રમાણે એક હલકારાને મહાડ તરફ રવાના કર્યો. મહાડ આવતાં તેમના સત્કારના માનમાં તોપો છુટવા લાગી, કિનારા ઉપર મોરોપંથ, તાનાજી, સૂરીયાજી, વિગેરે મુખ્ય મુખ્ય સરદારો અમલદારો, મહારાજને આવકાર આપવાને આવ્યા હતા. મહારાજનાં દર્શન કરવાને લોકોની ભારે ઠઠ મળી હતી. મહારાજ જેવા કિનારા ઉપર ઉતર્યા, તેવા 'જય શિવાજી'ના હર્ષનાદથી લોકોએ તેમને વધાવી લીધા. બ્હાણમાં ઉભેલા સિપાઇએ ને ખલાસીઓએ એ જય ધ્વનિનો પ્રતિઘોષ કર્યો..

અફઝુલખાન બાબતમાં સર્વ સમાચાર મોરોપંથે મહારાજને વિદિત કર્યા. તથા પોતાના ભાઇ સદાશીવરાવ અને મહાડના શેઠ વિગેરેના કેદ પકડાયાની ખબર શિવાજીને થતાં બળતામાં ઘી હોમાયા પ્રમાણે થયું. દાંત કચકચાવી, પોતાના વીર માવલા સૈન્ય વચ્ચે ફરતાં શિવાજી બોલી ઉઠ્યો; "મ્હારા વીરો! તમારી વીરતા દાખવવાનો હવે સમય આવી પ્હોંચ્યો છે. તમે બીજાપુરની સત્તાના ગુલામ બનવા ધિક્કારો છો, તમારાં શરીર લોઢા જેવાં કરી હૃદય મજબુત કરી, તે જુલમી સત્તાની

સામે થઈ, સ્વતંત્રતાના ફળો ચાખો છો. મ્હારા દેશી બંધુઓ! આજ દિવસ સુધી આવેલા એ જુલમી મુસલમાનોના સૈન્યોનો બ્હાદુરીથી પરાભવ કર્યો છે. આજે અફઝુલખાનની સરદારી હેઠળ મ્હોટું સૈન્ય બિજાપુરે મોકલ્યું છે, તેનો પણ તેવી જ વીરતાથી નાશ કરવો છે. તેમની વધારે સંખ્યાથી તમારે ડરવાનું નથી. શ્રી ભવાનીની સહાયથી યુદ્ધમાં આપણો જય જ છે, ધર્મ આપણા પક્ષમાં છે. આપણા પવિત્ર દેવાલયોનો નાશ કરી, તે દુષ્ટોએ ઈશ્વરી કોપ માથે વ્હોરી લીધો છે, તેમના દિવસ ભરાઈ આવ્યા છે. મ્હારા વીર મહારાષ્ટ્રીઓ! આપણો વખત હવે આવ્યો છે. ઉઠો! પ્રાચીન આર્યોના જેવા જ શુરવીર અને તેમની ઓલાદને પૂર્ણ લાયક છો–તે પ્રભાવ દેખાડી તમારા જન્મનું સાર્થક કરો. મહારાષ્ટ્રના વીર પુત્રો! ચાલો આપણે હથીયાર ગ્રહી શત્રુઓની સામે જઈએ, અને તેમના ધિક્કારપાત્ર લોહીની નદીઓ આપણા પગ પાસે વ્હેવરાવીએ. બિજાપુરની જુલમી સત્તાને ધિક્કારતા, તમને સ્વતંત્ર થયેલા તમારા દેશને નીરખવા દ્યો."

"મહાન પૂર્વજો અને ઋષિ મુનીઓ, તમારી લાંબી નિદ્રામાંથી જાગો અને તમારા બાળકો શત્રુઓ સાથે કેવા લડે છે, તે જુઓ! ઓ પાંડવો! મ્હારા નગારાના નાદથી જાગૃત થઇ, પુનઃ સજીવન થઇ મને મદદગાર થાઓ! મ્હારા વીરો, સાવધ થાઓ! મેંઢાઓના મ્હોટા ટોળાથી સિંહ શું ડરી જશે? નહિ જ. આપણા, પવિત્ર પંઢરપુર, અરે આપણી માતા ભવાનીનું વેર લેવું જ જોઇએ હવે દયા પવનમાં ઉડી જા! મોજશોખ ત્હારો હું ત્યાગ કરું છું મ્હારા દેશને માટે, મ્હારી પવિત્ર ભૂમિ માટે, મ્હારા દેવો માટે, મ્હારા ધર્મ માટે હું લડીશ ને તમારા અપમાનનું વેર લઇશ. મ્હારા શુરવીરો, સ્વતંત્રતા માટે, લડો–યશ પ્રાપ્ત કરી તમારા બાપદાદાની કીર્ત્તિ અમર કરો."

સૈનિકોએ ગર્જના કરી મુકી:–"મહારાજનો જય થાઓ, અમારા દેશ માટે અમારા ધર્મ માટે મરવા તૈયાર છીએ!"

બે દિવસ પછી મહારાજાની સ્વારી લડાઇની સામગ્રી તૈયાર કરવાને પ્રતાપગઢ તરફ ઉપડી ગઇ.

Oh, War! thou hast thy fierce delight,
Thy gleams of joy, intensine bright!
Such gleams as from thy polished shield,
Fly dazzling over the battlefield!
Such trumpets wake, severe and high,
Amid the pealing conquest-cry;

Scarce less, when, after battle lost,
Muster the remnants of a host;
And as each comrade's name they tell
Who in the well-fought conflict fell,
Knitting stern brow o'er flashing eye,
Vow to avenge them or to die!




## પ્રકરણ ૯ મું.

### ચંદ્રાબાઈ.

પદ (દેશ)

अहे मन तु न भयो अपना (टेक)
दौलत दुनीया माल खजाना, यह जग सपना है अरे. १
प्राण पुरुष जब निकसतलागे, मुख परदिये झपनाः अरे. २
चारजना मिलि लेई चले हैं, सोरसार तपनाः अरे. ३
तुलसीदास जगसार वही है, रामनाम जपना. अरे. ४

पद

जपाकर माला काहेकुं विसारे; (टेक)
रामभजनकुं तुलसीकी माला, ओढनकुं मृग छालारे; जपा. (१)
रामभजनसे कोटिन तरगये, तुं क्युं न भजत गमारारे; जपा. (२)
तुलसीदास भजो भगवाना, भवसागर उतरो पारारे. जपा. (३)

(અધ્યાત્મ ભજનમાળા.)

સુંદર પ્રભાત સર્વ દેશપર પોતાનો પ્રભાવ પ્રસારી રહી હતી. સુરગઢના કીલ્લાની આસપાસ પ્રદેશમાંથી રાત્રીને ધકેલી કાઢી પ્રભાતે પોતાનું સામ્રાજ્ય ચલાવ્યું હતું. અરુણ સારથી અંધકાર ઉપર વિજય મેળવવા પોતાનો રથ આગળ આગળ લાવતો હતો. અને પૃથ્વીનાં માનવી પોતાનો દિનક્રમ શરુ કરી પ્રવૃત્તિમાં લાગેલાં હતાં.

સુરગઢપર જવાના ઉત્તર દિશાના માર્ગપર સુરેશ્વર મહાદેવનું એક ન્હાનું શિવાલય વૃક્ષોની ઘટામાં, એ ઈંટ જાડી દિવાલોથી બાંધેલું બે ખંડવાળું પણ સારૂં શોભી રહ્યું હતું. એક ખંડમાં મહાદેવની મૂર્ત્તિ હતી ને બીજો ખંડ મંડપ તરીકે વપરાતો હતો. તેની લગોલગ ખડકમાંથી કોરી કાઢેલી એક ગુફા હતી; અને તેનાથી પચીસેક વારને છેટે એક

ન્હાનો મહેલ હતો. આ મહેલમાં ચંદ્રાબાઈ પોતાના દાસદાસીઓ સાથે વિરક્ત દશામાં પોતાની જીંદગી ગુજારતી હતી, ને ઉપરની ગુફામાં ઇશ્વર-ભજનમાં દિવસનો ઘણો ખરો કાળ વ્યતીત કરતી હતી. ચંદ્રાબાઈ સુરગઢના કીલ્લેદાર ખંડેરાવની એકની એક બ્હેન હતી ને તે તેને પ્રાણ સમાન વ્હાલી હતી. કોઇ દિવસ તેને નાખુશ કરતો નહોતો. બન્ને ભાઇ બ્હેન વચ્ચે પરસ્પર અત્યંત પ્રેમ હતો. રઘુનાથરાવને તથા ખંડેરાવને ગાઢ મૈત્રી હતી, અને જ્યારે તે એક વખત સુરગઢ આવ્યો હતો ત્યારે ખંડેરાવને ત્યાં કેટલાક દિવસ સુધી અતિથિ હતો. તેવામાં તે ચંદ્રાના પ્રેમપાશમાં સપડાયો. ચંદ્રા તેને ઘણું ચ્હાતી હતી; પરંતુ પાછળથી જ્યારે તેને ખબર પડી કે, તેનો વિવાહ શ્રીવર્ધનના જુંજારરાવની પુત્રી ઇંદિરા જોડે થયો છે, ત્યારે તેને ઘણું લાગી આવ્યું. પરંતુ રઘુનાથ શિવાજીની ટોળીમાં જોડાયાથી તે વિવાહ રદ થયો છે, તથાપિ ઇંદિરા અન્ય સાથે લગ્ન કરવાની નથી ને 'પરણવું તો રઘુનાથ જોડે જ પરણવું.' એવી તેણે પ્રતિજ્ઞા કરી છે, એમ જ્યારે સાંભળ્યું, ત્યારે પોતે તેના પ્રેમમાં વિઘ્નરૂપ ન થાય તે સારુ પોતાનો પ્રેમ દાબી લગ્ન કરવા નાપાડી. તેના ભાઇએ તેને ઘણી સમજાવી પણ માન્યું નહિ. તે સાથે તેણીએ મન સાથે નિશ્ચય કર્યો કે, 'લગ્નપતિ તો રઘુનાથ નહિ તો કૌમાર અવસ્થામાં વિરક્ત સાથે આયુષ્ય પૂર્ણ કરવું, તેમ ઇંદિરાનું લગ્ન રઘુનાથ જોડે થતું હોય તો પોતે તેમાં વચ્ચે ન આવવું.' રઘુનાથને તેણે પોતાનો વિચાર ઇંદિરાના લગ્ન પછી જણાવવા કહાવ્યું. થોડા દિવસ પછી યોગિનીના જેવી અવસ્થા ગાળવાનો પોતાનો દૃઢ નિશ્ચય પોતાના ભાઇને જણાવ્યો. ખંડેરાવ આ સાંભળી અતિશય ખિન્ન થયો. તેને સમજાવવાની ખંડેરાવની સઘળી મહેનત વ્યર્થ ગઇ. અંતે તેની વૃત્તિને અનુકૂળ થઈ સુરેશ્વર મહાદેવના મંદિર પાસે ન્હાનો મહેલ બંધાવી આપ્યો ને તેની પરિચર્યા વાસ્તે દાસ દાસીઓ રાખી, ને તેના ધ્યાનમાં કોઇ ભંગ કરે નહી તે માટે પુરતી વ્યવસ્થા કરી. તે માર્ગ લોકોના વપરાશ માટે બંધ કર્યો તથા તેના રક્ષણ માટે સખત ચોકી પ્હેરો રાખ્યો. પોતે કીલ્લામાં હાજર હોય, ત્યારે પ્રતિ દિવસ તેની ખબર કાઢવા આવતો. શિવાજી મહારાજની આજ્ઞા પ્રમાણે આજ ત્રણ માસ થયાં, તેને જુદે જુદે સ્થળે જવું પડયું હતું તેથી ભાઇ બ્હેનનું ઘણા વખતથી મળવું થયું નહોતું.

પ્રિય વાંચનાર! સુરેશ્વર મહાદેવ તથા ચંદ્રાબાઇને સારુ આટલો ઉપોદ્ઘાત–વાર્તા સબંધ જાળવવાને બસ થશે. આ પ્રભાત સમયે ગુફામાં બે ઘીના દિવા બળતા હતા. પાટલાપર પધરાવેલી મૂર્ત્તિઓ સામે માળા ફેરવતી ઇશ્વર ભક્તિમાં લીન થયેલી ચંદ્રાબાઇ બેઠી હતી. ધવલ મલ-

મલનું વસ્ત્ર તેણે પ્હેર્યું હતું. તેમ બન્ને ભુજાઓ ઉપર સફેદ કંચુકી ધારણ કરી હતી. તેનું લાવણ્યમય, ગૌર શરીર કદળી સ્થંભના અંતર ગર્ભ જેવું કોમળ લાગતું હતું. કૌમારતેજ તેની મુખમુદ્રાપર પ્રકાશી રહ્યું હતું. તેના શરીરના અવયવનો ભરાવો તેની યૌવનાવસ્થા બતાવતી હતી. ધ્યાનમાં મગ્ન થયેલી તે એક ચિત્તે ઈશ્વરસ્તુતિ કરી રહી હતી:-

પદ-ધનાશ્રી.

"ઘોર તુજે ઉપકાર, આઈ."-એ રાહ.

તું મ્હારો આધાર, દયાનિધિ તું મ્હારો આધાર,
અશરણ શરણ નામ શુભ તારું, તું કર મ્હારી વાર. દયા૦ ૧
જ્યાં જોઉં ત્યાં અપાર લીલા, અકલ ગતિ આકાર. દયા૦ ૨
રૂપે રંગે કે જર લોભે, જગત જનોનો પ્યાર. દયા૦ ૩
સફળ વિકળતા ટાળી દઇને, વિષ વિષયથી વાર. દયા૦ ૪
ન્હાનાની પત રાખ પતિ તું, પ્રીતે પતિતોદ્ધાર. દયા૦ ૫
અભય અચળ પદ તારું સારુ, યાચું વારંવાર. દયા૦ ૬
ન્યાયિ છતે પણ ક્ષમા કરીને, તારી પાર ઉતાર. દયા૦ ૭
તુજને ગમતાં કાજ કરીને, કાં ન લહું નિસ્તાર. દયા૦ ૮

(કહાન કાવ્ય).

આવી રીતે ભક્તિના પદમાં મસ્ત હતી ત્યાં તેની રાધા નામની દાસીએ ખબર આપી કે, "ખંડેરાવ મહારાજ આવ્યા છે ને તમને અત્યારે ને અત્યારે મળવા માગે છે."

ત્રણ મહિના પછી પોતાના ભાઇના મેળાપ થવાના સમાચારથી હર્ષ ઘેલી થઇ, ને ધ્યાનમાંથી મુક્ત થતાં બોલી ઉઠી "રાધા, બોલાવ મ્હારા ભાઇને! સામે બીજો પાટલો મુક ને સત્વર અંદર મોકલ."

રાધાએ જઈ ખંડેરાવને અંદર મોકલ્યા. ભાઇને મળવાને આતુર બ્હેન વરસાદની પેઠે રાહ જોઇ બેઠી હતી. બ્હેનને પ્રણામ કરી કુશળ સમાચાર પુછતાં સામે માંડેલા પાટલાપર બેઠો. બ્હેને આશીર્વાદ આપી તેના સમાચાર પુછ્યા.

ખંડેરાવ બોલ્યો:-"બ્હેન આજ ત્રણ મહીને ત્હારા દર્શનનો લાભ થયો. સૂરગઢથી રાયગઢ ગયા પછી મહારાજનાં કેટલાંક અગત્યનાં કામમાં રોકાયાથી આ તરફ ફરકી શક્યો નહી. સાંપ્રત જરા અવકાશ મળતાં તને મળવા રજા લઇ એકદમ આ તરફ નીકળી આવ્યો. પરન્તુ અત્રે મ્હારાથી રહેવાશે નહી. કાલે ને કાલે જવું પડશે. બિજાપુરથી મ્હોટું સૈન્ય લઇ મુસલમાનો ચઢી આવ્યા છે. મહારાજ, પ્રતાપગઢ સર્વ વ્યવસ્થા કરવા આગળથી ગયા ને હું આ તરફ આવ્યો. સમય ઘણો બારિક આવ્યો.

મહારાજને આના પરિણામ માટે ચિંતા રહે છે, પણ શ્રી ભવાની સર્વ-સારું કરશે. જય આપણો જ છે." અંતે મુસલમાનોએ ગુજારેલી જુલમની હકીકત ટુંકમાં કહી સંભળાવી.

"હા, ભાઇ એ બધું ખરું, મને તો લાગે છે કે, આ યુદ્ધમાં મહારાજ જ વિજયી થશે. યવનોએ અનહદ જુલમ ગુજાર્યો છે. દેવોને પણ અપમાન આપતાં ખમચ્યા નહિ. ઈશ્વર તેમને શિક્ષા આપ્યા વગર રહેનાર નથી. વ્હાલા ભાઇ, તું પણ સ્વામીની સેવા યથાર્થ બજાવજે ને વડીલોની કીર્ત્તિને વધારજે. જા, મ્હારી આશિષ છે, તું વિજયી થઇ યશ પ્રાપ્ત કરીશ.

આસપાસ નજર ફેરવતાં ખિન્ન હૃદયે તે બોલ્યો; "બ્હેન, ત્હારા આશીર્વાદથી અને શ્રી શંકરની કૃપાથી સર્વ સારાંવાનાં થશે—પણ વ્હાલી બ્હેન! મને એક અફસોસ થયા કરે છે કે, સુખમાં ઉછરેલી તું, તેને વળી આ શું સુઝ્યું. આ અંધારી ગુફા શી! આ સાદા પ્રકૃતિ પ્રતિકૂળ વસ્ત્રો શાં! આ ભુમિશય્યા શી! અને તું કય.! શું આ સર્વ ત્હારા કોમળ અંગને રૂચિકર છે? વૈભવમાં ઉછરેલી, સારાં સારાં મૂલ્યવાન આભુષણો પ્હેરનારી, સુંદર અને ભવ્ય મહેલમાં વસવાને સર્જેલી, મનગમતાં વસ્ત્રો પ્હેરનારી તેને આવો એકાન્ત વાસ, હાથમાં તુલસીના મણકાની માળા અને સાંસારિક સુખ ભોગવવાને વખતે ઈશ્વર ભજન, અરરે આ વિરક્ત સ્થિતિ! શું એ તને શોભે છે? શુભ્રસ્વર્ગમાં વસનારી તેનાથી આવા વૈરાગ્યના કઠણ તપો કેમ સ્હેવાય! બ્હેન, હજુ મ્હારું માની મને સુખી કરવાને આ બધું છોડી દે. ત્હારી આ સ્થિતિ મને નિરંતર ડંખ્યા કરે છે. મ્હારા જેવા ભાઇ બેઠે એવું તે શું દુઃખ ત્હારાપર આવી પડયું છે કે ત્હેં સંસારનો ત્યાગ કર્યો?"

"ભાઇ તું વ્યર્થ શોક શું કરવા કરે છે? વીર ખંડેરાવ થઇ આમ હીમત છોડી ન દે" તે જરા જુસ્સાથી બોલી. "મ્હારી તું યત્કિંચિત પણ ફીકર કર મા. મને આવી જીંદગીમાં સુખ છે. સંસારપરથી મ્હારી પ્રીતિ ઉઠી ગઇ છે, તે હવે પુનઃ જાગૃત થવાની નથી. સંસારના સુખનો આનંદ મ્હેં માની લીધો છે અને હવે હું સુખના ઝેરાપર ભમાવનારા સ્વપ્નોમાં પુનઃ ધસડાવાની નથી. તું દીલગીર ન થા—પરમ કૃપાળુ દીનાનાથ પરમેશ્વરે ભુલાવામાં પડેલા નાવિકની ભૂલ જાણી લઇ વ્હાણને વમળવાળી ખાડીમાંથી બ્હાર ખેંચી લીધું છે. માટે પુનઃ નાવિક ભુલાવામાં પડી પોતાના વ્હાણને વમળમાં ખેંચવા નથી માગતો. મ્હારી સર્વ આશાઓ માત્ર એક ઇશ્વરમાં જ લીન થઈ રહી છે અને આ સૃષ્ટિના કોઈ પણ

મહત્તા દર્શાવનારાં ઝાંઝવા જેવાં સુખો આ પાપથી ભરેલા ઉંડા, મિથ્યા, જુઠા સંસારમાં જંપલાવવા મ્હારા હૃદયને પુનઃ કોઇ પણ રીતે લલચાવી શકનાર નથી. માટે ભાઇ ત્હારો એ પ્રયત્ન વૃથા છે. હું આજ સ્થિતિમાં સુખી છું. પાછી દુઃખ દરીયામાં પડવા માગતી નથી."

"નહી બ્હેન ! ત્હારો આ કઠોર નિશ્ચય ફેરવ ! મ્હારું સાંભળ ત્હારા આ વિચાર થોડો કાળ દૂર કરી સાંભળ. શિવાજી મહારાજનો વીર સરદાર..."

તેને અટકાવી વચમાં ચંદ્રા બોલીઃ—"ભાઇ ત્હારું કહેવું શું છે તે હું યથાર્થ સમજી છું. તું રઘુનાથ વિષે કહેવાનો છે નહી ? તેને મ્હારો વિચાર જણાવી દીધો છે. તે ત્હારી મારફત પોતાનો સંદેશો કહાવે છે એમ હું ધારું છું. પણ મ્હારો વિચાર ફરનાર નથી. પુનઃ સંસારમાં પડવા માગતી નથી અને પણ પેલો છોકરો ઉભો છે તે કોણ છે ? નોકરોની નજર સામે આ વિષે હું કાંઈ પણ કહી શકતી નથી." તે છોકરો તેમનાથી થોડે દૂર શૂન્ય દૃષ્ટિ અને ફાટતા હૃદય સાથે ખંડેરાવની તલવારપર ટેકવી શાંત ઉભો હતો અને ચંદ્રાના છેલ્લા વાકયથી તેણે પોતાના લાંબા અંગરખાનો છેડો મ્હોં ઉપર ઢાંક્યો.

"તે ઉભો છે તેની ચિંતા નહિ" ખંડેરાવ બોલ્યો "આ છોકરાએ મોતના પંઝામાં સપડાયેલા મહારાજને ચેતવી તેમના પ્રાણ બચાવ્યા છે; અને તેને તેમણે જીવની પેઠે સાચવવાની ભલામણ કરી છે. તે નમ્ર સ્વભાવનો છે. તે બોલી શકતો નથી એટલે કોઇ પણ શબ્દ બ્હાર જવા પામશે નહી. મહારાજે ત્હારી સેવામાં રાખવા ફરમાવ્યું છે. કોઇ વખત તે આંસુ પાડે તેથી તું ગભરાઇશ નહી. એને મ્હેં ઘણીવાર રડતો જોયો છે. તેને કોઇ દિવસ દુભવીશ નહી. પુત્રવત્ પાળજે. બીચારો ઘણો રાંક છે. પણ બ્હેન, હવે મને વખત થાય છે, તો કહે રઘુનાથને હું શું કહું !"

"રઘુનાથને તું કહે જે કે જે હૃદયની માગણી તે કરે છે તે તો ઈશ્વરને અર્પણ થઇ ચુકયું છે. જેમ વસંતમાં ખીલેલું પુષ્પ પુષ્કળ ઠંડી પડતાં કરમાઇ જાય છે તેવો મ્હારો પ્રેમ હતો, તે મગરુબી તથા અહંતામાં જન્મ પામ્યો હતો પરિપક્વ બુદ્ધિના સૂર્ય તેજમાં લય થયો છે. જો તને વધારે દબાણ કરે તો કહે જે કે, 'તું ઇંદિરા તરફ પ્રેમથી બંધાયલો છે, તે તને ચાહે છે, માટે વફાદાર રહી તેની સાથે લગ્ન કરવાં.' ખંડેરાવ ! એક પરદુઃખભંજન તરીકે બીચારી ઇંદીરાનો પક્ષ કરી ત્હારા મિત્રને સમજાવ, કે મને પરણવાની મિથ્યા આશા તે છોડી દે. હું ઈશ્વર સાંનિધ્ય સત્ય કહું છું

કે મને હવે સંસારપર જરા પણ આસક્તિ નથી. મ્હારો આ માર્ગ તજવાની નથી. તેને કહે કે 'ઇંદિરાની સાથે લગ્ન કરી સુખી થા, અને હવે મ્હારી આશા રાખીશ નહિ'!"

કાંઇ લાગણી થઈ આવી હોય તેમ તે મુગો છોકરો એકદમ કુદ્યો, ચન્દ્રાબાઇને પગે પડ્યો, ને ઝડપથી ઉઠી ગુફા છોડી બ્હાર ચાલ્યો ગયો. ચન્દ્રાબાઇ તેની આ રીત જોઈ ચકિત થઇ. તેમ આવી વર્તણુકથી જરા ગુસ્સે પણ થઇ. પણ તેના ભાઇએ કહ્યું:—"બ્હેન ક્રોધ ન કરીશ. તે બીચારો નીશાનીઓથી પોતાની મનોવૃત્તિ બતાવે છે. ત્હારી આ વાતો સાંભળી તેની લાગણી રોકી શક્યો નહિ, તેથી તેણે આમ કર્યું. પણ હવે તું વિચાર કર કે આવી રીતે જીંદગી ગુજારવી કેટલી કઠણ છે? હું કાંઇ ત્હારોપર જોર જુલમ કરવા માગતો નથી. ત્હારી મરજી વિરુદ્ધ તને લગ્ન કરવા ફરજ પાડનાર નથી. તેમ તું ખાતરી રાખજે કે, ઇંદિરાને દુઃખ આપી રઘુનાથરાવને ત્હારી સાથે લગ્ન કરવા દેનાર જ નથી. માટે વિચાર કર. હજુ કાંઇ વહી ગયું નથી. ત્હારા પ્રેમની નિષ્ફળતાથી હતાશ થઇને આવી વિવિક્ત દશામાં જીવન ગાળવાનું કાર્ય કેટલું વિષમ છે? તેની તું જ કલ્પના કર. ત્હારી દરેક ઇચ્છા તૃપ્ત કરવા હું સમર્થ છું. જગત્ ત્હારા આ કૃત્યને નીંદશે ને એક સ્ત્રીના મનના વળણને તાબે થવા માટે મ્હારી પાછળ ટીકા કરશે, કે જે સાંભળવા તું રાજી નહી હોય! માટે પૂર્ણ વિચાર કર પછી ત્હારી ઇચ્છાનુસાર વર્તજે."

"ભાઇ, તું કહી રહ્યો! હુ સર્વ જાણું છું. મને આ જગત્‌ની દરકાર નથી. મ્હારે તેની સાથે કાંઇ સબંધ નથી. મ્હારો વિચાર ફેરવી શકનાર નથી. રઘુનાથને કહેજે કે 'જે તને ચહાય છે તેનું પાણી ગ્રહણ કરી સુખી થા, મ્હારી આશા છોડ!' મ્હારી તો હવે "આશા તો રામ નામકી, દુજી આશ નિરાશ!" મ્હારે હવે નિત્ય નિયમનો વખત થયો છે. ઈશ્વર મેળવશે ત્યારે મળીશું હાલ તો આ વિરક્ત બ્હેનની આશિષ છે કે, જાઓ ને ફતેહ કરી બાપ દાદાની કીર્ત્તિ અમર કરો!"

પોતાના બોલની કાંઇ પણ અસર થઇ નથી, તેમ તેને સંસારમાં પુનઃ લાવવાની ઉમેદ હવે નિરર્થક છે એમ જોઇ ખિન્ન વદને, બ્હેનને પગે લાગી બ્હાર આવ્યો, ને પોતાની છાવણી તરફનો માર્ગ લીધો. રસ્તામાં અનેક વિચારો આવ્યા, "અરેરે, હીનભાગ્યે સંસારમાંથી ખોવાયલું આ રત્ન અહી ગુપ્ત ઢંકાયલું પડ્યું છે. દુર્દૈવના ઘાતકી કઠોર હીમથી કરમાઇ ગયેલી આ નાજુક કળી સંસારવૃક્ષથી ખરી પડી અહી અદૃસ્ય પડી છે! પણ હવે આ વિચારો નકામા છે. એની મરજીમાં આવે તે

કરે. વખત ખોવો એ નકામું છે. મ્હારા સ્વામી તરફની ફરજને મ્હારા દેશપ્રતિની ફરજ—એપર—મ્હારે પ્રથમ ધ્યાન આપવું જોઇએ. શત્રુઓ વાઇમાં પડેલા છે. તેમનો વિધ્વંસ કરવાની યોજનામાં પડેલા શિવાજી મહારાજને ઝટ મળવું જોઇએ."

આમ મનમાં બોલતો તે ટેકરી ઉતરવા લાગ્યો. ઉભો ઢોળાવ હોવાથી વચ્ચે તેને થોભવું પડતું હતું. આસ્તે આસ્તે માર્ગ કાપતો ટેકરીની તળેટીએ મેદાનમાં ડોળદમામ વગરની સાદી છાવણી નાંખી પડેલી પોતાની ટોળીમાં જઇ ભળ્યો.

ખણ્ડેરાવના ગયા પછી જાણે કાંઇ બન્યું ન હોય, તેમ તેની જોડે થયેલી વાતચિતમાં પોતાને કાંઇ લાગતુ વળગતું ન હોય, તેવી રીતે ચન્દ્રાબાઇ પોતાના નિત્યકર્મમાં લાગી અને પ્રભુ ભજન ગાવા લાગી.

(હિંદી.)

અખિલ વિશ્વનાથ હાથ દોરી તારે, કોણ દુઃખત્રાસથી મને ઉગારે;
જગત્ તત્ર સર્વ ત્હારે આધીન, વૃથા વહન કરે ભાર મતિહીન. ૧
તુજ કૃતિની પાસ માનવી અશક્ત, લહે સર્વ મર્મ તે વિવેકી ભક્ત;
જ્ઞાન ધ્યાન અર્થ કાંઇ હું ન જાણું, મફત મમત કરી ભાર માત્ર તાણું. ૨
તું છે ભક્તને આધીન સર્વ કાળે, ખલક માત્રને કૃપાથી જો તુ પાળે;
પૂર્ણ પરિગ્રહ મહત નામ તારું, મહત કૃત્યની સ્તુતિ શું હું ઉચ્ચારું. ૩
સર્વ કાળ વિધમાનને સમક્ષ, સર્વ સાક્ષી સર્વ રૂપ તું પ્રત્યક્ષ;
અજર અમર ઇશ અખિલ જગત્ સ્વામી, ખુબ ખુબીવંત કંઇ ન તુંજ ખામી. ૪
મૂઢ સ્વારથી અને હું મહાપાપી, કૃપાવંત ઇશ આપ છો પ્રતાપી;
જપું નામ સર્વ તાપને નિવારો, શુદ્ધ સદાચાર ભાવના વધારો. ૫
પતિતપાવના પ્રતીતિ એક તારી, ગતિ કરતુ જેમ ગમે તેમ મારી;
છેડે ચરણ શરણ અહોરાત્ર તારે, દયા કરી દયાઘના તું મને તારે. ૬

(કહાન કાવ્ય.)

## પ્રકરણ ૧૦ મું.

### તારા અને ફાજલખાન.

"He is a fool, who thinks by force or skill
To turn the current of a woman's will"

ગરીબ બીચારી તારા! જે વખતે મુસલમાનોએ હલ્લો કર્યો ત્યારથી જ ગભરાઇ ગઇ હતી, ને હલ્લાનું કારણ ન સમજતાં વધારે

ગુપ્તવારામાં પડી. તેની પાસે બેઠેલી આનંદીબાઈની પણ આવીજ સ્થિતિ હતી. તેને શિયળ ભંગનો ભય લાગ્યો તો ખરો, પરન્તુ હીંમત ધરી તારાને ધૈર્ય આપવા લાગી. તેણે કહ્યું "હવે શું થાય છે તે જોયાં કરવું અને કદાચ પોતે ધારે છે, એવો જો પ્રસંગ આવે તો બન્નેએ આપઘાત કરવો." અને તેઓએ એવો નિશ્ચય કર્યો પણ ખરો. મહેલમાં આવતાં તે બન્નેને છુટાં કરવામાં આવ્યાં અને બેનાપર દાસીઓ તથા ખોજાઓનો સખ્ત જાપ્તો મુકયો.

એકલી પડેલી તારા વધારે ગભરાઇ. ધીમે ધીમે દાસીઓ પાસેથી પોતાને લાવનાર કોણ તથા તેનો લાવવાનો હેતુ શો છે–વિગેરે જાણી લીધું. આથી તે મનમાં અતિશય મુઝાવા લાગી. ચોધાર આંસુએ રડવા લાગી. પળે પળે પાતિવ્રત્ય ભંગ થવાની ધાસ્તી લાગવા માંડી. રક્ષણ કરવા જગન્નિયંતાની પ્રાર્થના વારંવાર કરવા લાગી. મોતને શરણ થવું તે કબુલ, પણ તે દુષ્ટને પોતાના અંગને સ્પર્શ કરવા ન દેવો એવો મનમાં દૃઢ નિશ્ચય કર્યો. તારા ઉંડી ચિંતામાં પડી. તે દુષ્ટ હમણાં આવશે–આ આવ્યો–એમ ભ્રમણા તેને થવા લાગી. તે ગભરાતી, ગભરાતી આમ તેમ નજર નાંખતી. ઘડીમાં ઉભી થતી, તો ઘડીમાં આમ તેમ ફરતી. વળી મનમાં વિચારતી કે તે જો વખતે અંદર પ્રવેશ કરે તો તેને ગળે વીછરખાં (વલુરા) ભરી મારી નાંખું–ઘડીમાંપોતાના શિયળની ધાસ્તી જોતી ત્યારે હીમત હારી પાછી હઠતી. આવી વિષમ સ્થિતિ થઇ ગઇ હતી. તે અર્ધ ગાંડી જેવી થઇ ગઇ હતી. તેને એક એક પળ વર્ષ સમાન લાગતી. સતીત્વનું રક્ષણ કરવાના ઉપાયો વિચારવા લાગી પાપી ફાઝલખાનને અનેક શ્રાપો આપવા લાગી. સાયંકાળ સમિપ આવવા લાગ્યો. ભગવાન દિવસ્પતિ આ પાપ કર્મને ધિક્કારતો હોય, ને નિશાચરને અંધકાર જ જોઇએ એમ જાણી પોતે દૃષ્ટિમર્યાદામાં અદૃશ્ય થયો. તે ચિંતાતુર બાળાને કોઈ પણ પ્રકારે ચેન પડતું નહોતું. અનેક તર્કવિતર્ક તેના કોમળ મગજને ભમાવી મુકતા હતા.

"ઓ પરમાત્મા! ઓ મા અંબા ભવાનિ! ત્હારી આ દીન પુત્રીનું રક્ષણ કરો. અરે આ વિષયાન્ધના પંઝામાંથી ઉગારો. મ્હારા પ્રાણથી પણ અધિક પાતિવ્રત્યનું રક્ષણ હું શી રીતે કરી શકીશ? શું મ્હારો શુદ્ધ દેહ પર પુરુષના સ્પર્શથી અરેરે અપવિત્ર–અરે ભ્રષ્ટ થશે? નહી, નહી, તેમ કદી પણ થનાર નથી. મરવાનું કબુલ કરીશ પણ અશુદ્ધતાને આ અંગને સ્પર્ષ કરવા નહી દઉં. બસ, હવે એજ નિશ્ચય. મરવું તો સૌને એક વખત છે જ. ત્યારે કલંકિત થઇ શા માટે મરવું? ઈશ્વર, મ્હારા સતીત્વનું રક્ષણ નહી કરે! પણ મ્હારો એ ચંડાળના હાથ-

માંથી છુટકો કેમ થશે! કોણ કરશે? શું! હરિ આ સતીની વ્હારે નહીં ધાય? અરે! પ્રાણનાથની શી દશા હશે, તેમનું શું થયું હશે! હાય, હવે મ્હારી ધીરજ રહેતી નથી..." એમ કહી ઠુઠવો મુકયો.

એટલામાં બ્હારથી એક ખોજાએ વર્દી આપી કે ફાજલખાન આવે છે. આ સાંભળતાં જ તારા ભયની મારી બેભાન થઇ–વળી વિજળીનો આંચકો લાગ્યો હોય તેમ ચમકી–સજ થઇ–આવેશમાં બોલી ઉઠી: "અરે! ચંડાળ આવ્યો, કાળ આવી પ્હોચ્યો! શિવ! શિવ! શિવ! અનાથના નાથ! અંબાભવાની! મ્હારુ રક્ષણ કરો. સતીની વારે ધાઓ. હું તમારે શરણ છું."

એટલામાં હોંસ ભર્યો પુર ભભકાથી ફાજલખાન મુછ આમળતો તારાની સમીપ આવી ઉભો. આંખના અણુસારાથી દાસીઓને જતા રહેવા સાન કરી. દાસીઓએ જતાં જતાં દ્વાર બંધ કર્યું અને ખંડમાં માત્ર ફાજલખાન અને ગરીબ ગાય જેવી અબળા—એ જણ એકલાં રહ્યાં.

ફાજલખાને રુઆબદાર પોષાક પ્હેર્યો હતો. એક ઘુંટણ સુધીનું ઝીણું ઝુલતું રેશમી બુટ્ટાદાર પહેરણ પ્હેર્યું હતું. કમરે ભેટ બાંધી અંદર હીરાજડિત મુઠવાળી આબદાર- કટારી ખોસી હતી. રેશમી પાયજામો ચઢાવ્યો હતો. કંઠમાં મૂલ્યવાન મ્હોટા મ્હોટા ગોળમોતીની બે શેરની માળા આરોપણ કરેલી હતી. વાળમાં સુગંધી તેલ નાંખી સફાઇથી ઓળ્યા હતા. કાનમાં મસમસ કરતું ગુલાબનું અત્તર બેંકી રહ્યું હતું. તારાની સાથે વિલાસ સુખ ભોગવવા માટે આ સર્વ તાલમેલ કરી આવ્યો હતો. તેના મનમાં એમ વસ્યું હતું કે, તેનો આવો ફક્કડ પોશાક જોઇ તથા તેની સુંદર આકૃતિ જોઇ તે રમણી તેના ઉપર મોહી પડશે.

આવી ઉમેદ સાથે તે તારા પાસે આવી તેના સામી નજર કરી મનમાં બોલ્યો, "કયા ઉસકી ખુબસુરતી, અલ્લાને એ સુરત બનાનેમે કીતી તકલીફ પડી હોગી?" રંભા અને ઉર્વશી કરતાં પણ તેને વધારે સુંદર ધારી તેના લંપટ વિષયી મગજમાં તનમનાટ મચી રહ્યો. મનમાં ને મનમાં તે મોજ માણવા લાગ્યો, કામમદથી થયેલી ભીની આંખે તેના તરફ તે જોઈ રહ્યો. તેની વિષય વાસના પ્રબળ થતી ગઈ, આખરે દુષ્ટ વાસના ઉભરાતાં ફાજલખાન બોલી ઉઠ્યો:—

"મનહર મૂર્ત્તિ, પ્યારી! તું શા વાસ્તે શોક કરે છે! પરિતાપથી ત્હારું કોમળ શરીરકુસુમ કરમાઇ જશે! શોક કર્યાથી શું વળવાનું છે? વ્હાલી શોક તજી મ્હારી પાસે આવ. ત્હારે વાસ્તે મ્હેં શી શી મહેનત ઉઠાવી છે, તે તને ખબર છે? ત્હારું સ્વરૂપ સાંભળ્યું ત્યારથી હું વિરહથી

બળ્યાં કરું છું, માટે દયા લાવી મ્હારો વિરહાગ્નિ શાંત કર. જરા રહેમ લાવ. હું તને કાલાવાલા કરું છું, વિનતિ કરું છું, પણ તું મ્હારી સામે પ્રેમદૃષ્ટિએ કેમ જોતી નથી.! એક વાર હસીને બોલ તો ખરી-ત્હારી મધુર વાણીનો સ્વાદ તો ચખાડ, આમ ક્રૂર ન થા. મ્હેં જે કાંઈ કર્યું છે, તે ત્હારા હિત વાસ્તે જ રમણી! જરા વિચાર તો કર. મ્હારી સાથે રહેવાથી તું કેટલી સુખી થઇશ! હું બિજાપુરના મ્હોટા ઉમરાવનો પુત્ર છું. મ્હારાપર બાદશાહની પણ પૂર્ણ કૃપા છે. ત્હારી સાથે નિકા કરી પવિત્ર ગાંઠથી બંધાવવા માગું છું. મ્હારી ઇચ્છા પાર પાડયાથી તું રાજવૈભવ કરતાં અધિક સુખ ભોગવીશ. ત્હારા જેવી કોમલાંગી શું આ ભામટા ચોરટા બ્રાહ્મણોઓને લાયક છે? નહીં જ. તે તો અમારા જેવા અમીરના જનાનામાં શોભે. ત્હારી સુંદરતાનો તો પ્રકાશ જ્યાં પડતો હોય ત્યાં જ પડે. આજસૂધી રત્ન ઉકરડે પડયું હતું, તે હવે યોગ્ય સ્થળે આવ્યું છે. એ કાફરોના ઘરમાં શું સુખ છે? શું રાજહંસીની કાગડા સાથે શોભે ખરી? નહી જ. વ્હાલી મ્હારી ઉમેદ પૂર્ણ કર ને સુખી થા." આટલું બોલી ફાજલખાન ઉત્તરની રાહ જોતો ઉભો રહ્યો.

ફાજલખાનને જેવો ખંડમાં દાખલ થતાં જોયો ત્યારથી તારાના હોશકોશ ઉડી ગયા. તેને જોતાં જ ચમકી—સફાળી ઉઠી. છંછેડાયલી સિહણ પેઠે ક્રોધ ભરી આંખે તેની પાસે નિશાચર વૃત્તિથી આવેલા યવન તરફ જોઈ રહી. ઓઠ પીશી ઉભી રહી. ભય અને કોપ—બન્ને તેના શરીરમાં પેઠાં. પગ થરથરવા લાગ્યા. ફાજલખાનનું બોલવું સાંભળી ભયગ્રસ્ત થતી બાળા વધારે ગભરાઈ. બીચારી નિરાધાર અબળા લાચાર! સામે ઉભેલા પુરુષ પાસે મનમાં મરવા દૃઢ નિશ્ચય કર્યો. નીચે નજર કરી ઉભી રહી. દુષ્ટને ઉત્તર ન જ મળ્યો.

ફાજલખાન પણ થોડી વાર મૌન જ રહ્યો, તેની સુંદરતાથી અંજાઈ ગયો—દિવાનો થયો. કામવિકારે તેનું મસ્તક ભમાવી મુકયું: તે ઉભો જ રહ્યો, અંતે ઉત્તર ન મળ્યાથી કંટાળ્યો ને નીચે પ્રમાણે બોલ્યો:—

"મધુરી, સુંદરી! કેમ બોલતી નથી? આમ નીચું શું જોઈ રહી છે? એક વખત મ્હારી સામે તો જો—આમ છેક આવી નિર્દય શું થાય છે! તું નથી બોલતી કે નથી મ્હારા સામું જોતી તો તને હવે ચેતવણી આપું છું કે, સીધે સીધી રીતે નહીં માને તો પછી બળજોર—જોરજુલમથી હું મ્હારી ઉમેદ પાર પાડીશ. માટે વિચાર કર. આમ ગાંડાઇ ન કાઢ. મનોરમે, ત્હારા ઉપર મ્હારો અતિશય પ્રેમ છે, તેથી જ હું તને વિનંતી કરુ છું."

અંતે તારા તિરસ્કાર ભરેલી દૃષ્ટિથી જોતી બોલી "ફાજલખાન! અરેરે આ તું શું બોલે છે? ત્હારા જેવા ઉમરાવજાદાના મુખમાં આ

શબ્દ છાજતા નથી, જે પુરુષ પારકી સ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરે છે, તેનાપર ન્યાયી પરમાત્માનો કોપ તુટી પડી, તેનું સર્વસ્વ નાશ થાય છે. માટે મ્હારું માન અને આ ત્હારી દુષ્ટ વાસના છોડી દે. શું ઈશ્વરે તને સાહેબી–સુખસંપત્તિ આપી તે શું અનીતિ કરવાને ? અરે જરા ઇશ્વરનો તો ડર રાખ, પરસ્ત્રીમાં પાપબુદ્ધિ રાખી કોણ સુખી થયું છે ! વિચાર કર. અલ્પ–ક્ષણિક સુખ માટે નર્કનો અધિકારી ન થા. કૃપા કરી મને ત્હારી બ્હેન ગણી અમને સર્વને મુક્ત કર–ઇશ્વર ત્હારું ભલું કરશે, આ સતીના આશીર્વાદથી ત્હારું કલ્યાણ થશે. માટે વિચાર કર ?"

કામાંધ ફઝલખાન ડોળા કહાડતો દમ ભેર બોલી ઉઠ્યો. "દુષ્ટા, ચાલ હવે ત્હારી કપટ ચતુરાઇ જવા દે. એ કાંઈ મ્હારી પાસે નભવાનું નથી, સમજી ? મ્હારે ત્હારી શીખામણની જરૂર નથી. ચાલ ચાલ ત્હારા જેવીના શ્રાપોની મને દરકાર નથી. ત્હારા ઈશ્વરની પણ મને પરવા નથી. માટે મુગે મોઢે મ્હારું કહ્યું માન, નહીં તો હું બલાત્કારે પણ મ્હારું ધાર્યું કરીશ. આટલો વખત ત્હારા પ્રેમના લોભે નરમાસથી બોલ્યો તેનો આ બદલો ? તમે કાફરો બધા મુર્ખાં જ છો ! જોરજુલમ વગર તમો માનો એવા નથી. હજુ જરા વિચાર કરી જવાપ આપ, નીકર મ્હારી મનકામના ગમે તે પ્રકારે પૂર્ણ કરીશ ને પછી તું પાછળથી પસ્તાઇશ."

તારા નિરૂત્તર રહી. માત્ર તીરસ્કારથી તેના તરફ જોતી ઉભી. કાંઈ પણ જવાપ નથી મળતો જાણી, બલાત્કાર કરવા તત્પર થયો. કાંડેથી હાથવડે બાંહ ચઢાવતો તે બોલ્યો, "કેમ તાબે થાયે છે કે નહીં ? ચાલ, માને છે કે નહીં !" એમ કહી તેની તરફ જવા માંડ્યું. પાસે આવી હાથ પકડવા જાય છે, ત્યાં સાધ્વી તારા શિયળ ભંગ કરવાનો તેનો હેતુ સમજી એકદમ પાછળ હઠી ગઈ ને ક્રોધથી લાલ થઈ ઉંચે સ્વરે બોલી:–

"તુચ્છ વિષય સુખના તરસ્યા પીશાચ ! દૂર રહે ! દુષ્ટ, ખબરદાર ! પાસે આવ્યો તો આ દેહ પડી જ સમજજે. હું મરીશ, મારીશ પણ આ દેહ અપવિત્ર નહી થવા દેઉં. નીચ કામી ! ત્હારી અધમ ધારણા પાર નહીં પડે–તું મને મારી નાંખ. હું કમોતે મરીશ, આ જીવતર ઝેર કરીશ પણ પાપને પંથે કદી નહીં ચઢું."

તેના આવા ધૈર્યનાં વચનો સાંભળી ફઝલખાન આભો બન્યો. થોડો પાછો હઠ્યો. તેને ખાત્રી થઈ કે બળ અજમાવવા જતાં સમૂળગી ખોઇશું, માટે ધીમે ધીમે યુક્તિથી માનશે. એમ ધારી બોલ્યો, "પ્રિયે, ધીરજ ધર, હું હાલ જાઉં છું પણ તને ત્રણ માસની મુદત આપું છું; તે દરમીયાન કાંઈ પણ વિચાર કરી રાખજે."

આટલું બોલી દાસીઓને બોલાવી સખત ચોકી રાખવા હુકમ કરી ચાલ્યો ગયો. તારા તેની પાછળ ધિક્કારની દૃષ્ટિ ફેંકતી જોઈ રહી, તરત તો દુષ્ટના પંજામાંથી બચી પણ ભવિષ્યમાં શિયળનું રક્ષણ કેમ કરવું, તેની ચિંતામાં પડી. અંતે ઇશ્વરપર વિશ્વાસ રાખી તે વખતે મનને શાંત કર્યું.



## પ્રકરણ ૧૧ મું.



## રામદેવરાવનો પત્ર.

A damned cramp piece of penmanship as ever I saw in my life.'

*( She stoops to conquer. )*

ફાજલખાને મહેલના દિવાનખાનામાં આવતાં અહમદખાનને આનંદમાં બેઠેલો જોઇ પુછ્યું. "કેમ. ભાઈ તમારું કામ વધારે ફતેહમંદ ઉતર્યું લાગે છે."

અહમદખાન બોલ્યો "શું ત્યારે તમે, તારા પાસે ફાવ્યા નહી?"

ફાજલખાને ઉત્તર આપ્યો "યા રહીમ! ન રહીમ! તારાએ સાંભળ્યું હોવું જોઇએ કે હું સ્ત્રીનો અશ્રુપાત જોઈ શકતો નથી."

અહમદખાન "વાહ! તું સૈન્યનો એક મ્હોટો સરદાર, તે સ્ત્રીના અશ્રુની ગણના કરે? એવાં અશ્રુના થોડાંક બિંદુ પ્રેમની મસાલપર છંટકાય તો જ્વાળાને વધારે ઝગઝગતો પ્રકાશ અર્પે."

ફાજલખાન "ભાઈ એ તો થોડાં હોય ત્યારેને! પણ આ તો તેનો પ્રચંડ ઓઘ વહેવા માંડયો ત્યાં તો સળગતી મશાલ પ્રકાશવાને બદલે બુઝાઈ જાય. અરે શું! એ સુંદરીએ એવું ઉગ્ર સ્વરૂપ દેખાડયું કે હું તો દંગ થઇ ગયો. મ્હારો ક્રોધ પણ શાંત થયો. આવાં સ્વરૂપનો અનુભવ મને તો આ પ્રથમ જ થયો. મને તો લાગે છે કે, કોઇ ભુત પિશાચે એનામાં પ્રવેશ કર્યો છે. અમારા તો આ સમાચાર છે પણ ત્હારા ઉદ્યોગનું શું પરિણામ આવ્યું તે તો કહે?"

અહમદખાન; "મ્હારી કાયસ્થ સુંદરીના વક્ષઃસ્થળનો સૈતાનના સમૂહે કબ્જો લીધો છે. શું તેનો મક્કમ ઠરાવ! બસ મ્હારી પણ ત્હારા જેવી નાસીપાસી થઇ છે. એ તો આવો ભાઈ હરખા અને આપણે બે સરખા, એવી વાત થઈ. પણ હાલ એ વાત જતી કરો. વખત વખતનું કામ કર્યા જશે. આપણે પાછા ફરીશું ત્યારે સર્વ થઇ રહેશે. દરમીયાન તેઓ તેમની મેળે જ ઠેકાણે આવશે. કાર્ય ધાર્યું હતું તેટલું સ્હેલું નથી.

પણ! આ શું! બ્હાર અવાજ શાનો થાય છે? અરે આ તો રણશીંગાનો અવાજ, શું હશે! તપાસ કરવી જોઇએ! બખ્તાવરખાનને બોલાવવા જોઇએ."

ફાજલખાન પણ રણસીંગાનો અવાજ સાંભળી સચેત થયો. શું હશે તેનો સંકલ્પ વિકલ્પ કરવા લાગ્યો, એટલામાં બખ્તાવરખાન પોતેજ એક પત્ર સાથે દાખલ થયો ને આવતાં આવતાં બોલ્યો—" ખાનસાહેબ આ કમ્બખત ધોધાટ શાનો થાય છે. તેનું કારણ આપણે જાણવું જોઇએ. આ એક પત્ર મળ્યો છે. જો હું ભુલતો ન હઉં તો એ મોડી અક્ષરમાં લખાયલો લાગે છે."

એમ બોલી પત્ર ઉલટો સુલટો પકડી તેનાપર એમ તેમ નજર ફેરવી જાણે કાંઈ, સમજતા હોય એવું ડોળ દેખાડયું, પણ એક અક્ષર પણ ઉકળયો નહીં ને અંતે કંટાળી તે પત્ર ફાજલખાનના હાથમાં મુક્યો.

તે સમયના બ્હાદુર શૂરવીરોમાં અંકિત થયેલી અજ્ઞાનતાનો ફાજલખાનનામાં સંપૂર્ણ પ્રમાણમાં સંચાર હતો. તે બોલ્યો કે, એ કાંઈ જાદુઇ મંત્ર હશે. કાજીસાહેબે મને તેવા મંત્રો શીખવવાની ઘણી માથાફોડ કરી પણ બંદાએ પુરતું ધ્યાન ન આપવાથી તે બુઢા બોડકાએ એ યત્ન પડતો મુક્યો."

અહમદખાન બોલી ઉઠયો:—મને તે આપો. એવા અક્ષર વાંચવાનો મને અનુભવ છે. મોડી અક્ષરો હું જાણું છું."

" ચાલો નિરાંત થઈ. બીજાને બોલાવવાની પંચાત મટી. ચાલો સાહેબ અમને પણ તમારા આવા ઉત્તમ જ્ઞાનનો લાભ લેવા દ્યો." ફાજલખાન તેના હાથમાં પત્ર મુકતાં હસતો બોલ્યો " વાંચો જોઇએ એ લખોટો શું બકે છે!"

અહમદખાને થોડો વખત પત્ર મનમાં વાચી મહા મેહેનતે અક્ષર ઉકેલી કહ્યું " આ તો કાફરો તરફથી ધમકીનો પત્ર છે."

આ સાંભળી બખ્તાવરખાનનાં ભ્રમર ચઢી ગયાં. તે બરાડી ઉઠયો, " શું ધમકીનો પત્ર? અને તે વળી કાફરો તરફથી? હું—જોઉં તો ખરો એવી ધમકીનો પત્ર લખવા કોણ હીમ્મત કરે છે!—અહમદખાન! વાંચો જોઇએ?"

અહમદખાને સાદ્યન્ત નીચેનો પત્ર વાંચી સંભળાવ્યો.

"હું રામદેવરાવ ગાડગે, શ્રી શિવાજી મહારાજનો એક સરદાર તેમજ ઉમરાવ અને ભલા પેશ્વા મોરોજીપંત પિંગળેની તહેનાતનો ખાસ ખાનગી સરદાર અમારા માનવંતા પેશ્વાના ભ્રાતુ સદાશિવરાવના રસાલામાં મને ખાસ મોકલવામાં આવ્યો હતો. પણ તે મ્હારા માનવંતા સરદાર સદાશિવરાવને તમોએ દગાથી પકડયો છે, તે પન્હાલાના [illegible]

આટલું બોલી દાસીઓને બોલાવી સખત ચોકી રાખવા હુકમ કરી ચાલ્યો ગયો. તારા તેની પાછળ ધિક્કારની દૃષ્ટિ ફેંકતી જોઈ રહી, તરત તો દુષ્ટના પંજામાંથી બચી પણ ભવિષ્યમાં શિયળનું રક્ષણ કેમ કરવું, તેની ચિંતામાં પડી. અંતે ઈશ્વરપર વિશ્વાસ રાખી તે વખતે મનને શાંત કર્યું.



## પ્રકરણ ૧૧ મું.



## રામદેવરાવનો પત્ર.

A damned cramp piece of penmanship as ever I saw in my life.'

*( She stoops to conquer. )*

ફાજલખાને મહેલના દિવાનખાનામાં આવતાં અહમદખાનને આનંદમાં બેઠેલો જોઇ પુછયું. "કેમ. ભાઈ તમારું કામ વધારે ફતેહમંદ ઉતર્યું લાગે છે."

અહમદખાન બોલ્યો "શું ત્યારે તમે, તારા પાસે ફાવ્યા નહીં?"

ફાજલખાને ઉત્તર આપ્યો "યા રહીમ! ન રહીમ! તારાએ સાંભળ્યું હોવું જોઇએ કે હું સ્ત્રીનો અશ્રુપાત જોઈ શકતો નથી."

અહમદખાન "વાહ! તું સૈન્યનો એક મ્હોટો સરદાર, તે સ્ત્રીના અશ્રુની ગણના કરે? એવાં અશ્રુના થોડાંક બિંદુ પ્રેમની મસાલપર છંટકાય તો જ્વાળાને વધારે ઝગઝગતો પ્રકાશ અર્પે."

ફાજલખાન "ભાઈ એ તો થોડાં હોય ત્યારેને! પણ આ તો તેનો પ્રચંડ ઓઘ વહેવા માંડયો ત્યાં તો સળગતી મશાલ પ્રકાશવાને બદલે બુજાઈ જાય. અરે શું! એ સુંદરીએ એવું ઉગ્ર સ્વરૂપ દેખાડયું કે હું તો દંગ થઇ ગયો. મ્હારો ક્રોધ પણ શાંત થયો. આવાં સ્વરૂપનો અનુભવ મને તો આ પ્રથમ જ થયો. મને તો લાગે છે કે, કોઇ ભુત પિશાચે એનામાં પ્રવેશ કર્યો છે. અમારા તો આ સમાચાર છે પણ ત્હારા ઉદ્યોગનું શું પરિણામ આવ્યું તે તો કહે?"

અહમદખાન; "મ્હારી કાયસ્થ સુંદરીના વક્ષઃસ્થળનો સૈતાનના સમૂહે કબ્જો લીધો છે. શું તેનો મક્રમ ઠરાવ! બસ મ્હારી પણ ત્હારા જેવી નાસીપાસી થઇ છે. એ તો આવો ભાઈ હરખા અને આપણે બે સરખા, એવી વાત થઈ. પણ હાલ એ વાત જતી કરો. વખત વખતનુ કામ કર્યા જશે. આપણે પાછા ફરીશું ત્યારે સર્વ થઇ રહેશે. દરમીયાન તેઓ તેમની મેળે જ ઠેકાણે આવશે. કાર્ય ધાર્યું હતું તેટલું સ્હેલું નથી.

અને હવે શું કરવું? તેને માટે વિચારમાં પડયા. ત્રણે જણ આ પત્ર બાબતમાં ગંભીરતાથી મંત્ર કરવા લાગ્યા. ફાજલખાનને ને અહમદખાનને તો બીજે દિવસે કુચ કર્યા વગર ચાલે તેમ નહતું. તેમ લડાઇનો પ્રસંગ હતો એટલે વધારે માણસો કીલ્લાના બચાવ માટે રખાય તેમ નહોતું. તેમ મરાઠાઓના ધમકીના પત્ર સામે પણ બંદોબસ્ત કરવાની આવશ્યકતા હતી. મહામુશીબતે હજારો માણસોના જીવસટે મેળવેલો શીકાર હાથમાંથી ન જાય તેને માટે પણ માણસનો પુરતો જાપ્તો રાખવાની જરૂર હતી. કીલ્લામાં બે વર્ષ સુધી ચાલે એટલું અનાજ ભરેલું હતું. એટલે કદાચ મરાઠાઓ ઘેરો ઘાલે તો તેટલી મુદત સુધી કીલ્લાના માણસો સામી ટક્કર લઇ કીલ્લાનો બચાવ કરી શકે. બખ્તાવરખાને કીલ્લાનો બચાવ કરવાનું માથે રાખ્યું. તેની મદદમાં ફાજલખાને પોતાના વિશ્વાસુ સરદાર સર્જેખાનને ચારસો કેળવાયલા માણસો સાથે, રાખવા કબુલ કર્યું, તેમ પોતાને ખર્ચે બીજા ચારસો પાંચસો માણસની ફોજ આસપાસના મુલકમાંથી એકઠી કરવાની રજા આપી. સર્જેખાનને બખ્તાવરખાન સાથે મળી ચાલવાને ફરમાન કર્યું. તથા બખ્તાવરખાનને કેટલીક સૂચના આપ્યા બાદ સવાર પડતાં બન્ને જણ, પોતાની ફોજ સાથે અફઝુલખાનના સૈન્યને મળી જવા નીકળી પડયા.

અફઝુલખાને પંઢરપુર લુંટી, ખંડેરવત્ કરી, પુંડરીક વિગેરે મૂર્ત્તિઓને ચંદ્રભાગામાં ડુબાડી, વિઠોબાની પવિત્ર મૂર્ત્તિનું ખંડન કરી, ત્યાંથી ચ કરી, મજલ દરમજલ કરતો મહાદેવના ડુંગર પાસે આવી પ્હોચ્યો. ભુને તોડી હિંદુઓના દેવોના હાલ કરવા માંડયા. ત્યાંથી નીકળી રહીતપુર આવી પ્હોચ્યો. આ જગ્યાએ ફાજલખાન પોતાના રસાલા સાથે વી પ્હોચ્યો. અફઝુલખાને પુત્રને વધાવી લીધો. પુત્ર પોતાના પરાક્રી ખુબ બડાઈ હાંકી વર્ણવવા લાગ્યો. તેમ શિવાજીના મ્હોટા સરદાને કેદ કરી પન્હાલાના કીલ્લામાં પુર્યા છે, વિગેરે હકીકત અતિશયો- ૧ સાથે કહી બતાવી. પુત્રનાં આવાં અદ્ભુત પરાક્રમથી પિતા ફુલાયો- થયો ને તેને હર્ષમાં છાતી સરસો દાબ્યો. પોતાના પરાક્રમનું કરતાં તારા સંબંધીની વાત ફાજલખાને પિતાથી ગુપ્ત રાખી. ફાજ- આવી ફતેહના સમાચાર સાથે જે દિવસે આવ્યો, તે દિવસ આખી ં એક ઉત્સવ તરીકે પળાયો. સર્વેએ ગાન તાન તથા મોજ બીજા ત્રણ ચાર દિવસ ગાળી નાંખ્યા. તે પછી પાછી કુચ શરૂ ગે કાપતો અફઝુલખાન વાઈ આવી પ્હોચ્યો. વાઇમાં છાવણી આસપાસ કીલ્લેબંધી મજબુત કરાવી.

વરખાન તેમજ અફ્જુલખાનના પુત્ર ફ઼ાજલખાન વિગેરે સરદારોને હું જણાવું છું કે, અમારા સ્વામી સદાશિવરાવને વિના કારણે પકડવાને તમને હક નથી, તેમ જ તેમને, તેમનાં પત્નિને, પંઢરપુરના સુબેદાર સાહેબના મામા વિશ્વાસરાવ સાહેબને, તેમ જ અમારા મહાડના શેઠને, તેમની પુત્રી તથા જમાઇને, તે શીવાય અન્ય મરાઠા સરદારો, સીપાઇઓ, ઘોડાઓ વિગેરે લવાજમ, માલમત્તા જે કાંઇ નાહક તમોએ જપ્ત કર્યું છે, તે તદન ઘેર વ્યાજબી છે. તેઓ સર્વ સુલેહ શાન્તીથી બિજાપુર બાદશાહની હદમાંથી પ્રસાર થતા મુસાફરો હતા. તેમને પકડવાનાં હિચકારાં પગલાં ભરવાનું કાર્ય તમારા જેવા મ્હોટા સરદારોના કરતાં ક્રુર લુટારાઓને વધારે લાયકનું છે, તમારૂં આ કૃત્ય બીલકુલ સ્તુતિ પાત્ર ઠરતું નથી–નિંદ્ય ઠરે છે, માટે આ પત્ર મળ્યા પછી એક દિવસમાં આબરૂમાં તેમને કાંઇ પણ અપમાન કર્યા શિવાય છોડી મુકવાં. અમો એ દિવસ સુધી રાહ જોઇશું, અને તે મુદતમાં તમે અમારૂં નહીં સાંભળશો તો અમે તમને ખુલ્લે ખુલ્લું જણાવીએ છીએ કે તમે સરદારો નથી પણ વાટપાડુ, લુટારા, કૃતઘ્ની, દગાખોર અને ચોરટા છો, તમારું પદે પદે અપમાન અને નાશ કરવાના યોગ્ય લાગશે તેવા ઉપાયો લઇશું. યાદ રાખજો કે તમારે આ મરાઠાઓ સાથે કામ લેવાનું છે. આ પત્રથી તમને ચેતવણી આપીએ છીએ–”વિગેરે–પત્રના અંત ભાગમાં રામદેવરાવની સહી તરીકે તરવારની નિશાની કરી હતી. ને પત્ર લખનાર કારકુનનું નામ લખ્યું હતું.

આ પત્ર સાંભળી સર્વેએ મૌન ધારણ કર્યું. એક બીજાના સામે ટગર ટગર જોવા લાગ્યા. ફ઼ાજલખાન તથા અહમદખાન વિચારમાં પડી ગયા. થોડો સમય દિવાનખાનું શુન્યવત્ લાગ્યું. અંતે અહમદખાને અટ્ટહાસ્ય કરી મૌનત્વનો અંત આણ્યો ને મરાઠાઓ સામે હાસ્ય વચનો કાઢવા લાગ્યો. ફ઼ાજલખાન પણ હસતો હસતો તેની સાથે જોડાયો. પોતાના જેવા મહાન સરદારો સામે લખાયલા આવી રીતના પત્રપર તેઓ ખુબ હસવા લાગ્યા. માત્ર બખ્તાવરખાન તેમની જોડે ભળ્યો નહીં, તે તો ઉંડા વિચારમાં પડયો હતો ને તેમની આ અપ્રાસંગિક ઠઠ્ઠા મશ્કરી–હાસ્ય વિનોદ તને ઠીક લાગ્યાં નહીં.

તેમના હાસ્ય વિનોદમાં વિઘ્ન નાંખતો ગંભીરપણે બોલી ઉઠયો “સાહેબો ! આ સમય હસી કાઢવા જેવો નથી. આ પત્રના સંબંધમાં ગંભીરપણે વિચાર કરવો જરૂરનો છે.”

બખ્તાવરખાનના આ શબ્દોથી બન્ને જણનો મદાન્ધકાર નાશ થયો ને પત્રના લખાણની અસર તેમના મન ઉપર થતી જણાવા લાગી;

અને હવે શું કરવું? તેને માટે વિચારમાં પડયા. ત્રણે જણ આ પત્ર બાબતમાં ગંભીરતાથી મંત્ર કરવા લાગ્યા. ફાજલખાનને ને અહમદખાનને તો બીજે દિવસે કુચ કર્યા વગર ચાલે તેમ નહતું. તેમ લડાઇનો પ્રસંગ હતો એટલે વધારે માણસો કીલ્લાના બચાવ માટે રખાય તેમ નહોતું. તેમ મરાઠાઓના ધમકીના પત્ર સામે પણ બંદોબસ્ત કરવાની આવશ્યકતા હતી. મહામુશીબતે હજારો માણસોના જીવસટે મેળવેલો શીકાર હાથમાંથી ન જાય તેને માટે પણ માણસનો પુરતો જાપ્તો રાખવાની જરૂર હતી. કીલ્લામાં બે વર્ષ સુધી ચાલે એટલું અનાજ ભરેલું હતું. એટલે કદાચ મરાઠાઓ ઘેરો ઘાલે તો તેટલી મુદત સુધી કીલ્લાના માણસો સામી ટક્કર લઇ કીલ્લાનો બચાવ કરી શકે. બખ્તાવરખાને કીલ્લાનો બચાવ કરવાનું માથે રાખ્યું. તેની મદદમાં ફાજલખાને પોતાના વિશ્વાસુ સરદાર સર્જેખાનને ચારસો કેળવાયલા માણસો સાથે, રાખવા કબુલ કર્યું, તેમ પોતાને ખર્ચે બીજા ચારસો પાંચસો માણસની ફોજ આસપાસના મુલકમાંથી એકઠી કરવાની રજા આપી. સર્જેખાનને બખ્તાવરખાન સાથે મળી ચાલવાને ફરમાન કર્યું. તથા બખ્તાવરખાનને કેટલીક સૂચના આપ્યા બાદ સવાર પડતાં બન્ને જણ પોતાની ફોજ સાથે અફઝુલખાનના સૈન્યને મળી જવા નીકળી પડયા.

અફઝુલખાને પંઢરપુર લુંટી, ખંડેરવત્ કરી, પુંડરીક વિગેરે મૂર્ત્તિઓને ચંદ્રભાગામાં ડુબાડી, વિઠોબાની પવિત્ર મૂર્ત્તિનું ખંડન કરી, ત્યાંથી કુચ કરી, મજલ દરમજલ કરતો મહાદેવના ડુંગર પાસે આવી પ્હોચ્યો. શંભુને તોડી હિંદુઓના દેવોના હાલ કરવા માંડયા. ત્યાંથી નીકળી રહીમતપુર આવી પ્હોચ્યો. આ જગ્યાએ ફાજલખાન પોતાના રસાલા સાથે આવી પ્હોચ્યો. અફઝુલખાને પુત્રને વધાવી લીધો. પુત્ર પોતાના પરાક્રમની ખુબ બડાઈ હાંકી વર્ણવવા લાગ્યો. તેમ શિવાજીના મ્હોટા સરદારોને કેદ કરી પન્હાલાના કીલ્લામાં પુર્યા છે, વિગેરે હકીકત અતિશયોક્તિ સાથે કહી બતાવી. પુત્રનાં આવાં અદ્ભુત પરાક્રમથી પિતા ફુલાયો-સંતુષ્ટ થયો ને તેને હર્ષમાં છાતી સરસો દાબ્યો. પોતાના પરાક્રમનું વર્ણન કરતાં તારા સંબંધીની વાત ફાજલખાને પિતાથી ગુપ્ત રાખી. ફાજલખાન આવી ફતેહના સમાચાર સાથે જે દિવસે આવ્યો, તે દિવસ આખી છાવણીમાં એક ઉત્સવ તરીકે પળાયો. સર્વેએ ગાન તાન તથા મોજ શોખમાં બીજા ત્રણ ચાર દિવસ ગાળી નાંખ્યા. તે પછી પાછી કુચ શરૂ કરી ને માર્ગ કાપતાં અફઝુલખાન વાઈ આવી પ્હોચ્યો. વાઇમાં છાવણી કરી તેની આસપાસ કીલ્લેબંધી મજબુત કરાવી.

# પ્રકરણ ૧૨ મું.

## અફઝુલખાન.

લોભ પાપકો મૂલ હે, નર્ક મૂલ અભિમાન;
જો તરનેકું ચાહો તો, છોડ લોભ અભિમાન.

* * * *

કામીકો ગુરૂ કામ હે, લોભીકો ગુરૂ દામ;

* * * *

કબીર કહે કનક, કામની દોનો વિકટ બડી જાલ;

* * * *

કરણી કરે ભેડકી ચલે હંસકી ચાલ;
પુછડા પકડે શીયાળકા, કીસબીધ ઉતરે પાર.

શિવાજીની દખ્ખણ અને કોંકણમાં ફતેહો થવા લાગી. એક પછી એક પ્રાંત બીજાપુર તથા મોગલ સરકારની સત્તામાંથી તેના હાથમાં જવા લાગ્યા. આ સમયે બીજાપુરનું રાજ્ય અમીરોના અંદર અંદરના કજીયાથી નબલું પડતું હતું; અને યુવાન બાદશાહ અલીઆદિલશાહ તેમના ઉપર પૂર્ણ કાબુ રાખી શકતો ન હોતો. ઈ. સ. ૧૬૫૮ માં આગ્રાથી શાહજાનના મંદવાડના સમાચાર આવ્યાથી, મોગલો અને બીજાપુર સરકાર વચ્ચે ચાલતા વિગ્રહનો અંત આવ્યો. સલાહ થઈ, ઓરંગઝેબ આગ્રા તરફ પાછો ફર્યો અને દીલ્હિની ગાદી મેળવવાની ખટપટમાં પડ્યો. આથી શિવાજી દખણમાં વિશેષ નિર્ભય થયો, અને કોંકણના ઘણા દુર્ગો કબ્જે કર્યા. ઓરંગઝેબના પાછા ફર્યા પછી, તરત શિવાજીની સત્તા કમી કરવા લશ્કર મોકલવું જોઇતું હતું પણ તે અમુલ્ય તક બીજાપુરના અમીરોએ એક બીજાનો નાશ કરવાનાં કાવત્રાં રચવામાં ગુમાવી.

બિજાપુરનો મુખ્ય પ્રધાન ખાનમહમદ બાદશાહ સાથે દગો રમી છુપી રીતે મોગલ સરકાર સાથે મળી ગયો હતો. બાદશાહને આ ખબર થતાં ઘણો ક્રોધ ચઢયો. પ્રધાન ઘણો સત્તાવાળો હોવાથી તેને વધારે ભય લાગ્યો અને ઓચીતો તેનો ઘાટ ઘડવા યુક્તિઓ રચી. એક દિવસ પ્રધાન દરબારમાં આવતાં કીલ્લાના દરવાજાપર રાખેલી ટોળીએ તેના ઉપર હલ્લો કરી ઘસડી ઘસડી ઘણી ક્રૂર રીતે ધોળે દિવસે તેને મારી નાંખ્યો. શેહેરમાં ગભરાટ ફેલાયો, યુવાન બાદશાહે તેનાં કાવત્રાં રૈયત આગળ ખુલ્લાં કરી તેને શાંત કરી અને મ્હોટું મન દેખાડી તેની જાગીર જપ્ત ન કરતાં તેના પુત્ર ખ્વાસખાનને આપી.

અહીં **બીજાપુર**માં શાંતી થતાં તેમ જ દખણ અને **કોંકણ**માં **શિવાજી**ની ફતેહોથી આખરે બારીક સમય આવી લાગ્યો અને **બીજા-પુર** સરકાર અંતે ચોકી, તેને ડાબી દેવા સખત પગલાં લેવાનો ઠરાવપર આવી, પણ **બાદશાહ**ને હવે ખાતરી થઇ કે, **શિવાજી શાહજી**ના અંકુશમાં નથી અને તેના તરફથી લાવેલ દબાણ **શિવાજી**ને મોગલોના પક્ષમાં ધસડી જઇ વધારે નિર્ભય બનાવશે.

આ બધા બનાવોથી બાદશાહ ગુંચવાયો, પ્રથમ **શિવાજી**ને એક-એક હલ્લો કરી પકડી લાવવા બાહોશ મરાઠા સરદાર **બાજી** શામરાજેની સરદારી હેઠળ મોકલેલું સૈન્ય હાર ખાઈ છિન્નભિન્ન થઇ ગયું હતું. તેમ જ તેનો મુખ્ય આધાર **જાવલી**ના રાજા **ચન્દ્રરાવ** મોરે ઉપર હતો તે પણ **શિવાજી**ના સરદારોનો ભોગ થઇ પડયો હતો, અને તેનું રાજ્ય પણ **મરાઠા**ની નવી ઉગતી સત્તાને આધીન થયું હતું. આ સર્વ બનાવો **બાદશાહ**ની નજર આગળ તરવરવા લાગ્યા. **શિવાજી**નો નાશ કેમ કરવો? તેનો વિચાર કરવા લાગ્યો. મુંજવણ થવા લાગી. તેનો નાશ ન થાય તો તેને આખી બાદશાહાત ડુબી જવાનો ભય લાગવા માંડયો. આ ભયે તેની નિદ્રાને દૂર કરી તેને બ્હાવરો બનાવ્યો.

ઘણો વિચાર કર્યા પછી **શિવાજી**નો નાશ કરી શકે એવો પોતાનો ચાલાક અને બ્હાદુર સરદાર **અફઝુલખાન** યાદ આવ્યો; અને જબર-જસ્ત સૈન્ય સાથે તેને મોકલવા નિશ્ચય થયો. બીજે દિવસે તેને દરબારમાં બોલાવ્યો.

**અફઝુલખાન બિજાપુર** સરકારમાં કેવો વીર પુરૂષ હતો તથા કઇ પદવી ભોગવતો હતો, તેનો થોડો ઘણો ઇતિહાસ, વાંચનાર ત્હારે જાણવાની જરૂર છે. તો વાંચ.

**અફઝુલખાન** અથવા **અબદુલ્લાખાન બિજાપુર**ના એક સૌથી મ્હોટા અમીરનો પુત્ર હતો; ને **બિજાપુરી** રાજદ્વારી ખટપટોમાં આગળ પડતો ભાગ તેણે બજાવ્યો હતો. પર રાજ્યો સાથેનો વ્યવહાર તેમ લડાઇખાતાનો સર્વ કાર્યભાર તેને સુપ્રત કરવામાં આવ્યાં હતાં. **બાદશાહ**નો તે જમણો હાથ થઇ પડયો હતો, તે ઘણો બાહોશ અને વીર સરદાર હતો, તેણે ઘણી ઘણી લડાઇઓમાં નામના મેળવી હતી. કર્ણાટકની લડાઇઓમાં પણ તેણે આગળ પડતો ભાગ લીધો હતો. કર્ણાટકપર ચઢાઇ લઈ જવા **શિવાજી**ના પિતા **શાહજી** મહારાજને મોકલવામાં આવ્યા તે વખતે **અફઝુલખાન** પણ તેમની સાથે હતો. લોકોમાં **ખાન** વિષે એવો શક હતો કે, કનકગિરિના કીલ્લાપર હલ્લો

કરતાં શાહજીના શત્રુને અફઝુલખાને છુપી રીતે મદદ કરી વિશ્વાસઘાતથી હલ્લા વખતે શિવાજીના જ્યેષ્ઠ બન્ધુ શંભાજીને મરાવ્યો હતો.

છેલ્લે છેલ્લે અફઝુલખાન બિજાપુરમાં ચાલતી ખટપટોથી કંટાળી બાદશાહની રજા મેળવી બાદશાહી સેવામાંથી છુટો થઈ એશઆરામમાં દિવસ ગાળવા લાગ્યો. ખાનને ભવ્ય મહેલો બાંધવાનો તેમ જ પુર દબદબા ભરેલી રીતે રહેવનો ઘણો શોખ હતો. હજુ પણ બિજાપુરમાં તેના મહેલોના ખંડેરો દૃષ્ટિએ પડેછે, અને તેની આસપાસનો લત્તો, અફઝુલપુરાને નામે ઓળખાય છે.

રાજ્યખટપટોમાંથી વાનપ્રસ્થ થતાં તે પોતાનો ઘણો ખરો વખત જનાનખાનામાં ગુમાવતો. મહેલ બ્હાર ક્વચિત જ દૃષ્ટિએ પડતો, કોઈ ખાસ જરૂરી પ્રસંગ હોય ને તે પણ બાદશાહ તરફથી નિમંત્રણ આવે ત્યારે જ દરબારમાં જતો. બાકી રાત્રદિવસ તેનો જનાનો ભલો ને તે ભલો! ખુબસુરત સ્ત્રીઓનું સંગ્રહસ્થાન કરવાની લાલસા તેના મગજમાં અહોનિશ વાસ કરી રહેતી. અંતઃપુરમાં તેણે લગભગ બસો રૂપમાં એક એકથી ચઢે તેવી લલનાઓ ભરી હતી. અને તેમની સાથે વિષયમાં મસ્ત થયેલા ખાન ભોગવિલાસમાં ડુબકાં ખાતો હતો.

આ આનંદ વિલાસમાં ભંગ પાડનાર દરબારમાં હાજર થવાનું બાદશાહી ફરમાન આવ્યું.

બીજો દિવસ થયો. મધ્યાહ્ન વિત્યા બાદ ખુબ ઠાઠથી દરબાર ભરાયો. મહેલ બ્હાર બાદશાહી ખાસ પાગા ઉભી હતી. અમીર ઉમરાવ પોતાના કીમતી પોષાકમાં આવવા લાગ્યા. તેઓનાં રસાલાઓથી મહેલ બ્હાર ચોકમાં મેળો ભરાયા હોય તેવો ભવ્ય દેખાવ થઈ રહ્યો હતો.

દરબારમાં યુવાન બાદશાહ અદિલશાહ સાદા પોષાકમાં નિસ્તેજ મુખે ઉડા વિચારગ્રસ્ત હોય તેમ સુવર્ણના ભવ્ય સિંહાસનપર બીરાજ્યો હતો. બાદશાહી તખ્તની આસપાસ અંગરક્ષકો ખુલ્લી તરવાર કરી ઉભા હતા. બાવીસ મ્હોટા મ્હોટા મુસલમાન મરાઠા ઉમરાવો—સરદારો તથા બીજા પચાસેક ન્હાના મ્હોટા જાગીરદારો, સરદારો—અમીરો વિગેરે કુરનસ બજાવી પોતપોતાના દરજ્જા મુજબ હમેશની રીત પ્રમાણે ઉભા હતા. અફઝુલખાન પણ રીતસર કુરનસ બજાવી પોતાને સ્થળે ઉભો. તેની જોડમાં તેનો પુત્ર ફાજલખાન પણ હતો. દરબારનો દેખાવ ગંભીર હતો. દરબાર શા વાસ્તે ભરવામાં આવી હતી? તેની પણ કોઇને ખબર ન હોવાથી સર્વ એક ડોળે શું થાય છે? તેની રાહ જોઈ રહ્યા. તેમની આકાંક્ષાને તૃપ્ત કરતો બાદશાહ તખ્ત ઉપરથી બોલ્યોઃ—

"મ્હારા વ્હાલા વફાદાર, અમીરો, સરદારો સાંભળો! આજે અમને તમારી સલાહ તથા મદદની જરૂર પડી છે ને તેટલા વાસ્તે જ આ દરબાર

ભર્યો છે. તમારા બાપદાદાઓએ દ્રવ્ય તથા લોહીના ખર્ચે આ બાદશાહતનું સંરક્ષણ કર્યું છે, તેવીજ નિમક હલાલી દેખાડવાનો સમય હાલમાં આવી લાગ્યો છે. અમ્હારા નિમક હલાલ સરદારો! અમારે જે કહેવું છે, તે ટુંકામાં કહીશું. અમારી કીર્તિ, અમારી આબરૂ ને અમારી ફતેહમાં તમારી કીર્તિ, તમારી આબરૂ ને તમારી ફતેહ સમાયલી છે. આ રાજ્યની સલામતી તમારાપર જ અવલંબી રહી છે. તમો બિજાપુરના સ્થભો છે. માંહોમાંહેની હલકી ખટપટો, કાવત્રાં, દગા ફટકા બાજુએ મુકી એકત્ર થઇ રાજ્યનું ભલું કરવામાં સર્વનું હિત સમાયલું છે. માટે મ્હારા વ્હાલા સરદારો! ચેતો! હાલ આજે આપણે અહી એકઠા થયા છીએ તે શિવાજી ભોંસલેની દિન પ્રતિ દિન આપણી જ ગફલતીને લીધે વધતી જતી સત્તાને અટકાવવા શા શા ઉપાયો લેવા, તેના વિચારો ચલાવવા માટે જ.—શિવાજીનો બાપ શાહજી આ બાબતમાં કેવળ નિરૂપાય છે એ આપણે જાણીએ છીએ-શિવાજી તેનું કાંઇ પણ સાંભળતો નથી. તેણે બળવાનો ઝુંડો ઉઠાવ્યો છે. આપણો ઘણો દેશ કબ્જ કર્યો છે; ને બિજાપુરના રાજ્યને ખુવાર કરવા અગર બાદશાહાત પાદાક્રાન્ત કરવા તેની ધારણા જણાય છે. હજુ કાંઈ થઇ ગયું નથી, તેને દાબી નાંખવા—તેનો નાશ કરવા સખત પગલાં લેવાં જોઇએ. મ્હારા વીરો! સજ્જ થાઓ. બોલો આ બાબતમાં તમારી શી સલાહ છે?.પાક મુસલમાની સત્તા કરતાં એક કાફર લુટારાની સત્તા તળે રહેવા તમારો રાજીપો છે? હું હજી રાજકાર્યમાં પુરતો કુશળ નથી, ન્હાનો છું તદપિ તમારો શાહ છું. હું તમારી સરદારી લઇ તે હરામખોર લુટારાનો ધ્વંસ કરવા તૈયાર છું. મ્હારા વીર સરદારો! શિવાજી આપણી સત્તાનું અપમાન કરે, આપણા મુલકો સર કરે, આપણા દેશપર દરોડો પાડે, એ સર્વ તમે સાંખી કેમ રહ્યા છો. શું જગત્‌માં આપણી હાંસી કરાવવી છે! આ વ્હેની તુંડાઇને માટે તેને કાંઈ પણ શિક્ષા કરવા ઉપાયો યોજો નહીં એ કેટલી બધી હીનપસ્તી લગાડનારૂં કહેવાય? એક આવા ન્હાના—પ્હાડી ઊંદરને કાંઈ પણ ન કરી શકીએ એ કેટલું શરમ ભરેલું. અરે! આપણા દુસ્મનો લોકો શું કહેશે? કે બિજાપુરી સરદારો, અમીરો સ્ત્રીઓ પેઠે ચુડા પ્હેરી બેઠા છે, અને દ્વેપ તથા અદેખાઇથી એક બીજાનો નાશ કરવામાં પોતાની બ્હાદુરી સમાયલી દેખે છે. બહાદુર સરદારો તે કાફરનો જલદી નાશ કરવા તૈયાર થાવ.”

શાહનું બોલવું પુરું થાય છે એટલામાં સર્વના અંગમાં વેર, વેરનો અગ્નિ વ્યાપી ગયો. “દીન, દીન”ના પોકારો થવા લાગ્યા. “અમે અમારા

પોતાની પ્રત્યક્ષ ખંજર ભોકાવી તેમની જીંદગીનો અંત આણ્યો. અને આ અઘોર હીચકારૂં કૃત્ય પૂર્ણ કરી સંતોષ સાથે જનાની બ્હાર નીકળ્યો.

આવી સુંદર શરુવાત કરી માત્ર લોહી અને ખુનરેજીના શ્વાસોસ્વાસ લેતો દુષ્ટ ખાન બિજાપુર કીલ્લાની બ્હાર પડાવ નાંખી પડેલા પોતાના સૈન્યમાં દાખલ થયો. માત્ર તેની વડી બેગમ આ અઘોર પાપ કર્મનો ભોગ થઈ પડી નહોતી. તેને તથા ફાજલખાનના જનાનાને સાથે લીધો. આ ક્રૂર હેવાનીયત ભરેલાં અઘોર કૃત્યના સમાચાર વિદ્યુત્‌ની ત્વરાએ સર્વત્ર ફેલાઇ રહ્યા અને કોઇ પણ મનુષ્ય આ ભયંકર બીના ધ્રુજારી તથા કંપારી વગર સાંભળી શકતો નહોતો.

ખાને કીલ્લા બ્હાર ડેરો નાંખ્યો કે અપશકુન થયાં. ફત્તેહલશ્કર નામનો મુખ્ય હાથી મૃત્યુ પામ્યો. શકુન બકુન ખાને ગણ્યાં નહીં. ને થોડા સમયમાં શિવાજીનો નાશ કરવાના ઇરાદાથી પુર દબદબાથી મ્હોટા સૈન્ય સાથે અફઝુલખાને બિજાપુર છોડયું.

ખાન તુળજાપુર આવ્યો. શ્રીતુળજા ભવાનીની મૂર્ત્તિ તોડી, મંદિરને સ્થળે મસજીદ બાંધી, ગૌ વધથી મંદિર અપવિત્ર કરી, આખા શહેરનો નાશ કર્યો: અને એવી રીતે તેની લડાઇએ ધર્મનું સ્વરૂપ લીધું; પ્રિય વાંચનાર તેને વાઈ પ્હોચતાં પ્હેલાં માર્ગમાં શા શા વિનાશો કર્યા, તે સર્વેથી તું પૂર્વના પ્રકરણોથી વાકેફ થયો છે.



## પ્રકરણ ૧૩ મું.



### પ્રતાપગઢ.

પ્રસિદ્ધ પ્રતાપગઢનો કીલ્લો મહાબળેશ્વરમાં આવેલી સર્વે પશ્ચિમ ધારો ( points ) ઉપરથી છેટેની દગ્ભૂમિમાં ( lands-cape ) સૌથી મનોરમ્ય દેખાવ આપે છે. એ કીલ્લો, કોયના નદીની ખીણના મનોહર લીલોત્રી વાળા ઉચ્ચ પ્રદેશમાંથી ઉભા ઢોળાવવાળી વાઘના મુખની આકૃતિવાળી લોડવીક પોઈન્ટ પરથી ઘણો જ પ્રકાશી નીકળે છે. આ પોઇન્ટની સામે જમણી બાજુએ, નીચેથી પૂર્વમાં પથરાયલા વિશાળ ઉચા ખડકો પર આવેલી ચોરસ અને અભેદ્ય સ્થૂળ કીલ્લેબંધીવાળી ટોચવાળો એ દુર્ગ પોતાની મહત્તા દાખવતો શરાટ પર્વતપર ન્હાના બ્હાણ જેવો દેખાય છે. મહાબળેશ્વરની શીતળ ટેકરી પરથી કોંકણાભિમુખ "ફીટ ઝરલ પાસ" નામના મુખ્ય માર્ગ પરથી આ કીલ્લાપર જવાય છે. આ રસ્તો આઠ માઇલ સુધી ધીમા ધીમા ઢોળાવમાં ઉતરતો મહાબળેશ્વર

નીચે બે હજાર ફીટ ઉપર આવેલી, કોયનાની સુંદર ખીણમાં દાખલ થાય છે. અહીંથી રસ્તો ફંટાઈ સતર સો ફીટ ઉંચાઈવાળો માર્ગ ક્રમશઃ ચઢી કીલ્લામાં દાખલ થવાય છે.

શિવાજી મહારાજે બંધાવેલા અનેક કીલ્લાઓમાં પ્રતાપગઢનો કીલ્લો આવી જાય છે. જાવળી લીધા પછી તેના હુકમથી તેના પ્રધાન મોરો ત્ર્યંબક પીંગળેએ ઈ. સ. ૧૬૫૬ માં આ કીલ્લો બંધાવ્યો.

આ દુર્ગ ઘણા માઈલો સુધી લંબાયલી પર્વતોની હારોની છેક ઉત્તર મર્યાદાનું ભુષણ થઈ રહ્યો છે. અને દક્ખણની સીમાપર પોતાની આસ-પાસના અગત્યના પ્રદેશનું આધિપત્ય ભોગવતો હોય એમ આવી રહ્યો છે. દક્ખણમાંથી કોંકણમાં પ્રસાર થતા મુખ્ય જુના પારઘાટ નામના માર્ગનું તે રક્ષણ કરે છે. ઉત્તર તરફ સાવિત્રીની આસપાસના પ્રદેશ તથા પૂર્વે કોયનાની આસપાસ આવેલા પ્રદેશ આ કીલ્લાની છાયામાં આવેલા છે. પશ્ચિમ દિશામાં માંજોઓની લ્હેરો જેવો ઉત્સર્પી (ઉંચો નીચો) કોંકણનો પ્હાડી મુલક સાઠ માઈલ દૂર રહેલા સમુદ્ર પર્યન્ત ઢળતો લંબાયલો છે. શિવાજીએ કોયના તથા સાવિત્રીપર આવેલા પોતાના દેશો તથા 'પારઘાટ'ના મુખ્ય માર્ગના બચાવ માટે પ્રતાપગઢનો કીલ્લો બંધાવ્યો. કીલ્લો બાંધવા માટેનું સ્થાન તેનું ચાતુર્ય બતાવી આપે છે.

કીલ્લેબંધી બેવડી દિવાલની ચણેલી છે. એક દિવાલ ટેકરીની મથા-ળાની આસપાસ ને બીજીએ તેનાથી એક સો ફીટને આસરે નીચે ટેકરીના સપાટ ભાગને ઘેરી લીધો છે, નીચેના ગઢનો દરવાજો પૂર્વાભિમુખ છે, આ દરવાજામાં દાખલ થતાં થોડે છેટે એક બુરજ નજરે પડે છે. એ બુરજ 'અબ્દુલા બુરજ' નામે ઓળખાય છે. આપણી નવલ કથામાં અફઝુલખાનને શિવાજીએ આ કીલ્લાની બહાર થોડે દૂર કેવી રીતે માર્યો તે આગળ ઉપર જોઈશું. તે અફઝુલખાનનું મસ્તક કાપી, આ બુરજ તળે દાટી આ યુદ્ધની યાદગીરી દાખલ શિવાજીએ તેનું નામ અબ્દુલ્લા બુરજ પાડયું.

બેઉ કીલ્લાની દિવાલો ઘણી જાડી ને ઉંચી બાંધેલી છે, જમીન-પરથી ગઢ ઉપર નજર નાંખતાં રાક્ષસી કદે દેખાતી કોઈ સ્થળે ઉંચી ચઢતી તો કોઈ સ્થળે નીચે ઉતરતી દીવાલો દેખાય છે. ઉપલા ગઢમાંથી નીચેના ગઢમાં જવા આવવાને તથા ભય વખતે કીલ્લા બહાર છુપી રીતે નાશી જવાને ગુપ્ત માર્ગ કરેલા છે. બેઉ ગઢમાં ચારે બાજુએ, નજર પ્હોચી શકે તેવા તોપો તથા બંદુકો ગોઠવાને આડા, ઉભા, સિધા આકારાંવાળા બુરજો બાંધેલા છે. બે ચાર રદ થયેલી તોપો પણ હજુ કીલ્લામાં પડી છે. ઉપરનો કીલ્લો 'બાલે કીલ્લા' એ નામથી ઓળખાય છે.

નીચલા ગઢમાં શિવાજીની પવિત્ર દેવી શ્રીભવાનીનું મંદિર આવેલું છે. આ શ્રીભવાની માતા શ્રીશિવાજીની ભવાનીને નામે પ્રસિદ્ધ છે. આ માતાનો તે ચુસ્ત ભક્ત હતો. તેનાં દર્શન શીવાય તે કોઈ પણ કાર્ય કરતો નહી, એ ઇતિહાસ પ્રસિદ્ધ છે. શ્રીભવાનીની સેવા પૂજા નૈવેદ તથા ઉત્સવ વિગેરેના ખર્ચ માટે પંદર ગામોની જાગીર દેવીને અર્પણ કરેલી છે. જેમાંથી હજી પણ ખર્ચની વ્યવસ્થા થાય છે. માતાના પૂજારી ભોપી જાતના છે. મંદિર કાંઈ પણ નકસી કે કારીગીરી વગરનું તદન સાદું પણ ઘણું મજબુત, કાળા પથ્થરનું બાંધેલું છે. માતાજીની મૂર્ત્તિ અંદરના ઘણા જ અંધારાવાળા ખંડમાં બીરાજેલી છે. જેથી બ્હારના સભા મંડપમાંથી તેમનાં દર્શન થઈ શકતાં નથી. માતાજીની મૂર્ત્તિ પાસે શિવાજીની પોતાની પૂજાના સ્ફાટિકના પારદર્શક મહાદેવનું લિંગ તથા બાળકૃષ્ણની મૂર્ત્તિ રાખેલી છે. મંદિરના શિખરનો ભાગ એક આખા પથ્થરને કોરીને બનાવેલો છે. શિવાજીના નામની સાથે શ્રીભવાની માતાનું નામ પણ પ્રસિદ્ધિમાં આવ્યું છે. તેણે માતાજીના નામપર થી જ પોતાની તલવારનુ નામ 'ભવાની' રાખ્યું હતું.

બાલે કીલ્લામાં શંકરના બે તથા હનુમાનનું એક, એમ ત્રણ દેવસ્થાન છે. હનુમાનજીની સ્થાપના શિવાજીના પ્રસિદ્ધ ગુરુ રામદાસ સ્વામીએ કરી કહેવાય છે. આ શીવાય સભામંડપ, મ્હેલો વિગેરેનાં છાપરાં વગરનાં ખંડેરો જીર્ણ અવસ્થામાં શિવાજીના રાજશાહી ઠાઠનાં ચિહ્નો રૂપે જોવામાં આવે છે.

હાલમાં બીસ્માર હાલતમાં પડેલો પ્રત્તાપગઢ નામનો આ સુપ્રસિદ્ધ ગઢ એક વખત આખા ભારત વર્ષમાં પોતાની પ્રબળ સત્તા ફેલાવી મરાઠા રાજ્યની મહત્તા દાખવતો, માત્ર સ્મારક ચિહ્ન તરીકે ઉભો છે. જે પ્રવાસી ઉપર ચઢવા પરિશ્રમ લે છે તેને તેની મેહેનતનો બદલો, તે પોતાની આસપાસના ઘણાજ મનોરમ્ય, સર્વ દિગ્દર્શક, ચિત્તવેધક દેખાવથી વાળી આપે છે.

આ કીલ્લાપરથી ચોમેર દૃષ્ટિગોચર થતો કુદરતી દેખાવ હિંદના પશ્ચિમ ભાગના સૃષ્ટિ સૌંદર્યના દેખાવમાં સૌથી શ્રેષ્ઠ ગણાય છે.

પ્રતાપગઢનું આટલું વર્ણન જીજ્ઞાસુ વાંચનારને પુરતું છે, માટે હવે આપણી નવલ કથાના વિષય પરત્વે લક્ષ આપીએ.

શિવાજીએ પ્રતાપગઢમાં મુકામ કર્યે આજે ત્રણ દિવસ થયા છે. આખો આસપાસનો પ્રદેશ, લડાઈની ધામધુમથી ગાજી રહ્યો છે. નેતાજી પાલકર દેશમાંથી પાયદળ સૈન્ય સાથે આવી પ્હોંચ્યો છે. સર્વ સરદારો સજ્જ થયા. કેટલાક નિપુણ મંત્રશોધકોને અફઝુલખાનની હીલચાલ તપાસવા

વાઇ તરફ શિવાજીએ મોકલ્યા તેમ નેતાજીને ચાર પાંચ હજાર માવલાઓ સાથે ખાનની છાવણીની આસપાસના ડુંગરાઓમાં ભરાઈ, છુપી રીતે તેની દરેક હીલચાલ ઉપર નજર રાખવાના ઇરાદાથી રવાના કર્યાં.

આ વખતે શિવાજીએ પુખ્ત વિચાર કરી લડાઈની તૈયારીઓ કરવા માંડી. અત્યાર સુધી મેળવેલું સર્વ–કીર્ત્તિ, માન, પ્રદેશ તે આ સર્વનો સવાલ આ લડાઈના વિજયપર અવલંબી રહ્યો હતો, મ્હોટા સૈન્ય સાથે આવેલા અફ્ઝુલખાન જેવા ચાલાક સરદાર સાથે સાવચેતીથી કામ લેવાનું તેથી ચિંતાએ તેના મનપર વાસ કર્યો. વિજય માટે તેને જરા મનમાં સંદેહ આવવા લાગ્યો. પોતે તથા પોતાના સલાહકારો બારીક વખતની ગંભીરતા સારી પેઠે જાણતા હતા. સર્વના દીલમાં સ્વદેશાભિમાન અને સ્વધર્માભિમાનનો જુસ્સો ઉછળતો હતો અને દુશ્મનોનો નાશ કરવાને તલપાપડ થઈ રહ્યા હતા; ને તે સ્હેલાઈથી થઈ શકે એમ નથી, એ પણ સમજતા હોવાથી પુખ્ત વિચાર કરી આગળ પગલું ભરવાના વિચાર પર આવી, આ ચઢાઇ પાછી હઠાવવા તૈયાર થયા. શિવાજીએ માતાજીની આરાધના કરી. માતાએ તેનો વિજય થશે એમ ખાત્રી આપી ને બત્રીસ દાંતનો અફ્ઝુલ બકરો ચઢાવવાની આજ્ઞા કરી. માતા તરફથી આવી રીતે મળેલા રક્ષાનાં વચનથી, તેમની માતુશ્રી જીજાઉ બાઈસાહેબના આશીર્વાદથી અને પોતાના સૈન્યની નિમકહલાલીથી શિવાજીએ પોતાના કટ્ટા શત્રુની સામે થવા તૈયારીઓ કરી. પ્રતાપગઢ આવવાના માર્ગમાં મહાબળેશ્વર વિગેરે ગાઢા અરણ્યની ઝાડીમાં માવલાની ટુકડીઓ છુપાવી, તેમને ખાનનાં આવતાં લશ્કર ઉપર છાપો મારી તેમનો કચ્ચરઘાણ વાળવાની તાકીદ આપી. પણ ખાનનું લશ્કર વાઇથી ખસ્યું નહી, ત્યાંજ મુકામ નાંખી પડી રહ્યું. બે દિવસ પછી સમાચાર મળ્યા કે અફ્ઝુલખાનની ચઢાઇનો લાગ સાધી જંજીરાના સીધીએ તથા વાડીના સાવંતોએ પોતાના કોંકણ પ્રાંતપર હલ્લો કર્યો છે. તલા તથા ઘોસાળાના કીલ્લાઓને ઘેરો ઘાલ્યો છે, તેમાં તલાગઢનો નીચલો કીલ્લો સીધીને હાથ આવ્યો છે. ઉપલો ગઢ હાથ આવ્યો નથી, ને દુર્ગ રક્ષક ટુકડી, તેનું વીરતાથી રક્ષણ કરે છે, તેને છોડાવવા તરત મદત મોકલવી જોઇએ. આ સમાચારથી શિવાજી ગુંચવાયો. અફ્ઝુલખાન સામે લડવા આખા સૈન્યની જરૂર હતી. તેમ વળી આ નવા હલ્લા સામે પોતાની રૈયતનું તેમ રાજ્યનું રક્ષણ કરવું પણ આવશ્યક હતું.

અંતે પુખ્ત વિચાર કર્યા પછી સંતાજીરાવ તથા રઘુનાથરાવની સરદારી હેઠળ એક હજાર માણસની ન્હાની સેના કોંકણના બચાવ માટે મોકલી. તેમને સૂચના કરી કે, "ખુલ્લી રીતે લડાઇમાં ન ઉતરતાં સીધીના

નીચલા ગઢમાં શિવાજીની પવિત્ર દેવી શ્રીભવાનીનું મંદિર આવેલું છે. આ શ્રીભવાની માતા શ્રીશિવાજીની ભવાનીને નામે પ્રસિદ્ધ છે. આ માતાનો તે ચુસ્ત ભક્ત હતો. તેનાં દર્શન શીવાય તે કોઈ પણ કાર્ય કરતો નહી, એ ઇતિહાસ પ્રસિદ્ધ છે. શ્રીભવાનીની સેવા પૂજા નૈવેદ તથા ઉત્સવ વિગેરેના ખર્ચ માટે પંદર ગામોની જાગીર દેવીને અર્પણ કરેલી છે. જેમાંથી હજી પણ ખર્ચની વ્યવસ્થા થાય છે. માતાના પૂજારી ભોપી જાતના છે. મંદિર કાંઈ પણ નકસી કે કારીગીરી વગરનું તદન સાદું પણ ઘણું મજબુત, કાળા પથ્થરનું બાંધેલું છે. માતાજીની મૂર્ત્તિ અંદરના ઘણા જ અંધારાવાળા ખંડમાં બીરાજેલી છે. જેથી બ્હારના સભા મંડપમાંથી તેમનાં દર્શન થઈ શકતાં નથી. માતાજીની મૂર્ત્તિ પાસે શિવાજીની પોતાની પૂજાના સ્ફટિકના પારદર્શક મહાદેવનું લિંગ તથા બાળકૃષ્ણની મૂર્ત્તિ રાખેલી છે. મંદિરના શિખરનો ભાગ એક આખા પથ્થરને કોરીને બનાવેલો છે. શિવાજીના નામની સાથે શ્રીભવાની માતાનું નામ પણ પ્રસિદ્ધિમાં આવ્યું છે. તેણે માતાજીના નામપર થી જ પોતાની તલવારનું નામ 'ભવાની' રાખ્યું હતું.

બાલે કીલ્લામાં શંકરના બે તથા હનુમાનનું એક, એમ ત્રણ દેવસ્થાન છે. હનુમાનજીની સ્થાપના શિવાજીના પ્રસિદ્ધ ગુરુ રામદાસ સ્વામીએ કરી કહેવાય છે. આ શીવાય સભામંડપ, મ્હેલો વિગેરેનાં છાપરાં વગરનાં ખંડેરો જીર્ણ અવસ્થામાં શિવાજીના રાજશાહી ઠાઠનાં ચિહ્નો રૂપે જોવામાં આવે છે.

હાલમાં બીસ્માર હાલતમાં પડેલો પ્રતાપગઢ નામનો આ સુપ્રસિદ્ધ ગઢ એક વખત આખા ભારત વર્ષમાં પોતાની પ્રબળ સત્તા ફેલાવી મરાઠા રાજ્યની મહત્તા દાખવતો, માત્ર સ્મારક ચિહ્ન તરીકે ઉભો છે. જે પ્રવાસી ઉપર ચઢવા પરિશ્રમ લે છે તેને તેની મેહેનતનો બદલો, તે પોતાની આસપાસના ઘણાજ મનોરમ્ય, સર્વ દિગ્દર્શક, ચિત્તવેધક દેખાવથી વાળી આપે છે.

આ કીલ્લાપરથી ચોમેર દૃષ્ટિગોચર થતો કુદરતી દેખાવ હિંદના પશ્ચિમ ભાગના સૃષ્ટિ સૌંદર્યના દેખાવમાં સૌથી શ્રેષ્ઠ ગણાય છે.

પ્રતાપગઢનું આટલું વર્ણન જીજ્ઞાસુ વાંચનારને પુરતું છે, માટે હવે આપણી નવલ કથાના વિષય પરત્વે લક્ષ આપીએ.

શિવાજીએ પ્રતાપગઢમાં મુકામ કર્યે આજે ત્રણ દિવસ થયા છે. આખો આસપાસનો પ્રદેશ, લડાઈની ધામધુમથી ગાજી રહ્યો છે. નેતાજી પાલકર દેશમાંથી પાયદળ સૈન્ય સાથે આવી પ્હોચ્યો છે. સર્વ સરદારો સજ્જ થયા. કેટલાક નિપુણ મંત્રશોધકોને અફઝુલખાનની હીલચાલ તપાસવા

અને સાવંતના સૈન્ય ઉપર વારંવાર છુટા છુટા હલ્લાઓ કરી તેમને આગળ વધતા અટકાવવા ને ખુબ હેરાન કરવા. એટલામાં અફઝુલખાન સાથેના વિગ્રહનો અંત આવતાં જ તરત કુમક મોકલવામાં આવશે, નહી તો જેમ હુકમ આવે તે પ્રમાણે પગલાં ભરવાં.”

સંતાજીએ ને રઘુનાથે આજ્ઞાનુસાર વર્તવા માંડયું. તેમણે તળાની તથા ઘો શાળાની રક્ષણ ટુકડીને જાસુસ મારફત કહાવી મોકલ્યું કે બ્હાદુરીથી બચાવ કરજો, થોડા સમયમાં મદદ આવી પ્હોચશે. કીલ્લાનું સાવચેતીથી રક્ષણ કરજો.”

## પ્રકરણ ૧૪ મું.

### ગોપીનાથ પંત.

અફઝુલખાનને વાઇમાં મુકામ કર્યાને આજે ઘણા દિવસો વીતી ગયા છે. શિવાજીપર હલ્લો લઈ જવા જરા પણ તૈયારી કરી જણાતી નથી. શિવાજીએ પણ પ્રતાપગઢમાં મુકામ કર્યો છે. અહીં શિવાજી મુસલમાનોનો નાશ કરવા ચતુરાઈથી ને ઘણી સાવચેતિથી તૈયારીઓ કરે છે. ત્યારે વાઇમાં અઝુલખાન, પોતાના પ્રબલ સૈન્ય સામે શિવાજી યુદ્ધમાં ટકી શકનાર નથી એવી ખાતરીથી મગરૂબ બની, કાંઈ પણ લડાઇઓની તૈયારીઓ કર્યા શીવાય નાચરંગ મોજ મજામાં અમૂલ્ય વખત પસાર કરે છે. જયારે અફઝુલખાનનું આવી રીતે મોજ મજામાં બેઉ બાજુથી હલ્લા માટે વગર બચાવનું સૈન્ય વાઇથી મહાબળેશ્વરની તળેટી સુધી કૃષ્ણાને કીનારે પથરાલું પડયું હતું, ત્યારે વિચિક્ષણ શિવાજીનું સૈન્ય કોયના અને કૃષ્ણાની ખીણોમાં શત્રુની નજરથી સંતાઇને પડયું હતું.

અફઝુલખાન એક વખત વાઇનો સુબો હતો, તેથી આ ભૂમિનો તે માહીતગાર હતો, ને સારી પેઠે જાણતો હતો કે મહાબળેશ્વરનું ભયંકર રાન ઓળંગતાં અને શિવાજી પ્રતાપગઢ હોવાથી તે કીલ્લા નજીક પ્હોચતાં સુધીમાં તેના સૈન્યને ભારે હેરાનગતી ખમવી પડશે અને વર્ષો સુધી કીલ્લાને ઘેરો નાંખી પડી રહેવું પડશે. તેમ જ માર્ગમાં માણસોની ખુવારી થવાનો સંભવ! આ સર્વે વિચારો મોજીલા ખાનના મસ્તિષ્કમાં ભમતા હતા. તેને અંતે એક વિચાર સુઝ્યો, કે, ગમે તે યુક્તિ વાપરી, શિવાજીને કીલ્લાઓની છાયાંમાંથી બહાર લાવી, ઓચીંતો પકડી યા તો તેનો વધ કરી, તેને કેદી તરીકે યા તો તેનું મસ્તક વિજયથી બિજાપુર લઈ જવું; અને આવી રીતે લાંબા વખતથી ચાલતા વિગ્રહનો

અંત આણવો. ખાન સારી રીતે જાણતો હતો કે, મરાઠા રાજાનું-પડવું લડાઇનો એકદમ અંત આણશે, માટે તેને કેવી રીતે ફસાવવો? તેના વિચારમાં પડયો. આ તરફ શિવાજી પણ મુસલમાનોના કાવાદાવા તેમ જ ખાનના પડયાથી યુદ્ધનો અંત આવશે, એમ સારી રીતે જાણતો હતો. આ ઉભય એક બીજા પર અણચિંતવ્યો છાપો મારી એક બીજાને કેદ કરવા અગર નાશ કરવા ઇંતેજાર થઇ રહ્યા હતા.

દગા ફટકાના અભ્યસ્ત મગજે ઉપરનો હેતુ પાર પાડવાને આખરે એક યુક્તિ તેને સુઝાડી. શિવાજી સાથે સલાહ કરી, તેનો વિશ્વાસ મેળવી શકે એવો એક બાહોશ પ્રતિનિધ મોકલવાના વિચાર ઉપર આવ્યો. આ કાર્ય પાર પાડે એવો પંતોજી ગોપીનાથ શીવાય કોઇ પણ વિશ્વાસુ માણસ તેની નજરમાં ખુંપ્યો નહીં, તેણે પંતોજી ગોપીનાથને ખાનગીમાં બોલાવી, પોતાની ઇચ્છા જાહેર કરી અને શિવાજી જાળમાં સપડાય તો દગો કરીને પણ તેને જીવતો પકડવો, જવા ન દેવો અને જો સપાટામાં ન આવે એમ હોય તો અને જો તાબે થાય તો તેની સાથે ઘણા સારા કોલ કરાર કરી, ખાન સાથે વાતચીત કરવા જાતોજાત મળવાનું ઠરાવવું વિગેરે ભલામણો આપી તેને પોતાના પ્રતિનિધ તરીકે સારા રસાલા સહિત મરાઠા છાવણીમાં મોકલ્યો.

ગોપીનાથે જાવલી આવી મુકામ કર્યો, ને શિવાજીને ખાનનો પ્રતિનિધિ મળવા આવે છે, એમ વર્દિ મોકલી. મહારાજે તરત જ તેને યોગ્ય સત્કાર સાથે કીલ્લામાં બોલાવ્યો. જાવલી સુધી સ્વાગત કરવા એક ટુકડી સાથે ખંડોજીને સામે મોકલ્યો. દરવાજા સુધી પોતાના બે મોટા સરદારોને માન આપવા સારા રસાલા સાથે મોકલ્યા ને ઉપર આવતાં સારા મકાનમાં તેને ઉતારો આપ્યો.

બીજે દિવસે દરબાર ભર્યો. સુશોભિત સિહાસન ઉપર મહારાજા સાદા પોષાકમાં બીરાજ્યા હતા, તેની બન્ને બાજુમાં પેશ્વા, મોરોપંત, પિંગળે, રઘુનાથરાવ, તાનાજી માલુસરે, નેતાજી પાલકર, નારોશંકર માનકોજી, ખંડોજી, સુભાનજી, પીલાજી, સુભાજી, જાવાજી વિગેરે સરદારો પણ ઉભા હતા. પંતોજી ગોપીનાથને મોરોપંત પાસે જગ્યા આપવામાં આવી. શિવાજીએ તેને ઘણું જ માન આપ્યું, નમ્રતાથી તેની સાથે વાતો કરી, દરબારના કામકાજની લંબાણથી વિગત આપવાની જરૂર નથી.

પંતોજીએ શિવાજીના પૂછવાથી ઉત્તરમાં ખાનની સૂચના મુજબ બિજાપુર સરકારની સ્તુતિ કરતાં શિવાજીનાં કૃત્યની સખત શબ્દમાં ફરીયાદ કરવા માંડી. 'શિવાજી બિજાપૂર સરકારનો સેવક થઇ, આવી રીતે બંડ'

સ્વતંત્ર થવું તથા તેમનો મુલક પચાવી પાડવો. બીજા પ્રાંતોપર દરોડા પાડવા, વિગેરે આવાં તેનાં ઉદ્ધતાઈનાં કાર્યથી બિજાપુર સરકાર તેના ઉપર અત્યંત નારાજ થઈ છે, ને તેમના તીરસ્કારનો પાત્ર થઈ રહ્યો છે. આવી જબરજસ્ત બાદશાહતની સામે થવામાં સૂર્યની સામે ધૂળ ઉરાડવા જેવું કર્યું છે, તે ધૂળ તેની આંખમાં જ પડશે. પોતાની બેસવાની ડાળ કાપવા જેવું શિવાજીનું આ કૃત્ય પસ્તાવો કરાવશે. તેની આ ગાંડાઇનું પરિણામ તેના પોતાના નાશમાં આવશે." આવી રીતે તીખા શબ્દમાં સાક્ષેપ ઉદ્‌ગાર કર્યા. પછી પોતા તરફથી કહ્યું. અફઝુલખાન નિષ્કપટ અને ઉદાર સ્વભાવનો સરદાર છે. શાહજી મહારાજનો જીવજાન મિત્ર છે, એટલે તેના પુત્ર શિવાજી પર દુશ્મનાવટ બીલકુલ છે જ નહી. કારણ તેણે અનેક ખટપટ કરી, શિવાજીને બાદશાહ પાસેથી માફી અપાવવા તથા બળજોરીથી વિના હક્કે જપ્ત કરેલો દેશ તેને જાગીર તરીકે બક્ષિસ અપાવવા મહેનત લેવા ખાનની તીવ્ર ઇચ્છા છે. તેથી જ તમારી સાથે સલાહ કરવા મોકલ્યો છે. વિગેરે શબ્દોમાં ઘણી હુશીયારીથી પોતાનો સંદેશો જણાવ્યો.

શિવાજીએ તેનું બોલવું અથ ઇતિ નિરુત્તર શાંતિથી સાંભળ્યાં કર્યું. તેનો ઉભરો બ્હાર નીકળી સમી ગયા પછી, પોતાના બચાવમાં નમ્રપણે કહ્યું, ખાનની આવી લાગણી માટે હું ઘણો આભારી છું. મ્હારા મેળવેલા દેશમાંથી થોડો ભાગ પણ મને જાગીર તરીકે અપાવવામાં આવશે, તો તે પુરતું થશે ને તેમાંથી સંતોષ સાથે મ્હારો નિર્વાહ કરીશ. દેશ, કીલ્લા, કોટ, સર્વ માલ મીલ્કત, જે કાંઈ મ્હારા સ્વાધીન છે, તે સર્વ બાદશાહનીજ છે. હું તો બિજાપુર સરકારનો સેવક છું. ન્હાના ન્હાના બંડખોરો, માંડલિક રાજાઓ, જાગીરદારોનો નાશ કરી માત્ર મેં તો સરકારની સેવા બજાવી છે, તેમનો મુલક પણ હવે સરકારનોજ છે, વિગેરે શબ્દોમાં પોતાની દલીલો આગળ મુકી.

પછી તેણે ખાનની તેને મળવાની વૃત્તિ જણાવી, અને તે પ્રમાણે મળવાને શિવાજીએ કબુલ કર્યું. કીલ્લા નીચે તેનું સૈન્ય પડાવ નાંખી ન રહે તે કબુલ કર્યું નહીં અને કોઈ પણ નક્કી ઠરાવ ઉપર આવ્યા વગર બીજે દિવસે પુનઃ મળવાનું નક્કી કરી, દરબાર બરખાસ્ત થઇ.

* * * * * * * *

મધ્યરાત્રીનો સમય હતો, ચારે પાસ અંધકાર પથરાઇ રહ્યું હતું. માત્ર ઉડુગણ આકાશમાં પોતાના નજીવા ઉજાસથી અંધકારને દૂર કરવા વ્યર્થ પ્રયાસ કરતા હતા, પ્રતાપગઢમાં સર્વ શાંત હતું, માત્ર પહેરેગીરની ઘડીયાલનો અવાજ સંભળાતો હતો. આવે વખતે પંતોજીના મકાનના

દ્વાર આગળ એક બ્રાહ્મણ આવી ઉભો. દ્વાર ઠોકતાં અંદરથી એક વૃદ્ધ બ્રાહ્મણે મ્હાર ડોકીયું કર્યું. આ આવનાર યુવાન બ્રાહ્મણે વૃદ્ધ બ્રાહ્મણને જોતાં પૂછ્યું કેમ નીલોજી ! પંત જાગે છે ! "હા. જાગે છે." ઉત્તર મળ્યો. વાતોએ ચઢાવી હજુ સુધી મ્હે તેમને ઉંઘવા દીધા નથી. હું તમારી રાહ જોતો હતો. સર્વ સામગ્રી તૈયાર છે. મ્હેં તેમને સ્વધર્માભિમાનનો પાનો ચઢાવ્યો છે. કેમ અંદર વર્દિ આપું !" હાનો જવાબ મળતાં અંદર જઈ થોડા સમયમાં મ્હાર આવી યુવાન બ્રાહ્મણને પંતોજી પાસે લઈ ગયો.

પંતોજીવાળા ખંડમાં ખુણામાં એક જીણો દીવો મંદ પ્રકાશ ફેંકી રહ્યો હતો. બ્રાહ્મણની રાહ જોતો હાથમાં નાગી તરવાર રાખી પંતોજી ખાટલાપર બેઠો હતો.

બ્રાહ્મણ દાખલ થતાં જ પંતોજીએ તેને ઓળખ્યો અને ગભરાતો ચારપાયપરથી ઉઠી હસ્તાંજલી કરી બોલ્યો "આ શું ! મહારાજ અત્યારે આપોઆપ અહી પધારવા કૃપા કરી ! શી આજ્ઞા છે !"

પ્રિય વાચનાર, બ્રાહ્મણનો વેશ લઈ આવનાર પુરૂપ બ્રાહ્મણ નહીં પણ શિવાજી પોતે જ હતો.

શિવાજીએ તેની પાસે આવતાં કહ્યું, પંતોજી ! ત્હારા આજના દરબારનાં વચનોથી મ્હારા મન ઉપર થયેલી અસર મને અત્યારે અહીં ખેંચી લાવી છે. ત્હારી સલાહની ને મદદની મ્હારે જરૂર છે. પંતોજી, ત્હારા જેવા વિદ્વાને મ્લેચ્છોની સેવા સ્વીકારી છે અને તેની તરફથી જ તેના એલચી તરીકે મ્હારા દરબારમાં બેસવા આવ્યો છે, તે મ્હારાથી દેખી શકાતું નથી. ત્હારા જેવો ઉચ્ચ બ્રાહ્મણ, મ્લેચ્છોની સેવા કરી પોતાને શા માટે કલંક લગાડતો હશે! એ વિચારથી મને ઉદ્વેગ થાય છે. શું શ્રીતુળજા ભવાનીનો નાશ કરનાર ! પવિત્ર પંઢરીનો ધ્વંસ કરનાર ! ગૌહત્યારા ! પવિત્ર બ્રાહ્મણોને કાપનારા, વટલાવનારા મુસલમાનોનો તું સેવક ! શરમ છે, શરમ છે, આ હું સાંખી શકતો નથી. પંતોજી, સાંભળ ! એ દુષ્ટોની સેવા ત્યજી મને મદદ કર, જો ! મ્હેં જે કાંઇ આજ દિવસ સુધી કર્યું છે, તે પવિત્ર હિંદુ ધર્મ અને હિંદુઓ માટે જ ! તેમને, તેમના દેવોને મુસલમાનોની જુલમી ધુંસરીમાંથી અપવિત્ર થતા, નાશ પામતા છોડાવવા-રક્ષણ કરવા માટે જ ! શ્રીભવાનીએ ગૌ બ્રાહ્મણનું રક્ષણ કરવા તેમ જ આપણાં પવિત્ર દેવાલયો અને દેવોને ખંડિત-અપવિત્ર કરનારા મ્લેચ્છોને શિક્ષા આપવા તથા આ આપણા ધર્મ શત્રુઓનો નાશ કરવા આજ્ઞા કરી છે; અને બ્રાહ્મણ તરીકે ગોપીનાથ પંત, ત્હારી મને મદદ કરવાની ફરજ છે. યવનોની સેવા ત્યજ અને અહી મ્હારી નોકરીમાં ત્હારા જ્ઞાતિ દેશીય

બંધુઓ વચ્ચે સુખાનંદમાં ત્હારો કાળ ગાળ." આટલું કહેતામાં સ્વદેશાભિમાની નૃપતિનાં ચક્ષુઓ અશ્રુ પુરિત થયાં.

ગોપીનાથની સેવા માટે રાખેલા વૃદ્ધ બ્રાહ્મણ નીલોજી પંડિતે તેનામાં સ્વધર્માભિમાનનું બીજ પ્રથમથી રોપ્યું હતું અને શિવાજીના વચનામૃત વારીથી સિંચન પામી ફળવાળું વૃક્ષ દેખાવા લાગ્યું. ગોપીનાથનું હૃદય પીગળ્યું. મુસલમાનના સેવક તરીકે તેને શરમ લાગવા માંડી ને તે ગદગદિત કંઠે બોલી ઉઠ્યો, "મહારાજ ! હું મ્લેચ્છોની સેવા તજી આપની આજ્ઞા ઉઠાવવા તૈયાર છું."

આ ઉત્તર મળતાં આનંદમાં આવી શિવાજીએ તેની પીઠ થાબડી, કહ્યું "શાબાશ છે, ગોપીનાથ, ધન્ય છે ! પ્રથમ પવિત્ર માતા ભવાની તથા પંઢરીનાથ વિગેરે દેવ મૂર્તિનો નાશ કર્યો છે, તેનું વેર લેવું જોઇએ. આ શોચનીય બનાવથી આખા મહારાષ્ટ્રમાં રડારોળ ચાલી રહી છે. સર્વ દેશ ખળભળી ઉઠ્યો છે અને એનું વેર લેવા સર્વ એક પગે તૈયાર થઈ રહ્યું છે, માટે પ્હેલું તો આ વેર લેવું ! પણ પ્રથમ એ તો જણાવ કે તને એલચી તરીકે મોકલવામાં ખાનનો ખરો હેતુ શો છે ! આ કાર્યમાં કાંઈ પણ છુપાવીશ નહીં. સર્વ સત્ય કહેજે. આ સેવા તું મ્હારી નથી કરતો, પણ ત્હારા દેશની, ત્હારા લોકોની અને ત્હારા ધર્મની કરે છે. ગોપીનાથ ! આ સેવાથી ત્હારી કીર્તિનો તારો, મરાઠા ઇતિહાસમાં ચિરકાળ પ્રકાશી રહેશે. યાદ રાખજે કે આજે શિવાજી ત્હારી આ સેવાની કદર બુજ્યા વગર રહેશે નહીં. આના બદલામાં હીંવરી ગામની જાગીર તને યાવત્ ચંદ્ર દિવાકરૌ ઇનામમાં અપાઇ છે, એમ સમજજે, તે માટેની સનંદ મ્હારી મહોર સિક્કા સાથે આ તૈયાર છે, તે ગ્રહણ કરી, આ એક મ્હોટી દેશસેવા બજાવ" એમ કરી વસ્ત્રમાં વીંટાળેલી સનંદ તેના હાથમાં આપી.

ગોપીનાથનું ચિત્ત સંભ્રમમાં પડ્યું. એક તરફથી અફઝુલખાનના સેવક તરીકેની ફરજ અને બીજી તરફ સ્વદેશાભિમાન, સ્વધર્માભિમાન તથા વંશપરંપરા મળતી જાગીર અને તે સાથે હિંદુઓની આવી રીતે બજાવાતી સેવા—એ વિચારોએ તેના મનમાં યુદ્ધ મચાવી મુક્યું, પણ આ યુદ્ધ લાંબુ ચાલ્યું નહીં. અંતે સ્વદેશાભિમાન, સ્વધર્માભિમાનની લાગણી અને વળી વધારામાં પોતાના હાથમાં પકડેલી હીંવરી ગામની સનંદથી ગોપીનાથ જીતાયો ને શિવાજીની સેવા બજાવવા તૈયાર થયો. અને તરત જ "દોસ્તી નિમિત્તે મળી દગો કરી શિવાજીને જીવતો અથવા મુવેલો બિજાપુર કેદ કરી લઈ જવાનો ખાનના મૂળ ગુપ્ત ઉદ્દેશથી તેણે શિવાજીને માહીતગાર કર્યો. આ તરતનું લટકતું ભય નિવારવા યોગ્ય ઉપાયો

લેવા વિચારો ચલાવ્યા. પણ ગોપીનાથ અફઝુલખાનની ખાસીયતથી સારી રીતે માહિતગાર હોવાથી પ્રતાપગઢ પાસે જ શિવાજીનો મેળાપ કરાવવા ખાનને લલચાવવા, ને શિવાજીની હીમ્મત હોય તો તેને તેના અંગરક્ષકોથી છુટો પાડવા, તેણે માથે લીધું. શિવાજી તરફ વફાદાર રહેવાના સોગન લીધા અને વધારામાં કહ્યું કે, "હું આપનો હમ્મેશનો દાસ છું, ને સુપ્રત કરેલું કાર્ય નિમક હલાલીથી તથા તન મનથી ન કરું તો મને શ્રી ભવાની પૂછે ?"

આથી શિવાજીની ખાત્રી થઇ, ગોપીનાથ કહ્યા પ્રમાણે ખાનનો એકાન્ત મેળાપ કરાવે, તો બાકીનું પોતે પુરું કરવા કબુલ થયો. પછી પોતાના વિશ્વાસુ બ્રાહ્મણ કૃષ્ણાજી ભાસ્કરને બોલાવી મંગાવી, તેને અથ ઇતિ કહ્યું. ને પુરતો વિચાર કરી એજ નિર્ણય ઉપર આવી જેવા આવ્યા હતા તેવી રીતે ગુપ્ત છુટા પડયા.

તેમનો ખરો હેતુ છુપાવવાને નામની કેટલીક મુલાકાત અને તકરારો કરી અને અંતે શિવાજીએ પોતાના એલચી તરીકે કૃષ્ણાજી ભાસ્કરને ગોપીનાથ સાથે અફઝુલખાન જોડે મંત્ર કરવા વાઇ રવાના કર્યો.

પંતોજી ગોપીનાથે લાગ સાધી અફઝુલખાનને એકાન્તમાં "શિવાજીને લડવાની મરજી નથી, તે ઘણી જ ધાસ્તી રાખે છે અને જો ખાન તેને મળી રક્ષણ માટે ખાત્રી આપે તો શરણ થવા તેને વાંધો નથી. ખાનસાહેબની તેને માફી અપાવવાની તથા બાદશાહ પાસેથી મ્હોટો હુદ્દો અપાવવાની ખરી ઇચ્છા હોય તો પ્હેલાં જાતે જ કોઇ પણ માણસ સાથે લીધા વગર તેની જોડે એકાન્ત મળી, તેના મનનું શંકા સમાધાન કરે ને તે પછી તેનો હાથ પકડી ભલે બિજાપુર લઇ જાય, ને મદદ માટે યોગ્ય પ્રયાસ કરે. જો ખાન સાહેબ આ વિચારને મળતા થાય તો કીલ્લાના દરવાજા નીચે જગ્યા તૈયાર કરાવી, એક પણ માણસ લીધા વગર શિવાજી આદર સત્કાર કરવાને તૈયાર રહેશે" વિગેરે શબ્દોમાં સમજાવ્યું.

આ સાંભળી શિવાજી દબાયો જોઈ મગરૂબ બની ખાન બહુ ફુલાયો. ને પંતોજીના કહેવા ઉપર વિશ્વાસ રાખી, શિવાજીની ઇચ્છાનુસાર તેના કીલ્લા પાસે મળવા કબુલ થયો. આવી રીતે પંતે શિવાજીને માટે માર્ગ સુલભ કરી આપ્યો. "જરૂર ખાન સાહેબ મુલાકાત વખતે તેના કટ્ટા શત્રુને મુએલો કે જીવતો કેદ પકડવાની કલ્પનામાં ફતેહમંદ થશે, અને શિવાજી વિશે જે કાંઈ સાંભળ્યું હતું, તેટલો તે વીર નથી, પણ નિર્માલ્ય છે," વિગેરે સ્વાદિષ્ટ શબ્દોમાં પંતોજીએ ખાનને આશામાં ને આશામાં હીમ્મત આપ્યા કરી. આખરે ચાર-પાંચ દિવસ પછી નજુમીઓ

પાસે સિતારાઓની ગતી જોવડાવી, શુભ મુહૂર્તમાં અફઝુલખાને વાઇથી છાવણી ઉઠાવવા હુકમ આપ્યો, અને બિજાપુર સૈન્યે ઘણી મહેનતથી ભારી તોપખાના સાથે મહાબલેશ્વર વટાવી, 'રડ ટોંડી' નો ઘાટ ઉતરી કોયનાના કીનારાપર આવી જાવલીથી પારગામ સુધી પથરાઈને પડાવ નાંખ્યો. નજુમીઓએ તથા જોશીઓએ શિવાજી સાથે મેળાપ માટે શુભ મુહૂર્ત જોઈ માર્ગશીર્ષ સુદ ૯ મીની મધ્યાહ્ન ઠરાવી, ને દિવસ નક્કી કર્યાના સમાચાર શિવાજીને પ્હોચડાવ્યા.



## પ્રકરણ ૧૫ મું.



## શિવાજીનો વાઘનખ અને અફઝુલખાનનો વધ.

"दानव आयो दगाकरि जावलि दिग्ध भयारो महामद भार्यों ॥
भूपन वाहुवली सरजाहिसु भेटिवेकों निरशंकपधार्यों ॥
वीछुके घायगिरे अफजुल्लहि ऊपरहि शिवराज विहार्यों ॥
दाबि-यों बैठचो नरिंद्र अरिंद्रहि मानो मयंद गयंद पछार्यों॥१॥

અર્થ—"મહા મદનો ભરેલો, ઝેર પાયેલ બાણો લઇને જે બળવાન્ અસૂર (મુસલમાન) દગો કરીને આવ્યો. તેને જોઇને ભૂપણ કવિ કહે, બાહુબળ-વાળો સરજી શિવાજી તેની સામો તેને ભેટવાને નિરભયપણે ગયો; અને સામસામા લડાઇમાં મળતાં જ, બિછુવાનો ઘા લાગવાથી અફ્ઝુલ્લખાન પડ્યો અને તેની ઉપર શિવાજી ચઢી બેઠો. એમ શત્રુના પતિ જે અફ્ઝુલ્લ-ખાન તેને નરિંદ્ર જે શિવાજી તેણે નીચે દબાવીને ઉપર ચઢી બેઠો. પણ શિવાજીનું શરીર કદમાં ન્હાનું અને અફ્ઝુલ્લખાનનું શરીર કદમાં ઘણું જ મ્હોટું હોવાથી એમ શોભે છે કે, જાણે સીંહ હાથીને પછાડીને ઉપર ચડ્યો હોયની!! એમ લાગે છે." ॥ ૧ ॥

માર્ગશિર્ષ શુક્લપક્ષ ૯ મીના પ્રાતઃકાળમાં પ્રતાપગઢમાં સર્વ કોઇ ઉદ્યમમાં લાગી રહ્યા હતા, મધ્યાહ્ન સમયે અફઝુલખાન અને શિવાજીનો મેળાપ થવાનો હતો એટલે તે બાબત દરેક તૈયારી ચાલી રહી હતી. ગઢની નજીકની ધારપર મેળાપને વાસ્તે સુશોભિત ચારે પાસથી ખુલ્લો મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. સ્તંભો ઉપર કીનખાબનું બુટ્ટા-દાર કપડું તથા મોતીની ઝાલર અનુપમ તેજ મારી રહ્યાં હતાં. મંડપની અંદરનો ભાગ જરીયાન બુટ્ટાદાર કાપડથી મઢી દીધેલો હતો, સુંવાળી મખમલની કીનખાબની ગાદીઓ તથા ભરત કામના રેશમી જરીયાન તકીયાઓ અને ઉંચો મૂલ્યવાન કાશ્મીરી ગલીચો, આ સર્વ મંડપની

કીર્ત્તિને કલંક લગાડશો નહીં. હું ન આવું તો મ્હારા છેલ્લા રામ રામ સમજજો"........

શિવાજી ગળગળો થઇ ગયો ને તેનાથી વધુ બોલાયું નહીં. તેની વીર આંખોમાંથી અશ્રુ ઝમકવા માંડ્યાં. સર્વ રાજસભાનો દેખાવ ગંભીર બન્યો. સર્વ સ્વામિભક્ત સરદારોના ચક્ષુમાંથી અશ્રુની ધાર પડવા માંડી.

તાનાજી નમન કરી બોલ્યો "મહારાજ મ્હારી વિનંતી કહો કે સલાહ માનો પણ આ કાર્યમાં આપે આગળ પડવું નહી. હું જ આપના વેશમાં અફઝુલખાનને મળીશ, તેને મારીશ યા તો મરીશ. મ્હારા જેવા એકના જવાથી શું થવાનું છે? પણ આપ જેવા લાખુંના ખાવંદના જવાથી આખો દેશ, આખી હિંદુ પ્રજા રંડાઇ જશે. આપે આ સાહસમાં આગળ પડવું નહીં અને આપના આ દીન સેવકને જ આ કાર્ય સોંપવું." સર્વ એક મતે તેમ કરવા મરજી દેખાડી. ને ઘણાઓએ મહારાજને બદલે પોતે ત્યાં જવા આતુરતા દેખાડી.

મહારાજ સર્વને શાન્તી પાડતો બોલ્યો:-"મ્હારા નિમકહલાલ સરદારો! શું તમે એમ ધારોછો કે શિવાજી ડરે છે? નહીં જ. આ કાર્ય શિવાજીએ જાતે જ કરવું જોઇએ. અફઝુલખાન ચાલી ચલાવી પોતે મને મળવા આવે, ને હું તેને ન મળતાં ઘરમાં ભરાઈ બેસું એ બને જ કેમ? હું તેનાથી ડરતો નથી. શ્રી ભવાનીના મ્હારાપર ચારે હાથ છે. મ્હેં હજી કોઈ મ્હોટા ખાનની ભેટ લીધી નથી. આ પ્હેલી જ ભેટ અને તે પણ વળી—આપણા ધર્મના, આપણા દેશના, કટ્ટા શત્રુ આપણી પવિત્ર માતાની મૂર્ત્તિનું ખંડન કરનાર—આપણા પવિત્ર પંઢરીનાથને અપવિત્ર કરનાર—દેવોની મૂર્તિનો નાશ કરનાર—ગૌ હત્યારા અફઝુલખાનની! હા—એટલું જ નહીં પણ દગાખોર ખુની—મ્હારા વડીલ બંધુનું ખુન કરનાર—બસ, એ દુષ્ટને તો મ્હારે હાથે જ શિક્ષા કરીશ. એ શીયાળ મને શું કરી શકનાર છે. 'જય ભવાની, જય ભવાની,' શૂરના આવેશમાં શિવાજીની મુખ મુદ્રા ચમકવા લાગી. સર્વ સરદારોએ શિવાજીની વીર હાક ઝીલી લીધી, સર્વ કચેરી, એ વીર હાકથી ગર્જી ઉઠી. સર્વના ચ્હેરાપર વીરતા છવાઈ રહી. તેમના હસ્તો સમશેરપર પડ્યા. અને સર્વ દેખાવ એવો થઈ રહ્યો કે, શિવાજીની આજ્ઞા થાય તો આખા મહમદી દળનો નાશ કરવા ફક્ત એટલા જ સમર્થ ન હોય?

આ પછી તેણે આગળ વધતાં જણાવ્યું કે "અફઝુલખાન આપણા પર ચઢી આવ્યો છે. તેમ જ શ્રીવર્ધનવાળા બનાવપરથી જંજીરાના સીદી અને વાડીના સાંવતે આપણા કોંકણના પ્રદેશોપર હલ્લો કર્યો છે, અને

આપણા તળા અને ગોસાલાના કીલ્લા સીદીએ કબ્જે કર્યા છે. તેમને આગળ વધતા તથા દેશમાં રૈયતને રંજાડતા અટકાવવા. સંતાજીરાજ તથા રઘુનાથરાવને એક હજાર માણસોની ટુકડીઓ સહિત મોકલ્યા છે. તેઓ અહીંથી પંદર કોસ દૂર છે. તેમને મ્હારૂં અહીં કાંઇ અહિત થાય તો સમાચાર કરવા. મોરોપંત અને જીવાજી સુભાનજી વિગેરેએ મુખ્ય હયદળ, સૈન્ય લઈ મુસલમાનોની છાવણીની આસપાસ ભરાઇ બેસવું. જ્યાં અફઝુલખાનનો રસાલો થોભવાની વકી છે, તે જગ્યાની લગભગમાં માવલાઓની ટુકડી સહિત નેતાજી પાલકરે ગુપ્ત રહેવું. ખંડોજી, પિલાજીએ મેળાપના મંડપની આસપાસ છેટે છેટે ભરાઇ રહેવું. કીલ્લાની સર્વ તોપોનાં મ્હોડાં મુસલમાની છાવણી તરફ ફેરવવાં અને ખંડોજી જેવો ખાનને પડતો દેખે કે તરતજ રણશિંગડું ફુંકે. રણશિંગડાના અવાજની નીશાની સમજી નેતાજીએ ખાનના રસાલાપર ત્રુટી પડવું અને શિવાજીની સહી સલામતી માટે કીલ્લામાંથી તરતજ ઉપલો પ્રકાર દૃષ્ટિએ પડતાં જ, તોપના પાંચ અવાજો કરવા. મોરોપંતે બિજાપુરના સૈન્ય ઉપર એકદમ હલ્લો કરવાની એ નીશાની સમજવી. અને કીલ્લામાંથી સાથે લાગો તોપોનો મારો મુસલમાની છાવણીપર શરૂ કરવો. થયેલા કોલકરાર પ્રમાણે અંગરક્ષક તરીકે તાનાજીએ શિવાજી સાથે જવું વિગેરે ખાનને ભેટવા જતાં પ્હેલાં તૈયારીઓ કરી.

હવે આ તરફ પ્રભાતમાં અફઝુલખાને ઉઠતાં નિમાજ વિગેરે કરી તૈયારી કરવા માંડી. લશ્કરમાંથી ચુંટી કાઢેલા પંદરસો સ્વારોનો રસાલો અને પોતાના માનિતા અંગરક્ષક સૈયદ બંદુને સાથે લીધો. શિવાજી મરકટ પોતાને શું કરવાનો છે, એક ઝપાટામાં મારી તેનું શિર લઇ પાછા ફરીશું—વધુ ગડબડ થાય તો પંદરસો વીરો તૈયાર છે. અરે શિવાજી મરતાં જ તે મરાઠાઓના હાંઝા ગગડી જશે. તેના શા ભાર છે? કે મ્હારા જેવા પ્હેલવાનની સાથે ચું ચાં કરી શકે! એ ચુવાથી શું થનાર છે? આજ તેનો કાળ આવી લાગ્યો છે, વિગેરે અનેક વિચારોથી ખાન મસ્ત બન્યો. તેની તો ખાતરીજ હતી કે, શિવાજીને મારી વિજયી થઇ, પોતે પાછો ફરશે, શિવાજી જેવો ચાલાક નર કેવી રીતે પોતાની જાળમાં ફસાયો! આ સર્વ વિચારથી પોતે ખડખડ હસ્યો અને વિજય મળવાના નાદથી ફુલાયો. પોતાની સમૃદ્ધિ બતાવી, શિવાજીને અંજાવવા તેણે ઉંચી ઝીણી મજલીનનો જામો પ્હેર્યો, તે ઉપર હીરાનો કંઠો અને કમરે શમશેર બાંધી ને પેટમાં કટાર ખોશી. પાઘડીપર બાદશાહે આપેલો મોતીનો તુરો ખોસ્યો; અને શિવાજીનો નાશ કરવાની ઉમેદમાં શુભ ચોઘડીએ હાથીપર બેસી, પંદરસો માણસોના રસાલા સાથે અફઝુલખાન

પ્રતાપગઢ તરફ નીકળ્યો. તેનો મંત્રી પંતોજી ગોપીનાથ તેને ચઢાવતો તેની સાથે હતો.

પ્રતાપગઢ જવાનો માર્ગ સાંકડો અને અતિશય ચઢાવવાળો હોવાથી ખાનનો હાથી ચઢી શકયો નહીં. આખરે ખાનને નીચે ઉતરવું પડયું; "અને શિવાજીનો પોતાનો હાથી ચઢી શકતો નથી, માટે તેણે કીલ્લાની તળેટીએ મળવા આવવું એમ કહાવ્યું. ઉત્તરમાં શિવાજીએ કહાવી મોકલ્યું કે "મેળાપ માટે મંડપ વિગેરેની સર્વ તૈયારીઓ થઇ ગઈ છે. તેમ જ શિવાજી થયેલી સરત મુજબ નીચે આવી શકશે નહીં." "આ ઉપરથી પ્રથમની ગોઠવણ કાયમ રહી અને ખાનને પાલખીમાં બેશી ઉપર જવું પડયું. માર્ગપર ચઢતાં ખાનને તેમ જ તેના રસાલાને માર્ગની આસપાસની ઝાડીઓ જીવતી છે અને દરેક ઝાડીમાં માવલાઓ છુપાયલા પડ્યા છે, તેની ખબર રહી નહીં. તેઓ ફતેહની હોંસમાં ઉલટથી પોતાનો માર્ગ કાપે જતા હતા. મ્હોટા રસાલાથી શિવાજી ડરી જશે વિગેરે પંતોજીના કહેવાથી રસાલો મંડપથી થોડે દૂર, તીરનો મારો ચાલી શકે એટલે અંતરે થોભવા ખાને હુકમ આપી, કરાર મુજબ પોતાના હથીયારબંધ અંગરક્ષક સૈયદ બંદુને તેમ જ ગોપીનાથ પંતને સાથે રાખી ખાન મંડપ તરફ પાલખીમાં ચાલ્યો. મંડપના દ્વારપર તેનો આદરસત્કાર કરવા કૃષ્ણાજી ભાસ્કર અને બે હજુરીયા ઉભા હતા. ખાનને નીચા નમી સલામ કરી ઘણા જ માન સહિત ગાદીપર બેસાડયા, અને શિવાજી મહારાજને ખબર કરવા હજુરિયાને મોકલ્યો. મંડપની શોભા નીરખી ખાન મનમાં ઘણો જ બળવા લાગ્યો; અને શિવાજી જેવો એક સાધારણ સરદાર બાદશાહ જેવો ભવ્ય શમીયાનો કરે, એ ઠીક નહિ. એનો તો હવે જલદીથી નાશ થવો જોઇએ, એમ મનમાં લાવ્યો. કૃષ્ણાજી ભાસ્કર અને ગોપીનાથ પંત હાથ જોડી, તેની સ્તુતી કરતા ઉભા હતા. સૈયદ બંદુ પાસે હોવાથી શિવાજી ડરશે વિગેરે કહી તેને થોડે દૂર ઉભો રાખ્યો.

ખાન મંડપમાં આવી, પોતાની રાહ જોતો બેઠો છે, એમ શિવાજીને ખબર થતાં શિવાજી મળવા જવા સજ થયો, તેણે રેશમી સુરવાળ ચઢાવી, અંગપર સાંકળીવાળું ચીલખત પ્હેરી ઉપર સાદો ઝભો પ્હેર્યો. મસ્તક ઉપર શિરસ્ત્રાણ મુકી, તે ઉપર પાઘડી રાખી હતી. જમણા હાથની બાંહમાં બીછવો છુપાવ્યો, ને ડાબા હાથના પંજામાં વાઘનખ પ્હેર્યાં. તાનાજીને સાથે લીધો. તેની કમરે બે તલવારો લટકાવી હતી. હાજર રહેલા સરદારોને ઉતાવળમાં ભેટી, છેલ્લા રામ રામ કરી સંભાજીની પુનઃ ભલામણ કરી, માતુશ્રી જીજાઉ બાઈ સાહેબને અવાસે જઈ તેમને પગે પડ્યો.

"માતા, જાઉ છું, ખાનને મળવા જાઉં છું. પાછો ન ફરું તો આ સંભાજીને સંભાળજો." આટલું કહેતાં સાદ રૂંધાયો, નેત્રમાંથી અશ્રુ બિંદુ ટપકવા લાગ્યાં, માતાની છાતી ભરાઈ આવી, તે ગદગદ કંઠે બોલી ઉઠી. 'શિવબા? તું હજુ ન જાય તો સારું. મુસલમાન બે ઇમાન છે. તેનો ભરોંસો કેવો! તે જરૂર દગો કરશે. પુત્ર! વળી ખાન જોરાવર છે, ને તેણે આખું કર્ણાટક હલાવી નાંખ્યું છે."

"માતા મને તેનો ડર નથી. હું તમારે પેટે જન્મ્યો છું, એણે કર્ણાટક હલાવ્યું છે, તો હું તેને હલાવીશ. તેનું શિર લઈ આવું છું. માતા! મ્હે હજી આટલી ઉમરમાં આવા કોઇની ભેટ લીધી નથી. આટલી આજ્ઞા આપો! અફ્ઝુલખાન આવ્યો છે, દેવોના હાલ કર્યા છે, તેને શિક્ષા કરવી છે. શ્રીભવાનીને આ બત્રીસ દાંતનો બકરો ચઢાવવો છે ભદ્રકાળી કોપી છે, તેને બળી આપવો જોઇએ. માતા, આજ્ઞા આપો!"

પોતાના પુત્રની જવા માટેની સ્વેચ્છા તથા નિડરતા જોઇ, માતાએ આશીર્વાદ આપ્યો "બેટા, સુખે જા, ફતેહ કર. શિવબા, હુશીયારીથી કામ કરજે. શ્રી ભવાનીનો ત્હારાપર હાથ છે. ત્હારો વાંકો વાળ પણ થશે નહીં. ઘણું જીવો ને દિન પ્રતિદિન ચઢતી કળા થાવ. લે આ શકુનમાં યશની બીડી. પુત્ર ત્હારી માતાની કુખ લજવીશ નહીં. ભાઇ! સંભાજીનું વેર લેજે! જા ફતેહ કર" માતુશ્રીના આશીર્વાદ માથે ચઢાવી યશની બીડીને શિરોવંદન કરી, પાઘડીમાં ખોશી. જીજાઉ બાઇએ તેનાં ઓવારણાં લીધાં ને શિવાજી તેને પુનઃ ચરણમાં પડી આશિષ સાથે બ્હાર નીકળ્યો. શ્રી ભવાનીને મંદિરે ગયો, ને ધ્યાન ધરી બોલ્યો "માજી, ત્હારી કૃપાથી આજ ત્હારૂં વેર લઇ, અફ્ઝુખાન બકરાનો ભોગ આપીશ, પણ એ સર્વ ત્હારી સહાયતાથી! શંકરનું તથા ભગવતીનું ધ્યાન ધરી સાષ્ટાંગ નમસ્કાર કરી તાનાજી સાથે મંડપ તરફ શિવાજી ચાલ્યો.

અહીં મંડપમાં શિવાજીની રાહ જોતો ખાન ઉતાવળ કરતો હતો. એટલામાં એક માવલાએ શિવાજી આવે છે એમ ખબર આપી. તરત જ ગોપીનાથ તથા કૃષ્ણાજી ભાસ્કર સામે દરવાજા સુધી લેવા ગયા. ને મહારાજાને નીચા વળી નમન કર્યું. ખાન પણ ઉઠી બે ત્રણ ડગલાં સામે આવ્યો. તાનાજીની કમરે બે તલવાર દીઠી પણ ઘણીવાર મરાઠાઓ તે વખતમાં કમરે બે તલવાર રાખતા હતા તેથી કોઇએ વાંધો ઉઠાવ્યો નહી. તાનાજી સૈયદ બંદુથી થોડે દૂર ઉભો રહ્યો. ગોપીનાથે શિવાજીની ઓળખાણ કરાવી. ને ખાન તથા શિવાજી રીવાજ મુજબ એક બીજાને ભેટયા. ખાન ભેટવામાં દગો રમશે એ શિવાજી સારી રીતે જાણતો

પ્રતાપગઢ તરફ નીકળ્યો. તેનો મંત્રી પંતોજી ગોપીનાથ તેને ચઢાવતો તેની સાથે હતો.

પ્રતાપગઢ જવાનો માર્ગ સાંકડો અને અતિશય ચઢાવવાળો હોવાથી ખાનનો હાથી ચઢી શકયો નહીં. આખરે ખાનને નીચે ઉતરવું પડયું; "અને શિવાજીનો પોતાનો હાથી ચઢી શકતો નથી, માટે તેણે કીલ્લાની તળેટીએ મળવા આવવું એમ કહાવ્યું. ઉત્તરમાં શિવાજીએ કહાવી મોકલ્યું કે "મેળાપ માટે મંડપ વિગેરેની સર્વ તૈયારીઓ થઇ ગઈ છે. તેમ જ શિવાજી થયેલી સરત મુજબ નીચે આવી શકશે નહીં." "આ ઉપરથી પ્રથમની ગોઠવણ કાયમ રહી અને ખાનને પાલખીમાં બેશી ઉપર જવું પડયું. માર્ગપર ચઢતાં ખાનને તેમ જ તેના રસાલાને માર્ગની આસપાસની ઝાડીઓ જીવતી છે અને દરેક ઝાડીમાં માવલાઓ છુપાયલા પડ્યા છે, તેની ખબર રહી નહીં. તેઓ ફતેહની હોંસમાં ઉલટથી પોતાનો માર્ગ કાપે જતા હતા. મ્હોટા રસાલાથી શિવાજી ડરી જશે વિગેરે પંતોજીના કહેવાથી રસાલો મંડપથી થોડે દૂર, તીરનો મારો ચાલી શકે એટલે અંતરે થોભવા ખાને હુકમ આપી, કરાર મુજબ પોતાના હથીયારબંધ અંગરક્ષક સૈયદ બંદુને તેમ જ ગોપીનાથ પંતને સાથે રાખી ખાન મંડપ તરફ પાલખીમાં ચાલ્યો. મંડપના દ્વારપર તેનો આદરસત્કાર કરવા કૃષ્ણાજી ભાસ્કર અને બે હજુરીયા ઉભા હતા. ખાનને નીચા નમી સલામ કરી ઘણા જ માન સહિત ગાદીપર બેસાડયા, અને શિવાજી મહારાજને ખબર કરવા હજુરિયાને મોકલ્યો. મંડપની શોભા નીરખી ખાન મનમાં ઘણો જ બળવા લાગ્યો; અને શિવાજી જેવો એક સાધારણ સરદાર બાદશાહ જેવો ભવ્ય શમીયાનો કરે, એ ઠીક નહિ. એનો તો હવે જલદીથી નાશ થવો જોઇએ, એમ મનમાં લાવ્યો. કૃષ્ણાજી ભાસ્કર અને ગોપીનાથ પંત હાથ જોડી, તેની સ્તુતી કરતા ઉભા હતા. સૈયદ બંદુ પાસે હોવાથી શિવાજી ડરશે વિગેરે કહી તેને થોડે દૂર ઉભો રાખ્યો.

ખાન મંડપમાં આવી, પોતાની રાહ જોતો બેઠો છે, એમ શિવાજીને ખબર થતાં શિવાજી મળવા જવા સજ થયો, તેણે રેશમી સુરવાળ ચઢાવી, અંગપર સાંકળીવાળું ચીલખત પ્હેરી ઉપર સાદો ઝબ્બો પ્હેર્યો. મસ્તક ઉપર શિરસ્ત્રાણ મુકી, તે ઉપર પાઘડી રાખી હતી. જમણા હાથની બાંહમાં બીછવો છુપાવ્યો, ને ડાબા હાથના પંજામાં વાઘનખ પ્હેર્યાં. તાનાજીને સાથે લીધો. તેની કમરે બે તલવારો લટકાવી હતી. હાજર રહેલા સરદારોને ઉતાવળમાં ભેટી, છેલ્લા રામ રામ કરી સંભાજીની પુનઃ ભલામણ કરી, માતુશ્રી જીજાઉ બાઈ સાહેબને અવાસે જઈ તેમને પગે પડ્યો.

હોવાથી તે સાવચેત રહ્યો. ભેટતાં જ અફઝુલખાને શિવાજીનું મસ્તક પોતાના પડખામાં દબાવ્યું ને મ્યાનમાંથી શમશેર કાઢી તેના શિરપર જોરથી ઘા કર્યો. પણ શિરસ્ત્રાણપર અથડાઇને ખણખણ કરતો અવાજ થયો ને આ ફટકાની કાંઇ પણ અસર થઈ નહીં. આ બધું એક પલકારામાં બન્યું.

બીજી જ પળે અને વિદ્યુતના વેગ જેટલી ત્વરાથી, 'દુષ્ટ, દગાખોર,' બોલતા છેડાયલા શિવાજીએ સિંહના બચ્ચાની માફક ખાનની બાથમાંથી બળ કરી છુટા થતાં જ, ડાબા હાથમાં પ્હેરેલા "વાઘનખ" તેના પેટમાં ખોશી તેના આંતરડાં બ્હાર ખેંચી કહાડતાં નૃસિંહ અવતારનું સ્મરણ કરાવ્યું અને જમણા હાથમાં રાખેલો બીછવો તેની છાતીમાં ભોકતાં "યા અલ્લાહ, દગો" એમ બોલતો ખાન જમીનપર તુટી પડયો. ને શિવાજીને મારવા કરેલ છટકાનો આવી રીને ભોગ થઈ પડયો. પડતા ખાનના હાથમાંથી તલવાર ખુંચી લઇ શિવાજી એકદમ મંડપ બ્હાર આવ્યો. તાનાજીએ સૈયદબંદુને શરણ થવા કહ્યું, પણ તેણે માન્યું નહી; અને વીરતાથી લડતાં તાનાજીની અસિનો ભોગ થઇ પડયો.

"वैर कियो शिव चाहत हो तबलौं अरि बाह्यो कटार कठेठोः ।
यौंहि मलेच्छहि छोडै नही सरजा मनतापर रोषमें पेठोः ।
भूषन क्यौं अफजुल्लबचै हठ पायके सिंहको पायउमेठोः ।
वीछुके घाव धौ क्यौंह घराक हे तापर धाय धराधर बैठोः" ॥१॥

અર્થ—"શિવાજી પ્રથમ અફજુલ્લખાનની મુલાકાત વખતે તેની સાથે કેમ વાંધો પાડીને વેર કરવું તે વિચારમાં હતો. એટલામાં તો તે દુશમને પ્રથમ મળતાં જ શિવાજીપર કઠોર કટારનો ઘા કર્યો; એમ જોર બતાવવાથી મ્લેચ્છને છોડે નહીં પણ ઉલટો સરજા ( શિવાજી ) મનમાં તેનીપર રીસે ભરાણો. કેમકે હઠ કરીને સૂતા સિંહનો પગ પકડીને તાણ્યો તેથી ભૂષણ કવિ કહે હવે તે અફજુલ્લખાન કેમ બચે. અર્થાત્ અફજુલ્લખાનનો ઘા બચાવીને શિવાજીએ અફજુલ્લખાનપર બિછુવાનો જોરથી એવો તો ઘા કર્યો કે તે બિછુવો, અફજુલ્લખાન અને પૃથ્વીને છેદીને કોણ જાણે કેમ ધડાક થઇને ધાઇને ધરાધર જે શેષનાગ તેના માથાપર થઇને બેઠો" ॥ ૧ ॥

ભોઇઓએ આ પ્રકાર જોયો કે તરત જ મંડપમાં દોડ્યા. તાનાજીનું તો લડવામાં ધ્યાન રોકાયું હતું; અને અહી મરણને કાંઠે પડેલા તરફડીયાં મારતા ખાનને ભોઇઓએ ઉપાડી પાલખીમાં નાંખી. નાસી જવાની તૈયારી કરી, પણ સર્વ પૂર્ણ થયું હતું–નિશાની અપાઇ ગઇ હતી. ઝાડીયોમાંથી નેતાજી પાલકરે હલ્લો કરી, અફઝુલખાનના રસાલાને ઘેરી લઇ, તેનો નાશ કરવો શરૂ કર્યો હતો. થોડી વારમાં પુર ભભકામાં વિજયની આશામાં આવેલા રસાલાનો ઘાણ નીકળી ગયો.

મંડપની જગ્યાએ ખંડોજી અને બીજા સરદારો આવી પ્હોચ્યાં. પાલખી છોડતાં, ભોઈઓ પોતાનો જીવ બચાવવામાં પડયા. મરતા ખાનનું ડોકું કાપી, તેઓ કીલ્લામાં લઇ ગયા. કીલ્લાને દરવાજે અફ્ઝુલખાનનું ડોકું લટકાવ્યું, અને ભવાની માતાને આવી રીતે ખાનનો ભોગ આપી શાંત કરી માતાનું વેર વાળ્યું.

અફ્ઝુલખાન પડયો કે નીશાની અપાઇ, કીલ્લામાંથી ધડુક ધડુક કરતી તોપના પાંચ અવાજ થયા. મોરો ત્રિમળ પિંગળેની સરદારી હેઠળ માવલાઓનું બનેલું હયદળ અને પાયદળ પોતાની છુપાવાની ઝાડીયોમાંથી ચોમેરથી વિજય ઘોષ કરતું ઓચીંતું નીકળી આવ્યું.

ખાનનો નિઃસંશય વિજય થશે, એવી ધારણાથી બિજાપુરી સૈન્ય નિર્ભીકર હોઈ અવ્યસ્થિત પડયું હતું, અને તેના સરદારો પણ શિવાજીને જીવતો અગર મરણ પામેલો લઇ થોડા સમયમાં ખાન આવશે, એવી આશામાં નિર્ભય થઇ અસાવધ રહ્યા હતા. તેવામાં અણચિંતવ્યા માવલાઓ 'જય ભવાની, જય શિવાજી,' હર હર મહાદેવ 'ની વીર ગર્જના કરતા મુસલમાનોપર યા હોમ કરી ત્રુટી પડયા. અસાવધ શત્રુદળ ગભરાટમાં પડી પ્રાણ બચાવવા નાશ ભાગ કરવામાં પડયું. મ્હોટું હયદળ, પાયદળ અને તોપખાનું પીગળી જઇ ફતેહમંદ મરાઠા સરદારોનું ભોગ થઇ પડયું. શિવાજી તરતજ પોતાના સૈન્યમાં આવી મળ્યો ને જે કોઇ હથીયાર મુકી શરણ થાય તેને ન મારવાનો હુકમ ફેરવ્યો.

ફતેહની ઉમેદમાં આવેલું બિજાપુરી સૈન્ય આમ છિન્નભિન્ન થઇ ગયું. ઘણાઓ મરાયા, કેટલાક નાશી ગયા, ઘણાઓ કેદ પકડાયા. કેટલા મ્હોટા મ્હોટા મરાઠા સરદારો કેદ થયા. ખાન પડયાના તેમ છાવણી પર મરાઠાના હલ્લાના સમાચાર મળવા સાથેજ ફાજલખાન વેશ બદલી પોતાની મા તથા પત્નીને લઇ દસ પંદર માણસો સાથે નાશી છુટયો. લાંબાજી ભોંસલે, ઝુંઝારરાવ ઘાડગે વિગેરે કેદ પકડાયલા નામાંકિત સરદારોને માન સાથે પ્રતાપગઢ મોકલાવી આપ્યા. મરાઠાનું કેટલું સૈન્ય નાશી ગયેલાની પાછળ પડયું.

અફઝુલખાનની માલખજાના સાથે આખી છાવણી આમ શિવાજીના હાથમાં આવી, ૬૫, હાથી, ૪૦૦૦ ઘોડા, ૧૨૦૦ ઉંટ, ૨૦૦ કાપડના તાકા, ૭૦૦,૦૦૦ નગદ રૂપિઆ, એ શીવાય લાખો રૂપિઆનું ઝવેરાત, સોનું તથા મ્હોરો, કુન વિગેરે ને આખું તોપખાનું શિવાજીના હાથમાં આવ્યું. નાશી ગયેલા ઘણાખરા માણસોને જંગલમાંથી રખડતા કંગાળ સ્થિતિમાં પકડી લાવવામાં આવ્યાં પણ તેમની તરફ શિવાજી ઘણી

માયાથી વર્ત્યો, એથી ઘણા કેદીઓ શિવાજીની સેવામાં રહેવા લલચાયા, શાહજીનો ખાસ મિત્ર અને બીજાપુરનો પ્રખ્યાત સરદાર ઝુંઝારરાવ ધાડગેને પોતાની પાસે રહેવાનો અત્યાગ્રહ કર્યો. પરન્તુ તેમના પાસાથી પોષાક વિગેરે ભેટો આપી, પુર માન સહિત બીજાપુર મોકલી આપ્યા.

બીજે દિવસે ખાનના ધડને મંડપથી થોડે વારને છેટે યોગ્ય માન સાથે દાટયું ને તે ઉપર સારી કબર ચણાવવા હુકમ આપ્યો. તેના વફાદાર અંગરક્ષક સૈયદ બંદુને તેની પડોશમાં ડાટયો. અફઝુલખાનનું મસ્તક શ્રીભવાનીની સામે ડાટી, તે ઉપર બુરજ ચણાવ્યો. ને આ યુદ્ધના સ્મરણ તરીકે તેનું નામ અફ્ઝુલ અથવા અબદુલ્લા બુરજ આપ્યું કે જે નામ હજી પણ પ્રસિદ્ધિમાં છે.

કેદ થયેલા સીપાઇઓમાંથી જેની રહેવાની મરજી હતી તેને સેવામાં રાખ્યા ને બાકીનાને મુક્ત કર્યાં. પોતાના તેમ જ શત્રુ સૈન્યના ઘવાયલા માણસોને દીલાસો આપી, તેમની બહાદુરીનાં વખાણ કરી, પચ્ચીસથી તે બસો સુધીની હોન લાયકાત પ્રમાણે દરેકને બક્ષીસ કરી ને તેમની સારવારને માટે બંદોબસ્ત કર્યો. કેદ થયેલા સરદારોને તેમના દરજ્જા પ્રમાણે પોષાકો આપી કદર બુજવામાં આવી. જે સીપાઇઓ તથા સરદારોની ઇચ્છા પોતાને ત્યાં સેવા કરવાની હતી, તેમને નોકરીમાં રાખ્યા ને બીજા-ઓને બીજાપુર મોકલાવી આપ્યા.

વિજય હર્ષનો મહાસાગર ચારે બાજુએથી ઉછળવા માંડયો. શિવાજી મહારાજ અવતારી પુરુષ મનાવા લાગ્યા. તેની કીર્ત્તિ ચોમેર ગવાઇ રહી, બિજાપુરના સૈન્યની આમ દુર્દશા થઇ, હિંદુઓનાં પવિત્ર દેહેરાનું વેર શિવાજીએ લીધું. માતાને પ્રસન્ન કરી. ભવાનીને પગે લાગ્યો અને માજી, વિશ્વજનની! આ સર્વ ત્હારો પ્રતાપ!" એમ ઓષ્ઠમાંથી શબ્દ પસાર થયા.

સઘળું શાંત થતાં શિવાજીએ મોરોપંતને તેના ભાઇને છોડાવવા તેમ પન્હાલાને કીલ્લો સર કરવા મ્હોટા સૈન્ય સાથે નીકળવા ફરમાવ્યું. તલા, ગોસાલાના કીલ્લા લેવા તથા સીદિઓ અને સાવંતોને પાછા હઠાવવાના ઇરાદાથી અગાઉથી મોકલાવેલા સંતાજી તથા રઘુનાથરાવને મદદ કરવા માટે ખંડેરાવને સાથે રાખી, પોતે ત્રણસો માણસોની ટુકડી સહિત કોંકણમાં કુચ કરી; અને તાનાજીને પાંચ હજારના સૈન્ય સાથે તરત પાછળ કુમકે આવવા હુકમ કર્યો.



# પ્રકરણ ૧૬ મું.

## પ્રેમ મુદ્રિકા.

એક દિવસ પ્રભાત સંધ્યાના રંગથી લાલ થયેલો ચંદ્રમા પશ્ચિમ સમુદ્રના તટ ઉપર ઉતરતો હતો. વૃદ્ધ મૃગના વાળ જેવો શ્વેત દિશાઓનો સમૂહ જ્યારે વિસ્તીર્ણ થતો જતો હતો. ગગન તલ ઉપરના પુષ્પ સમૂહ જેવો તારાગણ સૂર્યના ફેંકાતા તેજવંત કીરણોથી અસ્ત થતો હતો. રાત્રીને અંતે શીતલ થયેલો પવન મંદમંદ વાતો હતો જ્યારે ભગવાન સૂર્યનારાયણનાં મંદમંદ રકતબિંદુની પેઠે લાલ કીરણો વનવૃક્ષની ટોચપર પ્રકાશ ફેંકી રહ્યાં હતાં.

ઝુપડાંઓમાંથી નીકળતો ધુમાડો વર્તુલ આકારમાં આકાશ તરફ જતો હતો, મનુષ્ય રાત્રીની અંધકાર નિદ્રાનો પરિત્યાગ કરી પોતાના ક્રમ માર્ગમાં લાગી રહ્યાં હતાં. સ્ત્રીઓનાં વૃંદ જલપાત્ર માથે મુકી વાર્તાવિનોદ કરતાં તો કોઇ એકાકી સ્વગૃહ તરફ જવાની ગતિમાં હતાં, આવા દેખાવ સાથે સૂર્યગઢમાં પ્રભાત સમય થયો.

આ સમયે સૂરેશ્વરની ગુફામાં પોતાના ધ્યાનમાં લીન થઇ ચંદ્રાબાઇ બેઠી હતી; ધ્યાન મુક્ત થતાં આંખનાં પોપચાં અર્ધ ઉઘડતાં પોતા સન્મુખ રેશમી દોરીથી બાંધેલ પત્રિકા સાથે હીરા જડીત સુવર્ણ મુદ્રિકા પડેલી દીઠી. પત્રિકાના શિરો ભાગમાં માત્ર "આ ચંદ્રાબાઈ માટે છે" એવા શબ્દો લખેલા વાંચ્યાં. પત્રિકા ઉકેલતાં તેને નીચે પ્રમાણે લખાણ દૃષ્ટિગોચર થયું.

"આ મુદ્રિકા મ્હારી જોડે લગ્ન ગાંઠથી બંધાવાની પ્રતીતિ દાખલ રઘુનાથે મને આપી હતી. પરંતુ તેનું વચન પુરું કરતાં હું આ વીટી પાછી ફેરવું છું, તેનું હૃદય જેણે જિત્યું છે તેના પ્રતિ આ મુદ્રિકા મોકલી તેના આપનારને બન્ધનમાંથી મુક્ત કરું છું. અરે! ઇંદિરા માટે એક અશ્રુબિંદુ કે નિઃશ્વાસ પણ ન નાંખતાં ત્હારા પ્રિયતમ જોડે જોડાઈ સુખી થા. એવી આ નિર્ભાગીણી ઇંદિરાની આશિષ છે!"

સાનદાશ્ચર્યનો માત્ર એક જ ભભુકો ચંદ્રાબાઇના કાળા ચક્ષુમાંથી નીકળ્યો પણ તરત જ તે શરમમાં સમાઈ ગયો. પળવારમાં તેની વિરક્તાએ પોતાની સત્તા પાછી ફેલાવતાં એક પળ માટે પણ થયેલા આ મનોવિકારને ઠપકો આપવા લાગી. હૃદય સાથે વાત કરતી હોય એમ બોલી "મ્હારી સ્થિતિને ન છાજતા વિચાર! દૂર થા! તે નિર્દોષ બાળાની

સર્વ આશાઓ નષ્ટ કરતો એક પળ માત્ર પણ આનંદી ખ્યાલનો ઉઠેલો ધબકારો કેટલો બધો સ્વાર્થી, તુચ્છ અને ધિક્કાર પાત્ર છે. ઇંદિરા! તું નિરાશ ન થા! ત્હારો પ્રેમ અચળ છે. રઘુનાથ તને જ પરણશે. તને આશા ભંગ કરી ચંદ્રા આવું થવા દેનાર નથી. કૃતઘ્નિ મનુષ્ય અને ઠગાયલી કુમારીકાની પ્રેમબંધન મુદ્રિકા! તું અત્રે ભુલી પડી છે. ત્હારૂં તેજ આ સ્થળે બીજા હૃદયને આશાવંત્ બનાવશે એમ ધારીશ નહીં. હે લલચાવનારી ચિત્ર વિચિત્ર ભભકાદાર વીંટી! અહીં જ્યાં સંસારી વિચારો દબાઇને પડયા છે. જ્યાં સંસારી જાહોજલાલી હીણી–હલકી થઇ ડુબી ગઇ છે, ત્યાં શાંતતાથી તું પડી રહેશે." એમ કહી તે વીંટી પૂજાની મૂર્ત્તિના ચરણ પાસે મુકી.

"આ વીંટીનો માલિક ઘણે દૂર છે, છતાં આ સ્થળે શી રીતે આવી પડી? કોણ લાવ્યું હશે! લાવનાર આવો જાપ્તો છતાં શી રીતે આવ્યો હશે?" વિગેરે પ્રશ્નોનો ખુલાસો ન થતાં તેણે દાસીને બુમ મારી:—

"રાધા અહીં આવ? આજે મને કાંઇ વ્હેમ પડયો છે. આજે પ્રભાતે કોણ આવ્યું હતું?"

"બાઇ સાહેબ બીજું કોઇ નથી આવ્યું ગયું. માત્ર આપના ભાઇએ આપની સેવામાં મુકી ગયેલા મુંગા છોકરાને સ્હેજ સ્હાજ મળસ્કુ થતાં અહીંથી ઝડપથી પસાર થતાં જોયો હતો, તેનું મુખ ઉતરી ગયું હતું ને તેના ગાલપરથી ગળતાં ટીપાંથી લાગ્યું કે, તે રડતો હશે, પરન્તુ ઘણી ખરી તેની આવી સુરત દીઠેલી એટલે તે ઉપર મ્હેં વિશેષ ધ્યાન આપ્યું નહીં."

ધુળથી ઢંકાયલું રત્ન જેમ પવનથી ધુળ નીકળી જવાથી પોતાનો પ્રકાશ આપે છે તેમ ચંદ્રાબાઇના મગજમાં સત્ય વાત સમજાઇ. "મુંગો છોકરો તેજ ઇંદિરા. એમાં બીલકુલ શંકા નથી. તેનો મુગો શોક, તેની આકૃતિ, તેનો મૂઢ મર્મ દેખાડે છે કે તે જ 'વીંટી પત્રિકા સાથે નાંખી ચાલી ગઇ હશે, એમ મ્હારી કલ્પના છે. કારણ આજ આવે પંદર દિવસ થયા તોપણ મ્હારાથી દૂર ને દૂર રહેવા પ્રયાસ કરતી હતી. મ્હેં એને ઘણીવાર એકલી બેઠી બેઠી રડતી જોઇ છે. તેના મનમાં અંતે એમ વિચાર આવ્યો હશે કે 'રઘુનાથ મને જ ચાહે છે અને પોતે આડ ખીલી રૂપે નડે છે.' તેથી મને સુખી કરવાની ઇચ્છાથી પોતાના પ્રેમનો ભોગ આપી આ માર્ગ લીધો હશે. પણ એની એ ધારણા ખોટી છે. ઇંદિરા! એ રઘુનાથ તને જ પરણશે. મ્હેં તો સંસારનો ત્યાગ કર્યો છે. તું ગભરા નહીં." પળ વારમાં આ સર્વ વિચારનું સમુદ્ર મંથન થયું અને રાધાને સંબોધી તે મુંગા છોકરાને સત્વર તેડી લાવવા કહ્યું.

થોડીવાર પછી રાધા ગાભરી ગાભરી આવી કહેવા લાગી "બાઇ સાહેબ, બાઇ સાહેબ, ઘણી શોધ ખોળ કરી, પણ તે છોકરાનો પત્તોજ નથી. આખા મહેલમાં, મંદિરમાં, નોકર ચાકરની કોટડીમાં, સર્વ જગ્યાએ ખુણે ખોચરે તપાસ કરી પણ કયાંઇ જડતો નથી. તે આવી રીતે કોઇ દિવસ બ્હાર જતો નહોતો. કાંઇ ખબર પડતી નથી.

ચંદ્રા હવે ખરેખરી ચેતી ગઇ. નિઃશ્વાસ નાંખીને બોલી "અરેરે મ્હેં ધાર્યું જ હતું. રાધા! હવે તે છોકરાનો પત્તો મળશે નહીં છતાં અરણ્યમાં માણસ દોડાવી તપાસ કરાવ ને નીલકંઠ મહારાજને સત્વર મોકલતી જા ?"

થોડી વારમાં ગુપ્તમાં દાખલ થતાની સાથે મહારાજને ચંદ્રાબાઇએ કહ્યું "મહારાજ! તમે સત્વર પ્રતાપગઢ જઈ ભાઇને કહો કે શિવાજી મહારાજનો માનિતો મુંગો છોકરો કે જે તમો મુકી ગયા હતા, તે ખોવાયો છે. ઘણી શોધ કરી પણ જડતો નથી. માણસો વધારે શોધને માટે દોડાવ્યા છે. આ સંદેશો લઇ જેમ બને તેમ જલદી ભાઇને મળો. ને વધારેમાં કહેજો કે તોફાન શાંત થતાં તમારી બ્હેન તમને મળવા પ્રતાપગઢ આવશે."

વૃદ્ધ બ્રાહ્મણે ચંદ્રાબાઇની આજ્ઞા મુજબ પ્રતાપગઢનો રસ્તો લીધો.

* * * * * * * *

કોંકણના ડુંગરાઉ પ્રદેશની પાછળ સમુદ્રમાં પ્રતિબિમ્બિત થયેલા, રતાશ મારતા કિરણ જાળવાળા જળશય્યા કરતા સૂર્યે એ પ્રદેશને આનંદનો આભાસ દેખાડતી સુરખી આણી. કિરણોનો પ્રકાશ ઝાંખો ઝાંખો પર્વતોની ને વૃક્ષોની ટોચપર પડતો હતો. પક્ષિઓ પોતાના માળા તરફ જવાની તૈયારીમાં હતાં, તેવે સમયે તલાગઢની પૂર્વે આશરે દશેક માઇલપર આવેલી સુંદર ઘોડ નદીનો કિનારો અનેક કોલાહલના અવાજોથી ગાજી રહ્યો હતો. કિનારાપરથી શિવાજીના માવલાઓની દૃષ્ટિ પશ્ચિમમાં ઝાંખા પ્રકાશમાં આછા દેખાતા તલાગઢ તરફ ડોકીયાં કરતી હતી. સૂર્ય અસ્ત થતાં સંધ્યાની છાય વધારે ને વધારે ગાઢી બનતી ગઇ અને સર્વ પ્રદેશ ઝાંખો ને ઝાંખો થતો આશમાની રંગ પકડતો ગયો ચંદ્રાબાઇના મોકલેલા બ્રાહ્મણને પ્રતાપગઢ તરફ જતાં માર્ગમાં શિવાજી મહારાજ તલાગઢ તરપ ગયા છે એમ ખબર મળતાં ખંડેરાવ પણ તેમની સાથે જ હશે એમ ધારી તેણે તે તરપનો માર્ગ લીધો; અને ચાલતાં ચાલતાં લડાઇ માટે તૈયારી કરતા લડવઇઆઓ, મુસાફરી માટે તૈયાર થયેલા ખાંખારતા ઘોડાઓ, ઝબકતા ભાલાઓ, ચળકતા કુહાડાઓ ને શમશેર વચ્ચે તે આવી પ્હોચ્યો.

લડાઇ માટે ઉન્મુખ ભયંકર ટોલીની મેદિનીમાંથી માર્ગ કાપતો નિલકંઠ શિવાજી મહારાજ પાસે ઉભેલા ખંડેરાવ પાસે આવી ઉભો. રઘુનાથરાવને સંતાજી રાવ પણ આ વખતે મહારાજની પાસે જ હતા. આ સર્વેનાં ચક્ષુઓ તલાર્ગઢ તરફ ખેંચાયલાં હતાં. સેવકો તેમના ઘોડાઓ સજ્જ કરી લગામ પકડી રાખી થોડે દૂર ઉભા હતા. તે રાત્રીએ કાંઇ નવા જુની થવાની છે, એના ચિહ્નો સર્વેના ચ્હેરાપર સ્પષ્ટ દેખાતાં હતાં.

વૃદ્ધ નીલકંઠે જય જયકાર થાવ એમ આશીર્વાદ આપ્યા. મહારાજની તેનાપર દૃષ્ટિ પડતાં પુછ્યું "કેમ મહારાજ! યુદ્ધ માટે આગળ વધીએ તે પૂર્વે આશીષ આપવા આવ્યા છો કે!"

મહારાજ! એક વફાદાર રૈયત તરીકે આપને આશીર્વાદ આપવા એ મ્હારી ફરજ છે. પણ હાલતો મ્હારા સરદાર ખંડેરાવજીને તેમની બ્હેન ચંદ્રાબાઇ સાહેબે કહેવડાવેલો સંદેશો પ્હોચાડવા આવ્યો છું."

એટલું કહી ખંડેરાવને બાજુપર બોલાવી, ચંદ્રાબાઇનો અથ ઇતિ સંદેશો જણાવ્યો. સદેશો સાંભળતાં તેનું મુખ મ્લાન થઇ ગયું, ચિંતાની ચેષ્ટા મુખમુદ્રાપર થવા લાગી. શું! નાશી ગયો? એમ બડબડતો મહારાજ પાસે આવી મંદસ્વરમાં બોલ્યોઃ—

"સરકાર! ક્ષમા કરો, આ દીન સેવકનો ગંભીર ગુહ્નો થયો છે કહેતાં જીભ ઉપડતી નથી. આપે આ કમનસીબની બ્હેનની તહેનાતમાં રાખવા જે મુગો આપ્યો હતો, તે ગઇ કાલથી ખોવાઇ ગયો છે. ઘણી શોધ કરી પણ તેનો પત્તો નથી" એવા સમાચાર આ બ્રાહ્મણ લાવ્યો છે.

શિવાજી હાથ પછાડતાં બોલી ઉઠયો "ખંડોજી! આ શું કહેવાય! ત્હારી બ્હેનની સંભાળમાં આપેલો છોકરો શું ખોવાઇ ગયો. અરે તેની તપાસ કરો! ખંડોજી આ શું! અરેરે—"

સંતાજી આગળ આવી ઉપરોધ કરતો બોલી ઉઠયો, "ભાઇ ગભરાશો નહીં, તે છોકરો ખોવાયો નથી. મ્હેં તેને યોગ્ય એક સારા કામ વાસ્તે રોકયો છે તમારો લખેલો ફરમાન તળાના કીલેદાર માનકોજીને પ્હોંચાડવા એક યોગ્ય હલકારાની તપાસમાં હતો, તેવામાં કાલે સવારમાં છેક મળસ્કા વખતે કુંડલીકા નદીને કીનારે આવેલા શંકરનાં દર્શન કરી પાછો ફરતો હતો, ત્યાં માર્ગમાં આમલીના ઝાડ નીચે જીર્ણ થયેલી એક કબર પાસે તે બીચારો મુગો છોકરો આમલીના થડને અઢેલી બેઠેલો પોતાને આવા એકાન્ત યોગીને યોગ્ય સ્થળમાં રાખવા માટે પોતાના ભાગ્યને દોષ આપતો રડતો મ્હારી દૃષ્ટિએ પડયો. તેને માયાથી ઉઠાડયો ને મ્હારો ઉદ્દેશ તેને જણાવ્યો. ને તે કરવાને તે ખુશી હોય

એમ તેનાં ચક્ષુ આનંદથી ચમકવા લાગ્યાં. મ્હેં તેને મ્હારી સાથે લીધો, ને તેના મ્હોડાને, હાથ પગને રંગી સીદીનો વેશ આપી, તળાગઢ મોકલ્યો છે. સાથે બાહોશ ચાર યમાજીને પણ રવાના કર્યા છે. જુઓ, જુઓ મહારાજ, તળાગઢ તરફ નજર કરો. તેણે મ્હારી આજ્ઞા પ્રમાણે કેવું કામ બજાવ્યું છે? ને જુઓ, લાલ દેખાતા અગ્નિજવાળાની તેણે નીશાની બતાવી છે કે, ફતેહખાન પોતાના રંગીલા માણસો સાથે કીલ્લાની અસાવધતાથી ચોકી કરે છે, ને હલ્લો કરવાનો સમય જોઇએ તેવો છે."

"અરે ઝનુની વિચારના, કઠોર હૃદયના" મહારાજ ગુસ્સામાં ફફડી ઉઠયા "આવા ઘણા જોખમ ભરેલા કામમાં એક નિર્દોષ મુંગા નાજુક છોકરાને રોકતાં વિચાર ન થયો? લડાઇ માટે નાલાયક, મારામારીમાં કમતાકાત, ને જીવનને માટે વાંધો-બચાવ કરવાને જીહ્વા વગરનાને આ કામ સોંપ્યું?—સંતાજી! આ નિર્દોષ બાળકની જીંદગી આવી રીતે જોખમમાં નાંખવા કરતાં મ્હારું રાજ્ય ખોવા હું વધારે પસંદ કરીશ!

જરા માઠું લાગ્યું હોય તેમ આર્ત સ્વરમાં સંતાજી બોલ્યો, "ભાઇ, મહારાજ! મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે આથી હું ઠપકા પાત્ર થઇશ. એક અજાણ પુરુષને કાસદનું આવું કામ સોંપવું, એમાં ભુલ થયેલી જણાતી નથી. તેની ત્યાં હાજરીથી કોઇનું ધ્યાન ખેંચાય તેમ નથી. વાચાની ન્યૂનતા તેનો બચાવ છે. તેની પાસેથી કોઇ સંદેશો જાણી શકે તેમ નથી. કદાચ કેદ કરે તો કાંઇ બોલી શકે તેમ નથી, મહારાજ મ્હારું ધારવું છે કે, પણે લાંબે દેખાતી ચમકતી અગ્નિની નીશાની મ્હારા આ ગુન્હા કરતાં મ્હોટા ગુન્હાને સાફ કરી નાંખવા પુરતી છે."

શિવાજીએ ઉત્તર આપ્યો :—"ગાંડા, ઉતાવળીયા, શું એ કૃત્ય કરવા જેવું? પણ હવે શું થાય! તે તો થઇ ગયું. गतं न शोच्यं. ચાલો હવે કીલ્લા પર હલ્લો લઇ જઇએ. મહારાજ! ચંદ્રાબાઇને કહેજો કે, મુંગો છોકરો જડયો છે, ને સર્વ શાંત થયા પછી તેને તમારી સેવામાં મોકલી આપીશું."

બ્રાહ્મણ બે હાથ ઉચા કરી આશીર્વાદ આપતો પોતાને માર્ગે પડયો."

શિવાજીનું સૈન્ય આશરે અગીયારસો વીરોનું હતું. તેઓ સ્વામી સાથે રહી જીવ જતા સુધી લડવાને તૈયાર હતા. તાનાજીની સરદારી તળેનું સૈન્ય હજુ સુધી આવ્યુ નહોતું. તેને બે દિવસની વાર હતી. પણ તળાના કીલ્લામાંના શત્રુઓની ગેર વ્યવસ્થાનો લાભ લેવા ઢીલ ન કરવી, તે હેતુથી તે જ રાત્રીએ હલ્લો લઇ જવાનું નક્કી કર્યું હતું. તાનાજીને તળાના કીલ્લા તરફ મ્હારો મ્હાર ત્વરાથી આવવું, એવા સમાચાર કાસદ મારફત તેનાપર મોકલાવ્યા, કુચ કરવા હુકમ અપાયો ને વીર ટોળી ઘોડ નદી ઉલ્લંઘન કરી; તળા તરફ માર્ગે પડી.

અંધારામાં આછી આછી દેખાતી દૂર જતી વિજેતા ન્હાની મરાઠા સેના તરફ જોતાં વૃદ્ધ નિલકંઠ બોલી ઉઠયો, "શ્રી સુરેશ્વર ભગવાન્ તેમનો વિજય કરો! અરે ભગવાન્! જ્યારે સ્વતંત્રતા માટે, રાજાના હક્કો માટે તલવારો ચમકે છે, ત્યારે તે કાર્ય ત્હારે ત્હારું ગણી પાર પાડવાનું છે! ઓ ઈશ્વર! એ પ્રસંગે દરેક સ્વદેશ ભક્ત વીરના ફટકામાં બેવડું જોર મુક! શત્રુના ઝુંડાને ધુળમાં રોળી નાંખ! અને તેમ કરીને આખા જગતને દેખાડ કે વિજય તો માત્ર પ્રભુને હાથ છે!"

આવી રીતનાં આશીર્વચનનો ઉદ્‌ગાર જેમ જેમ ડુંગર ઉપર ચઢતો ગયો તેમ તેમ આ બ્રાહ્મણ પુનઃ પુનઃ કરતો ગયો.

## પ્રકરણ ૧૭ મું.

### ગાંડીની કથા.

જે દિવસે અફઝુલખાનનું મૃત્યુ થયું અને મુસલમાન સેનાની નાસભાગ થઇ, તે જ દિવસે અને તે જ સમયે પન્હાલાના કીલ્લાના દરવાજા આગળ એક ફકીર "અલ્લા દીલાયા તો લઉગા" પોકારતો ઉભો હતો. તેને ચોકીદારોએ નામ તથા હેતુ જાણવા પ્રશ્ન કર્યો.

ફકીરે ઉત્તર આપ્યો "ભાઇ, હું તો ભમતો ફકીર છું. મક્કે હજ કરી, અજમેરના ખ્વાજા પીરની યાત્રા કરી દખણમાં જાઉ છું. અમે તો ફરતા રામ–ફરતો ફરતો આ તરફ નીકળી આવ્યો. માર્ગમાં સાંભળ્યું કે, કેટલાક કાફરોને પન્હાલાના કીલ્લામાં પુર્યા છે, તેથી વિચાર થયો કે તે કાફરોને કાંઇ ધર્મોપદેશ કરી મુસલમાન ધર્મ સ્વીકરાવવા પ્રયત્ન કરવો અને ભેગાભેગું સાધાબો પીરનાં દર્શન કરી પાછા ફરવું."

ચોકીદાર "તું ઘણો હીમ્મતવાન ને ચતુર ફકીર દેખાય છે. આજે વીસ વીસ વર્ષ થયાં કોઇ પણ ફકીરે અહીં આવવા હીમ્મત ધરી નથી."

"ખુદાતાલા ત્હારું ભલુ કરે ભાઇ! કીલ્લેદારને મ્હારા આવવાની ખબર કર."

"હું ખબર કરવા તો જાઉ છું, પણ તું જો અહીંથી ચસ્યો છે તો ત્હારા હાલ થયા સમજજે!" આવી ધમકી બતાવી તે કીલ્લેદાર પાસે ગયો. ફકીરનું નામ આપી તેની અંદર દાખલ થવાની ઇચ્છા બતાવી. અજાયબી સાથે ચોકીદારે તેને અંદર દાખલ કરવાનો હુકમ સાંભળ્યો. તે ફકીરને કીલ્લેદાર પાસે લઇ ગયો ને પોતાના અસલ સ્થાનકે પાછો ફર્યો. ફકીરે કીલ્લેદારને આશિષ આપ્યા અને તરતજ કીલ્લેદારે પ્રશ્ન કર્યો:—

"સાંઇ મહારાજ, તમે કોણ છો ને કયાંથી આવો છો?" "અલ્લા દીલાયા તો લઉંગા," એ વાકયારંભથી તેણે બોલવું શરુ કર્યું. હું ખ્વાજાપીરનો સેવક છું, અજમેરથી આવું છું, દક્ષિણમાં ફરવા નીકળેલો હોવાથી ફરતો ફરતો આ તરફ નીકળી આવ્યો અને માર્ગમાં સમાચાર મળ્યા કે, આ કીલ્લામાં કેટલાક કાફર કુતરાઓને પુર્યા છે ને વિચાર થયો કે તેમને બોધ આપી પવિત્ર મમદી ધર્મમાં દાખલ કરાવવા અને સાધીબાપીર સાહેબની દરગાહના પણ દર્શન કરવાં."

"ખરેખર છે, તમારા જેવા પવિત્ર સાંઇઓનો તો એ જ ધર્મ છે, ભલે તમે તમારો પ્રયત્ન કરો. પણ મ્હારા ધારવા મુજબ તે કાફર કુતરાઓ માને એમ લાગતું નથી" એમ કહી એક હજુરીયાને ફકીર સાથે સદાશિવરાવ વિગેરેના કેદખાનાની જગ્યા આગળ જવા ફરમાવ્યું. "અલ્લા દીલાયા તો લઉંગા" એમ પોકારતો ફકીર તેની સાથે ગયો.

સદાશિવરાવ તથા વિશ્વાસરાવની કેદખાનામાં જુદી જ અવસ્થા દેખાતી હતી. "પોતાની સ્ત્રીની શી દશા થઇ હશે, એને શું શું દુઃખ પડતાં હશે, અહીંથી છુટકો કયારે થશે, વિગેરે વિચારોથી સદાશિવરાવ ગાંડા જેવો બાવરો થઇ ગયો હતો. વૃદ્ધ વિશ્વાસરાવની પણ ચિંતાનો પાર નહોતો. તે તેને આશ્વાસનનાં વચન બોલી ધીરજ આપતો હતો. કોઇ કોઇ વાર વાતો કરતાં જુસ્સામાં આવી પાંજરામાં પુરાયલા વાઘની પેઠે ઓરડામાં શત્રુને મારવા જતો હોય તેમ આંટા મારતો, કોઇ વાર દુઃખથી કંટાળી ભુખ્યા ડાંસી જેવા સિહની પેઠે પડી રહેતો. આ બધાં નિરર્થક ફાંફાં છે, એમ જાણી નિરાશામાં ઘુમ થતો ને તે જમીન પર ઢળી પડતો. વિશ્વાસરાવ તેને સમજાવી શાંત પાડતો, નાસી જવાના માર્ગ ખોળવામાં ઓરડાની ચારે ભીતો તપાસી, પણ માર્ગ ન હોવાને લીધે તેમનો પ્રયાસ વ્યર્થ જતો, ઓરડો પણ મજબુત બાંધેલો હોવાથી તેમનાં સર્વ ફાંફાં નિરર્થક જતાં. આજે સદાશિવરાવ ઘણો ઉશ્કેરાયો હતો. તેથી વિષમ સ્થિતિ થઇ હતી, તેવામાં ઓરડાનાં કમાડ ખુલ્યાં ને બંધ થયાં. કેદીઓએ દરવાજા તરફ નજર કરી તો તેમના તરફ તાકી તાકી જોતો એક ફકીર તેમની પાસે ધીમે પગલે આવતો દીઠો.

સાંઇ પાસે આવતાં બોલ્યો "તમો બન્ને જણ પવિત્ર ઇસ્લામી ધર્મ સ્વીકારો, અગર મરવા તૈયાર થાઓ.

આ સાંભળી સદાશિવરાવ લાલચોળ થઇ ગયો. તીરસ્કારથી ફાટા ચાંટાથી બોલી ઉઠયો "કોની મગદુર છે કે અમારા અંગને સ્પર્શ કરી શકે? અમને મુસલમાન કરનાર તું કોણ? નીચ કુતરા, હમણાં જ તને નર્કના કુંડમાં ધકેલીશ."

શાંત મને તેના ક્રોધની દરકાર ન કરતાં ફકીર બોલ્યો "ઉદ્ધત જુવાન! મ્હારું માન, છુટવાને બીજો એક પણ માર્ગ નથી: ત્હારે મુસલમાન થવું જ પડશે."

આથી સદાશિવરાવ વધારે છેડાયો. "અરે નીચ! મને મુસલમાન કરવાની ત્હારી તાકાત શું છે? તે કરતાં મરવું બ્હેતર ગણીશ. સર્વને એકવાર મરવું છે. માટે ધર્મભ્રષ્ટ થવા કરતાં પોતાના પવિત્ર ધર્મમાં મરવાનું અતિ ઉત્તમ ગણું છું. હું મરવા તૈયાર છું. પણ સબુર, ઓ નીચ ફકીર, તું મને વટલાવવા આવ્યો છે નહીં? પ્હેલાં તને મારીશ ને પછી સુખે મરીશ! તું તો લેતો જા," એમ કહી ફકીર તરફ ધસ્યો.

ફકીરે પોતાનો અવાજ બદલી બોલી ઉઠયો. "સબુર કરો રાવસાહેબ! પળ વાર થોભો. મ્હારી ઉપર હલ્લો કરો તે પ્હેલાં પુખ્ત વિચાર કરો."

પાછો હઠતો સદાશિવરાવ બોલ્યો: "અરે આ શું! આ અવાજ મ્હારા પરિચયવાળો લાગે છે. તું ફકીર ન હોય."

કૃતિમ દાઢી સાથેનો ફકીરનો વેશ કાઢી નાંખી સજળનેત્રે ઘુંટણીએ પડતાં ફકીર બોલ્યો—"મ્હારા બ્હાલા સરદાર! હું ફકીર નથી, પણ સેવક રામદેવરાવ છું."

વિકસિત આંખોમાં આનંદનો ચમત્કાર થતાં પ્રશ્ન કર્યો "રામદેવરાવ! તું અહીં કયાંથી? આ શું!"

"સાહેબ, વખત ગુમાવવાનો નથી. આ ફકીરનો વેશ પ્હેરી તમો અત્રેથી બ્હાર નીકળી જાઓ. નીચે જંગલમાં આપણી ટુકડી તમારી રાહ જોઇ પડી હશે. તમારા સ્થળે હું રહીશ. સંધ્યા પડી છે. એટલામાં નીકળી જાઓ. માર્ગમાં "અલ્લા દીલાયા તો લઉગા" એમ પોકારતા ચાલજો."

સેવકની નિમકહલાલી જોઈ, સદાશિવરાવના આંખમાં આનંદાશ્રુ વહ્યાં. તે ગદ્‌ગદિત કંઠે બોલ્યો, શું મ્હારે સાટે તને મુકી જાઉ? ના, એમ ન થાય. વખતે જાણ પડી તો તને તો ફાંસીયે લટકાવે."

"મને મરણનો ભય નથી, સ્વામી માટે જીવનું જોખમ ખેડવામાં હું મહદ્‌ભાગ્ય સમજું છું. મ્હારી તમારે ચિંતા કરવી નહીં. વખત ખોવાથી નુકશાન થશે का हानिः समयच्युतिः"

"અરે પણ હું વિશ્વાસરાવને મુકીને જવાનો નથી! માટે તેમને મ્હારે બદલે જવા દો!"

વિશ્વાસરાવ બોલી ઉઠયો "સદાશિવરાવ તમે જ જાઓ. હું વૃદ્ધ થયો છું. ખાઇ પી ઉતર્યો છું. એટલે મૃત્યુ કાલે આવતું હોય તેને

બદલે આજ આવે. મને તેનો ડર નથી. તમો જીવતા હશો તો અમને વખતે બચાવશો ને મહત્વનાં કામ પણ કરશો, માટે હવે ઢીલ ન કરો, જલદી નીકળી પડો."

છેલ્લે કેટલીક આનાકાની પછી રામદેવરાવને પોતાના બદલામાં મુકી, સદાશિવરાવે ફકીરના વેષમાં, સર્વ જાણવા જોગ માહીતી સાથે "અલ્લા દીલાયા તો લઉંગા" એમ પોકારતો પીરની દરગાહ તરફનો માર્ગ લીધો. થોડો આગળ વધ્યો હશે ત્યાં ફાટેલ તુટેલ વસ્ત્રમાં એક ડોસી સામે મળી. સંધ્યા થઇ હતી. કાંઇ કાંઇ ઉજાસ હતો એટલે ખુદ્દીને બરોબર જોઇ શક્યો નહી ને પોતાનું સૂત્ર બોલતો આગળ ચાલતો થયો.

તેને અટકાવતી ડોશી બોલી, "પવિત્ર સાંઇ, મ્હારી ઝુંપડી પાવન કરી મને કાંઇ બે બોધ વચન કહો."

વ્યાકુળ થતો સદાશિવરાવ બોલ્યો "બાઇ આ કીલ્લામાં રાત્રી રહેવા મને પરવાનગી નથી. તેમ થોડા વખતને માટે મને અંદર આવવાની રજા આપી છે. પીર સાહેબનાં દર્શન કરી મ્હારે સત્વર નીકળી જવું જોઇએ."

"સાંઇ સાહેબ એ બધું ખરું! પણ હું તમને વધુ વખત રોકીશ નહી. આ કીલ્લાના તમો ભોમીયા નથી, તેથી તમે મ્હારી પાછળ ચાલો. હું તમને દરગાહ પાસે ટુંકે રસ્તે લઇ જઇશ. મ્હારાપર વિશ્વાસ રાખો. એટલું કરી માર્ગ બતાવતી આગળ ચાલી. માર્ગમાં એક પુરાના મકાનના ખંડીયેરમાં આવેલી એકાન્ત ખુણામાં જીર્ણ થયેલી પક્કી બાંધેલી કોટડીમાં સદાશિવરાવને લઇ આવી, સંભાળથી બારણું બંધ કર્યું અને તેને આસન આપી પોતે સામી બેસી ધીમે સ્વરે બોલવા લાગી.

"સાંઇ મહારાજ! ખરૂં કહે, તું સાંઇના વેષમાં કોઇ હિંદુ છે. તું એમ ન સમજીશ કે હું તને ઓળખતી નથી! તું પ્હેલાં કેદીઓ પાસે ગયો ત્યારથી મને વ્હેમ પડયો કે દાળમાં કાંઇ કાળું છે. ત્હારી સાથે વાત કરતાં તું ખરો સાંઇ નથી એ મ્હેં જાણી લીધું; અને તું મરાઠો છે, હીંદુ છે એ હું જાણું છું. મ્હારા જાતી ભાઇનો અવાજ મ્હારા કાનને ઘણો મીઠો લાગે છે. મ્હારાથી કાંઇ પણ છુપાવીશ નહી. હું તને ખુલ્લો પાડીશ નહીં. તું નિર્ભય રહે. આ અભાગણી તને કદી પણ દગો દેશે નહી, ઉલટી તને મદદગાર થશે. જો મ્હારી વીતી તું સાંભળી દયા લાવ. મને જે કંગાળ સ્થિતિમાં હાલ દેખે છે, તેવી સ્થિતિમાં હું જન્મી નથી. હું સ્વતંત્ર હતી, સુખી હતી, મને બધા વ્હાલા, માન આપતા ને ખમાખમા કરતા. અરેરે! એ એક દહાડો હતો ને આજે હું એક ગુલામડી, કંગાળ ને હલકી થઇ પડી

છું એ પણ દ્હાડો! ઓ ઈશ્વર–એમ બોલી નિઃશ્વાસ નાંખવા લાગી ને પોતાની વિતક આગળ ચલાવી. "અરેરે મ્હારામાં જ્યારે સૌન્દર્ય હતું ત્યારે મ્હારા પતિની કામાસક્તિની હું ભોક્તા–રમત હતી ને હવે તે સૌન્દર્ય જવા સાથે હું તેના ધિક્કાર, ક્રોધને પાત્ર તુચ્છ–ગાંડી બની છું. જે જાતીના મનુષ્યે મને આ દશાએ પ્હોંચાડી છે, તે જાતીને ધિક્કારું તો તેમાં નવાઇ શું! ઓ સાંઇના વેષમાં રહેલા મરાઠા! આ ત્હારી સામે બેઠેલી નિસ્તેજ ને કરચળી પડેલા અંગવાળી બુઢ્ઢી અરેરે જેનો ક્રોધ માત્ર નિરર્થક નંખાતા શ્રાપોનો બનેલો છે, તે શું ભુલી જશે કે શું, આ પન્હાલાના હકદાર માલીક માધુરાવ શીર્કેની પુત્રી છે?"

"શું તું માધુરાવ શીર્કેની પુત્રી! અરે કોણ, અમારા શિવાજી મહારાજના પિતાના તે ભલા મિત્રની તું પુત્રી! હેં," ચકિત થતો સદાશિવરાવ બોલ્યો.

"શું મ્હારી સન્મુખ બેઠેલા ફકીરના વેશમાં રહેલા તમે શિવાજીના સરદાર છો? અહો કેવી આનંદની વાત? તમે કોણ છો ને આ વેષમાં કેમ આવવું થયું, તે સર્વ હકીકત કહો" બુઢ્ઢી બોલી.

"હું કોણ છું તે જાણવાની હાલમાં ત્હારે કાંઇ પણ જરૂર નથી." સદાશિવરાવે ઉત્તર આપ્યો. "હીન ભાગી અબળા! હાલ તો તું ત્હારી શોકજનક કથા કહી દે–ત્હારા જેવીની આ સ્થિતિ કાંઇ ભયંકર ભેદ–ગુન્હો બતાવે છે."

"હા ખરૂ–ઘણો જ, ગંભીર, ને કદાપિ ભુસાય નહિ એવો નામોશીવાળો ગુન્હો–હા, ગુન્હો મ્હારી છાતીમાં ભારરૂપે દબાયલો–ભરેલો છે. હા, આજ મહેલમાં, આજ સ્થળમાં, મ્હારા પિતાના મ્હારા ભાઇઓના મહારા કુટુમ્બના સ્વચ્છ અને પવિત્ર લોહીથી રંગાયલી દુષિત થયેલી હું, હાય! આજ મહેલમાં તેમના ખુનીની પ્રિયતમા થઇને રહી. તે દુષ્ટના મોજશોખની ભાગીયણ થઇ, તેની ગુલામડી બની, મ્હારા કુળને નામોશી લગાડતી હું ચંડાલ, પાપીણી કલંકના કાળા વસ્ત્રમાં લપેટાઈ હજુ જીવું છું. અરેરે! આ કલંક-પાપ કોઈ પણ નાશ કરી શકનાર નથી."

"કંગાળ સ્ત્રી!" સદાશિવરાવ બોલી ઉઠયો "જ્યારે ત્હારા પિતાના મિત્રો–અને જ્યારે દરેક ખરો મરાઠો એમ જ જાણતો હતો કે, ત્હારા પિતાના, ત્હારા ભાઇઓના ભયંકર મોત સાથે ત્હારો–રેણુકાનો પણ અંત આવ્યો છે. જ્યારે સર્વ ભયંકર બનાવ માટે દીલગીરી દેખાડતા શોક પાળતા ત્યારે તે વખતે તું અમારા ક્રોધ અને ધિક્કારને માટે જીવતી રહી છે! અરેરે! ત્હેં દુષ્ટ જુલ્મી ખુની–ત્હારાં વ્હાલાંઓ, પિતા, ભાઇઓના ખુની સાથે

જોડાઇ રહી કુળને કલંકિત કર્યું ? ઓ કુલટા ! ત્હારા કુળનું નિકંદન કરનાર ખુનીની તું પ્રિયતમા બની ? શરમ છે ?"

"શું, હું તેની પ્રિયતમા ! હા ખરે જ પ્રિયતમા ! બની. પણ નહીં ! ખરા પ્રેમથી તેની પ્રિયતમા નથી થઇ" રેણુકા આવેશમાં આવતી બોલી. "મ્હારો તેના તરફ ખરો પ્રેમ હતો જ નહીં. પ્રેમ, આવા કુકર્મી નાપાક ખુનીના મકાનમાં રહેવા કરતાં કોઈ પવિત્ર ઉત્તમ ધામમાં રહેવા વધારે પ્રસન્ન કરશે. નહીં, એ માટે હું મને ઠપકો આપી શકતી નથી. અરે તેના પાપી ગુન્હા ભરેલા પ્રેમના વખતમાં પણ મ્હારા હૃદયમાં એ દુષ્ટ રુસ્તમજમાન અને તેના જાતીના લોકો માટે હડહડતો ધિક્કાર પ્રજ્વલી રહ્યો હતો"

"તું તેને ધિક્કારતી હતી છતાં તેની સાથે રહી ? કંગાળ ! શું છરી, તલવાર કે ખંજર નહોતું ? અરે ! જ્યારે ત્હારા પિતાના મિત્રો જાણશે કે શીર્કેની પુત્રી તેના પિતાના ખુની સાથે અપવિત્ર સંબંધ રાખી તેની પ્રિયતમા બની જીવતી રહી છે, ત્યારે તેમને કેટલું લાગી આવશે ! દુષ્ટા તને વિચાર ન આવ્યો ! તું મૃત્યુ કેમ ન પામી ! અરેરે કોઈ પણ ખરા મરાઠા અરે કોઈ પણ ત્હારા પિતાના મિત્રે, ત્હારો આ નીચ સંબંધ પ્હેલેથી જાણ્યો હત તો તને ત્હારા યારની ગોદમાંથી ખેંચી શમશેરથી પુરી કરત !"

"શીર્કેના વંશનું વેર વાળી મને કોઇએ યમપુરી પ્હોંચાડી હોત તો કેવી ખુશી થાત !" આંખમાંથી અશ્રુ પાડતી રેણુકા બોલી "આવી પાપિષ્ટ જીંદગીમાં આ કીલ્લો જ્યાં ઘણાં અઘોર કૃત્યો થયાં છે ત્યાં પણ શિવાજીનું નામ મ્હેં સાંભળ્યું છે. અને મ્હેં કંગાળ–હલકી પડેલીએ–આપણા કમનસીબ હિંદુઓનું વેર લેનાર ઉત્પન્ન થયો છે, એ જાણી ઘણો જ આનંદ માન્યો છે. મ્હારા પિતાના મિત્રનો પુત્ર મ્હારા પિતાનું વેર લેશે. તું ખરો હિંદુ–ખરો મરાઠો હોય તો મ્હારી વાત કહી મ્હરા પિતાનું વેર લેવરાવ–હું પણ મ્હારી બનતી મદદ આપીશ. મ્હારા હાથમાં પણ વેર લેવાનો સમય આવી ગયો છે. મ્હેં આપણા શત્રુઓમાં તેમને દારુના ઘેનમાં ડોળાવી કલહ સળગાવ્યો હતો. તેમનાં ખુન કરાવ્યાં–તેમનાં લોહી રેડાંતાં મ્હેં જોયાં છે. તેમના મૃત્યુ વખતના નિઃશ્વાસ મ્હેં સાંભળ્યા છે. તું મ્હારી તરફ જો. શું હજી આ હીનભાગિણીના અપવિત્ર અને કરમાઈ ગએલા ચ્હેરાપર શીર્કેના કુટુમ્બનાં ચિહ્નોની કેટલીક નિશાનીઓ દૃષ્ટિએ પડતી નથી ?"

"રેણુકા, મને તે પુછીશ નહીં" તિરસ્કારથી જોતો સદાશિવરાવ બોલ્યો. "આ ત્હારા ચ્હેરાપરની નિશાનીઓ મૃત્યુ પામેલાઓની વાસના, ડાકણરૂપે બ્હાર આવતી પિશાચ જેવી છે."

"ભલે એમ હોય" રેણુકા બોલી "પણ જ્યારે આ ડાકણ પૂર યુવાવસ્થામાં હતી, ત્યારે રુસ્તમ જમાન અને તેના પિતા વચ્ચે વેર કરાવવા શક્તિવાન થઈ હતી, સમજ્યો ! નર્કનું અંધકાર ભવિષ્યના બનાવોને ભલે છુપાવે, પરન્તુ વેર તો પડદો ઉંચો કરી, ઝનુની પ્રકાશથી અંધકારનો નાશ કરી નિર્દયતાના કઠોર અવાજથી મરેલાને સંજ્ઞા કરતો મ્હોટેથી બોલાવતો જગાડશે. ઘણા લાંબા વખત સુધી જુલ્મી પિતા અને પુત્ર વચ્ચે બે દીલીનો ધુંધવાતો અગ્નિ ઘણા જુસ્સાથી સળગી રહ્યો હતો અને ઘણા લાંબા વખત સુધી આ ઉભય દુષ્ટોમાં અકુદરતી ધિક્કારને છુપી રીતે હું ઉછેરી રહી હતી. એક સમયે અતિશય દારૂના ઘેનમાં એ કલહાગ્નિના ભડકા નીકળવા લાગ્યા; અને પરિણામમાં તે જ વખતે મ્હારા પાતિવ્રત્યનો ભંગ કરનાર, મ્હારા કુળનો નાશ કરનાર ખુની પોતાના પુત્રના હાથથી આ સ્થળે મરાયો. મ્હારું વેર આવી કુનહેથી પિતા પુત્રને લડાવી મ્હેં વાળ્યું. તેના મોતનો ખરો ભેદ આ જ મહેરાબમાં આવી રીતે છુપાયલો રહેલો છે. બ્હાર જગતમાં તેના મોતનું કારણ જુદું જણાવ્યું. ખરો ભેદ હું અને તેનો પુત્ર આ રુસ્તમ જમાન માત્ર જાણતાં હતાં."

"અરે ઓ નીચ કર્મ કરનારી ! અધમા ! ત્હારા સતીત્વનો ભંગ કરનારનાં મૃત્યુ પછી ત્હારી શી દશા થઈ !"

"તું જાતે જ તેનો ખ્યાલ કરી જો. મને પુછીશ નહીં—અહીં આજ સ્થળે હું રહી—હજી પણ વૃદ્ધાવસ્થા—અકાલિક આવેલી જીર્ણાવસ્થાની નિશાનીઓ મ્હારા ચ્હેરાપર છવાઈ રહી છે, છતાં પણ હું અત્રે રહું છું. આ સ્થિતિએ પ્હોંચતાં સુધી સૌ કોઈ મને માન આપતાં હતાં. હું ચાહું તે કરી શકતી હતી—તે જ હું અત્યારે તજાયલી મ્હારા શત્રુઓના તુચ્છકાર બોલ સાંભળતી, એક ગુલામડીથી પણ હલકી દશામાં જીવું છું. મ્હારી એવી અવદશા થઈ છે કે, એક હલકામાં હલકો નોકર પણ મ્હારી અવગણના કરે એટલું જ નહીં પણ મ્હારી મશ્કેરી કરે, મને ગાળો ભાંડે, તુચ્છકારી કાહડે અને આ કંગાલ ડોશીના શ્રાપોરૂપી ધમકીને ગણકારે નહી, અને જ્યાં ત્યાં હડ હડ કરી ગાંડી ગણી, કાઢી મુકે અને આવી રીતે જ્યાં એક વખત મ્હારું વેર લેવાની પુરતી જગ્યા હતી, તે વેરને આજે મનમાં ને મનમાં સમાવવાની ફરજ પડી છે. ને આવી કંગાળ સ્થિતિમાં હું મ્હારા આ એકાન્ત સ્થાનમાં મ્હારા આગલા દિવસો, વેર યાદ કરતી, રડતી અને નવા નવા ફસાતા ભોગોની ચીચીયારીઓ સાંભળતી, તેમનાપર ગુજરતા જુલમો જોતી નિઃશ્વાસ નાંખતી દિવસ ગુજારું છું," રેણુકા બોલી.

"રેણુકા દુર્ભાગી રેણુકા, અહી કે પરલોકમાં એકે સ્થાને તને છુટવાનો માર્ગ નથી. ધર્મ ધુરંધર શિવાજી મહારાજ જ્યારે તને અત્રે આવી રીતે જીવતી જોશે ત્યારે શું ધારશે? અરે! તેને કેટલું દુઃખ થશે? ઈશ્વર ત્હારા સર્વ ગુન્હા માફ કરો. પણ નહી! ત્હારા ગુન્હા એવા છે કે, ઈશ્વિર પણ તને માફ કરી શકે તેમ નથી"

"અરેરે તું મ્હારીપર ગુસ્સે ન થા, હું દુનીયાંથી ત્યજાયેલી છું. મ્હારા દુઃખમાં મનુષ્ય જાતીથી ત્યજાયેલી છું—પણ મ્હારા વેરથી ત્યજાયલી નથી. વેર તો મ્હારા મનમાં જેવું ને તેવું જાગૃત છે. કોઈ પણ માણુસ મને મદદ કરનાર નથી, પણ મનુષ્યના કાનો મ્હારૂં વેર લેવા જે હું કરનાર છું તે જ્યારે શ્રવણ કરશે, ત્યારે અજાયેબી પામશે. ઓ અજાણ્યા મરાઠા! તું હજી મનુષ્યના હૃદયને પુરેપુરું ઓળખતો નથી. મ્હે જે કૃત્યો કર્યાં છે તે પ્રમાણે કરવા, મ્હેં જે વિચાર કર્યા છે તેવા વિચારને હૃદયમાં પ્રવેશ કરવા, તે વેરની ભયંકર તીક્ષ્ણ ભુખ, સત્તાની પ્રબલ ચૈતન્ય શક્તિ સાથે મિશ્રિત થતાં સ્પષ્ટ આનંદના અનહદ પ્રેમની જરૂર છે. તેની સત્તા ઘણા લાંબા વખતથી ઉડી ગઈ છે–વૃદ્ધાવસ્થાથી કોઈને આનંદ આપી શકતી નથી. કરચલીઓનું ચલણ ચાલતું નથી, અને વેર પોતે નપુંસક બનેલા શ્રાપોમાં ભુંસાઈ જાય છે અને અંતે પૂર્વની દશા માટે વ્યર્થ અફસોસ ભવિષ્ય માટે નિરાશા સાથે મિશ્રિત થતાં સર્વ ભયંકર ઝેરો સાથે પશ્ચાત્તાપ આવે છે અને જ્યારે બીજા બધા મજબુત સ્વેચ્છાચારી આવેશો બંધ થાય છે ત્યારે આપણે પશ્ચાત્તાપ પામતા નર્કના પિશાચો જેવા બનીએ છીએ, પરન્તુ ત્હારા દેખાવે અને ત્હારા શબ્દોએ આજે મ્હારા શુષ્ક હૃદયમાં નવું જીવન દાખલ કર્યું છે. અરે જે મરવા ડરતો નથી, તે સર્વ કરી શકે છે. મ્હારા કુલનું, મ્હારા પિતાનું, મ્હારા ભાઇઓનું, મ્હારી જાતનું હું સંપૂર્ણ વેર લઇશ. આજ પર્યન્ત મ્હારા હૃદયમાં મ્હારું વેર બીજા સમોવડીયા આવે તેઓ સાથે ભાગ પડાવતુ પડી રહ્યું હતું, હવે તો તે જ તે સ્થાનનો પૂર્ણ કબજો લેશે ને તું થોડા સમયમાં જોઇશ કે આ કંગાળ રેણુકાનું જીવન જોઇએ તેવું હતું, પણ તેનું મોત ઝેબ આપનાર નીવડયું. મહારાજ શિવાજીને મ્હારા નામથી અર્જ કરજે કે, આ કીલ્લાપર તરત હલ્લો લાવે. આજથી બરોબર પંદરમે દિવસે કીલ્લાની પૂર્વે કલાવતીના મકાનની પાસેના બુરજપર લાલવાવટો ઉડતો જુવો, ત્યારે કીલ્લાપર એકદમ હલ્લો લાવજો, તે વખતે કીલ્લાના લોકને અંદર ઘણું કરવાનું હશે અને વગર મહેનતે કીલ્લો હાથ આવશે; ને મ્હારું ઇષ્ટ વેર લેવાશે. બસ હવે વખત થાય છે. પંથી તું ત્હારે માર્ગે પડ અને મને મ્હારું પ્રારબ્ધ અજમાવવા પડતી મુક.

વધારે જાણવાની જીજ્ઞાસાવાળો સદાશિવરાવ આ સમાચારથી છતો થતો કાંઈ પુછવા જતો હતો, એટલામાં લાંબેથી બખ્તાવરખાનનો અવાજ સંભળાયો "કે હજુ સુધી તે ફકીર ક્યાં રખડે છે! શું કરેછે" આથી ગાંડીને પડતી મુકી સદાશિવરાવ પોતાને રસ્તે પડયો ને છુટાં પડતાં ગાંડીએ તેને વાવટાનું પુનઃ સ્મરણ કરાવ્યું.

સદાશિવરાવને માર્ગમાં બખ્તાવરખાન સામો મળ્યો. કીલ્લામાં વધારે વખત રોકાવાનું કારણ પુછતાં જણાવ્યું. "કીલ્લો ફરી જોયો, દરગાહમાં વખત વધારે થયો. કાફરો સ્હેલાઇથી સમજે એવા નથી, વિગેરે કારણ બતાવી થાપ આપીને 'અલ્લા દીલાયા તો લઉંગા' એમ પોકારતો ફકીર આગળ વધ્યો અને તરત જ કીલ્લા બ્હાર નીકળી જઈ ઝાડીમાં છુપાઇ રહેલી રાહ જોતી ટોળીને મળ્યો.

## પ્રકરણ ૧૮ મું.

### તળાગઢનું પતન.

રાત્રીના પ્રથમ પ્રહરમાં જ્યારે શિવાજી મહારાજ માવલાની ટોળી સાથે તલાગઢનો કબજો લેવાના વિચારમાં રસ્તો કાપતા હતા ત્યારે ગઢના મહેલમાં ફતેહથી ફુલાતો ફતેહખાન ઉપરનો કીલ્લો સ્વાધીનમાં લેવાની યુક્તિના તરંગોમાં ઝોકાં ખાતો બેઠો હતો. ઘોસાલાનો કીલ્લો પણ હજુ જીતાયો નથી. શિવાજી કોંકણમાં પાછો ફરે તે પ્હેલાં તે કીલ્લો લેવાની ઘણી જરૂર હતી, અને તે દરમીયાન ન લેવાયો તો વીલે મ્હોંએ પાછું જવું પડશે, એથી ઉંડા વિચારમાં પડ્યા હોય તેવી સ્થિતિમાં હતો. ત્યાં તેના વિચારમાં વિઘ્ન નાંખતાં એક કાળા મુખવાળા પણ નાજુક દેખાતા છોકરાને લઇને બે રાક્ષસી કદના સાદીઓ હાજર થયા. છોકરો બીચારો થરથર ધ્રુજતો હતો.

તેને જોતાં જ વિચારમાં ભંગ પડ્યાથી ચીઢાઈ જતા ફતેહખાન ક્રૂર સ્હેરે બરાડી ઉઠ્યો "જોહર! કોને લઈ આવ્યો છે!"

"સરકાર, આ છોકરો પેલા વડના ઝાડ તળે છુપાતો લપ્પાઇને બેઠો હતો, અને એક છુપા જાસુસ તરીકેનો વ્હેમ પડવાથી અત્રે લાવ્યા છીએ."

"આ છોકરો શા સમાચાર આપે છે!"

"સાહેબ! એ મુંગાનો પાઠ ભજવે છે."

"હં ઠીક છે. ત્યારે તો એને પ્હેલાં મુશ્કે ટાટ કરી તેને માટે એક ફાંસો તૈયાર કરો. કીલ્લાની બ્હાર નીચે સુબેદારની કચેરીથી થોડે દૂર

આવેલા ગુન્હેગારોને લટકાવવાના પેલા આમલીના મ્હોટા વૃક્ષ ઉપર, ભયથી તેના મ્હોમાં જીભ આવે, અને જ્યાં સુધી એ ખુલ્લા દીલથી સર્વ સમાચાર આપે નહી ત્યાં સુધી તેને અદ્ધર લટકવા દ્યો. છેવટે ન માને તો તેજ સ્થિતિમાં સુખે મરવા દ્યો." એમ બેદરકારીથી તેની તરફ જોતાં કહી પોતા પાસે બેઠેલા બે ત્રણ સરદારોમાંથી સૈયદ હુસેન નામના સરદાર તરફ જોઈ કહ્યું. "હુસેનખાન તમે આ કામ બજાવો, પચાસ માણસની ટુકડી લઈ જાઓ અને એને ઝાડપર લટકાવી એના મોતના તરફડીયાંનો તમાસો જુઓ !"

થોડા સમયમાં આ ખુની ટોળી મશાલો સાથે દરવાજો ખોલી પોતાના ભોગને સાથે રાખી કીલ્લા બ્હાર પડી, પાયરીઓ ઉતરી આમલીના વૃક્ષ તરફનો માર્ગ ગ્રહણ કર્યો.

ગરીબ બીચારો મુગો છોકરો! તેના મનમાં અનેક વિચાર પ્રવાહ વહ્યા જતા હતા. મરણ પ્રત્યક્ષ થવા લાગ્યું; અને મદદની આશા માટે તેનાં ચક્ષુઓ ચોમેર નિરર્થક ફાંફાં મારવા લાગ્યાં. આવતું મોત તેને ડંખવા લાગ્યું. બચાવનો એકે માર્ગ સુજ્યો નહી.

અનાથનો બેલી ઈશ્વર હોય છે, જે અરક્ષિત છે તેને દૈવનું રક્ષણ હોય છે, 'જેને રામ રાખે રે તેને કોણ મારી શકે', એ ભજન વાક્ય અક્ષરસઃ સત્ય છે. કારણ ભયને તુચ્છ ગણનાર તથા મોતને પગ તળે દાબી રાખનાર વીર પુરુષો પડોશમાં જ હતા, જો કે તે મુંગા છોકરાને તે વિષેની કાંઈ પણ ખબર હતી નહી. બળતી મશાલો સાથે ચાલનાર એક કરતાં વધારે માણસનાં પગલાંનો અવાજ સાંભળવાથી તે વીર પુરુષો ઝાડીમાં છુપાઈ ગયા. ખુની ટોળી તેમને વટાવી આગળ વધી. ઝાડીમાં છુપાયલી ટોળીમાંથી સંતાજી આગળ નીકળી આવી ક્રોધથી બોલી ઉઠ્યો. "ઓ ઈશ્વર! તેઓ મ્હારા હજુરીયાને મારવા લઈ જાય છે, અને તેના દુઃખથી મ્હારી મશ્કેરી કરે છે! ચાલ, તેમને તેનો બદલો હમણાંજ આપુંછું" એટલામાં શિવાજી, તેનો હાથ દાબી ચુપ રહેવા જણાવી બોલ્યો "અરે તેઓ એ છોકરાનો વાળ પણ વાંકો કરી શકનાર નથી. હુ જ્યાંસુધી સજ્ઞા ન કરું ત્યાં સુધી ખામોસ પકડ" "ખંડેરાવ! તમે પચાસ માણસો લઈ, જરા ઉપર વધી, તે લોકોનો નાસવાનો માર્ગ રોકી ઉભા રહો. સંતાજી! તમે ટુકડીનો મુખ્ય ભાગ લઈ પરભાર્યા દરવાજા તરફ જાઓ! ને મ્હારૂં રણશિગડુ સાંભળો કે તરત દરવાજા ઉપર હલ્લો કરી ચોકીદારોને કેદ કરી કીલ્લામાં પ્રવેશ કરી, કબજો લેજો, અને બાકીના સો એક જણ મ્હારી સાથે ચાલો. રઘુનાથ તમે પણ મ્હારી સાથે રહો, ખંડેરાવ તમને કહ્યા પ્રમાણે ઉપરથી હલ્લો લાવજો."

સ્વામીની આજ્ઞા માથે ચઢાવી સર્વ પોતપોતાના ક્રમમાં ગોઠવાઈ ગયા. સંતાજીરાવ કીલ્લા તરફ વધ્યો અને શિવાજી ખુની ટોળીપર પકી નજર રાખતો પોતાની ટુકડીને તેમની બે પડખે વ્હેંચી ખુબ સાવચેતીથી આગળ વધ્યો.

ખુની ટોળી શિકાર સાથે આંબલીના વૃક્ષ આગળ આવી થોભી. તેઓ સર્વે આ ભયંકર લાગતા વૃક્ષને વીંટલાઈ વળ્યા ને પોતાના ભોગને તેના નસીબને આધીન થવા તૈયાર કર્યો.

"રઘુનાથ હવે વિલંબ કરવો નકામો છે. તે દુષ્ટોપર ત્રુટી પડો. 'જય ભવાની' શિવાજીએ ગર્જના કરી. 'હરહર મહાદેવની' વીર હાંક સો વીરોના મુખમાંથી પડી, અને તેનો પ્રત્યાઘોષ આજુબાજુના ખડકોમાં થતો સંભળાયો. મુસલમાનો આભા બન્યા. આ ઝતુની તોફાન ક્યાં ત્રુટી પડવાનું છે તે જોતાં ભયભિત થયા, એટલામાં સામે, પાછળ, ઉપર, નીચે, આસપાસ ચોમેરથી તે તોફાન તેમની ઉપર ત્રુટી પડયું. અર્ધા હથીયાર બંધ, બેસાવધ, ચકિત થયેલા દરેક બાજુથી દબાયા–લોહી લુહાણ થયા–મૃત્યુને શરણ થયા. શિવાજીએ તેમનો જબરો સંહાર વાળવા માંડયો. થોડાક નાશી છુટયા. પણ તેઓ ઉપરથી આવતી ખંડેરાવની ટુકડીનો ભોગ થઈ પડયા. બસો મુસલમાન સીપાઇઓ આ મોતની ક્રૂર રમત જોવા પચાસ સીપાઇઓની ટુકડી સાથે આવ્યા હતા, તેમાંથી એક પણ કીલ્લામાં પાછો જઇ શક્યો નહી.

પરોપકારપર રઘુનાથ દયાશીલ કૃત્યમાં રોકાવાથી નાસતા શત્રુઓ પાછળ દોડી શક્યો નહીં. તેણે મૃતવત્ અર્ધશુદ્ધિમાં પડેલા તે મુંગા છોકરાને ઉચક્યો, તે વખતે અત્યાર સુધી તે છોકરાએ સાવચેતીથી છુંપું રાખેલું ગુહ્ય ધાસ્તીથી રઘુનાથની અજાએબી વચ્ચે ખુલ્લું થયુ. જીવનના પુનઃ ફરવા સાથે તેના ઓષ્ટમાંથી રઘુનાથનું ધ્રુજતું નામ ગણ ગણાતું બ્હાર પડયું. વ્હાલથી રઘુનાથે તેને ઉંચકતાં પોતાની છાતી સરસો ચાંપ્યો. છોકરાએ તેની બાથમાંથી છુટવાને વ્યર્થ પ્રયત્ન કર્યો ને તેના ઓષ્ઠમાંથી અસ્ફુટ નીકળતા શબ્દોથી રઘુનાથ આશ્ચર્યમાં ડુબ્યો. તેને આ છોકરાનો ભેદ સમજાયો નહીં. વધારે સ્પષ્ટીકરણ કરવાને તે પ્રશ્ન કરતો હતો ત્યાં શિવાજીના રણશિંગડાના અવાજે તેને ખરી વીરતાના કૃત્ય માટે આમંત્રણ કર્યું. તે, છોકરાને આંગળીએ રાખી ચાલતો થયો. રઘુનાથના હાથમાં પકડાયલો તે છોકરાનો હાથ ધ્રુજતો હતો "હવે ખુશી થા. નિર્દોષ બાળક ! ત્હારું હૃદય કેમ ધડકે છે ! લુચ્ચા ! શું તને મ્હારા હાથમાં શાંતિ નથી મળતી ! શાંત થા ! શત્રુથી ત્હારો છુટકારો થયો છે.હવે ત્હારા ધડકતા હૃદયને શાંત કર. ખાતરી રાખજે કે રઘુનાથ તને પોતાના રક્ષણમાંથી ખસવા દેનાર નથી" રઘુનાથ બોલ્યો.

ખાસ હેતુ વગરના સ્વાભાવિક બોલો તુટેલા હૃદયને કોઈવાર વધારે જખમી કરે છે અગર તો શાંત કરે છે. તેમ આ છોકરો થોડો શાંત થતો, થોડો દુઃખી થતો, થોડો ડરતો, રઘુનાથની સોડમાં વધારે ભરાવા લાગ્યો. આવી સ્થિતિમાં તે ચઢાણ ચઢતો હતો ત્યાં તે દુઃખ-આપત્તિ વખતે પણ આનંદની અસાવધ બે કેદ જંજણી તેના શરીરે વ્યાપી રહી અને પ્રેમના મદમાં, ભય, દુઃખ અને શ્રમ અલોપ થયાં.

ચાંદનીવાળી મનોહર રાત્રી હતી. શિવાજીની વીર ટુકડી કીલ્લા પર હલ્લો કરવા હોંસભેર ઝડપથી ડુંગરપર ચઢતી હતી. તેમનાથી થોડે દૂર રઘુનાથ પણ તે છોકરાનો હાથ પકડી ડુંગરાઉ રસ્તો કાપતો હતો. ચઢવાના શ્રમથી થાકેલા તે નાજુક છોકરાના કપોલ ભાગપરથી પરસ્વેદના દડાં ટીપાં પડવા લાગ્યાં, જો કે થોડું ચાલી રઘુનાથ તેને માટે વિસામો ખાતો તો પણ આખરે તે થાક્યો; થાક્યો થાક્યો પણ મહા મહેનતે તેની સાથે શ્રસડાવા લાગ્યો. વીર લડવાઈયાએ તેને થાકતો જોતાં કહ્યું–આટલામાં થાકી ગયો? હવે થોડું જ રહ્યું, હુંશીયાર થા! ગભરા-નહીં! હું ત્હારી સાથે જ છું. આ રાત્રી, યુદ્ધમાં મ્હારી સાથે ત્હારે જેમતેમ પસાર કરવાની છે, આવતી કાલે તો તને આ કડાકુટમાં ન રાખતાં સુખમાં રહેવા મ્હારી પ્રિયતમાને ત્યાં સૂરગઢ મોકલી આપીશું; ને ત્યાં તને વાચા નથી તોપણ હાથમાં સીતાર લઈ તેના અવાજથી મ્હારી પ્રિયા ચંદ્રાબાઇને સમજાવજે કે રઘુનાથ તેને ચ્હાય છે."

તે છોકરાએ તેનો પકડેલો હાથ મુકી દીધો, તેના નેત્રમાંથી અશ્રુ વહેવા માંડ્યાં, તેને લાગી આવ્યું હોય તેમ પોતાનું મુખ તેના તરફથી ફેરવ્યું. રઘુનાથ મુંઝાયો. તેમજ આ વખત ખોવાનો ન હતો, દરેક પળ કીંમતી હતી તેથી જેમતેમ સમજાવી તેને શાંત પાડી સાથે લીધો.

અહીં સંતાજીએ બહુજ ઉતાવળ કરી, રણશિંગડાની રાહ ન જોતાં એકદમ કીલ્લાના દરવાજાપર હલ્લો લઈ ગયો, અને તેના ક્રોધનો તે દરવાજો ભોગ થઈ પડયો; આવી તેની હમેશની સાહસિક, પ્રમત્ત પ્રકૃતિ હતી પણ તેની અપરિમિત વીરતાથી ઘણી વેળા સારાં પરિણામ આવતાં કેદીને લઈ ગયેલી ટોળી તરત જ પાછી ફરશે, એમ ધારી અર્ધા ખોલી રાખેલા દરવાજા હજી ભય જોઈ બંધ કરે તે પ્હેલાં તો "હરહર મહાદેવ" પોકારતા ગાંડામસ્ત હાથી પેઠે સંતાજીએ દરવાજામાં ઘુસતાં દરવાનની છાતીમાં તલવાર ભોકી તેને ધુળ ચાટતો કર્યો. બીજા ચોકીદારોએ "દીન દીન" કરતા આ સાહસિક વીરપર ત્રુટી પડી, તેને ઘેરી લીધો. ગમે તેટલું પણ આ ઘેરાયલો સિંહ હતો. પાંચ છ જણને તો જમીનદોસ્ત કર્યા એટલામાં બીજો દરવાજો કડેડાટ કરતો ઉઘડ્યો ને 'હરહર મહાદેવ'

બોલતા માવલાઓ અંદર ઘુસ્યા. સખત મારામારી ચાલી. ફતેહખાન ચેત્યો. તે તરત જ બસો માણસો હાજર હતાં તે સાથે દરવાજાપર દોડી આવ્યો. દરવાજાપરનો દેખાવ બહુ ભયંકર થઈ પડયો હતો. મુડદાના ઢગ થયા હતા. માવલાઓ મુસલમાનોને, સીદીઓને હઠાવતા કીલ્લામાં ઘુસ્યા. બીજા સીપાઇઓ પણ સજ્જ થઈ પોતાના સરદારની કુમકે આવી પ્હોચ્યા. જબરી કાપાકાપી થઈ. આ વખતે ઉપરના કીલ્લામાંથી માનકોજીની સરદારી તળેની મરાઠા ટુકડીએ દરવાજો ઉઘાડી સંતાજી સાથે લડતા જંજીરાના સૈન્યપર પાછળથી હલ્લો કરી, કચડ ઘાણ કાઢવા માંડ્યો. શિવાજી પણ આવી પ્હોચ્યો, મહારાજને જોઈ માવલામાં વધારે જોર આવ્યું. જીતવાની એકે પાસથી આશા નથી, એમ જાણી ફતેહખાન જીવ લઈ છુપો નાઠો. મારામારીની ધુનમાં તેને કોઇએ નાસતાં દીઠો નહીં. કીલ્લા બ્હાર અવિચ્છિન્ન નીકળી ગયો ને બીજે દિવસે ગોસાલાને ઘેરો ઘાલી પડેલા પોતાના સૈન્યમાં જઇ મળ્યો.

અહીં થોડા વખતમાં સીદીનું સૈન્ય નાશભાગ કરવા લાગ્યું. કેટલાકોએ જીવ બચાવવા કીલ્લાની દીવાલપરથી પડતું નાખ્યું. બાકી રહેલા શરણ થયા. પ્રભાત થતાં નારાયણના ઉદય સાથે જ શિવાજીના હાથમાં સંપૂર્ણ કીલ્લો આવ્યો. સીદીની ધ્વજાને બદલે શિવાજીની ભગવી ધ્વજા ફરફર ઉડવા લાગી. 'જય ભવાની શિવાજી મહારાજનો જય' એ ધ્વનિથી શિવાજી મહારાજને વધાવી લીધા મહારાજે દરબાર ભરી આનંદ મનાવવા હુકમ આપ્યો ને પોતાના સરદારોને ધન્યવાદ આપતાં કહ્યું—"સૂર્યના ઉદય સાથે જ આપણા દેશને છોડાવાનું શુભકાર્ય આરંભાયું છે. હજુ આપણે ઘણું કરવાનું છે. પ્રથમ તો ગોસાલાના કીલ્લા પાસેથી સીદીને કાઢવો છે, ઉત્તર કોંકણમાંથી સાવંતને આપણી પ્રજાને કનડતાં અટકાવવો છે, પન્હાળામાંથી સદાશિવરાવને છોડાવી અફઝુલખાનપર મેળવેલા વિજયને ઓપ આપવા તે કીલ્લો તથા અન્ય પ્રદેશ જીતી લઈ મુસલમાનોની ઝુંસરીમાંથી છોડવવો છે. આખા કોંકણમાં, આખા મહારાષ્ટ્રમાં ખબર ફેલાવો કે જુલ્મી મુસલમાનોની ઝુંસરીમાંથી તેમને સ્વતંત્ર કરતી મરાઠા સત્તા પ્રકાશી રહી છે"

બીજે દિવસે સાયંકાળે સમાચાર આવ્યા કે સીદી તળાગઢ લેવાયાથી ડરી જઇ ગોસાલાનો ઘેરો ઉઠાવી લઈ જંજીરા તરફ ઉપડી ગયો છે. અને સાવંત પણ વાડી તરફ પાછો ફર્યો છે.

આ શુભ ખબર મળતાં સર્વત્ર શાંતિ ફેલવવાના હુકમો બીજે દિવસે દરેક જીલ્લાના સુબાઓપર મોકલી મહારાજની સ્વારી પ્રતાપગઢ તરફ નીકળી ગઇ.

* * * * *

પ્રતાપગઢના બાલ કીલ્લામાં એકાંત-ભાગમાં આવેલા એક ન્હાના-પણ સુંદર મકાનની કોંકણના રમ્ય પ્રદેશાભિમુખ આવેલી ગચ્ચીમાં જ્યારે ચંદ્રની શીતલ ચાંદની છવાઈ રહી હતી, તે સમયે પ્રહર રાત્રી વીતતાં બે સુંદરીઓ સૃષ્ટિ સૌંદર્યનો અનુભવ લેતાં ઉભી હતી, બન્ને સ્ત્રીયો સમાન વયની દેખાતી હતી. એક જણ ભગવા વસ્ત્રમાં તો બીજી અલંકાર સાથે શોભતી હતી. વાર્તાલાપનો આનંદ ભોગવતાં તેઓ આમ તેમ નજર ફેરવતાં હતાં. વાતમાં ભગવાં વસ્ત્રવાળીએ બીજીને પ્રશ્ન કર્યો:—

"બ્હેન ઇંદિરા! આ ચંદ્રને આપણા પરસ્પર હૃદયના ખુલાસાથી કેટલો આનદ આજે થયો છે. તે હું શું કહું! તું વિચાર કર કે જ્યારે હું તને કહું છું કે આપણે છુટાં પડીશું ત્યારે મ્હારા હૃદયને કેટલું દુઃખ થતું હશે? મધુર કુમારીકા! ત્હારા જેવી નાજુક કુસુમ કલિકાને આ વિરક્ત જીવન સરજાયલું નથી. ત્હારા નશીબમાં તો સંસારસુખ ભોગવવાનું છે. ઇંદિરા! હવે તું મનમાં કાંઇ પણ ધાસ્તી રાખીશ મા. મહારાજ બધું જાણે છે, કે તેનો ગરીબ મુંગો છોકરો ને શ્રીવર્ધનની કુમારીકા ઇંદિરા તે એક જ છે, એ મં તને પુછયા વગર જ મ્હારી મરજીથી ખુલ્લું કહી દીધું છે. ખંડેરાવ પણ આ ભેદથી જાણીતો થયો છે, મનુષ્યના ચંચલ હૃદયનો પરીક્ષક ઇન્તેજાર અને ઉત્સુકતાવાળા ખંડેરાવે મ્હારી આશા હમેશને માટે છોડી મ્હારા તરફથી ત્હારા વિષેનો સંદેશો કહેતાં રઘુનાથરાવના હૃદયપર શી અસર થઈ છે તે તેણે તપાસ્યું છે અને હવે ઇંદિરા! ત્હારી આ ચંદ્રાબ્હેન માટે તેને માફ કર અને તેની સાથે જોડાઈ સુખી થા, તેનો મ્હારા વિશેનો ખ્યાલ નષ્ટ પામ્યો છે, હવે ત્હારા માટે વિચારો તેને આવે છે અને પસ્તાય છે. માટે તું પોતાને માટે તેના પ્રેમ માટે તેને માફ કર."

"નહી બ્હેન, ઇંદિરા હવે રઘુનાથની પત્ની તરીકે તેને ત્યાં જશે નહી. હું તો ત્હારી સાથે જ રહી ઇશ્વિરભજનમાં કાળ વ્યતિત કરીશ."

"ગાંડી, આ વિચાર દૂર કર: ઉતાવળી મ થા. મ્હારૂં કહેવું સાંભળ. સર્વ નક્કી થઈ ગયું છે. શિવાજી મ્હારાજે પોતે આ કાર્ય પોતાના નિર્દોષ છોકરાના હિત માટે ઉપાડી લીધું છે. તે તને પોતાની પુત્રી તરીકે અતિશય ધામધુમથી રઘુનાથ સાથે પરણાવશે. જો સાંભળ, ખુશી થા. આજે ખંડેરાવે મને વર્તમાન આપ્યા છે કે, ત્હારો વૃદ્ધ પિતા કે જેનાપર સીદીએ અને સાવંતે શિવાજીને મળી જવાનું ત્હોમત મુકયાથી તે બીજાપુર સરકારના પંજામાંથી છુટી, પોતાના સૈન્ય સહિત શિવાજી મહારાજ સાથે ખુલ્લી રીતે જોડાયો છે, ને જે વખત જાય છે; તેમાં તે આવી પ્હોચશે. ત્હારે રઘુનાથ સાથે પરણ્યા વગર છુટકો નથી. તે તને

ચ્હાય છે, તેના પ્રેમ ખાતરજ ત્હારી આટલી બધી વિપત્તિ સહન કરવાની શક્તિ સાથે તું મુંગા છોકરાનો પાઠ ભજવ્યો છે. સુન્દ્રી! મુંગા છોકરા થતાં ઠીક આવડ્યું. મહારાજાના જીવ બચાવનાર સાથે પરણવામાં રઘુનાથ મ્હોટું માન સમજે છે. મ્હારી બાબતનો લેશમાત્ર વિચાર તેના હૃદયમાં હવે નથી. તું તેને પરણી સુખી થા, એજ આ તપસ્વિનીનાં આશીર્વચન છે!" ગુંચવાતા મન અને શરમથી રતાશ પકડતાં કપોલ ભાગવાળી કુમારીકાઓ નીચું જોઈ રહી, આનંદ, શરમ અને લજ્જા તેના ચ્હેરાપર પ્રદર્શિત થવા લાગ્યાં. સજીવન થતી આશા સાથે પ્રેમ સચેત થયો, તેની આંખમાં ચમકવા લાગ્યો, લજ્જાસ્પદ થતી પોતાની અભિલાષાને છુપાવવાના હેતુથી, આનાકાનીવાળા શબ્દ મુખમાંથી પણ હૃદયના ઉંડા સ્નેહનું ભાન કરાવતા નીકળવા લાગ્યા. માયાળુ ચંદ્રાબાઈએ આ કુમારીકાનો ક્ષોભ જોયો ને છુપા હાસ્ય સાથે તેને સાદ કર્યો, અને તેની મશ્કરી કરતી તેને વધારે ગુંચવવા લાગી. કુંવર પન્નાલાલના કિલ્લાપર ચઢાઈ લઈ જવાની છે ત્યાંથી પાછા ફર્યા પછી પોતાનાં લગ્ન રઘુનાથ સાથે થશે એવું ચંદ્રાબાઈ પાસેથી થોડા વખતમાં રુક્મિણીએ જાણ્યું.

---

## પ્રકરણ ૧૯ મું.

## આનંદીબાઈ.

સુંદર બદનવાળી ગોરી બાળાને આ એકાન્ત ઓરડામાં પુરી છે કે, તેનો શબ્દ પણ કોઈ સાંભળી શકે નહી. "વાહ વાહ ઓ સુંદરી! આ સ્થળે એ ધુવડો ત્હારા સાથી થશે! તું કયાંથી આવી! કોણ છે! બોલ કેમ ઉત્તર આપતી નથી? શુંભ જેવી કેમ બેઠી છે? નથી બોલતી કે નથી રડતી!"

આનંદીબાઈ આ નવી આવનારીનો વિચિત્ર દેખાવ જોતાં જ ભયભીત થવાથી દિગ્મુઢ જેવી બેઠી હતી, તે આ પ્રશ્નો સાંભળી દીન વદને બોલી બાઈ, માતુશ્રી, આ રંક દુર્ભાગીપર ગુસ્સે ન થાવ, મ્હારાપર દયા લાવો. મ્હારા પર જુલમ ગુજારી શીયળ ભંગ કરવા જેની ઈચ્છા છે તેમાં તેનું કાંઈ વળનાર નથી, હું મરીશ તે કબુલ પણ તેની મરજીને તાબે થનાર નથી. શીયળના માર્ગથી ભ્રષ્ટ થવાની નથી. તેઓ મને મારી નાંખવા માગતા હોય તો કહી દ્યો? હું મરવા તૈયાર છું."

તે ડોશી બોલી "શું તને મારી નાંખશે? ના, ના તને માર્યાથી તેમને શો લ્હાવો? તને તો તેમની પ્રિયતમા બનાવી આનંદ સાથે મોજ માનશે, ત્હારા શીયળનો ભંગ અત્રે જ થશે! જો મ્હારા તરફ નજર કર, હું પણ એક વખત ત્હારા જેવી યુવાન અને ત્હારા કરતાં વધારે સુંદર અને રૂપવાન હતી, મ્હારો પિતા આ કીલ્લાનો માલીક હતો. કાંઇ રાજકીય વાંધો ઉઠતાં બાદશાહી ફરમાનથી કોલ્હાપુરના સુબા આ રૂસ્તમ જમાનના બાપે તેના મુસલમાન સાથે અમારા કીલ્લાપર હલ્લો કર્યો, મ્હારા પિતા તથા ત્રણ ભાઇઓ વડીલોપાર્જિત જાગીરનું રક્ષણ કરતાં મરણ પામ્યા. મહેલના દરેક ખંડમાં લોહી રેડાયું. સઘળા મરાયા અને તે શબમાનું લોહી થંડું તો થયું નથી–તેમને અગ્નિ સંસ્કાર થયો નથી, તે પ્હેલાં તે વિજયી દુષ્ટના પંજામાં હું સપડાઈ, મારાપર બલાત્કાર કરી મ્હારા શીયળનો ભંગ કર્યો. અરેરે અરેરે–"

આ વિતક સાંભળતાં બીચારી આનંદી થરથર કંપવા લાગી. "શું ત્યારે બચવાનો એકે માર્ગ નથી! અરે નાશી છુટવાનો એક પણ ઉપાય નથી! અરે તું મને આમાંથી બચાવે તો ત્હારો જન્મપર્યન્ત ઉપકાર ભુલીશ નહી."

પલિત અંગવાલી અને કપોલ ભાગપર કરચળીથી વક્ર થયેલું મ્હોં મલકાવતી ડોશી બોલી:– "બાળા, આ ત્હારો વિચાર જવા દે. મોત શિવાય નાસવાનો એક પણ ઉપાય નથી. અરેરે! મને ત્હારી ઘણી દયા આવે છે. મ્હેં જયારે સાંભળ્યું કે કીલ્લામાં બે સુંદર સ્ત્રીઓ કેદ થઇ છે, ત્યારે દયા ઉપજતાં તમને જોવાને આવી. ત્હારી સાથેની બીજી સ્ત્રીની પાસે તો જવાય તેમ નથી. કારણ તે સખત જાપ્તામાં છે. પણ તને તો એકલી જ રાખી જણાય છે, તેમ મહેલના દરવાજાપર રાખેલા ચોકીદારો

મ્હાય છે, તેના પ્રેમ ખાતરજ ત્હારી આટલી બધી વિપત્તિ સહન કરવાની શક્તિ સાથે ત્હે મુંગા છોકરાનો પાઠ ભજવ્યો છે. લુચ્ચી ! મુંગો છોકરો થતાં ઠીક આવડયું. મહારાજાના જીવ બચાવનાર સાથે પરણવામાં રઘુનાથ મ્હોટું માન સમજે છે. મ્હારી બાબતનો લેશમાત્ર વિચાર તેના હૃદયમાં હવે નથી. તું તેને પરણી સુખી થા, એજ આ તપસ્વિનીનાં આશીર્વચન છે !" ગુંચવાતા મન અને શરમથી રતાસ પકડતાં કપોલ ભાગવાળી કુમારીકાએ નીચું જોઈ રહી, આનંદ, શરમ અને લજ્જા તેના ચ્હેરાપર પ્રદર્શિત થવા લાગ્યાં. સજીવન થતી આશા સાથે પ્રેમ સચેત થયો, તેની આંખમાં ચમકવા લાગ્યો, લજ્જાસ્પદ થતી પોતાની અભિલાષાને છુપાવવાના હેતુથી, આનાકાનીવાળા શબ્દ મુખમાંથી પણ હૃદયના ઉંડા સ્નેહનું ભાન કરાવતા નીકળવા લાગ્યા. માયાળુ ચંદ્રાબાઈએ આ કુમારીકાનો ફરેબ જોયો ને છુપા હાસ્ય સાથે તેને માફ કર્યો, અને તેની મશ્કરી કરતી તેને વધારે ગુંચવવા લાગી. છેવટે પન્હાલાના કીલ્લાપર ચઢાઈ લઈ જવાની છે ત્યાંથી પાછા ફર્યા પછી પોતાનાં લગ્ન રઘુનાથ સાથે થશે એવું ચંદ્રાબાઈ પાસેથી થોડા વખતમાં ઇંદિરાએ જાણ્યું.

## પ્રકરણ ૧૯ મું.

### આનંદીબાઈ.

"I'll woo her as the lion wooes his bride."

(DOUGLAS.)

ગરીબ બીચારી આનંદી નિરાધાર સ્થિતિ ભોગવતી કેદખાનામાં પોતાના ભવિષ્યના વિચાર વમળમાં ગોથાં ખાતી બેઠી છે. પોતાના સ્વામી માટે વ્યર્થ ચિંતા કરી રહી છે. અરેરે, તેમની આવી ગંભીર માંદગીમાં કેવી સારવાર થતી હશે ! મ્હારા પિતાને કેવે સ્થાને પુર્યા હશે ? અરે તેઓનું–મ્હારૂં શું થશે ? તે દુષ્ટ અહમદખાન પાછો આવશે ત્યારે કેવાં બળાત્કારનાં વચન સંભળાવશે. અરે ! શું કહેશે ! વિગેરે વિચારો તેને શોકમય બનાવી ભડકાવતા હતા, ત્યાં એક દિવસ સમી સાંજે જીર્ણ થઇ ગયેલા વસ્ત્રોમાં એક ડાકણ જેવી ગાંડાજેવી સ્ત્રી તેના ઓરડામાં દાખલ થઈ તેના પ્રતિ જોઈ, ખડખડ હસવા લાગી–ને બરબડવા લાગી.

"વળી આ દૈત્યો કોણ જાણે શું કરવા માગે છે ?" આ બોલ સાથે કાંઈ દયાથી આનંદી તરફ પણ સ્વભાવિક તિરસ્કારથી જોવા લાગી. હં, હં હવે સમજાયું આ તો કાળી ચમકતી આંખો–કાળા વાળ તથા નાજુક

સુંદર બદનવાળી ગોરી બાળાને આ એકાન્ત ઓરડામાં પુરી છે કે, તેનો શબ્દ પણ કોઈ સાંભળી શકે નહી. "વાહ વાહ એ સુંદરી! આ સ્થળે એ ઘુવડો ત્હારા સાથી થશે! તું કયાંથી આવી! કોણ છે! બોલ કેમ ઉત્તર આપતી નથી? શુંભ જેવી કેમ બેઠી છે? નથી બોલતી કે નથી રડતી!"

આનંદીબાઈ આ નવી આવનારીનો વિચિત્ર દેખાવ જોતાં જ ભયભીત થવાથી દિંગ્મુઢ જેવી બેઠી હતી, તે આ પ્રશ્નો સાંભળી દીન વદને બોલી બાઇ, માતુશ્રી, આ રંક દુર્ભાગીપર ગુસ્સે ન થાવ, મ્હારાપર દયા લાવો. મ્હારા પર જુલમ ગુજારી શીયળ ભંગ કરવા જેની ઇચ્છા છે તેમાં તેનું કાંઈ વળનાર નથી, હું મરીશ તે કબુલ પણ તેની મરજીને તાબે થનાર નથી. શીયળના માર્ગથી ભ્રષ્ટ થવાની નથી. તેઓ મને મારી નાંખવા માગતા હોય તો કહી દ્યો? હું મરવા તૈયાર છું."

તે ડોશી બોલી "શું તને મારી નાંખશે? ના, ના તને માર્યાથી તેમને શો લ્હાવો? તને તો તેમની પ્રિયતમા બનાવી આનંદ સાથે મોજ માનશે, ત્હારા શીયળનો ભંગ અત્રે જ થશે! જો મ્હારા તરફ નજર કર, હું પણ એક વખત ત્હારા જેવી યુવાન અને ત્હારા કરતાં વધારે સુંદર અને રૂપવાન હતી, મ્હારો પિતા આ કીલ્લાનો માલીક હતો. કાંઇ રાજકીય વાંધો ઉઠતાં બાદશાહી ફરમાનથી કોલ્હાપુરના સુબા આ રૂસ્તમ જમાનના બાપે તેના મુસલમાન સાથે અમારા કીલ્લાપર હલ્લો કર્યો, મ્હારા પિતા તથા ત્રણ ભાઇઓ વડીલોપાર્જિત જાગીરનું રક્ષણ કરતાં મરણ પામ્યા. મહેલના દરેક ખંડમાં લોહી રેડાયું. સઘળા મરાયા અને તે શખમાનું લોહી થંડું તો થયું નથી—તેમને અગ્નિ સંસ્કાર થયો નથી, તે પ્હેલાં તે વિજયી દુષ્ટના પંજામાં હું સપડાઈ, મારાપર બલાત્કાર કરી મ્હારા શીયળનો ભગ કર્યો. અરેરે અરેરે—"

આ વિતક સાંભળતાં બીચારી આનંદી થરથર કંપવા લાગી. "શું ત્યારે બચવાનો એકે માર્ગ નથી! અરે નાશી છુટવાનો એક પણ ઉપાય નથી! અરે તું મને આમાંથી બચાવે તો ત્હારો જન્મપર્યંન્ત ઉપકાર ભુલીશ નહી."

પલિત અંગવાલી અને કપોલ ભાગપર કરચળીથી વક્ર થયેલું મ્હોં મલકાવતી ડોશી બોલી:– "બાળા, આ ત્હારો વિચાર જવા દે. મોત શિવાય નાસવાનો એક પણ ઉપાય નથી. અરેરે! મને ત્હારી ઘણી દયા આવે છે. મ્હેં જ્યારે સાંભળ્યું કે કીલ્લામાં બે સુંદર સ્ત્રીઓ કેદ થઇ છે, ત્યારે દયા ઉપજતાં તમને જોવાને આવી. ત્હારી સાથેની બીજી સ્ત્રીની પાસે તો જવાય તેમ નથી. કારણ તે સખત જાપ્તામાં છે. પણ તને તો એકલી જ રાખી જણાય છે, તેમ મહેલના દરવાજાપર રાખેલા ચોકીદારો

શીવાય બીજો કાંઈ જાપ્તો ત્હારે માટે કરેલો દેખાતો નથી; ને તેથી જ હું આવવા પામી છું. બાઈ પરમેશ્વર શ્રીજગદંબા ત્હારૂં રક્ષણ કરો. આ સ્થળેથી કોઈ પણ સ્ત્રી તે દુષ્ટોના પંજામાંથી બચી હોય એમ હું ધારતી નથી. અરેરે આ સ્થળે કંઈક સ્ત્રીઓની લાજ લુટાઈ છે. હું હવે જાઉ છું. મને ભય રહે છે કે ત્હારું ભાગ્ય મ્હારા જેવું નીવડશે. જે દુષ્ટોમાં દયાનો કે માયાનો રજ પણ અંશ નથી, તેની સાથે ત્હારે કામ લેવાનું છે. મ્હારો વખત તો ચાલ્યો ગયો છે; અને ત્હારો વખત તો હજુ હવે શરુ થાય છે. તું ખચિત માનજે કે તેના પંજામાંથી છટકી શકવાની નથી. ત્હારું નશીબ! હું તો હવે જાઉ છું."

"રહો, રહો ડોશી મા જરા વાર થોભો! આ મંદભાગી વાસ્તે કે ઈશ્વર ખાતર ઉભાં રહો. તમારો દેખાવ મને કાંઈ આશાનાં ચિહ્ન આપે છે. દયા કરો, અરેરે મ્હારો સ્વામી માંદો છે, તેને કોણ જાણે કયા ખુણામાં નાંખ્યો હશે. તેમના સમાચાર કોઈ મને કહો! મને તેમની પાસે લઈ જાઓ! અરેરે આટલી દયા કરો, દયા કરો!" એટલું બોલતાં આનંદી આક્રંદ કરવા લાગી.

ડોશીને ઘણું લાગી આવ્યું. "ઈશ્વર સૌ સારાં વાનાં કરશે, બાળા ધીરજ ધર—જગદંબાનું ધ્યાન ધર, કદાચ તે રક્ષણ કરે" આટલુ કહી આવેલે રસ્તે બારણાં બંધ કરી તે ડોશી વેગથી પાછી ફરી.

ગરીબ બિચારી આનંદીબાઇ રેણુકાની વાત ચીતથી ઘણી જ ભયબીત થઇ: પોતાનું ભવિષ્ય અશુભ દેખાવા લાગ્યું અને શિયળ નક્કી ભંગ થશે એ વિચારે તેના મનમાં મજબુત વાસ કર્યો. મરવું એ કબુલ પણ અહમદખાનનાં પાપી માણસોને કદી પણ તાબે થવું નહીં એમ દૃઢ નિશ્ચય કર્યો; અને સમિપ આવતા ભય સામે ટક્કર લેવા સજ્જ થઇ. નહાસવાનો માર્ગ શોધવાને પોતાના બંદીખાનારૂપ ઓરડામાં ચારે પાસ શોધ ખોળ કરવા લાગી; પણ તે મહેનત વ્યર્થ ગઈ. રક્ષણ કે નાસવા માટે હવે તેણે આશા મુકી. ઓરડામાં કોઇ છુપો માર્ગ કે છુપો દરવાજો તેને હાથ લાગ્યો નહી. તેને એક જ દરવાજો હતો અને તે પણ અંદરથી બંધ થઈ શકે તેમ નહોતું, પરંતુ થોડીવારમાં પોતાને સદ્ભાગી માનવા લાગી. ઓરડામાં એક તરફ માત્ર એક જ બારી હતી, તે જોતાં કાંઈ આશાનાં ચિહ્નો સ્ફુરતાં બારી ઉપર ચઢી ડોકીઉં કરતાં તેણે તરતજ જોયું કે તે બારી પચાશેક ફીટ નીચે આવેલા એક ખડક વાળી કાળી જમીન ઉપર પડે છે. ન્હાસવાના દેખાતા આ એક સાધનમાં પણ તે નિષ્ફળ પામી. ભાવી ઉપર આધાર રાખી ભવિષ્યનો વિચાર કરતી બેઠી.

બીજો દિવસ થયો—ત્રીજો થયો—રેણુકા પાછી આવી. તેને જોતાં કાંઈ આશાના અંકુરો ફુટયા. તેણે તેનું કાંઈ સાન્તવન કર્યું. પોતાના સમાચાર મળતાં તેને મળવા ઇચ્છા દેખાડી. અન્તે ગાંડી રેણુકાને દયા આવી ને તેના પતીસાથે મેળાપ કરાવવા તયાર થઈ. ઓરડાની એક બાજુએ એક ગોખ હતો, તેમાં નીચેની બાજુએ એક એક ખીલો ભીંતમાં મારેલો દેખાડ્યો અને તેને દાબવા કહ્યું. ખીલો દાબતાં જ આનંદીબાઈએ કાળા પથ્થરમાં કોરેલી ગુફા દીઠી "આનંદી ! આજ પ્રહર રાત્રી વીસા પછી આ ગુફામાં ઉતરજે, પગથીયાં સંભાળી ઉતરજે ને એ જ માર્ગ તને ત્હારા સ્વામીના ઓરડામાં લઈ જશે. તે ઓરડાને પણ આવું જ દ્વાર હશે ને આવી જ રીતે ખીલો દાબતાં તે દ્વાર ખુલી જશે, અને તું ત્હારા સ્વામીનાં દર્શન કરવા ભાગ્યશાળી થઈશ. ઉતાવળી થઈ તું હમણાં જઇશ નહીં. કહ્યા પ્રમાણે સાવધતાથી જજે ને પતિ પાસે વધારે રોકાઈશ નહી. નહી તો ત્હારો ધણી હેરાન થશે અને ત્હારી બધી ઉમેદ નષ્ટ થશે. "એમ કહી દરવાજો પાછો બંધ કર્યો. કેટલો વખત થોભ્યા પછી આવેલે માર્ગે પાછી ચાલતી થઈ. આનંદી પ્રફુલ્લ બની. પતિને મળવાના હર્ષે તેનો ચ્હેરો આનંદી બનાવ્યો. મનમાં રેણુકાનો અતિશય આભાર માનવા લાગી. આજે સ્વામીનાં દર્શન થશે એ વિચારથી પોતાને કૃતકૃત્ય માનવા લાગી. ને પ્રહર રાત્રી કયારે વીતે તેની રાહ જોવા લાગી.

* * * *

પ્રહર રાત્રી વીતી છે. કીલ્લામાં સર્વ રીતે શાંતિ પ્રસરી રહી છે. આ સમયે આનંદી પોતાના સ્વામીના બીછાના પાસે બેઠી અને ગરમ હાથે નિર્બલ થયેલા હસ્તને ધીમેથી પોતાના અંકપર મુકી પ્રકૃતિના સમાચાર પુછયા. નિર્બલ અવસ્થામાં પડેલા પતિના સ્પર્ષથી તેના આનંદનો પાર રહ્યો નહી. તેના સ્પર્ષમાં ને શબ્દમાં વધારે મીઠાશ તેને લાગવા માંડી. અશક્ત પ્રભાકરે તેને જોતાં જ પુછ્યું "કોણ તું આનંદી ? અત્યારે અહીં કયાંથી ?"

આ પ્રશ્નથી આનંદીનો હાથ ધ્રુજવા લાગ્યો. પોતાની સાંપ્રતસ્થિતિ યાદ આવતાં તેની સાથે સ્વામીની આ દશા જોઇ તેના ચક્ષુમાંથી અશ્રુધારા પડવા લાગી. અથ ઇતિ સર્વ વૃતાન્ત સ્વામીને જણાવ્યું, તેના અંગની સુશ્રૂષા કરવામાં થોડો વખત રોકાઈ ને લાગ મળે આવી જવાનું કહી, આવી હતી તેમ ચાલી ગઈ. વખત સાધી સ્વામી પાસે આવવા ચુકતી નહીં.

* * * *

દિવસો પાણીના પુરની પેઠે વહી જવા લાગ્યા. ને સ્વામીનાં વારંવાર દર્શન થવાથી આનંદી પોતાનું દુઃખ અર્ધું ભુલી ગઇ. આ તરફ અફઝુલખાન મરાયો

તથા તેનું સૈન્ય છિન્નભિન્ન થઈ ગયું વિગેરે સમાચાર પન્હાલામાં આવતાં બખ્તાવરખાને ખુબ સાવચેતીથી કીલ્લાના રક્ષણ માટે બંદોબસ્ત કર્યો. આ માઠા સમાચારથી આખા બીજાપુરમાં ગમગીની ફેલાઈ, અને શોક પળાયો. બાદશાહ ઘણોજ દીલગીર થયો. મહા મુશીબતે ફાજલખાન કુટુમ્બ સહિત બીજાપુર આવી પ્હોચ્યો, બાદશાહે તેને ઘણોજ દીલાસો આપ્યો. "અફઝુલખાન ગયો! સિંહ પડયો! મ્હારી જમણી બ્હાંય કપાઈ" વિગેરે શબ્દોથી પોતાનો શોક પ્રદર્શિત કર્યો. ફાજલખાને પિતાનું વેર લેવા પ્રતિજ્ઞા કરી. રૂસ્તમ જમાનને ફાજલખાનની સરદારી તળે મ્હોટું લશ્કર આપી શિવાજીનો નાશ કરવા બાદશાહે કૃતનિશ્ચય કર્યો. અહમદખાનને સ્વાર્થની ચટપટી થવા લાગી. પન્હાલામાં મુકી આવેલા શીકાર માટે ફાજલખાનને ચેતવ્યો, ને કહ્યું કે મરાઠાઓ આ તકનો લાભ લઈ તેમને છોડાવી જશે. માટે પ્રથમ પન્હાલા જઈ તારાને બેગમ બનાવી, સદાશિવરાવ વિગેરેને ફાંસીએ લટકાવીએ અને તે પછી પિતાનું વેર લેવું. મ્હોટી ફોજ એકઠી થતાં કાંઈ વાર લાગશે ને તે દરમીયાન આપણે આપણું કામ ફતેહથી પાર પાડી શકીશું. નહી તો શીકાર છટકી જતાં વાર લાગશે નહી. ફાજલખાનને તેનો વિચાર ઠીક લાગ્યો ને રૂસ્તમ જમાને પણ તેના મતને ટેકો આપ્યો. લડાઈ માટે સૈન્ય તૈયાર થાય તે પ્હેલાં રૂસ્તમજમાને પોતાની કોલ્હાપુરની જાગીરનો બંદોબસ્ત કરી પાછા ફરવાનું જણાવી બાદશાહી રજા મેળવી. ફાજલખાને પણ તેની સાથે જવા ઈચ્છા દેખાડી. અહમદખાન પણ તૈયાર થયો. અને કદાપિ મરાઠાઓ કોલ્હાપુર પર હલ્લો લાવે માટે તેની સામે રક્ષણ કરવાના નિમિષથી પાંચહજારનું સૈન્ય સાથે લઈ, રૂસ્તમ જમાન ફાજલખાન સાથે કુચ કરતા માગશર વદી ૯ મીના પ્હો ફાટતાંજ પન્હાલા આવી પ્હોચ્યા.

* * * *

ફાજલખાન તથા અહમદખાનના આવી પ્હોચ્યાના સમાચારથી આનંદીબાઈના હોંસકોશ ઉડી ગયા. શી શી આફતો આજે પોતાપર ત્રુટી પડશે તેના વિચારથી ભયત્રસ્ત થઈ. શિયળ માટેનો ઠરાવ સદૃઢ કર્યો. આખો દિવસ વિચારમાં ને વિચારમાં પ્રસાર કર્યો.

સંધ્યા થઇ—દરવાજાપર પગરવ સંભળાયો. દરવાજો ઉઘડતાં સુંદર પોપાકમાં ઉંચો અક્કડ પુરૂષ અંદર દાખલ થયો કે તરત જ બંધ થયો. તેને જોતાં કેદીનો રંગ બદલાયો. અંગે થરથર કંપવા લાગી. ને પુરૂષ નજીક આવતાંજ ભડકી, સફાળી ઉઠી ને ડોળા ઘુરકાવતી હોય તેમ તેની સામે જોતી ઉભી.

"સુંદરી, ત્હારા ગળામાં પ્હેરેલી મોતીની માલા ત્હારી દંતકળીની સફેદાઈ આગળ કાંઈ હીસાબમાં નથી. ત્હેં પ્હેરેલા હીરાઓ ચળકે છે ખરા

પણ ત્હારાં સુંદર મૃગનયન સાથે સરખામણી કરી શકે તેમ નથી. ત્હારૂં ગૌર વર્ણ જોઇ હું ગાંડો તુર બન્યો છું. મને કાંઈ ચેન પડતું નથી. સુંદરી! ઘણા દિવસ મળે થયા છે તો હવે આ તલસ તલસ થતા જીવને તૃપ્ત કરવા વિચાર કર્યો હશે. વ્હાલી! આવ, અને ત્હારા ચરણકમળ પાસે પડતા એક મહાન્ મુસલમાન સરદારની માગણી કબુલ કરી તેની હૃદયેશ્વરી થા."

"ભલા સરદાર, આ વચનો તને શોભતાં નથી. તું જોઇએ તેટલું ધન માગ પણ મ્હારાપર દયા કરી મને મુક્ત કર. ઇશ્વર ત્હારૂં કલ્યાણ કરશે. અમારાપર જુલમ ગુજારતાં ઇશ્વરનો તું ગુન્હેગાર થઇશ અને પસ્તાઇશ."

"સુંદરી! મને ત્હારા પૈસા કરતાં ત્હારું ખુબસુરતીપણું વધારે લોભમાં નાંખે છે. પ્રેમ અને સુંદરતા ત્હારો છુટકારો કરશે, કોઇપણ શીક્ષાથી તે થવાનો નથી. મ્હારું ગુલાબ, હું અહમદખાન, બીજાપુરનો સરદાર ત્હારા સુંદર નાજુક ગળા અને હાથને હીરા અને મોતીથી ભરચક કરી દેવા સમર્થ છું. મને ત્હારા પૈસાની દરકાર નથી- મને તો ત્હારો જ ખપ છે."

"તું મને લઇને શું કરીશ? હું પરણેલી છું. વળી હું હિંદુ ને તું મુસલમાન—એવું જોડું બનેજ કેમ?"

હસ્તાં હસ્તાં અહમદખાન બોલ્યો "કેમ ન બને! એમાં ખોટું શું છે! એક હિંદવાણીને પરણવામાં કોઈ પણ જાતની હરકત નથી, હું તને ચાહું છું. અને તને પરણીશ. તું આ, પૈસાઓના લોભી સ્વામીના ઘાણીના બળદ જેવા કાયસ્થની જુંસરીમાં રહેવા લાયક નથી. તું તો આ ફક્કડ અહમદખાનના હૃદય પીંજરામાં રહેવા લાયક બુલબુલ છે."

"દયા કર, અહમદખાન, દયા કર! ત્હારા જેવા વીરનરને આ છાજતું નથી. અમે પણ બીજાપુરની રૈયત છીએ. ત્હારા આ કૃત્યની બાદશાહને ખબર થશે તો તને શિક્ષા કરશે. માટે મ્હારા ગરીબનું સાંભળી અમને છોડી દે. તને આશિષ આપું છું ને આ વાત મરણ પર્યન્ત ગુપ્ત રાખવાનું વચન આપું છું."

આનંદી ભલમનસાઇથી સમજે એવું ન લાગવાથી કરડી નજર કરીને બોલ્યો "આનંદી! ત્હારી શિખામણ મ્હારે જોઇતી નથી. ત્હારે મ્હારી ઇચ્છાને તાબે થવુંજ પડશે. સિધે સિધી માનીશ તો તને લાડ લડાવીશ, નહી તો છેવટે બલાત્કાર કરીશ, પણ તને છોડનાર નથી. મ્હારા પ્રેમને ક્રોધરૂપ ન કર?"

અરે દુષ્ટ! ત્હારાથી હું ડરતી નથી. જા, ત્હારાથી થાય તે તું કરી લેજે. હુ મરીશ પણ તને તાબે થનાર નથી."

આવા ઉદ્ધાતાઈ ભરેલા ઉત્તરથી અહમદખાન રાતો પીળો થયો. આનંદીનાપર બલાત્કાર કરવા તેનું મન તૈયાર થયું. તે બોલ્યો "સાંભળ, આનંદી, અત્યાર સુધી ત્હારી જોડે નરમાશથી બોલ્યો છું અને હવેથી ત્હારી સાથેની મ્હારી ભાષા ત્હારા વિજેતા તરીકેની થશે, તને મ્હેં મ્હારી શમશેરથી જીતી છે. માટે વધારે ઓછું ન બોલતાં મ્હારે આધિન થા. તું મ્હારી કેદી છે, ને કાયદા પ્રમાણે મ્હારી દરેક ઇચ્છાને ત્હારે તાબે થવું જોઇએ, ત્હારાપર મ્હારો હક્ક છે ને તે પુરેપુરો બજાવીશ. હું તને મ્હારી પ્રિયતમા બનાવીશ. તું જ્યારે મ્હારા પ્રેમાળુ શબ્દોને નથી ગાંઠતી ત્યારે મ્હારે બળજોરી કરવી પડશે. તને છોડવાનો નથી." એમ કહી તેના તરફ આગળ વધ્યો.

"પાછો હઠ" આનંદી જરા પાછી હઠતી બોલી "પાછો હઠ! અને આ ભયંકર કૃત્ય કરે તે પ્હેલાં મ્હારું જરા સાંભળી લે! મ્હારું અબળાનું જોર તું પુરુષ આગળ નભવાનું નથી એ હું સારી પેઠે જાણું છું. કારણ ઈશ્વરે સ્ત્રીઓને, પુરુષનું ઔદાર્ય, તેમનું રક્ષણ કરશે ધારી, નબળી બનાવી છે. સ્ત્રીઓ અબળા કહેવાય છે, પરન્તુ સમય આવ્યે એ જ અબળા સબળા થાય છે. તેમના સતીત્વનું રક્ષણ કરવાને તેમનામાં ઈશ્વિર અતુલ બળ મુકે છે. એક અબળા બળવાળા પુરુષને હંફાવે છે. તું કોઇ પણ રીતે મ્હારા અંગને સ્પર્શ કરીશ તો હું બુમ પાડીશ. જીભ કચરીને મરીશ પણ ત્હારી દુષ્ટ વાંચ્છનાને શરણ થઇશ નહી"

"સુંદરી! ત્હારા શબ્દો ઘણા કઠોર છે. ત્હારા જેવી કોમલાંગીને રુચતા નથી, તું જોઇએ તેવી બુમો પાડીશ પણ આ ઓરડાની દીવાલમાં તે સમાઇ જશે. ત્હારું રક્ષણ કરવા કોઈ આવી શકે તેમ નથી. આ દિવાલોમાં અનેક બુમ બરાડા, નિઃશ્વાસો, આજીજીઓ અને મદદ માટેના પોકરો અગાઉ ઘણી વખત ચુપકીદી પકડતાં મરણ પામ્યા છે, એમ ત્હારું પણ થશે, માત્ર એક વસ્તુ ત્હારો બચાવ કરશે. આનંદી! ત્હારા પ્રારબ્ધને તાબે થા—અમારો પાકધર્મ સ્વીકાર ને અહમદખાનના જનાનખાનાને દીપાવનારી બની સુખી થા અને મને સુખી કર."

"મ્હારા પ્રારબ્ધને આધીન થાઉં!" તે બોલી—"ઓ ભગવાન! કયા પ્રારબ્ધને! કયો ધર્મ! કે જે ત્હારા જેવા ચાંડાલ પાપીઓને આશ્રય આપે છે, તે ધર્મ સ્વીકારું? આ એક ભવમાં બે ભવ કરું? આ કાળું મુખ લઇ જીવતી રહું! ત્હારા જેવા નર પિશાચની પ્રિયતમા બનું! કદી નહીં, દુષ્ટ ચાંડાલ! હું ત્હારાપર થુંકું છું, તને ધિક્કારું છું, મને ત્હારો ડર નથી. શ્રીભવાની તેમની પુત્રીનું રક્ષણ કરશે."

એટલું બોલતાં ખીજવાયલી વાઘણની માફક ફલંગ મારી બાજુની બારીપર ચઢીને નીચે કાળા ખડકોવાળી જમીનપર પડતુ નાંખવાની પોતાની ઇચ્છા બતાવવા લાગી. અહમદખાન આ ઓંચીતો બનાવ જોઈ એવો દિગ્મૂઢ થયો કે તેને ઉપર ચઢતાં અટકાવી શક્યો નહીં. થોડીવાર તે ચિત્રવત્ ઉભો રહ્યો અને કાંઇક વિચાર આવતાં તેની તરફ તેને પકડવાના ઇરાદાથી આગળ વધ્યો.

હજુ એક ડગલું પુરું તો ભર્યું નથી એટલામાં તે બોલી "ખબરદાર, મદાંધ અહમદખાન! જ્યાં છે ત્યાંજ ઉભો રહે! રખે આગળ વધતો. એક ડગલું જો આગળ વધ્યો તો જાણજે કે હું અહીંથી પડતું મુકી, હતી નહતી થઇશ. ત્હારી જુલમી પશુ વાસનાનો ભોગ થતાં પ્હેલાં આ દેહ ખડકોપર ચુરેચુરા થઇ જશે."

આમ બોલી આનંદી હાથ જોડી ઇશ્વર પ્રાર્થના કરતી પડતું મુકવાની તૈયારીનો ડોળ બતાવવા લાગી. મુસલમાન આ જોઇ ખમચ્યો. દયા અને સંતાપને કોઇ પણ વખત તાબે ન થવાનો તેનો મક્કમ ઠરાવ આખેર આ નાજુક બાળાની હીમ્મત જોઇ ડગમગવા લાગ્યો—ચળ્યો.

"નીચે ઉત્તર, ઉદ્ધત છોકરી! હું ખોદાના કસમ ખાઈ કહું છું કે, તને જરા પણ હરકત કરીશ નહી" એમ ભરોસાવાળા શબ્દ બોલ્યો.

તેની તેજ સ્થિતિમાં સજ રહેલી બાલા બોલી "અહમદખાન! ત્હારો વિશ્વાસ શો! મુસલમાનોનો વિશ્વાસ કરવા હું શીખી નથી. તેમાં પણ ત્હારા જેવા કામાન્ધનો વિશ્વાસ ભુલે ચુકે પણ નજ કરુ"

ઉંચે સ્વરે અહમદખાને ઉત્તર આપ્યો, તું મને અન્યાય કરે છે. હું જેને માનું છું, જેના તરફ મ્હારો અનન્ય પ્રેમ છે, તેના સોગન ખાઉ છું—આ મ્હારી સુખ દુઃખની આપવાવાળી શમશેરપર હાથ મુકી, મ્હારા બાપ દાદાના કસમ ખાઇ કહું છું, કે તને હું બીલકુલ દુઃખ આપીશ નહીં. ત્હારે કે મ્હારે માટે નહી પણ ત્હારા વૃદ્ધ પિતા માટે પણ આ અવિચાર્યું પગલું ભરતાં અટક! હું ત્હારા પિતાનો મિત્ર થઇશ, ત્હારા સ્વામીતું ને તેનું રક્ષણ કરીશ ને માન સાથે તમને સર્વને તમારે દેશ રવાના કરીશ. માટે નીચે આવ."

આનંદીઃ—"અરે હું ત્હારું ક્હેવું સમજું છું. ત્હારાં આ વચનો એક માછલીને લોભાવનારો માંસનો કટકો છે. શું હું ત્હારો વિશ્વાસ કરું?"

"અરે તને હજુ મ્હારા શબ્દો ખોટા લાગે છે? જો મ્હારા બોલથી કાંઈ વિરુદ્ધ વર્તન થાય તો મ્હારા હાથ ભાંગી પડો ને ખોદા મને દોજકમાં નાંખો. વચન આપી બે વચની નહીં થાઉ. મ્હારું નામ કલંકિત નહીં કરું.

સેવામાં દાસીઓ મુકેલી હતી ને તેમની વારંવાર મળતી દુષ્ટ સૂચના તેને ગભરાવતી હતી. તેઓ તેને પળ વાર વીલી મુકતાં નહી. આથી નાશી જવામાં તેને નિરાશા પ્રત્યક્ષ હતી. માત્ર અનેક નિશ્વાસા નાંખતી દયામણુ મ્હોં કરી પોતાનો દિવસ ગુજારતી હતી.

આજે પ્રભાતે ફ્રાજલખાનની સ્વારી કીલ્લામાં આવી પ્હોચ્યાના સમાચાર મળતાંજ તે વધારે ગભરાઈ. પળે પળે તે દુષ્ટના આવવાના ભણકારા થવા લાગ્યા. પોતાની વિશુદ્ધિ સચવાશે કે કેમ તેનો ભય લાગવા માંડ્યો. ચિંતાનાં પડ ઉપરા ઉપરી ચઢવા લાગ્યાં, દિવસ આથમતાં ફ્રાજલખાન તેના ઓરડા તરફ દરવાજો બંધ કરી આવ્યો. તારા તેના દેખાવથીજ માત્ર કંપવા લાગી. ફ્રાજલખાન તેના સન્મુખ આવી ઉભો ને ભવિષ્યની પ્રિયતમાને નિહાળવા લાગ્યો.

તેણે ઓરડાના મધ્ય ભાગમાં બિછાવેલી સુંદર બેઠક પર બેસવા હાથવતી નિશાની કરી, પણ તે હજી એમની એમ ઉભીજ રહી. તેને બેસાડવાના ઈરાદાથી તેનો હાથ પકડવા પોતાનો જમણો હાથ લાંબો કર્યો. તારાએ પોતાનું અંગ સંકોચી હાથથી ના પાડતાં કહ્યું, "ભલા સરદાર, તમે જ બેસો દરોગાની હાજરીમાં હું–કેદી બેશી શકતી નથી."

"અરેરે! સુંદર તારા!" ફ્રાજલખાને ઉત્તર વાળ્યો, "તું ત્હારા દરોગાની નહીં પણ ત્હારા કેદીની સમક્ષ ઉભી છે; અને ત્હારા ગુલાબી સુંદર દંતકળીમાંથી બ્હારપડતો હુકમ ઉઠાવવા આ પ્રેમ–ગુલામ ફ્રાજલખાન તૈયાર છે."

આના ઉત્તરમાં તારાએ માત્ર તિરસ્કાર ભરેલી દૃષ્ટિ ફેંકી. તેની આ દૃષ્ટિ જાણે જોઇ ન હોય તેમ ફ્રાજલખાને બોલવું જારી રાખ્યું "રમણી! ઘણા દિવસે આપણી આ મુલાકાત થઇ છે. ત્હેં પૂખ્ત વિચાર કર્યો હશે, ત્હારા સ્વરૂપે મને દીવાનો બનાવ્યો છે; મ્હેં જે કાંઇ ત્હારે માટે કર્યું છે તેમાં ત્હારી પોતાની સુંદરતાનો દોષ છે. આજે બિજાપુરનો મ્હોટો ઉમરાવ ત્હારા પ્રેમની નમી નમી યાચના કરે છે, તું તેને નિષ્ફળ કરીશ નહી."

તારાઃ—"ફ્રાજલખાન વિચાર કર, દયા લાવ, ત્હારા જેવા વીરને આ શોભતું નથી. મને જવા દે, ઈશ્વર ત્હારું કલ્યાણ કરશે."

ફ્રાજલખાન એકી ટસે તેના તરફ જોતો હતો. બોલવાથી કપોલ ભાગપર થતા ખંજનથી તે વધારે કામાતુર બન્યો, અને બોલ્યો "વ્હાલી, હવે તને હું કેમ જવા દઇશ? ત્હારે માટે મ્હેં શી શી જહેમતો ઉઠાવી છે, તે ચોરટા બ્રાહ્મણોના પંજામાંથી છોડાવી ત્હારી કેવી ઉત્તમ સેવા બજાવી છે? વળી તને અંહી લાવી, સુખમાં લાડ લડાવી, ત્હારી સાથે વિલાસ સુખ ભોગવવાનો ઈરાદો પાર પાડવા આ સેવકે કેટલી તકલીફ સહન કરી છે. કેટલા માણસોનો ત્હારે વાસ્તે

ભોગ આપ્યો છે. આટલો શ્રમ—આટલાં ખુન થયા પછી મને તું પ્રાપ્ત થઇ, તેને હું કેમ છોડી મુકું! છુટવાનો વિચાર છોડી દે. મ્હારો પ્રેમ સ્વીકાર અને મ્હારી પ્રિયતમા થા. ત્હારા પ્રેમના તરસ્યાને ત્હારા હાસ્યનું રસદાન દે.”

નિશ્વાસ નાંખતી તારા ગણગણી “અરેરે કેટલી દુઃખી, નિરાધાર, હીનભાગી હું છું!”

ફાજલખાન “અહીં આવતાં પ્હેલાં તું હીનભાગી હતી, પરન્તુ મ્હારા મેળાપથી તું સુખી થઇ સમજ!”

તારા ધિક્કારથી તેની તરફ જોતી બોલી. “ત્હારા મેળાપથી વધારે હીનભાગી થઈ છું—વધારે દુઃખી છું, ત્હારા જેવા નીચના રક્ષણ તળે રહેવા કરતાં ભુખ્યા સિંહનું ભક્ષ થવામાં મ્હારૂં સદ્‌ભાગ્ય માનું છું. ઓ ઈશ્વર! તુંજ એક મ્હારો સાક્ષી છે, મ્હારો પ્રેમ મ્હારા સ્વામીમાંજ લીન છે. અન્યને હું ચ્હાતી નથી. ઓ કાળજીભા ફાજલખાન; હું તને ધિક્કારૂં છું. મ્હારી નજર આગળથી દૂર થા! હું તને ઓળખતી નથી. ઓ મગરૂબ સરદાર! હું ફરીથી કહું છું કે, એક નિરાધાર અબળા પાસે આવી રીતે તુંડાઇથી ઉભો રહેનાર વીર મરદ હોતો નથી.”

ફાજલખાનને આ શબ્દથી ક્રોધ ચઢયો. પણ તરતજ દાબી હસતાં બોલ્યો “હં, હં, હં, તું મને ઓળખતી નથી! ખરેખર મ્હારાં કમભાગ્ય! જો હું કોણ છું?—હું બિજાપુરનો પ્રથમ પંક્તિનો પ્રસિદ્ધ ઉમરાવ ફાજલખાન! જેણે લડાઇઓમાં ઘણી કીર્ત્તિ સંપાદન કરી છે, જેના પરાક્રમોનું ભાટ ચારણો સ્તુતિ ગાન કરે છે, જેની પાસે અખુટ દોલત છે, તે હું ફાજલખાન ત્હારી પાસે પ્રેમની યાચના કરતો ઉભો છું. અરે સુન્દરી! ત્હારું મન જીતવાને, મ્હારી તરફ પ્રેમભરી ત્હારી દૃષ્ટિ કરવાને એવું તે મોત શીવાયનું બીજું કયું ભયંકર કાર્ય હું કરું? તે કહે. સ્ત્રીઓને જે હૃદયો ચ્હાય છે, તેને જ્યારે સ્ત્રીઓ ચ્હાતી નથી, ત્યારે પ્રેમ શ્રાપરૂપ બને છે.”

તારાઃ—“ફાજલખાન, ત્હારી ધર્મપત્ની તરફ વફાદાર રહેવાની ત્હારી ફરજ છે. તું તેનું હૃદય વાંચ, તે તને ચ્હાય છે. તેના તરફ તું દગાખોર થઇ, તેને ચ્હાતો નથી. જેની સાથે વફાદારીથી રહેવા બધાઈ નેકીથી ત્હારું જીવન જોડયું છે તેની જોડે દગો રમી, તું અન્ય સ્ત્રીપર પ્રેમ કરે છે, એ નિંદ્ય ને ગુન્હા ભરેલું કૃત્ય ઈશ્વર સાંખી શકનાર નથી. ઓ! સરદાર ત્હારી ખ્યાંતી ત્હારા સ્વતઃના મુખથી બોલવા કરતાં ત્હારા ભાટ ચારણોના મુખમાં જ રહેવા દે; અને મને કહે કે, ત્હારો કયો ભાટ ત્હારા આજની રાત્રીના વિજયનું કવિત ગાશે? એક અનાથ સ્ત્રીને તેની મરજી વિરુદ્ધ જોર જુલમથી કીલ્લામાં કેદ કરી, તેની હુરમત ધુળ કરવાની ત્હારી બ્હાદુરીનાં કયો ભાટ વખાણ કરશે!”

ગુંચવાતો ફાજલખાન હોઠ કરડતો બોલ્યો—"રમણી ! તું મ્હારું અપમાન કરે છે. ત્હારી સુંદરતા બીજાઓના દીલને દીવાના બનાવી, કેદ કરે તેમાં તેમનો દોષ કહાડવો તને વ્યાજબી છે !"

તારા:—"ફાજલખાન ! હું પુનઃ વીનતી કરું છું કે, આ શબ્દો ત્હારા જેવા ઉમરાવને છાજતા નથી. તું મને બેસવાનું કહે છે ને આવા હલકટ વિચાર મુખથી કરે છે? વાહ !"

"ઉન્મત્ત છોકરી !" પોતાના જ શબ્દોમાં પોતાની અવગણના થાય છે જાણી, સંતપ્ત થતો તે બોલ્યો. "મગરુબ સુંદરી ! તું સાલસપણે માને એમ નથી. ત્હારી સાથે હવે હું એવી જ મગરુબાઈથી વર્તીશ ! સાંભળ ત્યારે, અત્યાર સુધી મ્હારી માગણી મ્હેં ખાનદાન જાણી નમ્રતાથી કરી, પણ હવે તેમ નહી થાય. ત્હારી ઇચ્છા એમ છે તો હવે તરવાર ને તીરકામઠું લઈ, ત્હારી સાથે પ્રેમ કરીશ—બસ હવે હદ થઈ. મ્હારા નમ્ર શબ્દો તને નમ્ર બનાવી શકતા નથી તો હવે હું ત્હારી સાથે એક સીપાઈ બચ્ચા પેઠે—એક વીર પેઠે હથીયારની અણીએ પ્રેમ કરીશ, ખરા પ્રેમના નિયમ વિરુદ્ધ ત્હારી સાથે પ્રેમ કરીશ—બળજોરી કરીશ."

ભયથી ત્રસ્ત બનેલી તારાના મુખમાંથી " ઓ ઈશ્વર" એમ ઉદ્‌ગાર નીકળ્યો. ફાજલખાન "મ્હારી ઇચ્છાને તાબે થવા તને ફરજ પાડીશ. જોઇએ તેવો જુલમ ગુજારીશ, તું જવાની ક્યાં છે ! મ્હારા બોલવા મુજબ હું તને કરી દેખાડીશ ત્યારે જ તું ખરું માનવાની ! મ્હારી પ્રિયતમા થયા અગાઉ તું આ કીલ્લા બ્હાર જઇ શકનાર નથી. કોઇ પણ સાહસિક કામ કરતાં હું પાછો હઠ્યો નથી. તેમાં વળી એક મુસલમાન ઉમરાવ કાફર—હિંદુ છોકરીના હાથની માગણી કરી, પાછો હઠે એ કેવળ અશક્ય છે. ત્હારું ગૌરવ મ્હારી પ્રિયતમાને છાજે તેવું છે. અરે મૂર્ખી જરા વીચારી જો કે મ્હારી [illegible]થે જોડાયા વગર મહા રાજશાહી સુખ ક્યાં ભોગવવાની હતી ! જંગલના ડુંગરામાં રખડતા બ્રાહ્મણ—ભામટાઓના હાથમાંથી છુટી બીજાપુરમાં પૂર્ણ જાહોજલાલી ભોગવતી મ્હારી સાથે કેટલી સુખી થઇશ !"

ભવાં ચઢાવી તારા બોલી, પુળો મુક ત્હારી એ જાહોજલાલીમાં ! હું મરીશ પણ તને તાબે થઇશ નહી, દુષ્ટ ત્હારાથી થાય તે કરી લેજે !

તેના આ ક્રોધને નિર્જીવ ગણી, ઉપહાસ્ય કરતો ફાજલ બોલ્યોઃ— "મૂર્ખી, વગર વિચાર્યું ન બોલ, કાંઇ સમજ જો ત્હારો સ્વામી મ્હારા કબજામાં છે. મ્હારા ઇષ્ટ વાસ્તે તેના પ્રાણ જશે, એમ કહી દુષ્ટતાથી વિકૃત હાસ્ય કર્યું. તારા મ્હારી માગણી સ્વીકાર તો પછી ત્હારા સ્વામીનો વાંકો વાળ પણ નહી થાય, નહી તો છેવટે પસ્તાવું પડશે ને તારી સમક્ષ

ત્હારા સ્વામીના શરીરના તુકડે તુકડા કરી, કુતરાને ખાવા ફેંકી દઈશ. ફૈજલખાન હવે દયા સમજતો નથી, માટે હઠ છોડી દે." પુનઃ મુછ આમળતો ખડખડ હસવા લાગ્યો.

પોતાના પતિપર ઝઝુમી રહેલા ભયની ધાસ્તિથી તારા પોતાની દ્દઢતામાં ડગમગવા લાગી અને વ્યગ્ર ચિત્તે દીન સ્વરમાં બોલી, "ઈશ્વરની ખાતર તેને બચાવો!"

ધમકીની અસર થયેલી જાણી, પોતાની ફતેહની આશામાં મુછ આમળતો બોલ્યો, "હા બચાવું પણ એક સરતે કે સુંદર તારા, સ્વામીને બચાવવા ખાતર ફૈજલખાનની પ્રિયતમા થાય. તેના જીવતદાન વાસ્તે ત્હારો પ્રેમ તું વેચ, ત્હારી વગ મ્હારાપર તેને માટે ચલાવ, પછી તે સલામત છે એમ સમજ; નહિ તો સદાશિવરાવનું શબ જો ને તે પછી બલાત્કારે મ્હારી પ્રાણપ્રિયા થા.!"

"ત્હારા શબ્દો ઘણા કઠોર છે-ત્હારી સત્તાનો આ અઘોર કૃત્ય કરવામાં ઉપયોગ કરીશ! એમ હું ધારતી પણ નથી." દુઃખી તારા દયા માગતી બોલી.

હસતો ફૈજલખાન બોલ્યો "ત્યારે તું એવું ધારતીજ બેશી રહેજે, ને ત્હારું ધારવું કેટલું ખોટું પડશે તે સમય આવે જોજે, ત્હારો સ્વામી મ્હારો કેદી છે. મ્હારા માર્ગમાં આડે આવનાર એ પ્રતિસ્પર્ધાને હમેશાને માટે દૂર કરવાને તલવારના એકજ ઝટકા કરતાં વધારે શી કીંમત પડવાની છે! એકજ ઘા અને તેના દેહના બે ભાગ! બસ-કંટક દૂર થયે તું વિના શ્રમે મ્હારી પ્રિયા થવાની. ત્હારા મામા પેલા ડોકરા વિશ્વાસરાવનું પણ એજ ભવિષ્ય જાણી લે. બન્નેની આયુષ્ય દોરી ત્હારા ઠરાવ ઉપર અવલંબી રહી છે. હવે ત્હારે જોઇએ તે વિચાર કર."

અત્યાર સુધી અનાથ તારા હીમ્મતથી ટકી રહી હતી પણ હવે તો હદ થઈ. તેણે પ્રથમ એમ ધાર્યું હતું કે, આ દેખાતું ભય આમ ભયંકર રૂપ પકડશે નહીં. તેની સુંદરતા પ્રમાણે તે કોમળ હૃદયની, બીરુ અને શરમાળ હતી. પણ આ બનતા બનાવોએ તેને ધીર બનાવી હતી. જ્યારે જીવથી અધિક ગણાતા સ્વામી અને મામા પર પડનાર સંકટની કલ્પના તેની નજર આગળ ખડી થઈ ત્યારે તેની મગરૂબી અલોપ થવા લાગી-ને બેબાકલી બની. પરન્તુ જે વખતે પોતા સન્મુખ ઉભેલા વજ્ર હૃદયના પુરૂષે પોતાપર મેળવેલી સત્તા કુમાર્ગે વાપરવા ઠરાવ કર્યો છે એમ જ્યારે જાણ્યું ત્યારે તે થરથર ધ્રુજવા લાગી, આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં, ને મદદ માટે આમતેમ નિષ્ફળ ફાંફાં માર્યાં. તેના દુઃખનો સાગર બન્ને કાંઠે

ભરપુર હતો. નિઃશ્વાસ ઉપર નિઃશ્વાસ નાંખતી તુટેલા–અસ્ફુટ ઉદ્દગાર કરવા લાગી. આંખથી થોડે અંતરે હથેલીઓ ઉઘાડી રાખી ઉંચું જોઈ રહીને દયાના વરસાદની રાહ જોનારીના ચક્ષુમાંથી ક્રોધ અને શોકપ્રદર્શિત અશ્રુધારા પડવા લાગી.

દૈત્યને દયા ન આવી. તે બોલી ઉઠયો "આ શા ઢોંગ માંડયા! શું જવાપ આપે છે? બોલ! આમ ઢોંગ કરી છટકી જવા માગે છે નહી! ત્હારૂં કાંઈ વળનાર નથી. ત્હારા આવા વિલાપને હું ગાંઠું તેમ નથી. હું જાણું છું કે તું સીધે સીધી માનવાની નથી. ત્હારા કાફર ભર્તારનો ત્હારા દેખતાંજ નાશ હાલ ને હાલ કરૂં છું. ઉભી રહે. કોણ છે રે? કમાડ પાસે જઈ સાદ કર્યો. જી હજુર! બ્હારથી જવાબ મળ્યો. "જાઓ. કાફર સદાશિવને પકડી અહીં લાવો." આમ કહી ગભરાતી તારા તરફ છાતી કાઢી બોલવા લાગ્યો. "પ્યારી! હવે જ તને સુંદર રમત દેખાડું છું. ત્હારા સ્વામીનાં તરફડીયાં તું જો અને તેના પ્રાણ જતાં પ્હેલાં મ્હારી વ્હાલી પ્રિયતમા તને બનાવીશ. બોલ હવે કયાં જવાની છે!"

અબળા તે અબળા. તેની હીમ્મત હવે વસ્તુતઃ નાશ પામી. તેની સ્થિતિ દયા જનક થઈ પણ દુષ્ટને દયા કયાંથી આવે. તે તો વધારે વધારે તેને ભડકાવવા લાગ્યો. થોડા સમયમાં તો જંજીરથી જકડેલા કેદીને લઇને કાળ જેવા દેખાવના બે સીદીઓ તેની આગળ આવ્યા. "જો, ત્હારા સ્વામીના કેવા હાલ થાય છે તે જો." એમ કહી શમશેર ખેંચી કેદી પ્રતિ ધસ્યો; પરંતુ એકદમ ખમચી બોલી ઉઠયોઃ–

"અરે, આ કોણ? ઓ નાપાક કુતરાઓ! આ તમે કોને લાવ્યા?"

સીદીઓ કંપવા લાગ્યા–સજ્જડ ઉભા. એટલામાં, કેદીએ વચ્ચે પડતાં ઉત્તર આપ્યો "એક મુસ્કેટાટ કરેલા કેદી પર તલવાર લઈ હલ્લો કરનાર વીર ફાજલખાન! આ ગુલામોનો દોષ નથી. તમારો કેદી સદાશિવરાવ તેના સૈન્યમાં સહિસલામત છે; અને થોડા વખતમાં ત્હારી હેવાનીયાત દગલબાજીનો સ્વાદ તે તને ચખાડશે–સમજ્યા સરકાર! આ તમારા દીન સેવક રામદેવરાવે પોતાના સ્વામીને છોડાવ્યા છે. બોલો! આપનો જે હુકુમ હોય તે આ સેવક બજાવવા હાજર છે."

પોતાનો પતિ, ફાજલખાનના ભયથી વિમુખ છે અને સલામત છે જાણી તારા આનંદ સ્વપ્નમાં ડુબી. "ઈશ્વર ત્હારૂં ભલું કરો! શાબાશ, રામદેવરાવ! તને ધન્ય છે. ત્હારા જેવા નિમકહલાલ નોકરથી મ્હારા સ્વામીના પ્રાણ બચ્યા; નહી તો આ દૈત્ય મ્હારી સમક્ષ પ્રાણ લીધા વગર રહેત નહી. પ્રભુ ત્હારી લીલા અપાર છે!"

હાથમાં આવેલો મ્હોટો શીકાર આમ છટકી જવાથી ફૂાજલખાન ખીજવાયો. તેણે હાથ પછાડયા. રામદેવરાવ તરફ ક્રોધ દ્રષ્ટિથી બરાડી ઉઠયો– "કાફર લુટારા! ત્હે તે દુષ્ટ સદાશિવને છોડાવ્યો, નહી! તને તો ફાંસીએ લટકાવી ત્હારૂં શબ કુતરા તથા શિયાળવાનું ભક્ષ્ય થશે. મ્હારી સર્વ ઉમેદો ત્હેં બરબાદ કરી" હજુ આગળ બોલવા જતો હતો એટલામાં અહમદખાને સાંભળેલા રણશિંગનો અવાજ સાંભળી ચમકયો ને કોઈ મ્હોટો ભય ધારી બોલ્યો. "જાઓ, હાલ તો આ નીચને કેદમાં લઈ જાઓ. સવારમાં એનો ન્યાય કરીશું. પછી તારા પ્રતિ બોલ્યો. "ઠીક છે, હાલ તો જઉ છું. પણ અભિમાની સ્ત્રી, તું મ્હારા હાથમાંથી બચી શકવાની નથી, માટે વિચારી જોજે," એમ કહી રણશિંગના અવાજને શ્રાપ આપતો ચાલતો થયો.

તારા આ છુટકારાને માટે ઈશ્વરનો વારંવાર આભાર માનતી ઘુંટણીએ પડવા લાગી: સ્વામી નિર્ભય છે, જાણી સંતોષ પામી; અને કાલે વળી શી આપત્તિ આવી પડશે ? તેનો વિચાર આવતાં ઇશ્વર પર આધાર રાખી બેઠી.



## પ્રકરણ ૨૧ મું.



### રૂસ્તમ જમાનનો આનંદરાવ શેઠપર જુલમ.

"My daughter!—O my ducats!—O my daughter!
* * * * * * O my Christian ducats!
Justice! the law! my ducats and my daughter!
(Merchant of Venice) SHAKESPEARE.

વૃદ્ધ કાયસ્થ આનંદરાવ શેઠને મહેલના એક ઉડા ભોંયરામાં પુર્યો હતો. જમીનની સપાટીથી ભોંયરૂં ઘણા જ નિમ્ન ભાગમાં હતું, જેથી તેમાં ભેજ રહેતો હતો, તેમાં માત્ર બે ન્હાનાં જાળીયાં મનુષ્યથી પ્હોચાઈ શકાય નહી તેટલી ઉચાઇએથી ઝાંખો પ્રકાશ મધ્યાન્હ સમયે આપતાં હતાં, બાકી આખો દિવસ ભોંયરામાં અંધકાર રહેતો હતો. ભોંયરામાં અનેક નિર્ભાગી જીવો સડી સડી મરણ પામ્યા હશે, એમ તેનું ભયંકર સ્વરૂપ સૂચવતું હતું. આનંદરાવને સહવાસી તરીકે એક ખુણામાં કાટ ચઢેલી લોખંડની સગડી તથા બે લાંબા લોખંડના સળીયા પડયા હતા. જેથી ભયંકર કલ્પના ખરી થતી લાગી.

મજબુત બાંધાનો માણસ, ગમે તેવો હિમ્મતવાન હોય તોપણ આ ભોંયરૂં દેખતાં જ તેનાં ગાત્ર શિથિલ થાય. એવો બીહામણો કાળ, અંધકારમાં ઉભેલા ભૂત જેવો દેખાવ હતો. આનંદરાવને બેસવાને એક

કામળી શીવાય કાંઈ જ પણ વધારે મળ્યું ન હોતું. તે બીચારાની આંખો સામે ભયંકર મોત ટગમગવા લાગ્યું, તેની આવી દયાજનક સ્થિતિની કલ્પના થવી પણ મુસ્કેલ છે. ભોંયરાનો ભયંકર દેખાવ તેની પુત્રી તથા જમાઇની ચિંતામાં સક્રાંત થયો હતો. દુષ્ટો પોતાને શું કરવા માગે છે? અરે તેમનો હેતુ પાર પાડવાને શા શા જુલમ ગુજારશે ! એવી રીતે પોતાના ભવિષ્યનો અજાણ્યો આનંદરાવ અનેક વિચારની ગુંથણીમાં ગુંચાવા લાગ્યો. એક દિવાનાનાં જેવી તેના મનની સ્થિતિ થઈ, ઘડીક રડતો, કોઇવાર ગાળો દેતો, તો કોઈવાર આમતેમ આંટા મારતો—મારતાં જમીનપર પડતો પણ ખરો. એ વખત ખોરાક લાવનાર શીવાય બીજા કોઈનું મ્હોં તેને દેખવાનું નહોતું. તેને ઘણીવાર પ્રશ્ન કરતો પણ બોલ્યા વિના લાવનાર માણસ પાછો જતો હતો. માત્ર તેના નિઃશ્વાસ નાંખતા ચ્હેરા સામું જોતાં તેની દયાની લાગણી પરખી શકતો. આવી વિષમ સ્થિતિ ભોગવતાં દોઢમાસ વીતી જવા આવ્યો તેમાં તેની પુત્રી જમાઇના કોઈ પણ જાતના સમાચાર અગર પોતાના છુટકારાનાં કાંઈ પણ ચિન્હ તેને જણાયાં નહી. શું પોતાના નસિબમાં આવી રીતે રીબાઈ, રીબાઈ મરવાનું લખ્યું હશે ? શોકનો માર્યો તે શરીરે શુષ્ક તથા નિર્બળ થયો હતો. અંતે તેનુ ભવિષ્ય પાસે આવ્યું જણાયું. માગશર વદી ૯ મીના સાયંકાળે ભોંયરા તરફ આવવાનાં પગથીયાં ઉપર ધપ ધપ કરતાં પગલાંનો અવાજ સંભળાયો. તે ચમક્યો, તરતજ ઉઘડતા દ્વારનો અવાજ ઓળખ્યો અને ચણીયારાં અને મીજાગરાએ ચરરર ચુંઈ કરતો તીણો સ્વર કાઢયો. બે બળતી મશાલો સાથે ચાર સીદી ગુલામો સહિત રૂસ્તમ જમાન અંદર દાખલ થયો.

રૂસ્તમ જમાન ઉંચો, કદાવર અને મજબુત બાંધાનો હતો, તેના અવયવો લડાઇમાં કસાયલા છે. એમ દેખાતા હતા, તે સત્તા તથા દ્રવ્યનો લોભી હતો, તેના શરીરનો બાંધો તેની ચાલવાની છટા અને તેના વિલક્ષણ આંખવાળી મુખમુદ્રા તેનું ગૌરવ, ઝનુન તથા તેના સ્વભાવનાં દુતકર્મ કરતાં હતાં. તે ગૌરવર્ણે હોઈ ઘણો પ્રચંડ શરીરનો દેખાતો. વીરશ્રી તેના ચ્હેરાપર દીપી નીકળતી તે ઘણા સાદા પોષાકમાં હતો, કેડે લટકતી વજનદાર તલવાર શીવાય કોઈ પણ બીજું હથીયાર તેની પાસે ન હોતું. કાળરૂપ કાળા સીદી ભવ્ય પોષાકમાં હતા, તેઓની પાસે પણ તલવાર હતી. બેના હાથમાં ન્હાની ટોપલીઓ હતી. અને બેના હાથમાં બળતી મશાળો હતી. દરવાજો બંધ કરી, ભીંતરૂપ બે સીદીઓ ત્યાં ઉભા રહ્યા. આવી રીતે બંદોબસ્ત કરી રૂસ્તમ જમાન વૃદ્ધ કાયસ્થ તરફ ચાલ્યો. જેમ કેટલાંક હિંસક પ્રાણી પોતાના શીકારને મોહ પમાડી તાબે કરે છે તેમ પોતાના ચક્ષુના પ્રભાવથી શિકારના ચક્ષુને અંજાવી મૂઢ બનાવવા ઇચ્છા ન હોય તેવો

તેનો દેખાવ હતો. ખરેખર અત્યારે એમ જ દેખાતું હતું કે આ રૂસ્તમ જમાનની કર્કશ અને કીનાખોર આંખ તેના આ ગરીબ કમભાગ્ય કેદીપર તેને અંજાવી માહાદ કરનારી સત્તા કેટલે અંશે ભોગવે છે. આનંદરાવ મ્હોં વિકાશી આભો બનેલો બેઠો, તેનાં ચક્ષુઓ આ ઝનુની સરદાર તરફ ધાસ્તીથી ચ્હોંટેલાં રહ્યાં, તેનું મૂળ તેના ગાત્ર નબળાં થયાં હતાં, તે આથી વધારે અશક્ત થયાં. ઉઠીને સલામ કરવા જેટલી તાકાત તેનામાં ન રહી. પરાકાષ્ઠાના દુઃખ સાથેનું ભયંકર મરણ જેવો તે આ નવા વિકાળ સ્વરૂપ સામે જોવા લાગ્યો.

આ પ્રચંડ મુસલમાન સરદાર આ વૃદ્ધ કાયસ્થથી થોડે અંતરે ઉભો રહ્યો. ગુલામને સંજ્ઞા કરતાં તેણે તરતજ એક ટોપલી લાવી મુકી. સીદી એ ટોપલીમાંથી એક ત્રાજવું તથા કેટલાંક વજનો રૂસ્તમ જમાનના આગળ મુકી પાછો પોતાને સ્થાનકે જઈ ઉભો.

આ મૌન નાટકનો અત અંતે રૂસ્તમજમાને કેદીને સંબોધી કર્યો. "નીચ જાતીના કાળા મ્હોંના કુતરા! આ ત્રાજવાં દીઠાં!

દુઃખી કાયસ્થે અશક્તિને લીધે ગળામાંથી ઝીણા અવાજે હાકારમાં ઉત્તર વાળ્યો.

"તો ત્હારે આ ત્રાજવાં કાટલાંથી પચીસ મણ રૂપું મને આપવું પડશે."

"અરે ભગવાન!" આ સાંભળી કોણ જાણે ક્યાંથી તેનામાં બળ આવ્યું હોય કે તેની આવી ભયંકર માગણીના વિજળીક બળે તેની જીભ ઉઘાડી અને તે જુસ્સામાં બોલ્યો:—"કોઈ પણ માણસે આવી માગણી સાંભળી હશે! છત કરતાં વધારે સ્તુતિ કરનારા ભાટ ચારણો પણ કવિતમાં આવી રકમ નહી મુકતા હોય! આવા અતૂલ ખજાનાના સ્વપ્નથી પણ મનુષ્યની આંખો કેટલી બધી તૃપ્ત થાય વારૂ? અરે આખા મહાડમાં મ્હારૂં તેમજ મ્હારા જ્ઞાતિ બંધુઓનું ઘર ઉખેડી નાંખ તોપણ આટલું બધું રૂપું તને મળી શકશે નહી."

"મ્હારી માગણી વ્યાજબી છે." રૂસ્તમજમાન બોલ્યો:—જો રુપું કમી હોય તો તેટલા વજનનું સુવર્ણ આપ, મ્હારી કાંઈ તે લેવાની ના નથી. દશ—હજાર સુવર્ણ મહોરોથી તું સ્વપ્ને પણ ધારી શકીશ નહી એવી કડક શિક્ષામાંથી ત્હારા કાફ્ર શરીરના ખોખાનું તું રક્ષણ કરી શકીશ."

ત્રાસથી આનંદરાવ બોલી ઉઠ્યો—"અરે ભલા સરદાર! રહેમ કર, દયા લાવ! તું તો મ્હોટો ઉમરાવ છે. ત્હારે પૈસાની શી ન્યૂનતા છે. હું તો એક વૃદ્ધ અવસ્થાએ પ્હોચેલો કંગાળ, ગરીબ અને લાચાર નિરાશ્રિત છું. મ્હારા જેવા પાસેથી તને શું મળવાનું છે? આમ મને રંજાડવાનું કામ

તમો મ્હોટા સરદારોને શોભતું નથી. શું સિંહ એક બકરાપર તલાપ મારવા લોભાશે?—એક જીવડાને કચરી નાંખવામાં મરદાઈ લેખાતી નથી.

ઉપહાસ્ય કરતો રુસ્તમજમાન બોલ્યો—"તું બુઢો થયો છે તે તો મ્હેં જાણ્યું. પણ તને નિર્વિઘ્ને આમ બુઢો જેણે થવા દીધો એની મૂર્ખતા ઉપર મને હસવું આવે છે. તું નબળો હઇશ પણ ત્હારા તેવા મખ્ખીચુસોને હૃદયજ ક્યાં હોય છે? ઘણા ગરીબ ગુરબાને રેંહસી રેંહસી ત્હેં અતુલ ધન ભેગું કર્યું છે. તે કોને માટે? મ્હારે માટે! આખા દખણમાં મહાડના શેઠ આનંદરાવ મહાડકર જેવો ધનાઢ્ય કોઇ પણ નથી, એ જગજાહેર વાત છે. મ્હોટેથી ન્હાના સુધી સર્વને ખબર છે. માટે ત્હારો ખોટો ઢોંગ નભવાનો નથી."

આનંદરાવઃ— "ભલા સરદાર! આ ત્હારો દુરાગ્રહ ખોટો છે. હું પ્રતિજ્ઞા,—સોગન ખાઇ કહું છું કે. ......"

"બસ, ચુપ રહે, નાહક જુઠા સોગન ખાઈશ નહી, તને હું સારી પેઠે ઓળખું છું, ત્હારો આ દુરાગ્રહ ત્હારો નાશ ન લાવે તેની સંભાળ રાખ. તું એમ ન ધારતો કે તને ભય આપવા મ્હારો આ મિથ્યા બકવાદ છે. હું કસમથી કહું છું કે, તને અહીં પુરવામાં મ્હારી ઉંડી ધારણા છે. નિર્જીવ ગુન્હા માટે આ કેદખાનું વપરાતું નથી, ત્હારા કરતાં દસ હજાર ગણા વધારે વિખ્યાત કેદીઓ આ દિવાલો વચ્ચે મરણ પામ્યા છે અને તેમનાં આવાં ભયંકર પરિણામથી દુનીયાં હજુ સુધી અજ્ઞાત રહી છે. મ્હારા હેતુમાં ત્હારી નિષ્ફળતા માટે પણ તેવી જ રીતે રીબાઈ રીબાઇને મરવાનું તને નિર્માણ થઇ ચુકયું છે. બચ્ચા! યાદ રાખ કે આ રૂસ્તમ જમાનના સપાટામાંથી તું હવે છુટી શકવાનો નથી."

મુછ ઉપર હાથ ફેરવતાં ગુલામોને બોલાવી અરેબીક ભાષામાં કાંઈ કહ્યું. હુકમ પ્રમાણે ટોપલીઓ નીચે મુકી, શગડી લાવી, તેમાં ટોપલીમાંથી કોલસા ભર્યા. તેલમાં બોળેલી કાકડી સળગાવી, કોલસા પેટવ્યા ને પંખાવતી થોડા સમયમાં ધીગધીગતા અંગારા તપવા લાગ્યા.

શગડી તરફ આંગળી કરી, વિકાળ દેખાવમાં રૂસ્તમ જમાન બરાડી ઉઠયો "આનંદરાવ! લાલચોળ અંગારા ઉપર તેવું જ રૂપ પકડતા લોખંડના શળીયા જો? આવા દેવતાની પથારી કરી તને નગ્ન દશામાં તેના ઉપર સુવાડીશું. દેવતા હોલાય નહીં તેને માટે આ ગુલામો પંખો જારી રાખશે, બીજા ત્હારા શરીરપર તેલ છાંટશે. ને આ લાલ ચણોઠી જેવા સળીયા ત્હારા અપવિત્ર, અંગમાં ગમે તે જગ્યાએ ચાંપીને એવી રીતે પકાવીશું. આવું દુઃખ તને આપીશું. બોલ ત્હારી શી મરજી છે?

જોઇએ તો આનાં સુંદર બીછાનાપર પોઢી નર્કે જા યાતો પચ્ચીસ મણ રુપું આપ. આ શીવાય બચવાનો એક આરો નથી.”

“અશક્ય, કેવળ અશક્ય” મરણને કાંઠે ઉભેલો વૃદ્ધ કાયસ્થ બોલ્યો– “ત્હારૂં કહેવું તું સત્ય કરે, તે અશક્ય છે! ઈશ્વિર આવો જુલમ–આવી ક્રૂરતા અમલમાં મુકવા ત્હારા હૃદયને પ્રેરે એમ લાગતું નથી! કડવાં વચન કાહડનારો કડવું વર્તન કરતો નથી ને ત્હારે માટે હું તેવું જ ધારું છું.”

“આનંદરાવ! ભલે ત્હારે જેમ ધારવું હોય તેમ ધાર પણ ત્હારા સમજવામાં ભયાનક ભુલ થાય છે. શું તું એમ ધારે છે કે જેણે સેંકડો ખુનખાર લડાઇઓમાં ભાગ લીધો છે, ઘણા શેહેરો, ગામડાંઓનો નાશ આગ અને તલવારથી જોયો છે, તે તેની દ્રવ્યની લલુતા પુરી પાડવાને શિક્ષા કરતાં ત્હારા જેવા કાફ્ર કાયસ્થની બુમો–ચિચિયારીઓથી તેને દયા છુટશે? નહીજ. આ મ્હારા નિમકહલાલ સીદીઓ ઈશ્વર તુલ્ય સ્વામીની સેવા બજાવતાં ગમે તે પ્રકારે સ્વામીના શીકારનો નાશ કરવા પાછીપાની કરતા નથી, તે ત્હારી દયા ખાશે, એમ સ્વપ્ને પણ ધારીશ નહી. બુઢા ડોકરા! ત્હારી અઢળક દોલતમાંથી માત્ર એક ભાગ કાઢી નાંખ. અને ઘણાના લોહી પી-પીને એકઠી કરેલી દોલતનો એક ભાગ મ્હારા જેવા હકદાર મુસલમાનના હાથમાં સોપી દે? ત્હારી લુચ્ચાઇ, કુનેહ એક વખત ઓછી થતી પૈસાની થોડી ઘણી થેલીઓ પાછી તને ભરી આપશે, પણ એક વખત તું જો આ અગ્નિની ભયંકર પથારીપર સુતો તો તને બચાવવા આ દુનીયામાં કોઇપણ હકીમ સમર્થ થશે નહી. મ્હેં કહેલ દ્રવ્ય આપી આ ભયંકર કેદખાનું જ્યાંથી હજુ કોઈપણ છુટી શક્યું નથી ત્યાંથી છુટો થા. હવે મિથ્યા વાદવિવાદમાં વખત ગુમાવવા હું માગતો નથી, ત્હારી થેલી અને ત્હારા માંસ લોહી વચ્ચેની જોઇએ તે ચીજ ત્હારા છુટકારા વાસ્તે પસંદ કર, જે તું પસંદ કરીશ તે તને મળશે.”

ધ્રુજતો આનંદરાવ પોકાર કરી ઉઠયો–“અરે ભગવાન! અરે સર્વ દેવતાઓ! મ્હારી વ્હારે ધાઓ. આ નિરપરાધી બુઢો નાહક રેંસાઇ જાય છે–મ્હારૂં રક્ષણ કરો. અરે હું કાંઈ પણ પસંદ કરી શકું તેમ નથી. ત્હારી અનહદ ભારે માગણી પુરી પાડવાને મ્હારી પાસે એક સાધન નથી! શિવ; શિવ! શિવ! હું શું કરું!”

ડોળા ઘુરકાવતો રૂસ્તમ બોલ્યો “હરામખોર કુતા! સબુર કર! હમણાંજ તને દેખાડું છું. ગુલામો! આ કાફ્રને પકડી તેનાં કપડાં ઉતારો. જોઇએ એના કાફ્રદેવતાઓ–દૈત્યો એને કેવી મદદ કરે છે!”

હુકમ થતાંજ દુર્ભાગી આનંદરાવને ગુલામોએ પકડી જમીનપરથી ઉભો કર્યો, તેનાં કપડાંને હાથ લગાડી પોતાના સરદારની રજા મળતાં સુધી ઉભા રહ્યા. આનંદરાવે, રુસ્તમ જમાન તથા તેનાં માણસોની નિષ્ઠુરતા, બદલાઈ છે કે હજુ કાયમ છે, તે જાણવા તેઓના ચ્હેરા તરફ નજર ફેરવી, પણ તેને કોઇ પણ જાતનો ફેરફાર જણાયો નહી. સરદારની તેવી ને તેવી જ જતુની આંખ હતી. ને સીદીની કાળા ભવાંની નીચે ચળકતી આંખો આવા ક્રૂર કૃત્યનું અનુમોદન કરતી હતી. આ સર્વ જોતાં તે પોતાના વિચારને વળગી રહ્યો, પરંતુ જ્યારે બળતી સઘડી તરફ નજર કરી ત્યારે સામો ઉભેલો જુલમી સરદાર દયા કરે તેમ નથી તે જોતાં તેનાં ગાત્ર શિથિલ થયાં–ખરેખરો નાહિમ્મત થયો.

તે અસ્ફુટ અવાજમાં બોલ્યો–"ખાન સાહેબ હું આ–પી–શ. પચ્ચીસ...મણ...રુપું...આપીશ. જો કે મ્હારી એકલાની આપવાની સત્તા નથી, તો પણ મ્હારા જાતભાઇઓની મદદથી ભરી શકીશ. આટલું ધન ભેગું કરવાને મ્હારે ઘેરે ઘેર ભીખ માગવી પડશે. બોલો કયે દિવસે અને કયે સ્થળે મ્હારે એ દ્રવ્ય આપવું જોઇએ ?"

અહીં પોતાની હીકમતથી ફુલાતા ખાને ઉત્તર આપ્યો–આ સ્થળે એ દ્રવ્ય આપવું જોઇએ, એમ ને એમ નહી. પણ તેને જોખવું પડશે અને તે પણ આજ ભોંયરામાં, સમજ્યો ? મ્હારા હાથમાં પ્હેલાં દ્રવ્ય આવશે પછી ત્હારો છુટકારો થશે."

જરા હીમ્મતથી કાયસ્થે ઉત્તર આપ્યો. "એ તો ઠીક. પણ આટલું દ્રવ્ય આપ્યા પછી મ્હારો છુટકો થશે એની ખાતરી શું ?"

રુસ્તમજમાન દાંત કચડતો બોલ્યો "ઓ હેવાન ! ઓ સાનમાં રહેલા ગુલામ ! એક મુસલમાન અમીરનો શબ્દ ત્હારા રુપા તથા સોનાથી પણ વધારે–એક પાક ઉમરાવનો કોલ, સમજ્યો !

"માફ કરો ! સરદાર સાહેબ. એ કયાંનો ન્યાય, કે જેને મારો રજ પણ વિશ્વાસ નથી તેના શબ્દ ઉપર મ્હારે સંપૂર્ણ વિશ્વાસ રાખવો !"

"કારણ તેમાં ત્હારો એકે ઉપાય નથી" ક્રુરતાથી પરિહાસ કરતાં મુસલમાન અમીરે ઉત્તર આપ્યો:–"જો તું મહાડમાં ત્હારી પેઢીપર હમણાં હોત ને હું ત્હારી પાસે ઉછીના રુપીઆ લેવા આવ્યો હત તો તું મને કેટલો કનડત. મ્હારી પાસે કાંઈ કાંઈ અવેજ સાનમાં રાખવા માગત, રુપીઆ પાછા ભરવાનો વખત તથા વ્યાજ ત્હારી મરજી પ્રમાણે ઠેરવત, તેવીજ રીતે આ મ્હારી શરાફની પેઢી છે, ને તું અહીં માગનાર છે. તને ગરજ છે. માટે છુટકારાની જે રકમ ઠરી ચુકી છે તે પુનઃ હું કહેવા માંગતો નથી."

દીર્ઘ નિઃશ્વાસ નાંખતો કાયસ્થ કરગર્યો. "મને છુટો કરે તેની સાથે મ્હારા સર્વ સાથીઓને છુટા કરવાની દયા કર. જેથી તને અપાતા દ્રવ્યનો ભાર મ્હારા એકલાથી ઉપડે તેમ નથી, તેમાં તેમની મદદ લઇશ."

"શું તું પેલા હીંદુ કાફરો માટે કહે છે! તેમના છુટકારા વાસ્તે તો જુદો ખેત ઉતારવાનો છે. તું ત્હારૂં ફોડી લેને! કાયસ્થ કુતરા, હું તને ચેતવું છું કે, ત્હારે બીજાની બાબતમાં નાહક માથું મારવું નહી." સરદાર બોલ્યો.

આનંદરાવઃ—" શું ત્યારે મ્હારી પુત્રી, જમાઈ તથા મને પોતાને એકલાનેજ આટલા પૈસાથી તું છુટા કરવા માગે છે? ભલે એટલું કરીશ તોપણ ત્હારો ઉપકાર, કારણ મ્હારી પુત્રી આનંદીબાઇને સખત જાપ્તા સાથે મહાડ મોકલે તો તે ત્યાંથી દ્રવ્ય લાવશે." પૈસાનું નામ લેતાં જ ઉંડો નિઃશ્વાસ મુક્યો; અને "અરેરે! તે દ્રવ્ય આ જગ્યાએ તોળાશે?" એમ બોલી ઉત્તરની રાહ જોતો ઉભો.

રૂસ્તમજમાન જાણે કાંઈ જાણતો જ નથી એમ ડોળ કરી આશ્ચર્ય પામતો હોય તેમ બોલ્યો "શું ત્હારી પુત્રી! યા અલ્લા! આનંદરાવ! મ્હેં પ્રથમથી જાણ્યું હત તો કેટલું સારૂં થાત, મ્હેં તો એને તારાબાઇની દાસી જાણી વીર અહમદખાનને બક્ષિસ કરી છે."

આ સાંભળતાં બળતામાં ઘી હોમાયું. આનંદરાવ એકદમ ચીચીયારી પાડી ઉઠયો. આખા ભોંયરામાં તેનો ભયંકર પ્રતિઘોષ થયો. ઓચીતી ચીચીયારીથી સીદી ચમકયા ને કાયસ્થને છુટો મુકાઈ જવાથી તે જમીનપર પડ્યો. ઘુંટણીએ પડી રૂસ્તમ જમાનનો પગ પકડતો, વિનવવા લાગ્યો." ઓ ભલા સરદાર! ત્હારી માગણી તું પુરેપુરી લે—જોઇએ તો તેથી દસગણું લે. ત્હારી ઇચ્છા મને નાશ કરી ભીખારી અવસ્થામાં રખડતો જોવાની હોય તો તેમ, અરે એટલુંજ નહી પણ ત્હારી લટકતી તલવારથી મ્હારૂં ડોકું ઉડાવી દે, જોઇએ તો આ અગ્નિની ભઠ્ઠીમાં ફેંકી દે, પણ મ્હારી એકની એક પ્રાણ સમાન પુત્રીને બચાવ. તેને સહીસલામત અને પવિત્ર રહેવા દે. તે બીજાપુરના નગરશેઠની કુળવધૂ છે. જો ત્હેં સ્ત્રીને પેટે જન્મ લીધો હોય તો મ્હારી રાંક પુત્રીના શિયળનું રક્ષણ કર! મ્હારાં છ છ બાળકોમાંથી માત્ર મ્હારા જીવનને સુખી કરતી આ એક આંખ રહી છે, શું! તેટલુંએ સુખ આ બુઢ્ઢા વાસ્તે નહી રાખે!—હાય મ્હારા રૂપીઆ,—ઓ મ્હારી પુત્રી! ન્યાય આપ—મ્હારા રૂપીઆ, મ્હારીપુત્રી—"આટલું બોલી વૃદ્ધ અશક્તિને લીધે જરા બેશુદ્ધ દશામાં પડયો.

તેની કરુણાજનક સ્થિતિ જોઈ રૂસ્તમજમાનનું હૃદય જરા પીગળ્યું. તે દીલગીરી બતાવતો બોલ્યો "વૃદ્ધ! ઘણું મોડું થયું. પ્રથમથી જાણ્યું

હત તો કાંઇ પણ કરત. મ્હેં તો એમ જ ધાર્યું હતું કે તમારા લોકોને આબરૂ કરતાં પૈસો વધારે વ્હાલો છે."

દયાવાળા શબ્દો સાંભળી વધારે દયા ઉત્પન્ન કરવાના હેતુથી દયાર્દ્ર ચ્હેરે બોલ્યો "તું અમારે વાસ્તે આટલો બધો હલકો વિચાર રાખ નહીં. પૈસા કરતાં અમારાં બચ્ચાં અમને વધારે વ્હાલાં હો!"

બેદરકારપણે રુસ્તમ બોલ્યો "ભલે કદાચ એમ હશે. ભવિષ્યમાં મ્હારો વિચાર ત્હારે વાસ્તે ફેરવીશ. હાલ તો એ સવાલ નકામો છે. જે બનાવ બની ગયો તેને માટે હું લાચાર છું. એમાં કાંઈ પણ કરી શકું તેમ નથી. હું ત્હારી પુત્રીને અહમદખાનને આપી ચુકયો છું ને મ્હારો શબ્દ ત્હારા જેવા દસ કાફરો માટે તથા ત્હારી પુત્રી જેવી દસ કાફર સ્ત્રીઓ માટે ફેરવી શકતો નથી. અરે મૂર્ખ! તે બિજાપુરના શેઠના ઘરમાં રહ્યા કરતાં અહમદખાન જેવા ઉદાર વીર પુરુષની પત્ની તરીકે વધારે સુખી થશે"

મનમાં ખીજવાતો, હાથ ચંચવાળતો આનંદરાવ બોલ્યો "અરેરે શું તે તેને ત્યાં સુખી થશે! શું તે એક ભવમાં બે ભવ કરી મ્હારા કુળને કલંક લગાડશે!—તે મ્હારી પુત્રી છે. સ્વપ્ને પણ એ આશા રાખીશ નહીં. અરેરે! મુસલમાનો કેદ પકડાયલા મનુષ્યો સાથે કેવી ક્રૂરતાથી વર્તે છે અને સ્ત્રી-ઓની આબરુપર જોર જુલમથી હુમલો કરે છે, તે શું અમે જાણતા નથી?"

આંખો ફાડી, ક્રોધના આવેશમાં રૂસ્તમ પોતાનો લાગ આવ્યો જાણી બોલી ઉઠ્યો "કાફર, નીચ કુત્તા! શું તું પાક મુસલમાનને ગાળો આપે છે? જીભ કાપી નાંખીશ. જો કાંઈ વત્તુ ઓછું બોલ્યો તો! ચાલ, દ્રવ્ય આપી તું છુટો થા, નહીં તો મરવા તૈયાર થા. ત્હારાં પુત્રી, જમાઈ તને હવે મળવાનાં નથી."

કાયસ્થનો હવે મીજાજ હાથથી ગયો. માથું વેગળુ મુકી ધ્રુજતા અંગ સાથે ગાજી ઉઠ્યો:—"ચોર, લુચ્ચા! હું તને એક ફુટી બદામ પણ આપ-વાનો નથી,ભામટા,ત્હારાથી થાય તે કરી લેજે.મ્હારા પુત્રી જમાઇનો વાંકોવાળ કર્યા શીવાય મ્હારી નજર આગળ લાવે તોજ ત્હારા માગવા પ્રમાણે દ્રવ્ય આપીશ, નહી તો એક પાઇ પણ આપનાર નથી."

માથું ખોઇ બેસતાં ખાન બોલ્યો "કાયસ્થ! તું શું ગાંડો થયો છે! શું ત્હારી ચામડી અને લોહીને આ ધગધગતા અંગારા સાથે રમત રમવા વિચાર થયો છે?"

પુત્રીવાત્સલ્યના બળે નીડર બનતા કાયસ્થે ઉત્તર આપ્યો "મને તેની દરકાર નથી, ત્હારાથી થાય તેટલો જુલમ કર? મ્હારી પુત્રી મ્હારું માંસ અને લોહી છે. મ્હારું આ શરીર જેને તું ત્હારી ક્રૂરતાનો ભોગ કરવા

માગે છે તે મ્હારી પુત્રી કરતાં મને વધારે પ્રિય નથી. મોતથી હવે હું ડરતો નથી. જુલમી મુસલમાન, ચમડી જાય તો ભલે પણ એક દમડી તને નહી આપું, સુખેથી મ્હારા પ્રાણ લે અને કહેજે કે એક વૃદ્ધ કાયસ્થ એક મુસલમાનને નાઉમદે કરવાની વીરતા બતાવતાં મૃત્યુને શરણ થયો છે. સમજ્યો નીચ !"

"ઠીક છે, હવે અમે જોઇશું કે તું કેવો સુખી થાય છે, ગુલામો! આ કુત્તાને નર્કમાં મોકલવા તૈયારી કરો! તેના કપડાં ઉતારી નાંખો. આ દેવતાની પથારી કરી, તેને નગ્ન કરી સુવાડો, સત્વર કરો, કાફર વધારે વખત જીવવાને યોગ્ય નથી."

આ વૃદ્ધ કાયસ્થના તરફડીયાંની દરકાર નહીં રાખતાં સીદી ગુલામો બળજોરીથી વસ્ત્રો ઉતારવા લાગ્યા, તેને તદન વસ્ત્ર વગરનો કરવા જતા હતા એટલામાં રણશિંગડાનો અવાજ સાંભળી ચમકયો ને રુસ્તમજમાનના નામની બુમ મારતા કેટલાક માણસના અવાજ સંભળાયા. વધારે અગત્યના કામમાં જવાનું થવાથી, કેદીને પાછો ભોંયરામાં પુરવા હુકમ કર્યો અને આનંદરાવનું ભવિષ્ય બીજા દિવસને વાસ્તે લટકતું રાખી સીદીને સાથે લઈ ચાલતો થયો.

વૃદ્ધ કાયસ્થ પુત્રીના સમાચારથી શોકગ્રસ્ત થતો ને અલ્પ કાળ માટેના પોતાના છુટકારા માટે ઈશ્વરનો ઉપકાર માનતો પૂર્વ સ્થિતિને આધીન થયો.

---

## પ્રકરણ ૨૨ મું.

### પન્હાલાપર હલ્લો.

રણશિગડાનો અવાજ સાંભળી, પ્રયાસમાં નિષ્ફળતા પામી, નિરાશ થયેલા ફાજલખાન તથા અહમદખાન હાંફળા ફાંફળા દિવાનખાનામાં દાખલ થયા. બખ્તાવરખાન તેમની રાહ જોતો આમ તેમ આંટા મારતો હતો. તેનો ચ્હેરો ચિંતાગ્રસ્ત દેખાતો હતો. રણશિંગડાના અવાજ પરત્વે પ્રશ્ન-કરતાં તેણે જણાવ્યું કે, "દીવાલપરના ચોકીદારે નીચેની ખીણમાં કાંઈ ગડબડાટ થતો સાંભળ્યો; આથી તેની ખબર કાઢી લાવવા બે બાહોશ જાસુસ મોકલ્યા છે; અને જે વખત જાય છે, તેમાં તેઓ આવી પ્હોંચશે."

આ સમાચારે ફાજલખાનને આકુલ કર્યો. તેણે આતુરતાથી પૂછયું "રુસ્તમજમાન કયાં છે !"

અહમદખાને કલ્પના કરતો હોય તેમ જવાબ આપ્યો "હું ધારું છું કે રુસ્તમજમાન પેલા કાયસ્થ પાસેથી પૈસા કઢાવવા ગુંથાયો હશે;

અને કદાચ તે યુદ્ધના ધુમબરાડામાં રણશિંગડાનો અવાજ ઢંકાઈ ગયો હોય. આપણે માણસ મોકલી તેને બોલાવીએ."

હજુ એટલું કહે છે ત્યાં છંછેડાયલા સર્પ પેઠે ફુંફવાડા મારતો રૂસ્તમજમાન ત્યાં આવી પ્હોંચ્યો, અને બધી બીનાથી વાકેફ થયો. વાત પુરી થતામાં જાસુસ આવી પ્હોંચ્યો. તેને જોઈ રૂસ્તમજમાન બોલ્યો "લ્યો હવે આ ખરી હકીકત કહેશે. કેમરે! તું શા સમાચાર આપે છે! નીચે શાની ગડબડ છે!"

જાસુસે શિર નમાવી કહ્યું.-સરકાર મ્હોટું મરાઠા સૈન્ય કીલ્લાપર હલ્લો કરવા આવે છે, સંભળાય છે કે તેની સરદારી શિવાજીએ પોતે લીધી છે. તેઓ આશરે પાંચ સાત હજાર સંખ્યામાં હશે."

રૂસ્તજમાન છેડાતો ગુંચવાતો બરાડી ઉઠ્યો! લ્યો હવે સમાચાર જાણ્યા. ફાજલખાન! તમારા કામ માટે આ કીલ્લો ધીરવાનું મને ફળ મળ્યું, તે સાંભળો, તમે આ કાફર દૂષી શત્રુઓના ઝનુની ભ્રમરાઓનાં ટોળાંને અહીં ધસડી લાવ્યા."

"શું ઝનુની ભ્રમરા! અરે નારે ના, તે તો આળસુ, સુસ્ત પાડાઓ કહોને! જંગલના જંગલી લુટારુઓનું ટોળું આપણને શું કરનાર છે? એમ ડરો છો શું? થાઓ તૈયાર ને કીલ્લામાંના દરેકે દરેક માણસને અત્રે એકઠા હમણાં ને હમણાં કરો. આપણો એક એક વીર મુસલમાન સીપાઇ એવા વીસ રાની કાફર મરાઠાઓને પુરતો છે," ફાજલખાન સાભિમાન બોલ્યો.

"એ બધું ખરું, પણ નાદાન યુવાન! હજુ તને કાંઇ અનુભવ થયો નથી. મ્હારી જીંદગી તો યુદ્ધ અને લડાઇઓમાં ગઇ છે. ત્હેં કહ્યા તેવા તેઓ જંગલી નથી, તેઓ શિવાજી જેવા યુદ્ધ કુશળ લડવૈયાના હાથ નીચે કેળવાયલા માવલાઓ છે. એ લોકો સામે તું ધારે છે, તેટલો ફાયદો આપણે મેળવી શકવાના નથી. જોની પંદર દિવસપર જ ત્હારા પિતાના લશ્કરના કેવા હાલહવાલ કરી નાંખ્યા! એ વિજયથી માવલાઓમાં હવે બેવડી હીમ્મત આવી છે, શિવાજી પોતે તે સૈન્યમાં છે, તેથી તેમની હીમ્મત ઘણી વધશે. જે જે કીલ્લાપર શિવાજી હલ્લો લઇ ગયો, તે દરેક કીલ્લો તેના કબ્જામાં ગયો છે. મ્હારા માણસોની, આ ખબરથી અરધી હીમ્મત ઘટી જશે. તેઓ શિવાજીના નામથી ધ્રુજે છે. પોતાપર આ હલ્લો લાવનાર સૈન્યમાં શિવાજી પોતે છે, એ સમાચાર તેમને ડરાવવા પુરતા છે. તેની સામે લડવું રમત વાત નથી, તે માણસ નથી પણ કોઇ રાક્ષસ છે. આપણી પાસે મ્હોટું સૈન્ય હત તો વાત જુદી હતી, પણ મૂળમાં આપણી પાસે સૈન્યની સંખ્યા જ થોડી છે. પછી કીલ્લાનો બચાવ શી રીતે કરી શકીશું? તું એમ ન ધારીશ કે, હું શિવાજીથી ડરૂં છું.

પણ સલાહ વખતે તો જે સત્ય લાગે તે કહી દેવું. બનતાં બની ગઇ છે, માટે હવે તો હીમ્મત ન હારતાં બને ત્યાંસુધી કીલ્લાનો બચાવ કરવો. બખ્તાવરખાન! તમે સર્વ માણસોને હથીયાર સાથે મેદાનમાં એકઠા કરો!" થોડી વાર મૌન રહી વળી પાછું બોલવું શરુ કર્યું. "ફાજલખાન ચાલો આપણે દીવાલપર ચઢી, આ ગુલામોની હીલચાલ જોઇએ! ફાજલ ખાનને હવે આ પ્રસંગ ઘણો ગંભીર અને બારીક લાગ્યો. તે તથા અહમદખાન રૂસ્તમજમાનની પુઠે પુઠે ગયા. મુખ્ય દરવાજાના બુરજપર ચઢી, ખીણમાં નજર કરી. સંધિ પ્રકાશથી તેમાંનો ચાલતો વ્યાપાર દૃષ્ટીભૂત થતો હતો. નિશા ધમધમ કરતી ડોકીયાં કરતી દેખાવા લાગી, શત્રુનું દળ પુર જોસમાં આવતું જોઈ રૂસ્તમજમાન બોલ્યો, જાસુસે કહેલું ખરેખર સત્ય છે. તોફાનતું ચિહ્ન જણાતાં અગાઉ કાળાં વાદળાંની હારની હાર પેઠે તીરકામઠાંવાળા કાફરો ચારે પાસથી એકઠા થઇ ગયા છે. તેઓ હવે ઘણા નજદીકમાં છે. સમય હવે ખોવાનો નથી. બચાવ માટે જબરજસ્ત તૈયારીઓ કરવી જોઇએ."

થોડી વારમાં કિલ્લાના મધ્ય સ્થાનમાં હથીયાર બંધ માણસો ભાલા, તીરકામઠાં, બંદુકો તથા તલવાર સાથે એકઠાં થયાં ને પોતાના સરદારના હુકમની રાહ જોતા ઉભા. રૂસ્તમજમાને નજર ફેરવી દિવાલપર ચઢી પોતપોતાને સ્થળે ઉભા રહેવા હુકમ આપી, ફાજલખાનને કહ્યું.

"ફાજલખાન! આપણા કીલ્લાની પૂર્વ બાજુની દીવાલો જરા નીચી અને નબળી છે, માટે તે તરફ તમારે રહેવું. અહદમખાન! તમે પશ્ચિમ બાજુ સાચવો. શત્રુનો મુખ્ય હલ્લો, દરવાજાપર આવશે અને તેથી હું તથા બખ્તાવરખાન ત્યાંજ રહીશું. મ્હારા વીર સરદારો! દરેક જણે પોતાને સોંપેલું કાર્ય હુશીયારીથી કરવું, છતાં જરૂર પડે એક બીજાને મદદ આપવા દોડવું. લશ્કર પ્રમાણમાં ઘણું થોડું છે. એટલે એક સરદાર શત્રુના હલ્લાને પ્હોંચી વળશે નહીં. માટે જ્યાં ત્યાં મદદે દોડવું પડશે. સાવધતાથી લડજો." આ પ્રમાણે સૂચના આપી, નીમેલી જગ્યાએ સૌ સૌને મોકલ્યા. સર્વ પોતપોતાને સ્થાને ગોઠવાઈ ગયા. ગડબડાટ અને બુમોનો ભારે અવાજ થવા લાગ્યો. લડાઇસૂચક નગારાં પર દાંડી પીટાવાલાગી. લડાઇની સર્વ તૈયારી થઇ. રણશિગડાના અવાજ થવા લાગ્યા અને આ વખતે એવા જુસ્સાથી સર્વેના અંગમાં લોહી ફરકવા માંડયું કે, જાણે દુશ્મનોને પળવારમાં કચરી દેશે.

દીવાલપરથી ટેકવી ફાજલખાન દુશ્મનના સૈન્યને જોતો હતો, તે બોલી ઉઠ્યો "યા અલ્લા! ધારવા કરતાં શત્રુદળ અસંખ્ય છે. તેઓની લડાઇની તૈયારી પાકી થયેલી લાગે છે. અરે તેઓની સાથે મ્હોટી તોપો

પણ છે; ને તેઓ એક કેળવાયલા લશ્કર પેઠે ચાલે છે. આપણા મારાથી બચવાને તેઓ ચપળતાઇથી જુદાં જુદાં વૃક્ષ કે ઝાડીનો આસરો લેતા આવે છે. ઘોડાપર બેઠેલો તેમનો સરદાર જેવો શિવાજી દેખાય છે. અરે એજ. ઠીક છે. બચ્ચા આજે ત્હારા ઉપર મ્હારા પિતાનું વેર લીધું જ સમજજે."

અહમદખાન! "હા હું તે મગરુબ ખુનીને જોઉં છું. તેની સાથે ચાલતો જે માવલાઓને પાનો ચઢાવતો દેખાય છે, તે તાનાજી જેવો લાગે છે હો!"

મરાઠાઓ અતિશય નજીકમાં આવી પ્હોંચવાથી તેમને આ નિષ્ફળ વાર્તા બંધ કરવી પડી. સર્વ મુસલમાનોને સાવધ રહેવા બુમ મારી. કીલ્લાના બચાવ માટે પુરતુ સૈન્ય નહોતું, છતાં હીમ્મતથી શત્રુ સામે ટક્કર લેવા ખાંખારા કરતા કીલ્લામાંના અંતસ્થ વીરો તૈયાર ઉભા.

થોડી વારમાં કીલ્લા બ્હાર હલ્લો સૂચવતું રણશિગડું વાગ્યું કે સાથે લાગી જ "હર હર મહાદેવની વીર હાક વાગી અને તેનો ભયંકર પડઘો કીલ્લા ઉપર અથડાવા લાગ્યો. કીલ્લા ઉપર "અલ્લાહી અકબરની ગર્જના જેવી હાંક ગાજી રહી અને એક પછી એક તોપોના અવાજ કીલ્લા ઉપરથી થવા લાગ્યા. મરાઠાઓની તોપો પણ સામો ઉત્તર આપ્યા વગર રહી નહી. પળવારમાં ખુબ રણજંગ મચ્યો. બેઉ તરફથી પડતી બુમો, તોપોના ભડાકા, બંદુકોના અવાજો, રમરમ કરતો તીર છુટવાનો અવાજ—આ સર્વનો મિશ્ર ભયંકર નાદ થયો. કોઇ કોઇનું સાંભળે તેમ ન હોતું. આ જોસ ભેર લાવેલા હલ્લાથી લડાઇનો અંત આવ્યો નહિ. ઘેરો નાંખનારને ધારવા પ્રમાણે હલ્લો સુલભ નહોતો. ઘેરનારે ઘેરાયલાઓને અનહદ શ્રમ આંપતાં, હલ્લો કરનારને નિષ્ફળતા આપવામાં મુસલમાનો પછાત પડ્યાં નહી. બન્ને બાજુથી પુરવેગથી તોપો, તીરો તથા બંદુકનો મારો થવા લાગ્યો. બન્ને પક્ષનું સમાન ઝનુન દેખાતું લાગ્યું. કોઈ કોઇથી હઠ્યા નહી અને લડાઇએ ભયંકર રૂપ લીધું.

મરાઠાઓ દરવાજા ઉપર પુરજોશમાં હલ્લો લાવ્યા. સખત મારામારી થઈ, એટલામાં દરવાજાની અંદર "હર હર મહાદેવની બુમો થતી સંભળાઈ. યા અલ્લા! દગો, દગો" એમ મુસલમાન દ્વારરક્ષક સીપાઈઓ પોકારવા લાગ્યા. રૂસ્તમજમાન તથા બખ્તાવરખાન દરવાજાપર પચાસ માણસની ટોળી લઈ દોડી આવ્યા. હવે ઘણું મોડું થયું.દરવાજાપર રાખેલા સીપાઇઓમાંથી સીપાઇના વેશમાં રહેલા બારેક મરાઠાઓએ "હર હર મહાદેવની ગર્જના સાથે તરવારથી કતલ ચલાવી, ને દરવાજો ઉઘાડી નાંખવામાં રોકાયા. મુસલમાની પેહેરવેશ એટલે દરવાજાપરની ટુકડીમાં માંહો

માંહેની લડાઈ અંધાધુંધીમાં જણાઈ નહીં, ને ખરા મુસલમાન સીપાઈઓનો ઘાણ નીકળી ગયો. મરાઠાઓની સરદારી, વીર નેતાજી પાલકરે લીધી હતી. તે વીરતાથી લડયો ને આખરે દરવાજા ઉઘાડી નાંખ્યા. રૂસ્તમજમાન દરવાજાપર મદદ લાવી શકયો, એટલામાં "હરહર મહાદેવ પોકારતા મરાઠાઓ અંદર ધુસ્યા. મોરો ત્રિંબક મોખરે બીજા પરશુરામની પેઠે ઘુમતો હતો. દરવાજો મરાઠાના હાથમાં આવ્યો અને તેમના પુરને અટકાવવું હવે કઠણ થઈ પડયું. રૂસ્તમજમાન આ જોઈ ચીઢાયો ને પ્રચંડ બળથી લડવા લાગ્યો. તેના પચાસ અપ્રધાન વીરો મસ્ત હાથી માફક ઘુમવા લાગ્યા. મરાઠાઓ આગળ વધતા અટકયા. નેતાજી ને રૂસ્તમ સામસામા આવી ગયા. "દગાખોર કુત્તા" કહેતા છેડાયલો ખાન નેતાજી પર તલવારનો ઘા પર ઘા કરવા લાગ્યો. નેતાજી તેના ઘા સાચવી લેતો, સામો ઘા કરતો, અંતે નેતાજીના એક સખત ફટકાનો ભોગ થતો—ઘાયલ થતો રૂસ્તમજમાન જમીનપર ત્રુટી પડયો. બખ્તાવરખાને તેને પડતાં જોયો. પોતાનો સ્વામી હવે ચકદઈ મરણ પામશે, એમ ધારી નિમકહલાલ બખ્તાવરખાને ચાર પઠાણોની પાસે તેના અર્ધ મૃત શરીરને ઉપડાવી મહેલ તરફ લઈ ચાલ્યો. મરાઠાઓ દરવાજામાં ધુસ્યા છે, એ સમાચાર જાણતાં બીજા મુસલમાન સીપાઈઓ પણ ત્યાં આગળ દોડી આવ્યા. ફાજલખાન પણ પોતાના માણસો સાથે દરવાજા આગળ દોડી આવ્યો. દરવાજાપરનો ભયંકર દેખાવ જોઈ, પાસે ઉભેલા સરદારને પૂછ્યું "સર્જેખાન! રૂસ્તમજમાન કયાં છે? માણસો કહે છે, તે મરાયો. શું એ ખરીવાત?"

"ના, હજી તે જીવે છે" ઉતરી ગયેલે ચ્હેરે તેણે ઉત્તર આપ્યો. "તે સખત ઘાયલ થયો છે. આ દરવાજામાં જુઓને કાફરો કેવા ધુસ્યા છે! હજુ આપણા વીરોએ તેમને એક તસુ પણ આગળ વધવા દીધા નથી."

"બહુ જ ખોટું થયું. આ સમયે રૂસ્તમજમાન જેવો લડતો વીર સરદાર ઓછો થયો. તેમજ દરવાજો શત્રુને હાથ ગયો, એ કાંઈ ન્હાની સુની વાત ન કહેવાય! હવે આ ગુલામો કીલ્લાપર સખત હલ્લો લાવશે! પરંતુ એક વખત દરવાજામાંથી તે ચંડાળોને પાછા હઠાવીએ તો પછી જખ મારે છે. ચાલો મ્હારા વીરો! યા હોમ ઝુકાવો" આ સવાલ જવાબ વિજળીના ચમકારા જેવા થયા ને ફાજલખાન ભયંકર કાપાકાપીમાં ઘુમવા ધસી ગયો.

જે સમયે અહીં ભયંકર નાશ થઈ રહ્યો, તે સમયે ભયમાં પડેલા અને ઘેરાયલા આ કીલ્લાનો માલિક રૂસ્તમજમાન મહેલના એક ઓરડામાં ઘાની પીડાથી પીડાતો તથા મનો વ્યાધિથી દુઃખી થતો બીછાનાપર

તરફડીયાં મારતો હતો. ઘાની વેદનાથી તેના શરીરમાં ભરાયલા જ્વરથી તેના મનમાં દુઃખ અને અધિરતાને વધારતાં તેનું બીછાનું નવી જાગૃત થયેલી ધાસ્તીની લાગણીનું મિશ્રણ દેખાતું હતું. તેના મનની વિષમ સ્થિતિ, નિરાશા, પશ્ચાત્તાપ તથા ભયંકર ભવિષ્યના વિચારો તેને વધારે ને વધારે દુઃખી કરતા. દુઃખથી–ઘાની વધતી વેદનાથી તે બરાડવા લાગ્યો "ઓ ખુદા! મ્હારું શું થશે?"

તેના બીછાનાની પાસેથી એક તીણો અવાજ સંભળાયો "શું રૂસ્તમજમાન! તું હજુ જીવે છે! ત્હારી દુષ્ટતાનો પશ્ચાત્તાપ કરતો સડે છે!"

ગંભીર શાંતતાને તોડતો અજાએબ પમાડતો આ અવાજ રૂસ્તમજમાનના નબળા પડી ગયેલા હૃદયને ધ્રુજાવતો સંભળાયો. તે અવાજ કોઈ ભૂત પિશાચનો ધાર્યો. તે ધ્રુજ્યો, સંકોચાયો પણ પાછો હીમ્મત એકઠી કરતો બોલ્યો "કોણ છે એ? એ પિશાચની માફક ભણકારા કરતો આ સવાલ પુછનાર તું કોણ છે! મ્હારા પલંગ પાસે આવ કે તું કોણ છે એ જોઈ શકું!"

"હા! હા, હું ત્હારો ભૂત છું: રૂસ્તમ!-તે અવાજ પુનઃ સંભળાયો. કંપતો ખાન બોલ્યો "જો તું ખરેખરો ભૂત હો તો ત્હારા શરીરના આકારમાં દેખા દે, ત્હારી સાથે હું લડી શકું તેમ નથી? હું શક્તિહીન થયો છું! ત્હારાથી ડરતો નથી. તું જે હોય તે હાજર થા."

તે બીહામણો અવાજ પુનઃ સંભળાવા લાગ્યો "રૂસ્તમજમાન! ત્હારા પાપોનો વિચાર કર. ખુનો, બળવા, બળાત્કારો, જુલમ!"

"તું ભૂત હો કે ડાકણ હો! પણ તું જુઠું કહે છે. જુઠા ભૂત હું ત્હારી ગણના કરતો નથી. જા, અહીંથી ને મ્હારા બીછાનાને હવે વધુ ઉપદ્રવ કર નહી. જો તું કોઇ જીવતો મનુષ્ય હો તો મને શાંતિથી મરવા દે, જો તું કોઈ રાક્ષસ હો તો હજુ મ્હારા ઉપર બળ અજમાવવાનો વખત આવ્યો નથી."

"શાંતિથી તું મરનાર નથી, દુષ્ટ! ત્હારા અવસાન કાળ વખતે ત્હારાં અધમકૃત્યો–ત્હેં કરેલ ખુનો તથા આ કીલ્લામાં રણકાર કરી રહેલા નિઃશ્વાસના અવાજો તેમજ આ જમીનપર નાહક રેડાયેલા રુધિરોના ભયંકર દેખાવો ત્હારી આંખો સમક્ષ તરવરશે."

રૂસ્તમજમાન ભયંકર રીતે હસતો બોલી ઉઠ્યો: "ત્હારા આવા બકવાદથી હું બીલકુલ બ્હીનાર નથી. હા. આ હિંદુ કાફરોને મ્હેં માર્યા છે. તેઓ મ્હારા દેશના, મ્હારા બાદશાહના કટ્ટા હડહડતા વેરી બળવાખોરો હતા. તેમને મારવામાં ગુન્હો કર્યો નથી–જા નાશ અહીંથી–તું મુગો મરે છે કે નહી!"

"નહી, એ દુષ્ટ પિતૃહત્યારા, નહીં! ત્હારા પિતાનો વિચાર કર! તેનું મૃત્યુ સંભાર! જો યાદ કર! તેનો ઓરડો તેના પુત્રના હાથથીજ તેનાં થયેલાં ખુનના લોહીથી ભીંજાયો હતો કે નહીં!

થોડો વખત થોભી–અંતે તે સરદારે ઉત્તર આપ્યો "હા, તું તે જાણે છે, નહી ખરેજ, તું તે પાપી કૃત્યનો મુખ્ય કર્તા છે. આ ગુહ્ય ફક્ત મ્હારા હૃદયમાં અને તે લલચાવનારી, ફસાવનારી કુતરી, મ્હારા ગુન્હાની સાથીના–એનાંજ હૃદયમાં છુપાયલું પડી રહ્યું હતું. જા પિશાચ! મ્હારો પીછો છોડ! તે મરાઠણ ડાકણ રેણુકાને શોધ! એ ગુન્હાની માહિતગાર છે, તેથી એનેજ પુછજે. તેણેજ તેના ઘા ધોયા હતા ને એવી રીતે ઘાને શીવી શબને લાંબુ કરી સુવાડયું કે તેનું મરણ કુદરતી રીતે થયેલું ગણાયું. જા! તેની પાસે જા! તેજ મને લલચાવનારી ધુતારી હતી. તેજ આ પાપનું કારણ ભૂત હતી, માટે તેનેજ આ અઘોર કૃત્યનો બદલો મળવો જોઇએ, તે અને હું–એઉને ઘોર નર્કનાં દુ:ખો સાથે–લાગાં ખમવા દ્યો!"

આ સાંભળી બીછાના પાસે આવતી રેણુકા બોલી ઉઠી "હા. તે તેનું ફળ ચાખે છે. તેણે કયારનોએ આ પ્યાલો પીધો છે. તે વિષની કડવાસ, હવે તેની સાથે તું પણ ભાગ લે છે તે જોતાં મીઠી થાય છે. ત્હારા દાંત નહી કચકચાવ, રૂસ્તમ! ત્હારી ભ્રમર નહી ચઢાવ–મુઠી વાળી મ્હારા સામે ત્હારા હાથ નહી ઉગામ–ત્હારો એ હાથ હવે કાંઈ કરી શકનાર નથી. તે મ્હારા હાથની પેઠે તદન નબળો પડી ગયો છે" એમ કહી ખડખડ હસવા લાગી.

દુષ્ટા ખુની દદ્દા! રુસ્તમજમાન બરાડી ઉઠ્યો. ધિક્કાર યુક્ત ચીચીયારી પાડતી ધુવડ! ત્યારે શું! ત્હેં પોતે મદદ કરી કરાવેલ ગુન્હાપર–નાશપર યાદ અપાવતી તું પોતે અહી આવી છે નહી!"

રેણુકાએ મક્કમપણે ઉત્તર આપ્યો "હા રુસ્તમ, આ રેણુકા આવી છે, ખુન થયેલા માધવરાવ શીર્કેની પુત્રી છે–તેના માર્યા ગયેલા પુત્રોની બ્હેન છે! તે એજ રેણુકા છે કે જે ત્હારી પાસે, ત્હારા પિતા પાસે તેના કુટુમ્બ કબીલા સગાં સંબંધીઓ પાસે, ત્હારા નામ સાથે જેણે પોતાનું નામ અને કીર્ત્તિ ગુમાવ્યાં છે તે પુન: માગે છે, રુસ્તમજમાન મ્હારાપર ગુજારેલા જુલમ યાદ કર–મ્હારું કહેવું જુઠું હોય તો તે મને પાછું આપ. તું મ્હારો પિશાચ થયો હતો ને હું ત્હારી થઇશ, ત્હારો અંત આવે ત્યાં સુધી હું તને હેરાન કરીશ:"

"દુષ્ટ ડાકણ! તે સમય ત્હારે જોવાનો નથી" તે ગુસ્સાભેર બોલી ઉઠ્યો, અરે! કોણ છે રે! પકડો આ ચંડાલણીને, તેને જીવતી ખીણમાં

ફેંકી દ્યો ! તેણે જ દગો દઈ આ કાફરોને આટલે સુધી આણ્યા છે ! અરે ! કેમ કોઈ સાંભળતું નથી, ગુલામો ક્યાં રખડે છે ?"

ઉપહાસ્ય કરતી તે બોલી "વીર સરદાર, બોલાવ, તેમને બધાને ફરીથી બોલાવ–તેઓ ત્હારું સાંભળતા નથી તેથી તેમને તું ફાંસીએ લટકાવી દે–શિક્ષા કર ! પણ હવે સાંભળ, ઓ બ્હાદુર સરદાર !" અવાજ ફેરવતાં ગંભીરતાથી બોલવા લાગી–"હવે તને તેમના તરફથી મદદ કે ઉત્તર મળનાર નથી. સાંભળ, આ ભયંકર અવાજો લક્ષ દે–આ વીર હાકમાં તમારા મુસલમાનોનો નાશ લખાયલો છે, ત્હારી લોહીથી ખરડાયલી પાપી સત્તા જડમૂળમાંથી હાલવા લાગી છે ને ત્હારા કાફર શત્રુઓ તે સત્તાનો યથેચ્છ નાશ કરે છે–હિંદુઓ–મરાઠાઓ, રુસ્તમ ! એ ત્હારા કાફર કુતરાઓ ત્હારી દીવાલપર હલ્લો કરે છે– તે વખતે તું એક થાકી ગયેલી, આવી રહેલી મૃગલી પેઠે અહીં સડતો પડ્યો છે.

ઘાયલ થયેલો યોદ્ધો ગાજી ઉઠ્યો "ઓ ખુદા, યા પેગમ્બર અને પીરો ! એક પળ પણ મને કૌવત આપો કે હું આ લડાઇમાં વીરતાથી લડતો એક સીપાઈ બચ્ચાને લાયકના મોતને શરણ થાઉં !"

"વીર લડવઈયા ! હવે તે આશા રાખીશ નહી ! ત્હારે એક વીર સીપાઈના મોતે મરવાનું નથી, પણ આસપાસ ખેડુતોથી સળગાવેલી આગથી ગુફામાં મરવા પડેલા શીયાળની માફક મરણને આધિન થવાનું છે, તે બોલી.

" જુઠી ચંડાળ દદા ! તું જુઠું કહે છે–મ્હારા સીપાઇઓ વીરતાથી લડે છે. કીલ્લાની દીવાલો મજબુત અને ઉંચી છે. આ આખા લુટારું સૈન્યથી મ્હારા વીરો ડરતા નથી. શું તું આભ ફાડી નાંખનારી "અલ્લાહી અકબરની બુમો સાંભળતી નથી ? ઓ દુષ્ટા !" આ વિજયની નીશાનીમાં તને જીવતી બાળી મુકીશ.

રેણુકા અધવચ્ચ બોલી ઉઠી " બસ કર ત્હારા ભયંકર મોતની આ નબળા હાથોએ પ્હેલેથી તૈયારી કરી રાખી છે. તે તું હવે ટુંક સમયમાં જાણીશ. ત્હારી બ્હાદુરી, ત્હારા યોદ્ધાઓ, ત્હારી સર્વ સત્તા તથા હીમ્મત હવે તને મ્હારા હાથમાંથી બચાવી શકવાનાં નથી. ત્હારૂં આવી બન્યું છે. આ ઓરડામાં પ્રસરતો ગુંગળાવતો ધુમાડો તું જોતો નથી ? શું તું એમ ધારતો હતો કે ભારી થતી ત્હારી આંખોને અંધકાર રૂપી ધુમાડાનો આભાસ થાય છે ? ના નહી ! આ કૃત્ય આ હીન ભાગી ગાંડી રેણુકાએ પોતાનું વેર વાળવા કર્યું છે. આ ઓરડા નીચે લાકડાનો ગંજ છે તે તને યાદ છે ?"

તેના બોલવાનો મર્મ સમજ્યો હોય તેમ ગુસ્સામાં આવી બોલ્યો, "ગાંડી ! શું તેને ત્હેં આગ લગાડી છે ! ઓ ખુદા–આ સ્ત્રીએ તો દાટ વાળ્યો. આખા કીલ્લાને આગ લગાડી દેખાય છે !"

વેર વાળ્યાનો સંતોષ માનતી શાંતિથી તે બોલી—"હા. આગ ...ટા બંધ વધતી જાય છે. છેલ્લી સલામ, રૂસ્તમજમાન! રામકૃષ્ણાદિ ...તાઓ—હિંદુઓના દેવો જેને તમારા કાજીઓ, ફકીરો, સેતાનો—દૈત્યો ...હે છે, તેઓ ત્હારે માટે રેણુકાએ તૈયાર કરેલા મોતના સુંદર બીછાના ...ર તને શાંતિ આપો! પણ હવે જો—આ રેણુકા ત્હારા ગુન્હાઓની ...ાથી તરીકે ત્હારી શિક્ષાઓની પણ ભાગીયણ થશે, એ જાણી ત્હારા મનમાં નજીવો સંતોષ રાખ. પિતૃહત્યારા, હમેશને માટે હવે છેલ્લી સલામ! આ ઓરડાના દરેકે દરેક પથ્થરને ત્હારા ગુન્હાની તને યાદ આપવા—પોકારવા ભલે જીભ આવે!" એમ કહી તેના તરફ તીરસ્કાર ભરી નજર ફેંકી ઓરડો છોડી ચાલતી થઇ.

ઓરડાનું દ્વાર બંધ કર્યાનો તથા બ્હારથી તાળું વાસ્યાનો અવાજ રૂસ્તમજમાને સાંભળ્યો. કપાળે હાથ મુકી "યા નસીબ, મ્હારે બચવાનો હવે એક પણ માર્ગ નથી." અનહદ દુઃખથી અને પોતાને ભયંકર દેખાતા મૃત્યુની ધાસ્તીથી, પોતાના મિત્રોને, નોકરોને બુમો પાડવા લાગ્યો.

"ઓ બખ્તાવરખાન! અહીં આવો, અરેરે હું મદદ વગર નાહક બળું છું! મ્હારો બચાવ કરો! ફાજલખાન, અહમદખાન, બખ્તાવરખાન, સર્જેખાન! ખાનમહમદ—તમને આ રૂસ્તમજમાન બોલાવે છે! તમારો સ્વામી સરદાર બોલાવે છે—ઓ દગાખોરો! કયાં મરી ગયા! મને આવી રીતે દુઃખથી મરતો મુકી કયાં નાશી ગયા! ખોદાના શ્રાપો તમારા પર ત્રુટી પડો! અરેરે! તેઓ મ્હારૂં સાંભળતા નથી—કોઇ સાંભળતું નથી—લડાઇની ગડબડાટમાં મ્હારો અવાજ ઢંકાઇ જાય છે. હું મરૂં છું—હું મરૂં છું—ધુમાડો ધાઢો ને ધાંઢો થતો જાય છે— અરેરે! નીચેથી આગ ઉપર આવતી લાગે છે. અરેરે જીવ રૂંધાય છે-હવાનું નામ નથી—ઓ ખુદા આ ધાઢા ધુમાડામાંથી આગના રાતા ઝબકારા ચમકે છે!—ભૂતો, પિશાચો આ અગ્નિની જ્વાળામાં પોતાના વિજય વાવટા ફડફડાવતા મ્હારાપર ધસી આવે છે!—ઓ રાક્ષસો! દુર થાઓ!—મને નાહક ન સતાવો— ઓ હુ મરૂં છું—બળું છું—મ્હારા સાથીઓ વગર ઓ ભૂતો, હું તમારી સાથે આવતો નથી. બધું—બધું ત્હારું છે. તે સૈન્ય, તે દીવાલો, અરે શું એમ ધારો છો કે, આ રુસ્તમજમાન તમારી સાથે એકલો આવશે નહી. અહમદખાન—ફાજલખાન—બખ્તાવરખાન અરે તે ચંડાલ રેણુકા, મ્હારા સીપાઇઓ-બધા—બધા મ્હારી સાથે આવશે. હું એકલો નહી આવું, મને ન પકડો—અરે મને ન મારો! ઓ ભૂતો! મને ન મારો! અરે કોઇ બચાવો, બચાવો—આવી રીતે વેદનાથી બકવા લાગ્યો. કાળા ધુમાડામાં ભૂતો જેવા દેખાતા બખ્તાવરખાન અને બીજા પાંચ સાત પ્રચંડ

પઠાણોએ તેને, તેની બેશુદ્ધ દશામાં બકતો ઉચકી, બળતી અગ્નિમાંથી બ્હાર લઈ ગયા ને તેને બદલે ચંડાળ રેણુકાને એક સ્થંભ સાથે બાંધી અગ્નિને ભોગ મુકી દરવાજો બંધ કરી ચાલતા થયા.

હીનભાગી રેણુકા તદ્દન ગાંડી થઇ ગઈ, તે ખડખડ હસવા લાગી—ગાંડા-ઈમાં ગાવા લાગી—રડવા લાગી—તેને શુદ્ધિ રહી નહી. પોતાની રચેલી જાળમાં સપડાયેલા રૂસ્તમજમાનને બદલે પોતે જ ફસાઈ ગઈ અને ભયંકર મોતને શરણ થઇ. તડોતડ કરતા બળતા ભારવટીયા તેના અંગપર પડવા લાગ્યા. પણ હવે આ હતભાગી રેણુકાના ભયંકર મોતનું ચિત્ર વધારે ન વર્ણવતાં આપણે અટલેથી જ અટકીશું.

અહીં દરવાજાપર સખત કાપાકાપી ચાલી. મુસલમાન સીપાઇઓ હવે ધીમે ધીમે માર્ગ આપવા લાગ્યા. એ જોઇ છંછેડાતો ફ્રાજલખાન ઉશ્કે-રાતો બોલ્યો, "શરમ છે! ગુલામો, શું પાછા હઠો છો! ધસો, મારો, બાય-લાઓ પેઠે પાછા શું હઠો છો! દીન, દીન અલ્લાહી અકબર.

આ શબ્દોથી મુસલમાનોને પાનો ચાઢયો અને શૂર ચઢવાથી દુશ્મનપર ધસ્યા. સખત હલ્લો થવાથી મરાઠાઓ પાછા હઠશે એમ જાણી શિવાજી હાથમાં ખુલ્લી તલવાર રાખી આગળ કુદી પડયો, તેને જોતાં જ મરાઠાઓને બેવડું શૂર ચઢયું. શિવાજી પગપાળો લડતો હતો. 'જય ભવાની પોકારતો શત્રુદળમાં ઘુસ્યો. મરાઠાઓ પોતાના સ્વામીને મોખરે ઉભેલો જોતાં જોસ ભેર મુસલમાનોપર તુટી પડ્યા. આવી સખત લડાઇના પ્રસંગે અહમદખાને, વીરતાથી લડતા ફ્રાજલખાનના મનમાં ધીમેથી કહ્યું.

"ફ્રાજલખાન, આપણે હવે બધું ખોયું છે. કીલ્લામાં આગ લાગી છે."

હેં! તું ગાંડો બાંડો થયો છે કે શું? ફ્રાજલખાને ફડફડતાં ઉત્તર આપ્યો.

"અરે આખો પશ્ચિમભાગ સળગી ઉઠયો છે. મ્હેં તે બચાવવા મેહેનત કરી હતી પણ સર્વ વ્યર્થ થઇ. અને આગ તો વધતી જાય છે."

ઓ ખુદા! હવે શું કરીશું. જુવો હવે કીલ્લો બચાવવો મુશ્કેલ છે. ત્હારામાં હીમ્મત હોય તો તું ત્હારી પ્રિયતમાને ઉઠાવ અને હું મ્હારીને લઇ આપણા માણસો સાથે દરવાજામાં ઘુસી દુશ્મનના લશ્કરની વચ્ચે થઈ નાશી જઇએ"

"ત્હારી સલાહ યોગ્ય લાગે છે! પણ હું તો છેલ્લે સુધી મ્હારૂં નસીબ અજમાવીશ અને પછી ત્હેં કહ્યું તે પ્રમાણે કરીશ.

આમ જવાપ આપી ફ્રાજલખાન પોતાના માણસોને ઉશ્કેરવા લાગ્યો. અને તેઓ પાછા હઠે નહીં માટે પોતે અલ્લાહી અકબર પોકારતો આગળ ધસ્યો. આ સખત હલ્લાને અટકાવતાં શિવાજીએ ખાનની ટોળીના બે મોખ-

રેના સીપાઇઓને હણ્યા. તાનાજી, નેતાજી અને પીંગલે પણ સ્વામીની પડો-શમાં આવી પ્હોચ્યા. મુસલમાન નરમ પડયા. ફાજલખાને તેમની હીમ્મત ટકાવી રાખવા ઘણો પ્રયાસ કર્યો પણ તે નિષ્ફળ જતાં મુસલમાનો પાછા હઠયા.

"કુતરાઓ" ફાજલખાન બરાડી ઉઠયો "શું આ મુઠી ભર કાફરોને આપણે હઠાવી શકતા નથી?"

શિવાજીના ફટકાઓ બચાવતો એક વૃદ્ધ સીપાઇ બોલ્યો "હજુર, આ શિવાજી રાક્ષસ છે!"

ક્રોધે ભરાઇ ફાજલખાન બોલ્યો "જો તે રાક્ષસ હોય તો પણ શું તું તેના મુખ પાસેથી નાશી જઇ નર્કમાં પડવા જઇશ?–આપણી પુઠે કીલ્લો બળે છે. બચવાનો હવે એકે આરો નથી. લુચ્ચાઓ! નિમકહ-રામો! મારો, દુસ્મનોને કાહડો. દીન! દીન!"

પાછા જોસમાં આવી મુસલમાનોએ હલ્લો તો કર્યો પણ વધુ વખત ટકી શકયા નહીં. ફાજલખાનનો દરેક પ્રયત્ન નિષ્ફળ થવા લાગ્યો. પોતાની હાર જરૂર થશે એમ તે ચેતી ગયો અને રણ સંગ્રામ-માંથી ઓચિંતો અલોપ થઇ ગયો.

આગ વધવાનાં ચિહ્નો કીલ્લામાં દરેક સ્થળે જણાવા લાગ્યાં. જે-ઓરડામાં પ્રભાકરની સારવાર તેની સ્ત્રી આનંદીબાઇ કરતી હતી, ત્યાં પણ ધુમાડાના ગોટેગોટ થવા લાગ્યા. લડાઇમાં થતી બુમોથી પ્રભાકર અસ્વસ્થ નિદ્રામાંથી જાગૃત થયો હતો. તે અને તેની પવિત્ર ભાર્યા "આ બુમાટો શાનો હશે! કોણે હલ્લો કર્યો હશે!" વિગેરેથી અજ્ઞાત હોવાથી કાંઇ ને કાંઇ સંકલ્પ વિકલ્પ કરતાં બેઠાં હતાં. બારીયોમાંથી હવાને ગાઢી કરતા ગુંગળાવી નાંખતા ધુમાડાના ગોટેગોટ ઓરડામાં આવવા લાગ્યા, અને તે ઓરડામાં ઘુમવા લાગ્યા. પાણી, પાણીની બુમો, આ લડાઇના ભયંકર નાદો વચ્ચે પણ આ નવા ભયની વૃદ્ધિ જણાવતી તેમને સંભળાવવા લાગી.

આનંદી ચીચીયારી પાડતી બોલી ઉઠી "અરેરે, કીલ્લો બળે છે! મ્હોટી આગ લાગી છે! હવે આપણે કયાં જઇશું! કેમ બચીશું!"

નિરાશાથી પ્રભાકર બોલ્યો "નાશ, આનંદી! નાશ! ત્હારો જીવ બચાવ, કોઇ પણ માણસ આવી મને ઉચકી અહીંથી બ્હાર લઇ જાય એમ હું ધારતો નથી."

"હું નાશીશ નહીં! તમારા કરતાં મ્હારો જીવ મને બીલકુલ વહાલો નથી. બચીશું તો બન્ને સાથેજ બચીશું ને નહિ બચશું તોપણ સાથેજ. ઓ ઈશ્વર! મ્હારા પિતા–મ્હારા પિતાજીની શી દશા હશે! સ્વામીનાથ. હું નાશીશ નહી." એમ દૃઢતાથી જવાપ આપ્યો.

તેજ પળે ગુફાનાં ખુલ્લાં રહી ગયેલાં દ્વારમાંથી લોહી લોહાણ વસ્ત્રવાળો ભયંકર દેખાતો યોદ્ધો ઓરડામાં કુદકો મારી દાખલ થયો. તેને જોતાં જ આનંદી ગભરાઈ. તે તેના પ્રતિ જોતાં બોલ્યો "વ્હાલી આનંદી, આખરે મ્હેં તને શોધી કાઢી. ચાલ મ્હારી સાથે નાશી છુટ, સુખદુઃખનો હું ત્હારો ભાગીયો થઈશ. આગે ચોમેર ભયંકર રૂપ પકડયું છે. ઉઠ, ઉઠ, જલદી કર, વખત ખોવાનો નથી. ચાલ મ્હારી પાછળ પાછળ આવ."

"એકલી હું ત્હારી પાછળ આવીશ નહી" આનંદી બોલી! "જો તું સ્ત્રીના ઉદરથી જન્મ્યો હોઉ, ત્હારામાં કાંઈ દયાનો એક છાંટો હોય તો ત્હારી કુલિનતાપર જઈ પ્રથમ મ્હારા સ્વામી ને મ્હારા પિતાને બચાવ."

તીરસ્કાર ભરી દૃષ્ટિ પ્રભાકર તરફ નાંખતો અહમદખાન બોલ્યો "શું આ કુતરો ત્હારો સ્વામી? મ્હારા પ્રેમ વચ્ચે આવતી આડખીલી! તેને તો અહીં બળી મરવા દે, મ્હારા પ્રતિસ્પર્ધીને હું શા માટે બચાવું? ત્હારો પિતા વળી કયે ખુણે પડયો હશે. મને તેની ખબર નથી. તેમની શોધમાં જવાથી આપણા બેનો નાશ થાય એમ છે. માટે જલદી મારી સાથે ત્હારો જીવ બચાવ!"

"દુષ્ટ ચંડાળ! હુ આ આગમાં બળી ભસ્મ થઈશ, તેની મને દરકાર નથી, પરંતુ ત્હારા જેવા નીચની સાથે આવીશ નહી" આનંદી ક્રોધાવેશમાં બોલી.

ડોળા કાઢી અહમદખાન બોલ્યો "આનંદી, તેને બચાવવાનું કામ ત્હારી પસંદગી પર નથી. હું તને લઈ જઈશ. મ્હારી પ્રિયતમા બનાવવા જોરજુલમથી પણ લઇ જઈશ."

એમ કહી ગભરાતી આનંદીને જોરથી પકડી એક બાળકને ઉચકે તેમ ઉપાડી, તેના વિલાપના પોકારો ન ગણકારી લઇ ચાલ્યો. હજુ ગુફાના દ્વાર આગળ આવી પ્હોચે છે ત્યાં એક વીર મરાઠો "કોણ મદદ માટે બુમ મારે છે!" બોલતો ઓરડામાં કુદ્યો. ધિક્કારની નજરે જોતાં તે બોલ્યો "ઓ મુસલમાન કુત્તા! છોડ આ છોકરીને! મુકી દે! દગાખોર! તને આ શિવાજી ફરમાવે છે! લુચ્ચા, ત્હારૂં આવી બન્યું છે!"

અહમદખાને જોયું કે સ્હેલાઇથી આને લઈ જવાશે નહી, તેથી તેને પડતી મુકી. આનંદી છુટી થતાં જ સ્વામીના બીછાના પાસે દોડી, તેની કોટે વળગી પડી. અહમદખાને સજ્જ થતાં તલવાર ખેંચીને શિવાજી પર ઘા કર્યો. શિવાજીએ તેનો ઘા ચુકવી, એકજ ઝપાટાથી તેને જમીન ભેગો કર્યો. એટલામાં તેના બે મરાઠા સરદારો આવી પ્હોચ્યા. આગ પણ ઓરડાની લગભગ આવી પ્હોચી હતી. કડેડાટ કરતા પડતા દરવાજાના અવાજ સંભળાયા, ને ઓરડામાં આગના ભભુકા ધસવા લાગ્યા. મરાઠા સરદારોએ પ્રભાકરને ઉપાડી ગુફામાંથી માર્ગ કાપ્યો. આનંદી શિવાજીની પાછળ

પાછળ ચાલી. આ બન્નેને મહેલ બ્હાર ચોગાનમાં મૂકી, બીજા કેદીઓને છોડાવી લાવવામાં મદદ કરવા પુનઃ બળતા મહેલ તરફ શિવાજી ધસ્યો. આનન્દરાવને જે ભોંયરામાં પુર્યો હતો તેની બાતમી દ્વારપાળોને ધમકાવી મેળવી, જોરાવર માવલાઓને મોકલી ધ્રુજતા વૃદ્ધ કાયસ્થને બ્હાર કઢાવ્યો. શેઠ બ્હાર નીકળતાં "શિવાજી મહારાજનો જય થાવ, આજ આ ગરીબ કાયસ્થને જીવતદાન આપ્યું." એમ કહી સાષ્ટાંગ દંડવત્ કર્યા. પુત્રી તથા જમાઇને હર્ષ ભેર ભેટયો!

* * * * * * * *

હવે મહેલના એક મીનારાને સર્વત્ર પ્રકાશ ફેંકતા આગના ભડકાએ ઘેરી લીધો હતો. તેની બારીઓ તથા બંદુકના છીંદાંઓમાંથી તેના ભડકાના ગોટેગોટ નીકળવા લાગ્યા, પણ બીજા ભાગોમાં દીવાલોની જાડાઈ અને ઓરડાઓના મહેરાબવાળા આરકાઓને લીધે આગને પુષ્ટિ ન મળતાં વધવા પામી નહી. પરંતુ તે જગ્યાપર આ કરતાં પણ વધારે જુસ્સામાં લડતાં માણસો—સૈનિકોનો ક્રોધ વિજય મેળવી રહ્યો હતો. ઘેરો ઘાલનાર મરાઠાઓ કીલ્લાના રક્ષક મુસલમાની સૈન્યને, ઓરડે ઓરડે નસાડતા શરણ કરતા, તેમની પુઠે પડ્યા હતા. મુસલમાનો પણ પોતાથી બને ત્યાં સુધી સામા થઇ પોતાનો બચાવ કરતા કેટલાક શરણ થયા, કેટલાક મરાયા અને સર્વ સ્થળ, હવા, હથીયારોથી તથા ખનનન અવાજો અને નિશ્વાસોથી ભરાઈ ગયાં. જમીન પણ નાશ પામતા ઘાયલ થતા મનુષ્યોના લોહીથી લપસણી થઇ ગઈ.

આ ભયંકર દેખાવમાંથી રામદેવરાવને અને વિશ્વાસરાવને મુક્ત કરી તારાની શોધમાં સદાશિવરાવ આ ઓરડામાંથી આ ઓરડામાં જોવા લાગ્યો. નિમકહલાલ રામદેવરાવ, આ સેળભેળ થઈ ગયેલા સૈન્યની મેદિનીમાંથી જતાં પોતાના સરદારપર આવતા ઘાઓ બચાવતો મદદમાં તેની પાસે ને પાસે ચાલતો હતો. જે વખતે તારાએ બચવાની સર્વ આશાઓ મુકી હતી તથા અવાજ કરતી અગ્નિની જ્વાળા તેના મોતને પાસે ઉભેલું દેખાડતી તેને ઘેરી લેવાની તૈયારીમાં હતી અને ઈશ્વર ધ્યાનમાં લીન થઇ મૃત્યુને નિડરપણે ભેટવા તૈયારી હતી તેવા અણીને વખતે સદાશિવરાવ ઓરડામાં ઘુસ્યો, તેને જોતાં જ રામદેવરાવને સહી સલામત જગ્યાએ લઈ જવાનું કહી, પોતે જ્યાં કાપાકાપી ચાલતી હતી, તે સ્થાને જઇ પ્હોંચ્યો.

કીલ્લો ગયો, કેદીઓ હવે હાથમાં આવવા મુશ્કેલ. મરાઠાઓએ કીલ્લાનો કબજો લીધો, સર્વ સ્થળેથી મુસલમાન સૈન્ય પાછું હટયું છે. આ જોઇ ફાજલખાન મનમાં આવેશ લાવતો બ્હાર ચોગાનમાં ક્રૂર ચ્હેરા સાથે ઘોડા ઉપર બેઠો હતો. વીખરાયેલા મુસલમાનો કોઇ ઘોડા ઉપર તો કોઈ પાળા તેની આસપાસ વીંટાઇને તેના હુકમની રાહ જોતા ઉભા હતા. જમાવ થયેલા આ બાકી રહેલા

મુસલમાની સૈન્યપર નેતાજીની સરદારી તળે મરાઠાઓએ હલ્લો કર્યો ને મોરોપંત પોતાની ટુકડી લઈ પાછળથી તેમને ઘેરતાં હલ્લો લાવ્યો.

ફાજલખાનને નિડરપણે ઉભો રહેલો જોઇ મુસલમાનો ઉશ્કેરાયા અને બ્હાદુરીથી હલ્લો હઠાવવા કુદી પડ્યા. અલ્લાહો અકબરની બુમો પાડતા ફાજલખાને આગળ ધપાવ્યું ને મરાઠા સૈન્યનાં મોખરે ચાલતા યોદ્ધાને જમીનપર પાડ્યો. "ચાલો જે બચવા માગતા હો તે મ્હારી પુઠે ધાવ." આમ બોલતો આગળ ધસ્યો. મુસલમાન સીપાઇઓ 'દીન દીન' પોકારતા તેની પાછળ દોડ્યા. "હરહર મહાદેવની ગર્જના કરતા મરાઠાઓ તેમનાપર યા હોય ત્રુટી પડી રસ્તો રોકી ઉભા, ફાજલખાનનું અપસરણ ઘણું મુશ્કેલ થઇ પડયું. જીવ સટોસટનું કામ હતું. અંતે તે મહા મુશીબતે—મહા પ્રયાસે આ અંધાધુંધીમાં માત્ર સાત આઠ સ્વારો સાથે દરવાજામાંથી નાશી છુટ્યો.

ફાજલખાનના પલાયન પછી પણ તેની પુઠે રહેલું—ઘોડેસ્વાર તથા પાયદળ સૈન્ય પૂર્ણ બળથી હલ્લો કરનારા સામે ટકાવ કરી રહ્યું; અને નાશી જવાનું તેમને અશકય લાગવાથી મરણીયા થઇ તેઓ લડવા લાગ્યા. ઘણા સીપાઇઓ પડયા પછી, થોડા ઘણા તો નાશી છુટયા પણ બાકીના શરણ થયા, ને પન્હાલાનો કીલ્લો શિવાજીને હાથ આવ્યો.

કીલ્લામાં આગ પુર જોશથી પથરાતી હતી અને ઉંચે ચઢતા ભડકાઓ વચ્ચે આવતી દરેક વસ્તુનો નાશ કરતા, આકાશ તરફ વધે જતા હતા. મીનારા પાછળ મીનારા તડોતડ અવાજ કરતા ત્રુટી પડતા હતા. ચોગાનમાંથી લડનારાઓ દૂર ગયા હતા. હાર પામેલામાંથી કેટલાકો શરણ થયા હતા ને થોડાકોએ આસપાસ જંગલોમાં નાશી આશ્રો લીધો હતો. વિજેતાઓ મ્હોટી મ્હોટી ટોળીઓમાં એકઠા થયા અને ભય સાથે આશ્ચર્યતાથી ભયંકર આગ તરફ જોવા લાગ્યા. હથીયારબંધ જોનારાઓમાં ગણગણાટ ચાલી હતી, તેમાં શિવાજી મહારાજનો સ્વર સંભળાયો—

"વીર મરાઠાઓ! મ્હારા વીર માવલાઓ! જયનો ધ્વની કરો! આ હવે જુલમી મુસલમાનોનું રેઠાણ નથી. આપણું વેર વળ્યું છે! જય ભવાની! જય ભવાનીનો અવાજ મરાઠાઓએ ઉત્સાહ ભેર ઉપાડી લીધો ને તેની સાથે "શિવાજી મહારાજનો જય" એવો ઘોષ કર્યો. મુસલમાની ધ્વજા કીલ્લાપરથી ઉતારી તેને સ્થળે મરાઠાઓએ વિજયવંત ભગવો ઝુંડો રોપ્યો. સર્વત્ર હર્ષનાદ થઇ રહ્યો. આ મંગળ કાર્ય સમાપ્ત થતાં આગ બુજવવા સર્વ યોદ્ધાઓ મંડી પડ્યા. બે ત્રણ કલાક પછી મહેલનો ઘણો ખરો ભાગ નાશ કરી, આગ કાબુમાં આવી. મહારાજાએ બીજે દિવસે વિજયની ખુશાલી મનાવી, કીલ્લામાંથી મળેલી લુંટ પોતાના વીર યોદ્ધાઓમાં વ્હેંચી

આપી. લાંબા વખતથી દુઃખી વિયોગી તારાને સદાશિવરાવ મળ્યો. આનંદરાવ પોતાની પુત્રી જમાઇને મળ્યાથી પોતાને કૃતાર્થ માનવા લાગ્યો, તેનાહર્ષનો પાર રહ્યો નહી. ક્યાં મરણનાં ભયંકર સ્વપ્ન—તેનાં કાળરૂપી સાધનો અને ક્યાં એકાએક શિવાજી મહારાજનું આવી પ્હોચવું. કર્મની ગતિ ન્યારી છે—સર્વ જણ શિવાજીનો ઉપકાર માનવા લાગ્યા. આનંદરાવે મહારાજને પાંચસો સુવર્ણ મોહરો નજર કરી. મહારાજે તે સ્વીકારી, તેની પુત્રીને પોતા તરફથી કાપડામાં આપી અને આનંદ, આનંદ મનાયો.

## ઉપસંહાર.

છેવટના પ્રકરણમાં સદાશિવરાવ અને તારાનો મેળાપ આપણે જોયો. વૃદ્ધ વિશ્વાસરાવે પોતાના ભાણેજ સુદ્ધાંત કુટુંબનો તથા પંઢરપુરના નાશ ભેગો નાશ થયાના સમાચાર વિદિત થતાં તે શોકાવૃત થયો. મોરોપંતે 'હરિની મરજી' એવાં શાંતિનાં વચનો કહી તેને અશ્વાસન આપ્યું. વિશ્વાસરાવે પોતાની પુત્રી જેવી ભાણેજ તારા સાથે રહી પોતાનો બાકીનો કાળ ગાળ્યો.

વસંતપંચમીના દિવસે રાયગઢમાં ધામધુમ થઈ રહી હતી. મુગા છોકરાના વેષમાં રહેલી રઘુનાથના પ્રેમ પાછળ ભટકતી ઇંદિરાનાં લગ્ન માટે મુકરર થયેલો તે દિવસ હતો. તે દિવસે ઇંદિરાને ઘણા કાળથી ખોયેલું ઇષ્ટ પ્રાપ્ત થયું. રઘુનાથ જોડે લગ્ન થયાં. મહારાજે પોતે આ લગ્નમાં મુખ્ય ભાગ લઈ લગ્નની સમાપ્તિ કરી. વૃદ્ધ ઝુંજારરાવ આ વખતે અંત્રે જ હતો તે, શિવાજીને મળી જઈ મુસલમાનની જુંસરીમાંથી સદાને માટે છુટો થયો હતો. તેના આનંદનો પાર રહ્યો નહી. બ્રાહ્મણબાઇએ લગ્નની ધામધુમમાં ભાગ લઈ પોતાનો મનોરથ સિદ્ધ કર્યો; અને દંપતીને શુભાશીર્વાદ આપ્યા. તેણે પોતાનું બાકી રહેલું જીવન વિરક્ત સ્થિતિમાં સુરેશ્વર ઈશ્વર ભજનમાં ગાળ્યું.

પન્હાલાનો કીલ્લો હસ્તગત થયા પછી, શિવાજીએ અનેક કીલ્લાઓ કબ્જ કર્યા. પ્રથમ પવનગઢ સ્વાધીન થયો, તે પછી વસંતગઢ (વાસોટા) પર હલ્લો કરી, પોતાના વિજયમાં શિવાજીએ ઉમેરો કર્યો. પન્હાલાની આસપાસના સિંહાદ્રિ પર્વતની ટોંચપરના તેમ જ નીચે કોંકણના કીલ્લા જીતી લેવા ટુકડીઓ મોકલી અને તેમાં પણ તેની ઉમેદ પાર પડી. રાગણા અને કેલ્નાહના ગઢો ઘણા શ્રમથી હસ્તગત થયા, કેલ્નાહના કીલ્લાનું નામ-બદલી વિશાલગઢ નામ પ્રસિદ્ધ કર્યું અને હજુ પણ તે જ નામથી પ્રશસ્ત છે.

આવી રીતે પ્રતાપગઢ પાસે અફઝુલખાનને મારી, તેના સૈન્યનો નાશ કરી, પન્હાલાની દક્ષિણના અને કૃષ્ણાના કીનારાપરના દેશો શિવાજી મહારાજના તાબામાં આવ્યા અને પોતાની ઉદય પામતી કીર્ત્તિનો સૂર્ય મધ્ય આકાશમાં તપવા લાગ્યો.

રૂસ્તમજમાનને બખ્તાવરખાન છુપે રસ્તેથી કોલ્હાપુર લઈ ગયો. અને બીજે દિવસે કુચ કરી બિજાપુર લાવ્યો. રૂસ્તમજમાન એક મહીના સુધી પીડાયો. ફઝલખાન પણ શરમીંદો થઈ ગયો. આવી નામોશી ભરેલી હારથી બાદશાહને ઘણું લાગી આવ્યું. ફઝલખાનને છોકરવાદ–ઉદ્ધત ગણી ઘણો સખત ઠપકો આપ્યો. રૂસ્તમજમાને સાજો થતાં પોતાનું વેર વાળવા પ્રતિજ્ઞા કરી. બાદશાહ પાસે જઈ પોતાની ગફલતી માટે માફી માગી; અને તેના ફરમાનથી શિવાજીનો નાશ કરવાના પક્કા વિચારથી મ્હોટા સૈન્ય સાથે રવાના થયો. શિવાજીએ તેને માર્ગમાં સામે ન મળતાં, પન્હાલાના કીલ્લા સુધી આવવા દીધો ને એકદમ ઘોડેસ્વાર સૈન્ય સાથે તેના ઉપર હલ્લો કર્યો. જબરજસ્ત યુદ્ધ મચ્યું. પુનઃ બીજાપુરી સૈન્ય હાર પામી નાઠું. તેમનો ઘણો ઘાણ નીકળી ગયો. મરાઠા સ્વારોએ તેમની છેક કૃષ્ણા નદીના કીનારા સુધી પુંઠ મુકી નહી. અહીંથી તેણે વીશાલગઢમાં પાયદળ સૈન્ય એકઠું કરવા અન્નાજીદત્તને સંદેશો મોકલાવ્યો. બિજાપુર સૈન્યનો પાછો કેડો પકડ્યો ને તેમને બિજાપુર શેહેરના દરવાજામાં પેસાડી પાછા ફર્યા અર્થાત્ છેક બિજાપુર સુધીમાં આવતાં શેહેરો ને ગામડાઓ પાસેથી ખંડણી લઇ વિજયી શિવાજી પાછો ફર્યો.

વિશાલગઢમાં એકત્ર થયેલા પાયદળ સૈન્યને પોતાના સૈન્ય સાથે ભેળી પોતાનું વેર લેવાને કોંકણમાં જંજીરાના સીદીના મુલક ઉપર ચઢાઈ કરી. સીદીના મુખ્ય બંદર રાજાપુરીપર ઘેરો નાંખી, તેનો તથા તેના તાબાનો મુલક કબજે કરી, રાયગઢ પાછો ફર્યો. બિજાપુર સરકારે આ ઉપરાઉપરી હારને લીધે છેડાઇ વારંવાર સૈન્ય મોકલ્યાં, પણ તેમની આવીજ અવદશા થઇ. આથી અંતે કંટાળી શાહજીને મોકલી, શિવાજી સાથે કોલકરાર કરી સંધી કરી.

ખેમસાવંતના દેશપર હલ્લો લઇ જઈ તેનો દેશ શિવાજીએ પોતાના અમલ તળે આણ્યો; અન્તે કેટલીક નાશભાગ કરી–થાકી સાવંત શરણે આવ્યો. શિવાજીની વીરતા વખાણી, તેણે તેને એક પાણીદાર તલવાર ભેટ કરી. એ તલવાર શિવાજીની સુપ્રસિદ્ધ ગણાયલી **ભવાની તલવાર** છે. મહારાજે તેનો દેશ તેને પાછો સ્વાધીન કરી પોતાની ઉદારતા બતાવી અને તેને પોતાનો જાગીરદાર બનાવ્યો.

આવી રીતે અનેક ફત્તેહો કરી, શિવાજી મહારાજે જુલ્મી મુસલમાનની સત્તા તોડી, અને મહારાષ્ટ્રમાં હિંદુ સામ્રાજ્યની સ્થાપના કરી, જે માટે હજી પણ ગવાય છે કે–

"शिवाजी न होत तो सुन्नत होत सबकी"

# હલદી ઘાટનું યુદ્ધ




"There is not a pass in the Alpine Aravali that is not sanctified by some deed of Pratapa, some brilliant Victory, or oftener, more glorious defeat Haldighat is the Thermapylea of Mewar, the field of Deweir her Marathon—"

*Tod's Rajasthan.*




પ્રકટ કર્તા

મુંબાઈ:-ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ: ૧૯૦૬


કિંમત રૂ. ૧-૦-૦



"જતાં કોટરે કેવડેથી સ્હવારે; ખુંધો ઘાટ હલ્દી થયો રાજ ભારે;
થયું સ્મર્ણ મેવાડની છૂટ માટે, પ્રતાપે કર્યું જુદ્ધ સેલીમ સાથે.
ફિઠો ઘાટ રાતી મટોડીથી રંગી, રવી કીરણે તકતક્યો જાણું જંગી;
ખરે લાગ્યું સંગ્રામ મેદાન મોટું, ભણું એટલું ના દીઠુ સૈન્ય ઓઠુ.
અરે નર્મદા પ્હાડ ચોપાસ તે તો, ન લાગ્યા તુને ઉજળા ભવ્ય કહેતો;
દિસે સંધુ જો કે અહીં સૂનકાર, પડે સ્મર્ણથી કાનમાં ઝંણકાર;
પડ્યા **આર્ય આત્મા** અહીં દેશ કાજે, ચિરંજીવ કો વર્ણવો આવિ આજે!
રુડો ઘાટ **દાદે** વખાણ્યો ઘણો છે, ભણે **ગ્રીસ-ધર્મોપલી** જેહવો છે;
સુસંવત્તતો **સોળશેં બત્તરીસે**, સુદી સાતમે શ્રાવણે જુદ્ધ દીસે.
ઉઠ્યો નર્મદો ઘાટને જોઇ ગાયે, કરી જાતરાને ઉમગે ફુલાયે;—
થયુ સ્મર્ણ મેવાડની છૂટ માટે, પ્રતાપે કર્યું જુદ્ધ **સેલીમ** સાથે."

નર્મદ.

# અનુક્રમણિકા.

## પ્રથમ ખંડ–ઉદ્દબોધન.



## દ્વિતીય ખંડ–વ્રત ગ્રહણ.



## તૃતીય ખંડ–પ્રેમ દર્શન.



## ચતુર્થ ખંડ–પ્રતિજ્ઞા પાલન.

પણ સર્વત્ર કર્ણગોચર થાય છે. લિયોનિડાસ જેવા એક બે શૂરવીરોને જન્મ આપવાનું માન ગ્રીસની ભૂમિને મળ્યું છે, પણ મેવાડની વીરજનની ભૂમિએ લિયોનિડાસ જેવા અનેક વીરોને જન્મ આપેલો છે અને પ્રતાપી પ્રતાપરાણાના સમયથી હુળદી ઘાટને સદાને માટે થર્મોપ્લીના નામથી ઓળખાવી રાખ્યો છે. આરાવલી પર્વતની એક પણ ખીણ એવી નહિ હોય કે, જે પ્રતાપના અમુક વિજય અથવા અમુક શૌર્યયુક્ત પરાજયના કૃત્યથી પવિત્ર ન થયેલી હોય, એ મેવાડના સિંહની શૂરવીરતાનું દર્શન કરાવવાના હેતુથી જ આ નવલ કથાનો આરંભ કરવામાં આવ્યો છે અને આશા છે કે, પ્રિય વાચકોને તે અવશ્ય મનોરંજક અને જ્ઞાનદાયક ભાસશે જ.

ઉદયપુરનો રાણો ઉદયસિંહ કૈલાસવાસી થયા પછી, તેનો કનિષ્ઠ પુત્ર જગમલ સિંહાસનારૂઢ થયો. જ્યેષ્ઠબંધુ જીવતો છતાં કનિષ્ઠ બંધુ સિંહાસનારૂઢ થાય, એ કૃત્ય ધર્મશાસ્ત્ર અને લોકાચારથી વિરુદ્ધ હતું. ઉદયસિંહ એ સર્વ જાણતો, છતાં પણ તેણે એ વ્યવસ્થા પોતાના હસ્તે જ કરી હતી. એનું કારણ એ હતું કે, સર્વ રાણીઓ કરતાં જગમલની માતાપર તેનો પ્રેમ વિશેષ હતો. રાજપૂત સરદારોને એ ધર્મવિગર્હિત કાર્ય ગમ્યું નહિ. તેમણે તો ઉદયસિંહના જ્યેષ્ઠ પુત્ર પ્રતાપસિંહને જ ગાદીનો વારસ ઠરાવ્યો. પ્રતાપસિંહ ઝાલાવાડના રાજાનો ભાણેજ થતો હતો. તે મહા બુદ્ધિમાન્, તેજસ્વી અને સાહસિક હોવાથી રાજા થવાને સર્વથા પાત્ર હતો. પોતાના ભાણેજના હક્કોની પાયમાલી ન થાય, તેટલા માટે સર્વ રાજપૂતોને ઉસ્કેરીને તેના પક્ષમાં લાવવાના પ્રયત્નમાં ઝાલાવાડના રાજાનો મુખ્ય હાથ હતો. ઝાલાવાડના રાજાના ઉત્તેજનથી પ્રેરિત થઇને એક મુખ્ય રાજપૂત સરદારે એ કાર્ય કરવાનું બીડું ઝડપ્યુ અને સર્વ ભાર પોતાના શિરે ઉપાડી લીધો. એ સરદાર ચંદાવત્ વંશનો હતો. તે ચંદાવત્ કૃષ્ણના નામથી ઓળખાતો હતો. એક દિવસ પ્રતાપ અને ચંદાવત્ કૃષ્ણ તથા તેના એક બીજા સાથીનું પરસ્પર નીચે પ્રમાણે સંભાષણ થયું:–

"મેવાડ કુલદીપક મહારાજ! આપે આ હીનદીન અને દરિદ્રી વેશથી ક્યાં જવાનો મનોભાવ કર્યો છે?" એમ પૂછતા બે તરુણ રાજપૂત સરદારો તરુણ, વયસ્ક, તેજસ્વી અને રાજલક્ષણ યુક્ત કુમાર પ્રતાપના માર્ગમાં અવરોધ કરીને ઉભા રહ્યા. તે બે સરદારોમાંના એકે કહ્યું કે, "અમે જીવતા છિયે ત્યાં સુધી તો સિંહનો ભાગ શિયાળના અધિકારમાં જવા દેવાના નથી જ. આટલો સમય તો અમે શું થાય છે, તે જોતા જ બેસી રહ્યા હતા; પણ હવે બેસી શકાય તેમ નથી."

## ૩

પ્રતાપ મૂગે મોઢે તે સરદારના મુખનું અવલોકન કરવા લાગ્યો, એટલામાં બીજો યુવક સરદાર કહેવા લાગ્યો, "મહારાજ! આજથી અમે આપને મહારાજના સંબોધનથી જ બોલાવીશું. મહારાજ! સત્વર પધારો અને મેવાડના સિંહાસને વિરાજી સર્વ સામંત, સરદારો અને પ્રજાજનોને આનંદિત કરો."

"કેમ, મેવાડના સિંહાસને તો કુમાર જગમલ વિરાજેલો છે ને?" ઉદારચિત્ત પ્રતાપસિંહે તેમની પ્રાર્થનાઓ સાંભળીને શાંત અને વિનીત ભાવથી સામો પ્રશ્ન પૂછ્યો.

"મહારાજ! કૃપા કરીને હવે પછી તેના નામનો ઉચ્ચાર કરશો નહિ. અખિલ મેવાડ દેશના વાસીઓ મહા આનન્દથી આપના આગમનની માર્ગપ્રતીક્ષા કરતા બેઠા છે," પ્રથમ સરદાર ચંદાવત્ કૃષ્ણે તેવા જ વિનીત ભાવથી ઉત્તર વાળ્યું.

બીજા સરદારે બહુ જ સ્નેહથી પ્રતાપસિંહનો જમણો હાથ પકડયો અને સ્મિતસહિત કહ્યું, "હવે જોઇએ કે, આપણા માર્ગમાં કોણ આવે છે અને આપણા કાર્યમાં કોણ વિઘ્ન ઉપસ્થિત કરે છે?"

પોતાના સ્વભાવિક ગાંભીર્યને કિંચિત્ શિથિલ કરીને પ્રતાપે એ બીજા સરદારના મુખને જોવા માંડયું અને પૂર્વવત્ શાંતિથી કહ્યું, "તમારા બોલવાનો ભાવાર્થ હું એકાએક સમજી નથી શકતો, જે હોય તે સ્પષ્ટ કહી નાંખો."

"યોગ્ય સમયે આપ સર્વ સમજી શકશો. હાલ તો હું માત્ર એટલું જ જણાવું છું કે, મેવાડનું રાજછત્ર અને સિંહાસન એ ઉભય વસ્તુઓ આપની છે. જગમલ અથવા બીજા કોઇનો તેનાપર અધિકાર- નથી," બીજા સરદારે જવાબ દીધો.

"ત્યારે અત્યાર સુધી એ અધર્મસંગત કાર્ય નિર્વિઘ્ને ચાલતું કેમ રહેવા પામ્યું? અને તમે એનો નિષેધ શા માટે ન કર્યો?" પ્રતાપે પ્રથમ સરદારને ઉદ્દેશીને એ સવાલ કર્યો.

"ધૃષ્ટતાની મર્યાદા કેટલી હોય છે, તે જ અમે જોતા હતા. જે થવાનું હતું તે હવે થઇ ગયું છે. હવે આપ ચાલો અને રાજપૂત જાતિની વંશ પરંપરાથી ચાલતી આવેલી ધર્મમર્યાદાનું રક્ષણ કરીને ધર્મ શાસ્ત્રાનુસાર મેવાડના સિંહાસનને સુશોભિત કરો," ચંદાવતે પોતાનો ભાવ પ્રદર્શિત કર્યો.

"પણ વચ્ચે જો કાંઇ વિઘ્ન આવી પડયું તો? કદાચિત્ રાજ્યમાં વિદ્રોહની જાગૃતિ થઇ તો?" પ્રતાપે શંકા કાઢી.

"મહારાજે તેની ચિન્તા કરવાની નથી. ધર્મ, શાસ્ત્ર અને લોકાચાર એ સર્વથી વિરુદ્ધ આચરાયલું કૃત્ય કોઇ કાળે પણ યશસ્વી નીવડતું નથી. ધારો કે, કાળની વક્રગતિના પ્રભાવે એમ પણ બન્યું, તો તેનો પ્રતિકાર કરવાનો ભાર હું મારા શિરે વ્હોરી લઉં છું. મારા હાથ તળેના સર્વ સરદારો અને રાજપૂત સૈન્ય આપણા પ્રતિપક્ષીઓનો પ્રતિકાર કરવાને સમર્થ છે. આપે વ્યર્થ શંકા કાઢવાનું કશું પણ પ્રયોજન નથી," ચંદાવતે આશ્વાસન આપ્યું.

"ઠીક–ત્યારે હું તમારા વિચારને અનુકૂલ છું," પ્રતાપે અનુમતિ આપતાં આનંદથી એ શબ્દોનો ઉચ્ચાર કર્યો.

પ્રતાપની અનુમતિ મળતાં જ પ્રસંગ આવે તેમ વર્ત્તીને ચંદાવત્ અને તેનો સાથી પોતાની કાર્યસિદ્ધિ માટે તત્પર થઇ ગયા. રાજપૂતોની એ દુર્દૈવઘટનાત્મક કથાને આજે લગભગ સાડા ત્રણસો વર્ષ થઇ ગયાં છે, એ તો ઇતિહાસપ્રિય વાચકોના ધ્યાનમાં હશે જ, માટે વિશેષ વિવેચન વ્યર્થ છે.



## દ્વિતીય પરિચ્છેદ.

—⁘—

### પ્રતાપ સિંહાસને.

"अकरुणत्वमकारणविग्रहः परधने परयोषिति च स्पृहा ।
सुजनबंधुजनेष्वसहिष्णुता प्रकृतिसिद्धमिदं हि दुरात्मनाम्" ॥ भर्तृहरिः

રાજ્ય પ્રાપ્તિથી મદોન્મત્ત થએલો જગમલ પોતાના અંતરંગ સર- … અને સહચરો સાથે મહા આનન્દથી સિંહાસન–ઉપભોગ સુખમાં …ન થએલો હતો; એટલામાં ઉદારચિત્ત ચંદાવત્ કૃષ્ણ, પ્રતાપસિંહને …થે લઇને ત્યાં આવી પહોંચ્યો; અને તેથી જગમલના આનન્દમાં …ાનક વિઘ્ન આવીને ઉભું રહ્યું. ચંદાવતની ધીર, ગંભીર અને નિશ્ચયી મુદ્રા જોઇને જગમલ ગભરાઇ ગયો. તેજસ્વી વીર ચંદાવત્ ધીમે ધીમે સિંહાસન પાસે ગયો અને મહા ગંભીર વાણીથી જગમલને કહેવા લાગ્યો કે, "કુમાર! આ આપ કેવા ભ્રમમાં પડ્યા છો?" એ વાક્ય સાંભળતાં જ જગમલને શુદ્ધિ આવી ગઇ–તેના મનોરાજ્યનો લય થયો. પરંતુ બહારથી તો તેણે પૂર્વવત્ આદર્શ જ સંભાળી રાખ્યો. કૃત્રિમ સાહસના ભાવથી તેણે ઉત્તર આપ્યું કે, "આ શું? હું સિંહાસનારૂઢ થયો

અને રાજ્યપદ પણ મે ધારણ કર્યું; તો પણ હજી તમે મને કુમારના સંબોધનથી બોલાવો છો; એનું શું કારણ?" ગંભીર મૂર્ત્તિ સરદાર ચંદાવત એના પ્રત્યુત્તરમાં બોલ્યો, "કુમાર! આપ પોતાને સિંહાસનારૂઢ થએલા ધારો છો, એ જ આપનો ભ્રમ છે. કારણ કે, આ સિંહાસન આપનું નથી; સિંહાસનના સ્વામી તો આ છે. માટે કૃપા કરીને આપે સિંહાસનથી ઉતરીને મહારાણા પ્રતાપસિંહને સ્થાન આપવું, એ મારી નમ્ર અને વિનીત પ્રાર્થના છે!"

જો જગમલ બુદ્ધિમાન્ હોત, તો તત્કાળ સિંહાસનપરથી નીચે ઉતરી ગયો હોત. તેના મંત્રીઓ પણ જો બુદ્ધિશાળી હોત. તો તેમણે પણ તેને તેમ કરવાનો જ ઉપદેશ આપ્યો હોત. પરંતુ તેનામાં અને તેનાં મંત્રીમંડળમાં એવી બુદ્ધિનો નિવાસ ન હોતો. કારણ કે, જગમલ અને તેના મંત્રીઓ ચંદાવત કૃષ્ણને સારી રીતે ઓળખતા નહોતા. જ્યારે પ્રતાપશાલી વીર મહારાણા પ્રતાપસિંહને તે સાથે લઇને આવ્યો ને મહાદર્પોક્તિથી તેણે પોતાનો અભિપ્રાય સભામાં વ્યક્ત કર્યો, ત્યારે તેમાં કાંઇ પણ ગૂઢ ભેદ હોવો જોઇએ, એની કલ્પના પણ તેઓ કરી શક્યા નહિ.

કાર્યકુશળ ચંદાવતે વધારે કાંઇ પણ ન બોલતાં જગમલને તેના બન્ને હાથ પકડીને સિંહાસનપરથી નીચે ઉતાર્યો અને પ્રણામપૂર્વક પ્રતાપસિંહનો જમણો હાથ પોતાના હાથમાં ધરીને તેને શૂન્ય સિંહાસને વિરાજમાન કર્યો. જગમલ અને તેના મંત્રીઓ કાષ્ઠના પૂતળાં પ્રમાણે તટસ્થ થઇ ગયા!

પ્રતાપસિંહને સિંહાસને બેસાડીને તે વીરે પોતાના હસ્તથી રાજમુકુટનું તેના શિરોભાગે આરોપણ કર્યું, અને તેના કટિ ભાગે એક તલવાર બાંધીને ગોઠણ મંડીએ બેસી ત્રણવાર ભૂમિને શિરથી સ્પર્શ કરીને અભિવાદનપૂર્વક પ્રતાપને ઉદ્દેશીને કહ્યું; "મેવાડાધિપતિનો જય! મહારાણા પ્રતાપસિંહનો જય!! ક્ષત્રિય કુલાવતંસનો જય!!!" એનો સર્વ જને પ્રતિઘોષ કર્યો. સભાગૃહના બહારના ભાગમાં તેનું સૈન્ય પણ સજ્જ થઇને ઊભેલું હતું, તેણે પણ પ્રતિઘોષથી પૃથ્વીને કંપાયમાન કરવાનો પ્રયત્ન કર્યો.

સર્વ કાર્ય થઇ રહ્યાં, સર્વ જન પોતપોતાનું કર્ત્તવ્ય કરવા લાગ્યા. જે છત્ર ચામરધારી દૂતોએ પૂર્વે જગમલના શિરે છત્ર ચામર ધર્યાં હતાં, તે જ છત્ર ચામરો તેઓ હવે પ્રતાપસિંહપર ધરવા લાગ્યા. જે ભાટ અને બંદીજન જગમલના ગુણાનુવાદ ગાતા હતા, તે પ્રતાપસિંહના પ્રતાપના ગુણાનુવાદ ગાવા લાગ્યા. એવી રીતે સર્વ જનો પોતપોતાના કાર્યમાં

જાદુમંત્ર પ્રમાણે ઝટપટ પ્રવૃત્ત થઇ ગયા. બીજાઓ તો જાણે ઠીક, પણ પ્રસંગને આવી રીતે ફેરવાઇ ગયેલો જોઇને જગમલ્લ પોતે પણ પ્રતાપના નામનો જયઘોષ કરવા મંડયો, અને એ ખરેખર આશ્ચર્યકારક ઘટના હતી.

ભયંકર તોફાન પછી જેવી રીતે સમુદ્ર સ્થિર અને શાંત થઇ જાય છે, તેવી રીતે પોતાનો હેતુ પૂર્ણ થતાં જ ચંદાવત્ મૌન્ય ધારણ કરીને નમ્રતાથી જગમલને કહેવા લાગ્યો કે, "કુમાર! દાસના અપરાધ માટે મનમાં રોષ કરશો નહિ. અમે ધર્મ, શાસ્ત્ર અને લોકાચારનો વિચાર કરીને સ્વર્ગીય મહારાણા ઉદયસિંહનું સિંહાસન તેમના જ્યેષ્ઠ પુત્રને અર્પણ કર્યું છે. વિશેષતઃ નવીન મહારાજ જ સિંહાસને વિરાજવાને યોગ્ય છે."

ત્યારપછી પ્રતાપસિંહને ઉદ્દેશીને તે ગંભીર સ્વરથી બોલ્યો "હે ક્ષત્રિય કુલતિલક મહારાજ! આપના હાથે જ ચિતોડના ઉદ્ધારનું કાર્ય પાર પડશે. જે તલવાર આજે મેં મારા પોતાના હાથે તમારી કમ્મરે બાંધી છે, તે તલવાર ચિતોડની આધષ્ઠાત્રી દેવીના હાથની છે. દુષ્ટ યવનોએ ચિતોડ કબજે કરીને દેવીનું મંદિર ભ્રષ્ટ કર્યું છે અને દેવીની મૂર્ત્તિ છિન્નભિન્ન કરી નાંખી છે. વીર રાજપૂતજાતિ વિદ્યમાન છતાં નીચ યવનોએ જે પ્રલય કર્યો છે, તેનું તેમને યોગ્ય પ્રાયશ્ચિત્ત આપવાનું કાર્ય આપના હાથે જ પાર પડશે. માતા ભવાનિ! આ તારી કેવી દીન સ્થિતિ, કેવી હીન દશા?"

એ ભાષણ કરતાં કરતાં તેની છાતી ભરાઇ આવી, તેનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ વહી નીકળ્યો. સર્વ સભાજનોનાં મુખમંડળો કોપના અગ્નિથી લાલચોળ થઇ ગયાં. મહારાણા પ્રતાપસિંહનાં આરક્ત નયનોમાંથી જાણે અગ્નિકણો વર્ષતાં હોયની, તેવો સર્વને ભાસ થવા લાગ્યો, તેનું સર્વ શરીર ક્રોધથી કંપાયમાન થવા લાગ્યું અને તેણે પોતાની તલવાર મ્યાનમાંથી બહાર કાઢીને ચંદાવત્ પ્રતિ એક તીવ્ર દૃષ્ટિપાત કર્યો.

ચંદાવતે પુનઃ પોતાના ભાષણનો આરંભ કર્યો, "તે જ ભવાનીની તલવાર મેં આજ મારા હાથે આપની કમ્મરે બાંધી છે અને તેમ કરવાનું કારણ એ છે કે, મારી દૃઢ બુદ્ધિ છે કે, મહારાણા જ એ તલવારનું યોગ્ય રીતે માન રાખશે. આજ સુધીમાં એ તલવાર અનેકોના હાથમાં જઇ ચૂકી છે અને તે સર્વેએ ચિત્તોડ ઉદ્ધારની પ્રતિજ્ઞા કરીને યથાશક્તિ તે પ્રતિજ્ઞા પૂર્ણ પણ કરી છે–પણ રાજપૂત જાતિનું તે સૌભાગ્ય ચિરકાલ ટકવા નથી પામ્યું. દુર્દૈવની પ્રબળતાથી સ્વર્ગ તુલ્ય ચિતોડ પાછું પણ યવનોના જ તાબામાં જઇ પડયું. છે! પણ તે શાથી? તે મારાથી કહી

શકાતું નથી. મારું મન મને માત્ર એટલી જ સાક્ષી આપે છે કે, 'મહારાણા પ્રતાપસિંહ રાજપૂત જાતિનું નામ રાખશે.' માટે મહારાજ! આપ એ વીરવ્રત ધારણ કરીને દુષ્ટ મ્લેચ્છોના હાથમાંથી રાજસ્થાનને મુક્ત કરીને ચિતોડ નગરીના વૈધવ્યનો નાશ કરો અને અખિલ મેવાડના એકછત્ર અધિપતિ થાઓ!

એ ભાષણ સાંભળીને સ્થિરપ્રતિજ્ઞ અને ગંભીર મુદ્રા ધારણ કરીને મહારાણો પ્રતાપસિંહ સિંહસમાન સ્વરે કહેવા લાગ્યો કે, "મારા સર્વ સરદારો! તમે સર્વેએ ચંદાવત્ તે આપણા માનનીય સરદારનું ભાષણ અથેતિ સાંભળ્યું છે. જો આપણે જીવતા રહ્યા તો તો આપણી પ્રતિજ્ઞા પૂરી કરીશું જ. અત્યારે એના કરતાં વધારે બોલવાની કશી પણ આવશ્યકતા હું જોતો નથી."

## તૃતીય પરિચ્છેદ.

### કાર્યં સાધયામિ વા દેહં પાતયામિ.

"सूच्यग्रं नैव दास्यामि विना युद्धेन केशव?" महाभारत.

યક્ષોના વૈભવથી પણ વિશેષ વૈભવ અને શૌર્ય પ્રદર્શક વિજયાદશમીપર્વ આજે રાજપૂતાનામાં સર્વત્ર પ્રવર્ત્તાયમાન હતું. સમસ્ત રાજસ્થાન આજે આનંદમાં નિમગ્ન થએલું જોવામાં આવતું હતું. સહસ્રાવધિ ક્ષત્રિય વીરો આજે એક સ્થળે એકત્ર થએલા હતા. અંગમાં વીરવસ્ત્રો, હસ્તમાં તલવાર, સ્કંધભાગે ધનુષ્ય, શિરોભાગે ઉજ્જવલ કિરીટ, ભાલમાં રક્તચંદનનું તિલક અને મુખમાં "હર હર મહાદેવ, જય આશા પૂર્ણા"નો શબ્દ ગજાવતા તેજસ્વી અશ્વોના પૃષ્ઠ ભાગે આરુઢ થએલા સહસ્રાવધિ-રાજપૂત વીરો, પોતાના શૌર્યથી પૃથ્વીને કંપાવતા એકત્ર થતા હતા. વિજયાદશમી એટલે ક્ષત્રિયોની ભાગ્ય પરીક્ષાનો દિવસ. સંવત્સરમાંના વીરવ્રતના શુભાશુભ ફળને જાણવાનો રાજપૂતોનો મુખ્ય દિવસ એજ મનાય છે. મહાપરાક્રમથી વરાહ અને વ્યાઘ્ર આદિનો શિકાર કરીને તે શિકાર પોતાના ઇષ્ટદેવતા સમક્ષ ધરાવી ભવિષ્યના ફળાફળને જાણવા માટે રાજપૂત વીરો નિયમ અનુસાર આજે બહુ જ ઉત્સુક થએલા હતા.

મહારાણા પ્રતાપસિંહ પોતે અને રાજ કુટુંબમાંના સર્વવીરો આ ઉત્સવમાં આવી ઉપસ્થિત થયા હતા. સર્વનાં મુખો આનંદથી પ્રફુલ્લિત થએલાં હતાં. મહારાણો પ્રતાપ સર્વ વીરોના મધ્ય ભાગમાં ઊભો રહીને કહેવા લાગ્યો કે;—

"ક્ષત્રિયવીરો! આજના શિકારપર જ મેવાડની ભાગ્યપરીક્ષાનો સર્વ આધાર રહેલો છે, એ તમારે સ્મરણમાં રાખવું. આજનો મહોત્સવ તે રાજપૂતોના વીરવ્રતની પરીક્ષાનો દિવસ ગણાય છે. વીરવ્રતના ઉદ્યાપન માટે પ્રાણ પણ આપી દેવા, એ જ રાજપૂતોનો ધર્મ છે. માત્ર દેવીને અસંખ્ય બળિદાનો આપીને બેસી રહેવાથી આપણા કાર્યની સિદ્ધિ કોઇ કાળે પણ થવાની નથી. ભવાનીને મહા આનંદથી વનવરાહોનાં બળિદાનો આપો, પણ તે સાથે એ પણ ધ્યાનમાં રાખો કે કાંઇ એથી જ વ્રતની ઉદ્યાપના થતી નથી. જે રાજપૂતજાતિના શત્રુ છે, જે રાજપૂતોના સ્વાતંત્ર્યના શત્રુ છે અને જે અખિલ મેવાડના શત્રુ છે, તે દુષ્ટ યવનોના ગ્રાસમાંથી જનની જન્મભૂમિનો ઉદ્ધાર કરવા માટે મનસાવાચા કર્મણા, દેવી સમક્ષ પ્રાર્થના કરવી, એ જ આ મહોત્સવનો મુખ્ય ઉદ્દેશ છે. આજે કેટલા કેટલા દિવસોથી દુષ્ટ પઠાણો અને મોગલો આપણા આ મેવાડ દેશની દુર્દશા કરતા આવ્યા છે, તેનો વિચાર કરો; અલ્લાઉદ્દીનથી તે અકબર પર્યન્ત કેટલા તરકડા ને ભરકડા મોગલોએ મેવાડની શોચનીય સ્થિતિ કરેલી છે, તેનું સ્મરણ કરો. સુવર્ણ સમાન ચિત્તોડનાં ચરણોમાં પારતંત્ર્યરૂપી લોહની દુર્ભેદ્ય શૃંખલા પડેલી છે—સર્વ રાજસ્થાનને શત્રુઓએ પાદાક્રાન્ત કરી નાંખ્યું છે! ક્ષત્રિયકુલભૂષણ સતી પદ્મિનીએ યવનોના અત્યાચારના ભયથી પોતાના દેહની અગ્નિદેવને આહુતિ આપી હતી! એવી એક બે નહિ, પણ શતાવધિ રાજપૂત રમણીઓ, યવનોના અત્યાચારથી ગતપ્રાણ થઇ ચૂકી છે!! બાપા રાવળના વંશમાંના પરાક્રમી વીર ભીમસિંહથી સંગ્રામસિંહના સમય સુધીમાં અનેક વીરોએ સ્વદેશના ઉદ્ધાર માટે પોતાના પ્રિયતમ પ્રાણોનું બલિદાન આપેલું છે, તોપણ અદ્યાપિ ઇશ્વરના મનમાં દયા આવી નથી! અર્થાત્ આપણી આ દુર્દશા તે ઇશ્વરી ક્ષોભનું પરિણામ છે, એમ જ આપણે કહેવું જોઇએ!!"

ક્ષણ માત્ર સર્વ વીરો પાષાણપ્રતિમા પ્રમાણે સ્તંભિત અને તટસ્થ થઈ ગયા. થોડીવાર પછી ગંભીર સ્વરથી પ્રતાપસિંહ પુનઃ બોલવા લાગ્યો;—

"શૂર ક્ષત્રિયવીરો! તથાપિ આપણ સર્વેએ જીવન્ પ્રતિજ્ઞા કરવી જોઇએ. ઇશ્વરની પ્રીતિ મેળવવા માટે આપણે ઘોર પરાક્રમ કરવાં જોઇએ. એમ કરવા વિના આપણા ઉદ્દિષ્ટ હેતુની ઉદ્યાપના કોઇ કાળે પણ થવાની નથી. માતા ભવાનીને સંતોષ આપવો એ આપણું આદ્ય કર્ત્તવ્ય છે. સર્વ સિદ્ધિદાયિની માતા ભવાની સંતુષ્ટા થઈ એટલે આપણા સર્વ હેતુઓ સિદ્ધ થયા જ સમજવા; તમે સર્વ શૂરવીરો સારી રીતે ધ્યાનમાં રાખજો કે, સ્વાતંત્ર્યના મહામંત્ર વિના આપણા વ્રતની ઉદ્યાપના કોઈ કાળે પણ

નથી થવાની અને નથી જ થવાની!! ચાલો; ત્યારે આજ આપણે મહા ઉત્સાહથી વનવરાહનો શિકાર કરિયે અને તે દેવી ભવાનીને અર્પી તેની યથાશાસ્ત્ર પૂજા કરીને આપણા ઉદ્યોગમાં પ્રવૃત્ત થઇએ. બોલો વીરો; સર્વ એક ધ્વનિથી કે, "કાર્યં સાધયામિ વા દેહંપાતયામિ!"

તત્કાળે ત્યાં એકત્ર થએલા અસંખ્ય રાજપૂત વીરોએ સમુદ્રની ગંભીર ગર્જના પ્રમાણે "કાર્યં સાધયામિ વા દેહં પાતયામિ" એ વાક્યનો ઉચ્ચાર કર્યો. એ ગર્જનાનો આકાશમાં પ્રતિધ્વનિ થયો કે, "દેહં પાતયામિ" તેમજ આસપાસની ગિરિકંદરાઓમાં, 'ને અરણ્યમાં પણ તે જ "દેહં પાતયામિ" નો પ્રતિધ્વનિ થતો સર્વના સાંભળવામાં આવ્યો. સર્વત્ર કાર્યં સાધયામિ વા દેહં પાતયામિ" એ જ ધ્વનિનો વિસ્તાર થઈ ગયો.

ફળાફળ પરમેશ્વરાધીન છે. આપણા મનુષ્યોના હાથમાં શું છે? માત્ર નિર્મળ અંતઃકરણ અને ભક્તિભાવથી કાર્યનો આરંભ કરો, એટલે પરમેશ્વર અવશ્ય સિદ્ધિ આપશે જ. જન્મ અનંત છે તેમજ કાળ પણ અનંત છે. કદાચિત્ એક જન્મમાં કાર્યં સિદ્ધિ ન થઈ, તો બીજા કોઇ પણ જન્મમાં નક્કી તે થવાની જ; અર્થાત્ ઉદ્યોગનો કોઇ કાળે પણ ત્યાગ કરવો નહિ.

## ચતુર્થ પરિચ્છેદ.

### બન્ધુ વિગ્રહ.

"કાલોં કે સરપે વાર હય ગોરોં કે બૂટકા;
ફલ પા રહા હય મુલ્ક જો આપસકી ફૂટકા." બેતાબ.

નભસ્ચુંબિત વૃક્ષ સમૂહ યુક્ત નિબિડ અરણ્યમાં પ્રવેશ કરીને રાજપૂત વીરોએ વરાહનો શિકાર કર્યો અને તે યથાવિધિ જગદંબાને અર્પીને તેમણે વિજયા દશમીનો મહોત્સવ ઉજવ્યો. મહારાણા પ્રતાપસિંહે સ્વદેશ સ્વાતંત્ર્યની પુનઃપ્રાપ્તિ માટે દૃઢ પ્રતિજ્ઞા કરી અને તે પ્રતિજ્ઞા અવશ્ય સિદ્ધ થશે જ, એમ સર્વની મનોદેવતા સાક્ષી આપવા લાગી. પરંતુ "પ્રથમ ગ્રાસે મક્ષિકાપાતઃ" એ પ્રમાણે પ્રતિજ્ઞાના પ્રારંભમાં જ એવી એક અશુભ ઘટના બની કે જેથી સર્વના મનમાં નિરાશાનો ભાસ થવા લાગ્યો. એ ઘટના અતિશય ભયંકર અને વાસ્તવિક રીતે જોતાં મહા કષ્ટદાયિની હતી, માટે તેનું અહીં વિસ્તારથી વિવરણ કરવું, એ બહુ જ અગત્યનું છે.

જે વેળાએ શિકાર કરવા માટે રાજપૂત વીરોએ અરણ્યમાં પ્રવેશ કર્યો તે વેળાએ મહારાણા પ્રતાપસિંહ અને તેના કનિષ્ઠ બંધુ શક્તિસિંહ વચ્ચે એક વિચિત્રવાદ ઉપસ્થિત થયો. અન્ય સર્વ વીરો શિકાર કરવામાં નિમગ્ન થઇ ગયા હતા અને તેમનામાં પરસ્પર નાના મોટાનો ભેદ રહ્યો નહોતો. પ્રતાપ અને શક્તિસિંહ બન્ધુદ્વય એક સાથે જ મૃગયા કરવામાં પ્રવૃત્ત થયા હતા. એટલામાં પાસે જ એક વનવરાહ તેમના જોવામાં આવ્યો. શિકારીઓની દૃષ્ટિ પોતાપર પડી છે, એમ જોતાં જ ભયથી તે વરાહ પલાયન કરવા લાગ્યો. પરંતુ તે દુર્દૈવી પ્રાણીના દિવસો ગણાઈ ચૂકયા હતા, એટલે ન્હાસી કેમ શકે વારુ? ઉભય બંધુએ એક સમયાવચ્છેદે બે તીક્ષ્ણ બાણ અચૂક નેમ ધરીને તે વરાહપર છોડયા; એક બાણે વરાહના મસ્તકમાં પ્રવેશ કરીને તેને ધરણીપર ઢાળી નાંખ્યો, બીજો વ્યર્થ ગયો. ભયંકર બાણ પ્રહારથી વ્યાકુલ થઇને તે વનવરાહ તત્કાળ મરણશરણ થઇ ગયો.

તે બન્ને બંધુઓ પોતાના અનુચરો સહિત મૃત વરાહ પાસે ગયા અને ત્યાં જ વિવાદનું મૂળ બીજ રોપાયું. શક્તિસિંહના એક માનીતા અનુચરે અત્યંત આનંદથી કહ્યું કે, "અહાહા! અમારા કુમારશ્રીની ધનુર્વિદ્યામાં કેટલી બધી પ્રવીણતા! જુઓ તો ખરા, કુમારે માત્ર એક જ શરના પ્રહારથી આટલા મોટા એક પ્રચંડ પ્રાણીનો ક્ષણ માત્રમાં સંહાર કરી નાંખ્યો!! આનું નામ તે ધનુર્વિદ્યા!!!"

પ્રતાપસિંહે તે અનુચરના મુખનું કિંચિત્ કોપયુક્ત મુદ્રાથી અવલોકન કર્યું. મહારાજની પોતાપર કોપદૃષ્ટિ થએલી જોતાં જ તે અનુચર ભયથી ગર્ભગળિત જેવો થઈ ગયો અને પુનઃ ઉન્નત શિર કરીને પ્રતાપને નિરખવાનું તેનામાં અવસાન રહ્યું નહિ. તે ભૂમિપ્રતિ જોતો તટસ્થ ભાવથી ઉભો રહ્યો.

પોતાના જ બાણથી તે વરાહ ગતપ્રાણ થયો હતો એવો પ્રતાપનો દૃઢ નિશ્ચય હતો, એ વાચકોને નવેસરથી જણાવવાની કશી પણ આવશ્યકતા નથી. પ્રતાપના મનમાં, પોતાના અનુચરના ભાષણથી જે કોપનો આવેશ થયો, તે બુદ્ધિમાન્ શક્તિસિંહ તત્કાળ જાણી ગયો.

પોતાના અનુચરનું કથન જ યથાર્થ છે, એ બતાવી આપવાના હેતુથી શક્તિસિંહ મહા આનંદદર્શક મુદ્રા કરીને પોતાના અનુચરને ઉદ્દેશી બોલ્યો કે, "આનાવિષે વધારે વાદવિવાદ કરવાની શી આવશ્યકતા છે? જો મારી ધનુર્વિદ્યાની પરીક્ષા કરવી હોય, તો પેલા દૂરના વૃક્ષનાં અસંખ્ય પત્રોમાંના પેલા ત્રીજા પર્ણને મારા બાણથી આ ક્ષણે જ હું

શીધી શકું છું." એમ કહી ધનુર્વિદ્યા વિશારદ-શક્તિસિંહે બાણના પ્રહારથી તે પર્ણને વીંધીને નીચે પાડી નાંખ્યું અને તેથી તેના સર્વ અનુચરો સહસ્રમુખે તેને વારંવાર ધન્યવાદ આપવા લાગ્યા. તે વરાહ પોતાના બાણથી જ સ્વર્ગ પ્રયાણ કરી ગએલો હોવો જોઇએ, એવો પ્રતાપસિંહ પ્રમાણે શકિતસિંહનો પણ દૃઢ નિશ્ચય થઈ ગયો હતો.

પ્રતાપસિંહનો કોપાગ્નિ વધારે ભડકયો. પોતાના બાણથી વરાહ મરાયો, એમ બન્નેનો નિશ્ચય હતો. બન્નેનાં બાણ સમાન હતાં અને તેમાં જરા પણ ભેદ ન હોવાથી વરાહના શરીરમાં ખૂંચેલો બાણ કોનો, એ ઓળખવાનું કશું પણ સાધન નહતું. પ્રતાપના હૃદયમાં એક સમયાવચ્છેદે ક્રોધ અને અભિમાનની જાગૃતિ થઇ કોપાનળથી તે બળવા માંડયો.

અભિમાની પ્રતાપસિંહ મહા ગંભીરતાથી શક્તિસિંહને સંબોધીને કહેવા લાગ્યો કે, "તું વ્યર્થ પોતાનું અભિમાન બતાવવાનો પ્રયત્ન શા માટે કરે છે? આવી રીતે વ્યર્થ અભિમાન ધરાવવું, એ કાર્ય નીચ જનોનું છે. શિશોદિયા કુળમાં જન્મેલા એક પવિત્ર પુરુષને આવી અહંતા શોભા આપે નહિ!"

એના ઉત્તરમાં વિસ્મિત થઇને શક્તિસિંહે પોતાના વડીલ ભાઇને કહ્યું કે, "મોટા ભાઇ! મહારાજ! આપના મુખમાંથી આવાં અસંગત વાકયો નીકળશે, એવી મને સ્વપ્નમાં પણ કલ્પના નહોતી. આ વરાહ આપના બાણથી વીંધાયો છે અને હું મિથ્યા આભિમાન કરું છું, એમ આપનું કહેવું છે કે શું?"

"હા." પ્રતાપે વધારે ગંભીર સ્વરથી ઉત્તર આપ્યું.

"ના–કદાપિ નહિ." એમ કહીને શક્તિસિંહે મ્યાનમાંથી પોતાની તલવાર બહાર કાઢીને પાસે પડેલા એક પ્રચંડ પાષાણપર તેનો પ્રહાર કર્યો. તત્કાળ તે પાષાણના ભિન્ન ભિન્ન વિભાગો થઇ ગયા.

"મારા સમક્ષ આવી ઉચ્છૃંખલતા? હજી પણ આત્મસંયમન કર; નહિ તો મારી તલવાર છે અને તારું શર!" પ્રતાપે આંખો લાલ કરીને ધમકી આપી.

"માતા પિતાના આશીર્વાદથી આત્મસંયમનની દીક્ષા મને મળેલી જ છે. પરંતુ નીચ મનુષ્ય પ્રમાણે આવી રીતે સત્યાલાપ કરીને અસત્યનો પક્ષપાત કરવાની દીક્ષા મને કોઇએ આપી નથી. તેથી નિરૂપાય છું." શક્તિસિંહે તેટલા જ બળથી પ્રતાપની ધમકીનું ઉત્તર વાળતાં કહ્યું.

"તું અત્યારે આ અપમાનદર્શક ભાષણ કોની સાથે કરે છે, એ તારા ધ્યાનમાં છે કે? કહું છું કે, હજી પણ વિચાર કર અને શુદ્ધિમાં આવ," પ્રતાપે વળી બીજીવાર પણ ધમકી આપતાં કહ્યું.

શોધી કાઢ્યો. હાથમાં તીક્ષ્ણ નગ્ન અસિઓ લઇને ઊભેલા બંધુદ્વયને સંબોધીને તે પુરુષ ગંભીર સ્વરે અને ગૌરવયુક્ત વાણીથી કહેવા લાગ્યો કે;—

"શું તમારા બન્નેમાંથી એક પણ આ દીન વિપ્રની નમ્ર પ્રાર્થના નહિ સાંભળે? તમારા આ અવિચારી કૃત્યથી આપણી આ માતૃભૂમિને ભવિષ્યમાં કેવાં કેવાં સંકટો વેઠવાં પડશે, એનો તમે વિચાર કર્યો છે કે? મારો તો એવો જ અભિપ્રાય છે કે, વૃથા અભિમાનમાં ભાન ભૂલીને તમે આ કુકૃત્ય કરવાને તત્પર થયા છો, એમાં લેશ માત્ર પણ સંશય નથી. જેવી તમારી ઇચ્છા. તમને ઉપદેશ આપીને મેં મારું કર્ત્તવ્ય બજાવ્યું છે. હું રાજપુરોહિત છું અને તેથી રાજાના હિત માટે પ્રાણની આહુતિ પણ આપવી, એ અમારું પરાપૂર્વથી ચાલતું આવેલું કર્ત્તવ્ય છે. એ કર્ત્તવ્ય મેં આજ પણ બજાવ્યું છે. મહારાજ! હવે મારા ઉપદેશ પ્રમાણે વર્ત્તવું કે ન વર્ત્તવું, એ સર્વથા આપની ઇચ્છાને આધીન છે."

એ ઉપદેશ સાંભળી પ્રતાપ કાંઇક ઝંખવાણો પડીને તેને કહેવા લાગ્યો કે, "પુરોહિતજી! ક્ષમા કરો. વિચાર કરવાનો અને ઉપદેશ સાંભળવાનો સમય હવે રહ્યો નથી. ક્ષણ બે ક્ષણ ધૈર્ય ધરીને ઊભા રહો. મારું આ કાર્ય સમાપ્ત થતાં જ હું આપને ચરણવંદન કરીશ. આ મિથ્યાભિમાની અને ઘમંડખોર—" એમ કહીને પોતાની તલવાર ફેરવતો ફેરવતો તે પોતાના બંધુ શક્તિસિંહની છાતી પાસે જઇને ઊભો રહ્યો.

"ઠીક! હું મિથ્યાવાદી અને ઘમંડી, પણ આપ મિથ્યાભિમાની અને મદોન્મત્ત ખરા કે નહિ?" એમ કહીને શક્તિસિંહ યુદ્ધ માટે તૈયાર થઇ ગયો. બન્ને ભાઇઓ અસ્ત્રવિદ્યામાં મહા નિપુણ હોવાથી, જય કે પરાજયરૂપી પરિણામ આવવામાં થોડો જ વિલંબ રહ્યો. એમાંથી એક અથવા તો બન્ને પરસ્પરના શસ્ત્રઘાતથી મૃત અથવા ઘાયલ થયા વિના રહેશે નહિ, એવો સર્વ જનોનો નિઃસંશય નિશ્ચય થએલો હતો જ.

પુરોહિત શક્તિસિંહને વિનવતો કહેવા લાગ્યો કે, "કુમાર! મારી વિનતિ તમે તો માન્ય કરો અને કૃપા કરીને શાંત થાઓ!"

તલવાર ફેરવતો ફેરવતો ખડખડાટ હસી પડી શક્તો બોલ્યો, "મહારાજ ખસી જાઓ, હું કંઇ સાંભળીશ નહિ. મારું અપમાન કરનારા મારા વડા ભાઇના પ્રાણનો હું સંહાર કરીશ, ત્યારે જ મારા હૃદયમાં શાંતિ થશે—અન્યથા શાંતિ થવાની નથી!"

બંધુ બંધુના ઘોરતમ દ્વંદ્વ યુદ્ધનો આરંભ થઇ ચૂક્યો.

મહાપુરુષ રાજપુરોહિત તે ઉભય બંધુના મધ્યમાં જઇને ઊભો રહ્યો. પણ વ્યર્થ. બે ભાઇમાંથી એક પણ પાછો હઠયો નહિ; ત્યારે જ તે મોટેથી પોકાર કરીને કહેવા લાગ્યો, " રાજવીરો ! તમે મારું સાંભળતા નથી? જેવી ઇચ્છા ! હવે હું મારા કર્ત્તવ્યનો અંતિમ ભાગ પૂર્ણ કરું છું.—હે આકાશસ્થ દેવતાઓ ! આ રાજબંધુદ્વયનું રક્ષણ કરો ! રાજવંશનું કલ્યાણ કરો ! ! અને શિશોદિયા વંશના રાજછત્રને અખંડ રાખો ! ! ! આ જો જીવતા રહ્યા, તો આજે નહિ તો કાલે મોગલોના પંજામાંથી દેશનો છૂટકારો કરશે જ, દેશમાં પુનઃ સ્વતંત્રતાની સ્થાપના કરશે અને સર્વ રાજપૂતોના નામને અજરામર બનાવશે. પણ આ ભ્રાતૃદ્રોહનું પરિણામ બહુ જ વિપરીત થશે, એ તો નક્કી જ છે. પરંતુ જો આ ભ્રાતૃદ્રોહરૂપી અગ્નિ આ બ્રાહ્મણના રક્તપાનથી પણ શાંત થતો હોય, તો તેમ કરવાને હું કૃતનિશ્ચય છું. હે દયાધન પરમેશ્વર !"

"અરે—અરે—અરે બ્રાહ્મણે એ શું કર્યું ?" વસ્ત્રમાં છુપાવી રાખેલી કટાર તેણે પોતાની છાતીમાં ભોંકી દીધી! પાસે ઉભેલા સર્વ ક્ષત્રિયોના મુખમાંથી, "બ્રહ્મહત્યા ! ! બ્રહ્મહત્યા ! મહાપાતક !" એવો અચાનક ધ્વનિ નીકળી ગયો. રક્તના ફુવારા ઉડવા માંડ્યા. બ્રાહ્મણના ઉષ્ણ રક્તના છાંટા તે ઉન્મત્ત થએલા બંને ભાઇઓના શરીરપર પણ ઊડ્યા અને તેથી તેમનાં સર્વાંગો લાલ બની ગયાં. હવે બન્ને બંધુઓને ભાન આવ્યું, "આપણા માટે આ બ્રાહ્મણે આત્મહત્યા કરી ! અહો બ્રાહ્મણ પણ જેવો તેવો નહિ, સ્વધર્મપરાયણ, શાસ્ત્રજ્ઞ, ઉદારચિત્ત, રાજપુરોહિત અને સ્વામિનિષ્ઠ બ્રહ્મદેવ ! એના રક્તથી આપણાં શરીરો કલંકિત થયાં, એ યોગ્ય તો ન જ થયું." બન્ને બંધુના મનમાં એવા પ્રકારના અનેક વિચારો ઉદ્ભવવા માંડયા.

એ હૃદયદ્રાવક અને શોચનીય આદર્શ જોઇને બન્ને ભાઇઓના હાથમાંની તલવારો નીચે પડી ગઇ, નેત્રોમાં ઝળઝળિયાં ભરાઇ આવ્યાં, કોપ શાંત થઇ ગયો. પોતાનાં કુકૃત્ય માટે મનમાં અત્યંત પશ્ચાત્તાપ થવા લાગ્યો. થોડીવાર તો પ્રાણહીન પાષાણ પ્રતિમા પ્રમાણે સ્તબ્ધ થઇને ઊભા રહ્યા. ટગર ટગર તે બ્રાહ્મણના મૃતદેહને જોવા લાગ્યા અને મનમાં પોતાની અવિવેકિતા માટે પોતાને ધિક્કારવા લાગ્યા.

પ્રતાપસિંહની આજ્ઞાથી મહાભારત સમારંભથી તે બ્રાહ્મણના શબનો અંત્યવિધિ કરવામાં આવ્યો. પ્રતાપસિંહે તે બ્રાહ્મણના સન્માનાર્થ તેની ચિતાને સ્થાને એક સમાધિસ્તંભ ચણાવીને તેનાપર તેના ચરિત્રનો સંક્ષેપમાં ઉલ્લેખ કરાવ્યો, અને તેના કુટુંબને નિર્વાહ માટે સારું વર્ષાસન

બાંધી દીધું. એ વર્ષાસન આજ સુધી પણ તે બ્રાહ્મણના વંશજોને મળ્યા કરે છે.

પ્રતાપસિંહે પોતાના બંધુને ઉદ્દેશીને કહ્યું, "તું આ ક્ષણે જ અહીંથી ચાલ્યો જા. આજ પછી ફરીથી જો તું મારા રાજ્યમાં ક્યાંય પણ જોવામાં આવીશ, તો તને કારાગૃહમાં નાખવામાં આવશે અને તારા તે અપરાધનું તને યોગ્ય પ્રાયશ્ચિત્ત મળશે."

તોફાનનાં વાદળાં વિખરાઈ ગયાં; કારણકે, પોતાનો પરસ્પર સંબંધ શો હતો, તે હવે બન્ને સારી રીતે જાણી ચૂક્યા હતા. અધિક કાંઈ પણ ન બોલતાં નમ્રતાથી શક્તિસિંહે ઉત્તર આપ્યું કે, "રાજાજ્ઞા શિરોધાર્ય છે!!" પોતાના નોકર ચાકરોને સાથે લઈને શક્તિસિંહ તે જ ક્ષણે મેવાડની ભૂમિનો ત્યાગ કરીને ચાલ્યો ગયો.

પ્રતાપસિંહ એકલો જ પોતાના મનસાથે કહેવા લાગ્યો, "હાય! આરંભમાં જ અપશકુન? આનું પરિણામ શું આવશે, તે તો પરમાત્મા જાણે! હશે—જે થવાનું હશે તે થશે. મે પ્રતિજ્ઞા તો લીધી જ છે અને તેટલા માટે ચિત્તોડ પાછું લીધાવિના એ પ્રતિજ્ઞાની પૂર્તિ થવાની નથી. ચિત્તોડનો ઉદ્ધાર એ જ મારી પ્રતિજ્ઞા. એ પ્રતિજ્ઞા પૂર્ણ કરીને હું મારા મનુષ્યજીવનનું સાર્થક્ય કરીશ. વિજયદાતા પરમેશ્વર છે!!!"



# દ્વિતીય ખંડ—વ્રતગ્રહણ.



## પ્રથમ પરિચ્છેદ.

—oÇo• •oÇo•—

### દીપ નિર્વાણ.

"પસે મર્ગ મેરે મજારપર જો દિયા કિસીને જલા દિયા:
ઉસે આહ! દામને બાદને સરે શામહીસે બુઝા દિયા.' જફર.

"દાતા અને ત્રાતા પરમેશ્વર છે. તે જ મેવાડનો સ્વાતંત્ર્યદાતા અને લક્ષ્મીત્રાતા થશે. તો પણ મનુષ્યે પ્રયત્ન કરવો જોઈએ જ. પ્રયત્ન વિના, ઉદ્યોગ વિના અને કૃતિવિના કોઇ કાળે કોઇને પણ લાભ થયો હોય, એમ સાંભળવામાં આવ્યું નથી. અમારે પણ હવે અમારી પ્રતિજ્ઞાપાલ-

નના ઉદ્યોગમાં પ્રવૃત્ત થવું જોઇએ. ચિતોડ જ અમારી પ્રતિજ્ઞા છે અને તેની પ્રાપ્તિ માટે રાજભોગ, વિલાસ, આનંદ અને વિષયલાલસા ઇત્યાદિનો પ્રતિજ્ઞા પૂર્ણ ન થાય, ત્યાં સુધી સર્વથા ત્યાગ કરવો ઉચિત છે. સંપત્તિશૂન્ય રાજા અને વનસ્પતિશૂન્ય વસુંધરા સમાન જ છે. રાજા! રાજા, કોનો રાજા? મારું રાજ્ય નથી, મારી રાજધાની નથી, મારો કોઇ સહાયક નથી, મારી કાંઇ પણ સંપત્તિ નથી, મારું કાંઇયે નથી. મેં રાજમુકુટ શિરે ધારેલો છે, તે વ્યર્થ જ! પ્રયત્ન વિના અને સાધનો વિના મનુષ્યથી કશું પણ કરી શકાતું નથી. ચિત્તોડનો ઉદ્ધાર કરવો, એ જ અમારો આ જન્મપ્રયત્ન અને એ જ આ જન્મવ્રત!!"

એક નિર્જન સ્થાનમાં પ્રતાપસિંહના પોતાના મન સાથે ઉપર કહ્યા પ્રમાણેના વિચારો ચાલતા હતા. એટલામાં ચંદાવત્ કૃષ્ણ ત્યાં આવ્યો. તેને જોતાં પ્રતાપસિંહના મનમાં આનન્દ થયો. તે મહા આતુરતાથી તેને કહેવા લાગ્યો કે, "ચંદાવત્! તમે આવ્યા? બહુ જ સારું થયું. મારા મનનો જે એક હેતુ આજ સુધીમાં મેં કોઇને પણ જણાવ્યો નથી, તે આજે પ્રથમ તમને કહી સંભળાવવાનો મારો મનોભાવ છે. જુઓ, પિંજરામાં કોઇએ જાણે પૂરી રાખ્યો હોય, તેવી રીતે આ ઉદયપુરમાં નિવાસ કરવો, એ મને જરા પણ ગમતું નથી. સ્વાતંત્ર્યનો પૂર્ણ અનુભવ લીધા વિના મારા ચિત્તમાં કોઈ કાળે પણ સ્વસ્થતા થવાની નથી. મારું એમ ધારવું છે કે, આજ પર્યન્ત મોગલોએ માત્ર કૃપાદૃષ્ટિ કરીને જ ઉદયપુરપર હલ્લો કર્યો નથી. જો તેઓ ધારત તો સહજમાં તેમ કરી શકત. પૃથ્વીમાંનું નંદનવન અને રાજપૂતોના અભિમાન સ્થાનરૂપ ચિત્તોડને પાદાક્રાન્ત કરી અને રાજપૂતાનામાંના ઘણા ખરા રાજાઓને જીતીને કેવળ ઉપહાસ કરવાના હેતુથી જ મોગલોએ ઉદયપુરને અત્યારસુધી સ્વતંત્ર રહેવા દીધું છે. હું બીજાં સર્વ સંકટો સહન કરીશ; પણ શત્રુઓએ કરેલો અનુગ્રહ તો મને તીર જેવો સાલે છે. મને સિંહાસને પણ તમે જ બેસાડ્યો છે અને આજે સિંહાસનનો ત્યાગ પણ હું તમારા સમક્ષ જ કરવા ઇચ્છું છું. બસ—મારો એ નિશ્ચય દૃઢતમ છે."

ચંદાવત્ કૃષ્ણે ઉત્સુકતાથી કહ્યું, "મહારાજ! થયું શું? આમ કરવાનું કારણ શું? તે કૃપા કરીને મને સ્પષ્ટ રીતે સંભળાવો. આ દાસ સુખમાં, દુઃખમાં, સંપત્તિમાં, વિપત્તિમાં અને રણમાં કે વનમાં પ્રત્યેક અવસ્થામાં આપની આજ્ઞા શિરસાવંદ્ય કરીને આપ સાથે રહેવાને તૈયાર છે!

એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને પ્રતાપસિંહ બોલ્યો, "સરદાર! મારા અંતિમ નિશ્ચયને જ અત્યારે અમલમાં લાવવો જોઇએ. વનવાસ ગ્રહણ કરવા

બાંધી દીધું. એ વર્ષાસન આજ સુધી પણ તે બ્રાહ્મણના વંશજોને મળ્યા કરે છે.

પ્રતાપસિંહે પોતાના બંધુને ઉદ્દેશીને કહ્યું, "તું આ ક્ષણે જ અહીંથી ચાલ્યો જા. આજ પછી ફરીથી જો તું મારા રાજ્યમાં ક્યાંય પણ જોવામાં આવીશ, તો તને કારાગૃહમાં નાખવામાં આવશે અને તારા તે અપરાધનું તને યોગ્ય પ્રાયશ્ચિત્ત મળશે."

તોફાનનાં વાદળાં વિખરાઈ ગયાં; કારણકે, પોતાનો પરસ્પર સંબંધ શો હતો, તે હવે બન્ને સારી રીતે જાણી ચૂકયા હતા. અધિક કાંઈ પણ ન બોલતાં નમ્રતાથી શક્તિસિંહે ઉત્તર આપ્યું કે, "રાજાજ્ઞા શિરોધાર્ય છે!!" પોતાના નોકર ચાકરોને સાથે લઇને શક્તિસિંહ તે જ ક્ષણે મેવાડની ભૂમિનો ત્યાગ કરીને ચાલ્યો ગયો.

પ્રતાપસિંહ એકલો જ પોતાના મનસાથે કહેવા લાગ્યો, "હાય! પ્રારંભમાં જ અપશકુન? આનું પરિણામ શું આવશે, તે તો પરમાત્મા જાણે! હશે—જે થવાનું હશે તે થશે. મેં પ્રતિજ્ઞા તો લીધી જ છે અને તેટલા માટે ચિત્તોડ પાછું લીધાવિના એ પ્રતિજ્ઞાની પૂર્તિ થવાની નથી. ચિત્તોડનો ઉદ્ધાર એ જ મારી પ્રતિજ્ઞા. એ પ્રતિજ્ઞા પૂર્ણ કરીને હું મારા મનુષ્યજીવનનું સાર્થક્ય કરીશ. વિજયદાતા પરમેશ્વર છે!!!"



# દ્વિતીય ખંડ—વ્રતગ્રહણ.



## પ્રથમ પરિચ્છેદ.

—०७०…०७०—

### દીપ નિર્વાણ.

"પસે મર્ગ મેરે મજારપર જો દિયા કિસીને જલા દિયા;
ઉસે આહ! દામને બાદને સરે શામહીસે બુઝા દિયા." જફર.

ꟷꟷꟷ

"દાતા અને ત્રાતા પરમેશ્વર છે. તે જ મેવાડનો સ્વાતંત્ર્યદાતા અને લક્ષ્મીત્રાતા થશે. તો પણ મનુષ્યે પ્રયત્ન કરવો જોઇએ જ. પ્રયત્ન વિના, ઉદ્યોગ વિના અને કૃતિવિના કોઇ કાળે કોઇને પણ લાભ થયો હોય, એમ સાંભળવામાં આવ્યું નથી. અમારે પણ હવે અમારી પ્રતિજ્ઞાપાલ-

પ્રતાપ અને ચંદાવતનું એ મહત્વના વિષયમાં પરસ્પર સંભાષણ ચાલી રહ્યું હતું એટલામાં ત્યાં એક ગુપ્તદૂત દોડતો દોડતો આવી લાગ્યો અને પ્રણામ કરીને આજ્ઞાની વાટ જોતો ઉભો રહ્યો. તેની મુખમુદ્રા બહુજ મ્લાન થએલી દેખાતી હતી. પ્રતાપે તેને જે સમાચાર લાવ્યો હોય તે કહી સંભળાવવાની સંકેતથી આજ્ઞા કરી, એટલે તે દૂત બોલ્યો.

"મોગલોની દૃષ્ટિ ઉદયપુરપર પડી છે, તેઓ ચઢાઈની તૈયારી કરે છે ને ઉદયપુર સત્વર જ ઉધ્વસ્ત થઇ જશે એમ ભાસે છે, મહારાજ! શું કહું? એ કાર્યમાં કેટલાક રાજદ્રોહી અને દેશદ્રોહી રાજપૂતોનો પણ હાથ છે અને તેમના બળથી જ મોગલોએ ઉદયપુરના નાશ માટે કમર કસેલી છે, એવા સમાચાર મળ્યા છે."

"બહુ સારું. જો એમ ન થાત, તો પરમેશ્વરની લીલાને આપણે કયાંથી જાણી શકતે? જા, તું તારું કાર્ય કર." આજ્ઞા થતાં જ નમ્રતાથી પ્રણામ કરીને તે દૂત ત્યાંથી ચાલ્યો ગયો.

દૂતના ગમન પછી ચંદાવતે ગંભીરતાથી પ્રતાપસિંહને કહ્યું "મને તો સર્વ અવલક્ષણો જ દેખાય છે."

"અરે અવલક્ષણો શાનાં? મને તો વિરુદ્ધ પક્ષે સર્વ સુલક્ષણો જ દેખાય છે. જેટલાં સંકટો વધારે તેટલી પરમેશ્વરની કૃપા અધિક, એમ જ સમજવું. ચાતુર્ય અને દૂરદર્શિત્વનો આપણામાં જે અભાવ છે, તે આપણને આવા પ્રસંગોથી પ્રાપ્ત થઇ શકશે, સમજ્યા?

પ્રતાપસિંહનું એ ભાષણ સાંભળીને ચંદાવત્ મોટેથી હસી પડ્યો. "તમે હસ્યા શા માટે વારુ?" પ્રતાપે પૂછ્યું.

"આપે મારા હાસ્યનો શો અર્થ કર્યો?" ઉત્તર ન આપતાં ચંદાવત્ કૃષ્ણે પ્રશ્ન કર્યો.

"ત્યારે મારા મનમાં જે તર્ક આવ્યો તે જ સત્ય થયો ને?" પ્રતાપે તેના મનોભાવને જાણીને માર્મિક રીતે પૂછ્યું.

ગંભીર વાણીથી ઉત્તર આપતાં ચંદાવત્ બોલ્યો "હા—આપે જે તર્ક કર્યો છે, તે જ સત્ય છે. મારું હાસ્ય તે આપના વિચારનો સર્વથા પ્રતિબિંબ જ છે. મહારાજ! આપનું હૃદય તે મહત્તાનો એક સાગર છે. રાજપૂતોના નામને આપ જ અમર કરી શકશો. હવે આપણે શું કરવાનું છે, તેની આજ્ઞા થવી જોઇએ. આ દાસ સ્વામીની આજ્ઞાનું પાલન કરવાને તૈયાર છે."

વિના મારા ચિત્તમાં શાંતિ થવાની નથી. વનવાસ સુખ તે જ મારું પ્રકૃત-સુખ છે અને તેથી તે સુખ મેળવી આપવા માટે જ હું તમને કહું છું."

પ્રતાપનાં વિશાળ અને તેજસ્વી નેત્રોમાં અશ્રુ આવી ગયાં. તે જોઇને તે સ્વામિનિષ્ઠ સરદારના અંતઃકરણમાં પણ ખેદનો આવિર્ભાવ થવા માંડયો. એક દીર્ઘોષ્ણ નિઃશ્વાસ નાખીને પ્રતાપસિંહના મુખને જોતો ચંદાવત્ બોલ્યો, "વનવાસનો ભાવાર્થ હું સમજ્યો નહિ."

પ્રતાપે પુનઃ બોલવાનો આરંભ કર્યો, "વનવાસના ક્લેશોને સહન કરવા, એ કૃતિ મહાનુભાવોની જ કહેવાય છે; ક્ષુદ્રોનું એ કૃત્ય નથી. મારો તો વનવાસના સ્વીકારનો નિશ્ચય થઇ ચૂકયો છે. વનવાસ ગ્રહણ વિના ચિત્તોડના ઉદ્ધારનો બીજો એક પણ ઉપાય મારા જોવામાં આવતો નથી. અત્યંત કષ્ટો અને સંકટો સહન કર્યાં વિના કોઇ પણ મહત્કાર્ય સિદ્ધ થઇ શકતું નથી જ. જ્યારે ચિત્તોડનો ઉદ્ધાર એ જ મારી પ્રતિજ્ઞા છે, ત્યારે આજથી મારે સર્વ સુખો અને સર્વ ઉપભોગોનો ત્યાગ કરીને તેમને તિલાંજલિ આપવી જોઇએ."

"મહારાજ! એ વિચાર—"

ચંદાવતને વચમાં જ અટકાવીને પ્રતાપ આગળ બોલવા લાગ્યો, "જુઓ ચંદાવતજી! ભરતખંડમાં મહાપ્રતાપી પાંડવોને પણ રાજ્યભ્રષ્ટ થઇને વનવાસી થવું પડયું હતું. તેમણે એવી પ્રતિજ્ઞા કરી હતી કે, કાં તો રાજ્યપ્રાપ્તિ અને કાં તો વનવાસ. બેમાંની એક સ્થિતિમાં રહેવું; કારણકે, વનવાસ અથવા રાજ્યપ્રાપ્તિ એ બે ઉપરાંત ત્રીજી દશામાં સુખ નથી, એ તેઓ સારી રીતે જાણતા હતા; અર્થાત્ મધ્યસ્થિતિનું સુખ તે સુખની ગણનામાં નથી. અતિશય કષ્ટમાં અને ઘોર વનવાસમાં જે સુખ છે, તેની કલ્પના પણ ઘણા જ થોડાના મસ્તિષ્કમાં હશે. અત્યારે મારે એ સુખનો જ વિચાર કરવાનો છે."

"હવે આપના કહેવાનો ભાવાર્થ કાંઇક મારા ધ્યાનમાં આવે છે.?" ચંદાવતે સમાનભાવદર્શક મુદ્રાથી સંક્ષિપ્ત ઉત્તર આપ્યું.

એટલે પ્રતાપસિંહ મહા આનંદદર્શક મુદ્રાથી બોલવા લાગ્યો. "તમે મારા કહેવાનો ભાવાર્થ સમજી શકયા, એ ઠીક થયું–યોગ્ય બન્યું. આ તમારા સત્કૃત્ય માટે હું તમારો ઋણી થયો છું. આ ઋણનો બદલો આ જન્મમાં તો મારાથી આપી શકાશે નહિ."

"મહારાજા! આવા શબ્દો ન ઉચ્ચારો. હું તો કેવળ મારું કર્તવ્ય બજાવું છું એમાં ઋણ જેવું શું છે?" ચંદાવત્ કૃષ્ણે પોતાની નમ્રતા દર્શાવી.

પ્રતાપ અને ચંદાવતનું એ મહત્વના વિષયમાં પરસ્પર સંભાષણ ચાલી રહ્યું હતું એટલામાં ત્યાં એક ગુપ્તદૂત દોડતો દોડતો આવી લાગ્યો અને પ્રણામ કરીને આજ્ઞાની વાટ જોતો ઉભો રહ્યો. તેની મુખમુદ્રા બહુજ મ્લાન થએલી દેખાતી હતી. પ્રતાપે તેને જે સમાચાર લાવ્યો હોય તે કહી સંભળાવવાની સંકેતથી આજ્ઞા કરી, એટલે તે દૂત બોલ્યો.

"મોગલોની દૃષ્ટિ ઉદયપુરપર પડી છે, તેઓ ચઢાઈની તૈયારી કરે છે ને ઉદયપુર સત્વર જ ઉધ્વસ્ત થઇ જશે એમ ભાસે છે, મહારાજ! શું કહું? એ કાર્યમાં કેટલાક રાજદ્રોહી અને દેશદ્રોહી રાજપૂતોનો પણ હાથ છે અને તેમના બળથી જ મોગલોએ ઉદયપુરના નાશ માટે કમર કસેલી છે, એવા સમાચાર મળ્યા છે."

"બહુ સારું. જો એમ ન થાત, તો પરમેશ્વરની લીલાને આપણે ક્યાંથી જાણી શકત? જા, તું તારું કાર્ય કર." આજ્ઞા થતાં જે નમ્રતાથી પ્રણામ કરીને તે દૂત ત્યાંથી ચાલ્યો ગયો.

દૂતના ગમન પછી ચંદાવતે ગંભીરતાથી પ્રતાપસિંહને કહ્યું "મને તો સર્વ અવલક્ષણો જ દેખાય છે."

"અરે અવલક્ષણો શાનાં? મને તો વિરુદ્ધ પક્ષે સર્વ સુલક્ષણો જ દેખાય છે. જેટલાં સંકટો વધારે તેટલી પરમેશ્વરની કૃપા અધિક, એમ જ સમજવું. ચાતુર્ય અને દૂરદર્શિત્વનો આપણામાં જે અભાવ છે, તે આપણને આવા પ્રસંગોથી પ્રાપ્ત થઇ શકશે, સમજ્યા?

પ્રતાપસિંહનું એ ભાષણ સાંભળીને ચંદાવત્ મોટેથી હસી પડ્યો. "તમે હસ્યા શા માટે વારુ?" પ્રતાપે પૂછ્યું.

"આપે મારા હાસ્યનો શો અર્થ કર્યો?" ઉત્તર ન આપતાં ચંદાવત્ કૃષ્ણે પ્રશ્ન કર્યો.

"ત્યારે મારા મનમાં જે તર્ક આવ્યો તે જ સત્ય થયો ને?" પ્રતાપે તેના મનોભાવને જાણીને માર્મિક રીતે પૂછ્યું.

ગંભીર વાણીથી ઉત્તર આપતાં ચંદાવત્ બોલ્યો "હા—આપે જે તર્ક કર્યો છે, તે જ સત્ય છે. મારું હાસ્ય તે આપના વિચારનો સર્વથા પ્રતિબિંબ જ છે. મહારાજ! આપનું હૃદય તે મહત્તાનો એક સાગર છે. રાજપૂતોના નામને આપ જ અમર કરી શકશો. હવે આપણે શું કરવાનું છે, તેની આજ્ઞા થવી જોઇએ. આ દાસ સ્વામીની આજ્ઞાનું પાલન કરવાને તૈયાર છે."

"હું પણ એ જ કરવાનો હતો. અત્યારે તો ઉદયપુરનો ત્યાગ કરવો, એ જ વધારે યોગ્ય છે. જીવનની ભીતિથી જો મારા વડિલોએ ચિત્તોડ છોડી ન દીધું હોત, અને અંત પર્યન્ત જો તેઓ શૌર્યથી લડતા રહ્યા હોત, તો ચિત્તોડના ઉદ્ધાર માટે આજે મને વનવાસનો સ્વીકાર કરવાની આવશ્યકતા થઇ ન પડત! શૂરવીર સામંત! પૂર્વે જે વાતનો મે વિચાર કરી રાખ્યો હતો, તેનું જરાતરા પરિણામ તો દૂતના મુખથી આપણે સાંભળ્યું. અને હવે પછી પણ એવી અનેક વાતો આપણા સાંભળવામાં આવશે માટે પહેલાંથી જ આવા પ્રસંગોને માટે આપણે તૈયાર થઈ રહેવું જોઇએ; એમાં જ આપણો લાભ સમાયલો છે. બે દિવસ પછી જે અનિષ્ટ થવાનું હોય, તેનો પ્રતિકાર કરવાની જો આપણે આજથી જ તૈયારી કરી રાખીએ, તો તે અનિષ્ટ આપણને વિશેષ દુઃખદાયક થઈ નથી શકતું. અત્યારે તો ઉદયપુરનો દીપ નિર્વાણ કરીને કોઈ એક ઘોર વનમાં જઇને વાસ કરવો, એ જ આપણા માટે વધારે લાભકારક અને ફળદાયક છે."

"મહારાજની આજ્ઞા શિરસાવંદ્ય છે" ચંદાવતે અનુમતિ આપી.

"મારે તમને હજી વધારે કહેવાનું છે, પણ તે યોગ્ય પ્રસંગે કહીશ. હાલ તરત તો આપણે રાજપૂતોની એક મોટી સભા ભરવી જોઇએ. "પ્રતાપસિંહે પોતાની ઇચ્છા વ્યક્ત કરી."

ત્યારપછી પ્રતાપસિંહ પોતાના મન સાથે કહેવા લાગ્યો "મારો આ વિચાર સર્વને ગમશે ખરો? હા—ગમશે જ." પોતાના પ્રશ્નનું પોતે જ જેવું આવ્યું તેવું ઉત્તર આપી દીધું.

મહાપુરુષો જે માર્ગ નિયત કરે છે, તે માર્ગ ગમે તેવો અને ગમે તેટલો કઠિન હોય, તો પણ તેમના અનુયાયિજનો તે જ માર્ગમાં વિચરે છે, અને એમ થવું એ સર્વથા સ્વાભાવિક—નૈસર્ગિક છે.

## દ્વિતીય પરિચ્છેદ.

### ક્ષત્રિયોની સભા.

"यद्यदाचरति श्रेष्ठ स्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्त्तते ॥" श्रीमद्भगवद्गीता.

સર્વ ક્ષત્રિયોની એક મહાસભા ઉદયપુરના રાજમહાલયની સામેના એક વિસ્તીર્ણ આંગણામાં ભરાયલી હતી. રાજ્યમાંના નાના, મોટા, અતિ-

ષ્ઠિત અપ્રતિષ્ઠિત, શ્રીમાન્, દીન, ઉચ્ચ કુલોદ્દ્ભવ અને નીચ કુલોત્પન્ન સર્વ ક્ષત્રિયો એકઠા થએલા હતા. રાજપૂત વીરોની એવી પ્રચંડ સભા પૂર્વે કોઇવાર પણ ભરાયલી હતી નહિ. પ્રતાપસિંહની સર્વ પ્રજા એક વિશિષ્ટ ઉદ્દેશથી આજે એકત્ર થએલી હતી.

મહારાણો પ્રતાપસિંહ રાજવેશમાં એક ઉચા રત્નસિંહાસને વિરાજમાન થએલો હતો અને કોઇ વિશેષ ઉદ્દેશથી સર્વ લોકોના મુખનું સૂક્ષ્મ સમીક્ષણ કરતો હતો. તેના ઉભય હસ્તે તેના પ્રધાન અને અન્ય અધિકારિજનો પોતપોતાના આસને વિરાજેલા જોવામાં આવતા હતા. કેટલાક ભાટો પણ એ સભામાં હાજર હતા. મહારાણાનો મુખ્ય પ્રધાન ભામાશા મહારાણાના જમણા હાથપર વીરાસનથી બેઠેલો જોવામાં આવતો હતો. પ્રતાપસિંહ ત્યાં એકત્ર થએલા સર્વજનોને ઉદ્દેશીને ગંભીર અને માર્મિક સ્વરથી કહેવા લાગ્યો કે, "ક્ષત્રિય વીરબંધુઓ! આવી દીન દશામાં હજી તમે કેટલોક કાળ વ્યતીત કરશો? મોગલોના પંજામાંથી તમે ચિત્તોડનો ઉદ્ધાર કરી શકો તેમ નથી શું? સ્વર્ગતુલ્ય ચિત્તોડ નગરી શું સદાને માટે પરતંત્રતાની શૃંખલામાં બંધાયલી જ રહેશે? સુવર્ણપુરી ચિત્તોડ નગરી શું સદાને માટે અલંકારહીન વિધવા સમાન આવી રીતે રોદન કરતી જ રહેશે? જો એમ જ હોય, તો પછી આપણે જીવ્યા કે મુવા તે સમાન જ છે! શૂરવીર ક્ષત્રિય વીરો! સ્વદેશ ઉદ્ધારના કાર્યમાં અને સ્વાતંત્ર્ય પ્રાપ્તિના કાર્યમાં આવી રીતે ઉદાસીન થઇને બેસી રહેશો, તો શું એ કાર્ય શુદ્રો સિદ્ધ કરશે? આપણા અંગની પ્રત્યેક શિરામાં ઉષ્ણ ક્ષત્રિય શોણિતનું વહન થાય છે, તે શા માટે? ઉઠો—ઉભા થઇ જાઓ. આજે—અત્યારના શુભ મુહૂર્ત્તે આપણે સર્વે એક કઠિન વ્રતનો સ્વીકાર કરીએ. જ્યાં સૂધી ચિત્તોડનો ઉદ્ધાર ન થાય ત્યાંસૂધી આપણે અશૌચ ધારણ કરીશું પ્રિયતમ માતાપિતા અથવા કોઇ આપ્તગોત્ર કે ઇષ્ટજનના મરણ પછી સર્વ પ્રકારના સુખોપભોગોનો ત્યાગ કરીને જેવી રીતે આપણે અશૌચ ધારણ કરીએ છીએ તેવી જ રીતે આપણે આજથી સ્વદેશ ઉદ્ધારના કાર્ય માટે અશૌચ ધારણ કરીશું. મેવાડવાસી સર્વજનો જો એવું સાર્વજનિક શોકચિન્હ ધારણ કરશે, એવા કઠોર બ્રહ્મચર્યવ્રતનું અવલંબન કરશે, એવા ઐક્યનું ઉદાહરણ બીજાઓને બતાવશે, તો કોઇને કોઇ દિવસે પણ એનું ફળ આપણને અવશ્ય મળશે જ. એ વ્રત અથવા પ્રતિજ્ઞાનું નામ "કાર્યં સાધયામિ વા દેહં પાતયામિ" છે. સ્વદેશના ઉદ્ધાર માટે, સ્વજાતિના કલ્યાણ માટે અને સ્વાતંત્ર્યના રક્ષણ માટે જો આપણે એ વ્રતનો અંગીકાર કરીશું, તો પરમેશ્વર આપણી મનઃકામના

અવશ્ય પૂરી કરશે જ. મેવાડ આપણી માતૃભૂમિ છે–આપણી જનની છે–તે સ્વર્ગાદપિ ગરીયસી જન્મભૂમિ–સુવર્ણ રાજસ્થાનનો ઉત્કૃષ્ટ અંશ–સ્વર્ગતુલ્ય ચિત્તોડ આજે મોગલોના અધિકારમાં છે! આપણી આ કેવી શોચનીય સ્થિતિ!!! આવી જનનીના ઉદરમાંથી જન્મ ધારીને આપણે તેના પવિત્ર નામને કલંકિત કરનારા જ નીકળ્યા?"

એ ભાષણ સાંભળતાં જ ત્યાં એકત્ર થએલા અગણિત ક્ષત્રિયવીરોએ "ના–ના–કદાપિ નહિ. ચિત્તોડનો ઉદ્ધાર, એ જ અમારૂં જીવન વ્રત!" એવી એક ગગનભેદક ગર્જના કરી.

પ્રતાપસિંહ મનમાં મહા આનંદ પામીને પાછો બોલવા લાગ્યો; "તેજસ્વી ક્ષત્રિયવીરોના મુખમાંથી આવું જ ઉત્તર મળવું જોઇએ! હવે હું એ અશૌચ વ્રત વિશે કાંઇક વિશેષ વિવેચન કરૂં છું, તે લક્ષપૂર્વક સાંભળો. જ્યાં સુધી આપણે ચિત્તોડનો ઉદ્ધાર કરી ન શકીએ, ત્યાં સુધી આપણામાંથી કોઈએ પણ કોઇ પણ પ્રકારનો આનંદોત્સવ કરવો નહિ. જનની જન્મભૂમિને સ્વાતંત્ર પ્રાપ્તિ કરાવી આપવા માટે પિતૃમાતૃવિયોગ જનિત દુઃખ પ્રમાણે નિત્ય અશૌચ ચિહ્ન ધારણ કરીને જ રહેવું. તરુપત્ર-પર ભોજન અને સર્વેએ તૃણશય્યાપર શયન કરવું. સર્વ પ્રકારના વિલા-સોનો ત્યાગ કરવો. આજથી આપણો વિજયભેરી સૈન્યના અગ્રભાગે ન રહેતાં પાછળના ભાગમાં રહેશે. નિત્ય દીન, હીન અને કંગાલ વૃત્તિમાં રહીને અનન્ય ભાવથી પરમેશ્વરની કરુણાની યાચના કરવી–એમ કરવાથી તે દયાધન પરમેશ્વર આપણાપર અવશ્ય કૃપા કરશેજ. જો આવું કઠિન વ્રત આપણે નિશ્ચયપૂર્વક પાળીશું, તો આપણામાં ભીષણ પરાક્રમો કર-વાનું સામર્થ્ય આવશે. આ પછી ચિત્તોડ ઉદ્ધાર તો શું, પણ અખિલ ભારત-વર્ષનો પણ આપણે સહજમાં ઉદ્ધાર કરી શકીશું."

"સ્વદેશ કલ્યાણ માટે અમે સર્વેએ એ વ્રતનો સ્વીકાર કર્યો!" સર્વ રાજપૂત વીરોએ એકાએક ગર્જના કરી.

પ્રતાપસિહના અંગમાં એથી બમણું બળ આવ્યું અને તે વધારે ઉત્સાહ પામીને બોલ્યો કે, "મેવાડનો આનંદદીપ આજથી બુઝાઇ જાઓ અને સર્વત્ર અંધકારનો વિસ્તાર થાઓ! હવે મેવાડમાં હસતા મુખનું દર્શન થશે નહિ. સર્વ રાજ્ય સ્મશાનવત્ થઈ જાઓ! દેશની શોભા અને સુંદરતાનો પણ નાશ થાઓ. આનંદી મનુષ્યનો આનંદધ્વનિ, દુઃખિત જનનો રોદન ધ્વનિ, સંગીતનો કર્ણ મનોહર ધ્વનિ, બાલકોનો હાસ્યધ્વનિ, સ્ત્રીપુરુષોનું પ્રણય સંભાષણ અને માતાપિતાનો વાત્સલ્ય પ્રેમ, એમાંના એકને પણ હવે પછી આ રાજ્યમાં આશ્રય મળી શકશે નહિ. કૃષિકારોએ

કૃષિકર્મ ન કરવું અને વ્યાપારીજનોએ વ્યાપારનો અવરોધ કરી દેવો. પછી જોઇએ કે, એવા એક સર્વથા સ્મશાન સમાન બની ગએલા મેવાડને હસ્તગત કરીને મોગલો શો લાભ મેળવી શકે છે તે?"

પ્રતાપનાં તેજસ્વી અને વિશાળ નેત્રો અશ્રુપૂર્ણ થઇ ગયાં. સભામાંના સભાજનોની પણ એ જ સ્થિતિ થઇ ગઇ અને તેઓ અધોવદન થઇને દીર્ઘ નિઃશ્વાસ નાંખવા લાગ્યા. પ્રતાપસિંહે અશ્રુ લુછીને વળી પોતાના ભાષણને આગળ લંબાવતાં કહ્યું કે, "બાંધવો! નિરાશ થવાનું કશું પણ કારણ નથી. આ વ્રતનું આપણે સદાને માટે નહિ, પણ અમુક કાળ પર્યન્ત જ પાલન કરવાનું છે. જ્યારે સુવર્ણ સમાન ચિત્તોડ નગરને આપણે ગુમાવીને બેસી રહ્યા છિયે, ત્યારે આ સ્મશાનતુલ્ય રાજ્ય અને રાજધાનીનો ત્યાગ કરવો, એ કાંઇ વધારે દુઃખદાયક નથી. જન્મભૂમિ અને પુરાતન પિતૃગૃહનો ત્યાગ કરતાં પ્રથમ ક્ષણે હૃદયમાં ખેદ થાય, એ તો સ્વાભાવિક જ છે; પરંતુ આ નવીન વ્રતનું રહસ્ય જ્યારે સમજાશે અને બે ચાર દિવસ વીતી જશે, ત્યારે પછી એટલું દુઃખ તમારા હૃદયમાં થશે નહિ. આરાવલી પર્વતના ઉચ્ચ પ્રદેશમાં કોમલમેર નામની એક ખીણ છે, ત્યાં આપણા નવીન રાજ્યની સ્થાપના કરવાની છે. એ દુર્ગમસ્થળે દુષ્ટ મોગલ લોકોનુ કાંઇ પણ ચાલવાનું નથી. આપણી આવી દુર્દશાના સમયમાં જો વધારે દિવસ આપણે અહીં જ પડ્યા રહીશું, તો ક્ષણે ક્ષણે આપણને ભયંકર ત્રાસો સહન કરવા પડશે. પુરાતન કાળથી મોગલોની કાકદૃષ્ટિ રાજસ્થાનપર પડેલી છે અને અધૂરામાં પૂરું હાય! એ વિચાર આવતાં જ હૃદય ફાટી જાય છે–કેટલાક સ્વદેશદ્રોહી કુલાંગાર રાજપૂતો પણ મોગલોના દાસાનુદાસ બનીને સ્વદેશ નાશના ઉદ્યોગમાં તન મન ધનથી પ્રવૃત્ત થયેલા દેખાય છે."

વજ્રહૃદયી પ્રતાપનાં નયનોમાંથી હવે પ્રસિદ્ધતાથી અશ્રુનો પ્રવાહ વહી નીકળ્યો. તેના કંઠનો પણ અવરોધ થઇ ગયો. સ્વજાતિની નીચતાનો અંતઃકરણમાં વિચાર આવતાં જ સભામાંના બીજા સર્વ જનો પણ શોકથી અશ્રુની વર્ષા વર્ષાવવા લાગ્યા. તેમને આશ્વાસન આપનાર કોઇ પણ હતું નહિ.

થોડીવાર પછી મનનો આ વેગ કિંચિત્ ન્યૂન થવાથી પ્રતાપે વળી પોતાનું ઉત્સાહપૂર્ણ ભાષણ આગળ ચલાવ્યું. તે બોલ્યો, "સહોદરો! કઠિન બ્રહ્મચર્ય વ્રત સ્વીકારવાનો શું આપણને આ અમૂલ્ય પ્રસંગ નથી મળ્યો? મારવાડ, અંબર અને બીકાનેરના રાજપૂતો, જાતિ અભિમા-

ધાનીમાં જેને ઘર કહી શકાય એવું એક પણ મકાન હતું નહિ. ઘાસ અને ઝાડનાં પાંદડાંની બનાવેલી ઝૂંપડીઓ જ તેમને પ્રિય લાગતી હતી. પ્રતાપસિંહ પોતે પણ એવીજ એક પર્ણકુટીમાં રહેતો હતો, ત્યાં બીજા રહે એમાં તો પૂછવું જ શું હોય?

ઉદયપુર કે તેના આસપાસના પ્રદેશમાં કોઈ પણ હિન્દુ મળી આવશે, તો તેને પ્રાણદંડની શિક્ષા ભોગવવી પડશે, એવી સખત રાજાજ્ઞા હતી અને બીજું મહારાજ સમક્ષ સર્વેએ પ્રતિજ્ઞા કરી હતી, એટલે ઉદયપુરમાં કોઇ મનુષ્ય હોય જ કયાંથી? મૂર્ખતાથી રાજાજ્ઞાનો ભંગ કરવાથી એક ગોવાળિયાને વિના કારણ પ્રાણદંડની શિક્ષા ભોગવવી પડી હતી, અને ત્યાર પછી તેના શબને કોઈ વૃક્ષે ટાંગી મૂકવાની અને જે કોઈ પણ ભવિષ્યમાં રાજનિયમનું ઉલ્લંઘન કરશે, તેની આવી જ દુર્દશા થશે, એમ જાહેર કરવાની પ્રતાપસિંહે આજ્ઞા કરી દીધી. પોતાની એ આજ્ઞાનું અનુચરો અક્ષરશઃ પાલન કરે છે કે નહિ,? એની તપાસ લેવાને વારંવાર તે પોતેજ ગુપ્ત વેશમાં બહાર નીકળી પડતો હતો.

થોડા જ દિવસમાં તે વિશાળ અને વસતિયુક્ત ઉદયપુરનો પ્રદેશ સ્મશાનસમાન ભયાનક અને ઉજ્જડ બની ગયો. વીરોનો જયધ્વનિ અને નાગરિકોનો આનંદકોલાહલ ત્યાંથી સંભળાતો બંધ થયો. ફળદ્રુપ ખેતરો ઉજ્જડ થઈ ગયાં. વીથિકા, નાટકગૃહો અને ઉદ્યાનનાં તો નામ માત્ર પણ ત્યાં રહેવા પામ્યાં નહિ. હિંસ્ર પ્રાણીઓ નિર્ભયતાથી સર્વત્ર સંચાર કરવા લાગ્યાં. સર્વ પ્રદેશમાં દિવસે અને રાત્રિના સમયે એક સમાન શાંતતા અને નિઃસ્તબ્ધતાનું સામ્રાજ્ય વ્યાપી ગયું. પ્રતાપસિંહ કોઇ કોઇ વેળાએ એ શાંત અને નિઃસ્તબ્ધ સ્થળે આવીને એકાંત અશ્રુ વિમોચન કરતો હતો અને પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવાનો દૃઢ નિશ્ચય કરી મનમાં કહેતો કે, "માત્ર મારે લીધે જ રાજ્યની આવી દુર્દશા થઇને? વડિલોપાર્જિત રાજધાનીના નગરને મેં સ્મશાન બનાવી દીધું! પરંતુ મારા મનમાં જે એક મહાન્ હેતુ નિવાસ કરી રહ્યો છે, તેનો હે પરમાત્મન્! માત્ર તું જ એક સાક્ષી છે! કારણ કે, તું અંતર્યામી છે. મેં આ રાજ્યનો નિરર્થક નાશ કર્યો નથી. આ સ્મશાનસ્થ ભસ્મરાશિમાં જે એક ચિંગારી અદ્યાપિ વાસ કરે છે, તે આજ નહિ તો ચાર દિવસ પછી પણ સમગ્ર મોગલ સામ્રાજ્યને ભસ્મીભૂત કરી નાખવાને સર્વથા સમર્થ છે જ! પ્રાણ જાય તો જાય, પણ પ્રતિજ્ઞાપાલન કર્યા વિના હું સુખે બેસવાનો નથી જ. મારી મનોદેવતા મને કહે છે કે, "પ્રયત્ન કર—એટલે કાર્ય સિદ્ધ થશે અને ગત વૈભવ પુનઃ પ્રાપ્ત થશે' માતા જન્મભૂમિ! મારા હેતુને સિદ્ધ કરવાનું મારામાં સામર્થ્ય આપ!"

"પિતાજી! રણભીરુ ઉદયસિંહ! શિશોદિયા વંશમાં જો તમે જન્મ જ ન લીધો હોત, તો બહુ જ સારું થાત! પ્રાણ ભયથી ચિત્તોડ છોડીને જો તમે ચાલ્યા ન ગયા હોત, તો તમારાં બાળકોને અત્યારે આ વયમાં રણવગડાના સંન્યાસી બનવાનો પ્રસંગ પ્રાપ્ત થયો ન હોત!! પિતાના પાપોનું પ્રાયશ્ચિત્ત આજે પુત્રોને ભોગવવું પડે છે. પણ ચિન્તા નહિ. જગતના ઇતિહાસમાં આ પ્રતાપસિંહનું નામ તો અજરામર થશે જ એમાં લેશ માત્ર પણ સંશય કે શંકા જેવું નથી—એટલો જ મારા હૃદયમાં સંતોષ છે."

## ચતુર્થ પરિચ્છેદ.

### શક્તિસિંહ.

"विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः" ॥ भर्तृहरिः

સર્પસમાન વક્રગતિ ધરાવનારા શક્તિસિંહને વાચક ભૂલી તો નહિ જ ગયા હોય. પ્રતાપ પાસેથી દૂર થવા પછી તેની શી ગતિ થઇ, તે આપણે પ્રસ્તુત પરિચ્છેદમાં જોવાના છિયે. રાજપુરોહિતના શોચનીય મૃત્યુથી પ્રતાપના મનમાં જેટલો ખેદ થયો, તેટલો જ શોક શક્તિસિંહના હૃદયમાં પણ થયો. પરંતુ પ્રતાપે તેને પોતાના રાજ્યમાંથી કાઢી મૂક્યો, એ અપમાન તેને અસહ્ય થઈ પડ્યું. અને ધીમે ધીમે તેના થએલા એ અપમાને દ્વેષનું સ્વરૂપ ધારણ કર્યું. વીરોનો પરસ્પર દ્વેષ—બંધુ બંધુનો પરસ્પર દ્વેષ—અંતે એ દ્વેષે મહા ભયંકરતાનો સ્વીકાર કર્યો. દ્વેષરૂપી અગ્નિએ બેસતાં ઉઠતાં, સૂતાં જાગતાં અને ફરતાં હરતાં શક્તિસિંહના અંતઃકરણને બાળી જાળીને ભસ્મીભૂત કરવા માંડ્યું.

અશ્વારુઢ થઇને વ્યગ્ર ચિત્તથી શક્તિસિંહ માર્ગક્રમણ કરવા લાગ્યો. દિવસ પછી દિવસ વીતતા ગયા—અનેક પર્વત, અનેક અરણ્યો અને અનેક દેશોને તે ઉલ્લંઘી ગયો. તેણે મનમાં એક દૃઢ પ્રતિજ્ઞા કરી. તે અપમાનિત અને અભિમાની રાજપૂત વીરે જે માર્ગ સ્વીકાર્યો, તેનો જ્યારે પણ આમણા મનમાં વિચાર આવે છે, ત્યારે હૃદય વિદીર્ણ થઇ જાય છે.

આખો દિવસ પ્રવાસનો શ્રમ સહીને અને ક્ષુધા તથા સૂર્યના તાપના સંતાપને સહન કરીને સંધ્યાકાળના સમયે શક્તિસિંહ એક નિર્જન વનમાં વિશ્રાંતિ લેવાના હેતુથી અશ્વપરથી ઉતરીને; એક વૃક્ષની છાયામાં બેઠો. પાસે એક નિર્મળ જળનો પ્રવાહ ખળખળ શબ્દ કરતો વહેતો

હતો. પ્રવાહના તે મંજુલ ધ્વનિથી ગમે તેવો થાકેલો બીજો કોઇ પ્રવાસી હોત, તો તેનું મન અવશ્ય પ્રસન્ન થઇ ગયું હોત; પરંતુ દુર્દૈવી શક્તિસિંહના ભાગ્યમાં તે પ્રસન્નતા લખેલી નહોતી. ઉદ્વિગ્ન મનને શાંત કરવાના તેણે અનેક પ્રયત્નો કર્યા, પણ વ્યર્થ. અશ્વને એક વૃક્ષના થડમાં બાંધીને અને પ્રવાહના પાણીવડે હાથ પગ ધોઇને તે એક શિલાપર કાંઇક વિચાર કરતો ગંભીરતાથી બેઠો. ગંભીર પર્વતશ્રેણિ અને ગંભીર વનસ્થળીથી તે નિર્જન સ્થાનમાં વિશેષ ગંભીરતાનો આવિર્ભાવ થએલો દેખાતો હતો. ભગવાન્ સૂર્ય નારાયણ અસ્તાચલમાં પહોંચી ચૂક્યા હતા. એ નૈસર્ગિક ગંભીર આદર્શને અવલોકીને પણ શક્તિસિંહનું મન શાંત થઇ શક્યું નહિ. એટલું જ નહિ, પણ સામો તેનો ઉદ્વેગ વધારે અને વધારે જ વધતો ગયો. બાહ્યતઃ તે થોડો ઘણો શાંત થયો ખરો, પણ તેના અંતઃકરણમાંનો દારુણ દાવાનળ તો દ્વિગુણિત બળવા લાગ્યો. ધિક્કાર–સહસ્રવાર ધિક્કાર હો મલિન અભિમાનને!!

શક્તિસિંહ પોતાના મનને સંબોધીને સ્વગત કહેવા લાગ્યો, "કેવું અપમાન! બંધુનું બંધુથી આવું વર્ત્તન! અધિકારનો આટલો બધો અહંકાર! સત્યાલાપ કરવામાં આ ગર્વ કેવો! સત્ય પરાક્રમી પુરુષ અસત્ય અભિમાનના મદમાં છકીને કોઇ કાળે પણ સત્યાલાપ કરી શકે ખરો કે?"

થોડીવાર વિશ્રાંતિ લેતાં વિચાર કરીને પાછો તે મનસ્વી જ કહેવા લાગ્યો કે, "ધિક્કાર હો એ રાણાના નામને! ધિક્કાર હો તેના રાજત્વને!! સત્યની મર્યાદાના રક્ષણનો વિચાર માત્ર પણ જેના મનમાં આવતો નથી અને બીજાના સુકૃત્યને ઢાંકીને જે પોતાની કૃતિ જ જનોની દૃષ્ટિમાં લાવવા ઇચ્છે છે; એવો રાજા સાર્વભૌમ હોય, તો પણ તેને ધિક્કારવો જ જોઇએ! વારુ પણ બંધુએ કરેલા અપમાનને વિસારી દેવું કે શું? ના. એમ તો ન જ કરવું જોઇએ. જે માર્ગ પ્રતાપે સ્વીકાર્યો છે, તે જ માર્ગનું મારે પણ અવલંબન કરવું જોઇએ. વિસ્મૃતિનો માર્ગ તેણે મારા માટે રહેવા દીધો નથી. ઉદયપુરનો રાજા મારા પિતાનો જ્યેષ્ઠ પુત્ર અને તેણે રાજ પુરોહિતના શોચનીય મૃત્યુ પછી જે—"

મનુષ્યના મનમાં જ્યારે અભિમાનનો અગ્નિ સળગી ઊઠે છે, ત્યારે તેના તાપથી તે એવાં કુકૃત્યો કરવાને તૈયાર થઇ જાય છે, કે આપણે તેની કલ્પના પણ કરી શકતા નથી. શક્તિસિંહ પુનઃ પોતાના મન સાથે બોલવા લાગ્યો, "મારા સંતાપને શાંત કરવાનો માત્ર એક જ ઉપાય છે, અને તે એ કે અકબરને શરણે જવું. તેના દાસત્વનો સ્વીકાર કરવો એથી મારા મનને શાંતિ મળશે. પણ—'

તેના મનમાં એક વિચાર આવ્યો અને તે કહેવા લાગ્યો, "પણ હું વિધર્મી યવનોનું દાસત્વ સ્વીકારું? બંધુએ કરેલા અપમાનનું વૈર લેવા માટે સ્વદેશ અને સ્વજાતિનો દ્રોહ કરીને કુલાંગાર નામથી ઓળખાઉ?"

એક વેળા એક દારુડિયાએ અમને કહ્યું કે, "આજથી મેં મદિરા પાનનો ત્યાગ કર્યો છે." એવી પ્રતિજ્ઞા કરવા છતાં પણ તે અનેક વાર મદિરા પીતો મળી આવ્યો હતો. એક દિવસની ઘટનાનું વર્ણન કરતાં તેણે કહ્યું કે, "પ્રાતઃસ્નાન કરીને અને પૂજા તથા આન્હિકની સમાપ્તિ કરીને હું એક ધર્મગ્રંથનો પાઠ કરતો બેઠો હતો,' એટલામાં એક નોકર ત્યાં આવ્યો અને મને કહેવા લાગ્યો કે, 'શેઠજી! આ તાડનું ફળ હમણાં જ વૃક્ષપરથી નીચે પડ્યું છે,' એમ કહીને તે ફળ મારા મુખ સમક્ષ મૂકીને તે નોકર ત્યાંથી ચાલ્યો ગયો. તે ફળને જોતાં જ મારા મનમાં મદિરાપાનની અતિ ઉત્કટ ઇચ્છા થઇ આવી. હું મનમાં મને પોતાને જ કહેવા લાગ્યો કે, 'દુષ્ટ રાક્ષસ! તું આ ફળનું રૂપ ધારીને મારા સત્ત્વનું હરણ કરવા આવ્યો કે શું?' તે દિવસે મહા કષ્ટથી મે મારી ઇચ્છાને મનમાં જ દબાવી દીધી." એ દારુડિયાનો એ આત્મવૃત્તાંત અક્ષરશઃ સત્ય છે. કારણ કે, રાક્ષસના અનિવાર્ય મોહપાશમાં બહુધા આપણે બધા એક સરખી રીતે જ થોડે કે ઘણે અંશે પણ સપડાયલા છીએ જ.

યોગ્ય સમય સાધીને રાક્ષસે પવિત્ર ક્ષત્રિય કુલભૂષણ શક્તિસિંહના મનમાં પણ પોતાનો છાપ બેસાડ્યો. શક્તિસિંહનો રાક્ષસના રાજ્યમાં એ પ્રથમ પ્રવેશ જ હોવાથી તેનાથી ઉત્પન્ન થએલા મોહનો અવરોધ કરી શકાયો નહિ. એ પ્રસંગે અચાનક વળી બીજી એક એવી ઘટના ત્યાં બની આવી કે, તેને જોતાં જ તે રાજપૂત વીર સ્વદેશદ્રોહી અને કુલાંગાર બનવાને પણ કટિબદ્ધ—અર્થાત્ અંતઃકરણપૂર્વક તત્પર થઇ ગયો.

જે શિલાપર બેસીને પ્રતિહિંસાપરાયણ શક્તિસિંહ પોતાના મનમાં અનેક વિચારો કરવામાં લીન થયેલો હતો, તેથી થોડીક દૂર એક ભયંકર કૃષ્ણ સર્પ અન્ય પ્રાણીના વિષથી જર્જરિત થઇને વૈર લેવાનો પ્રસંગ ન મળી શકવાથી એક પાષાણને જ ડંખવાનો પ્રયત્ન કર્યા કરતો હતો. પ્રથમવાર દંશ દેતાં જ તેના મુખમાંથી થોડુંક વિષ નીચે ગળી પડ્યું, એટલે તેણે બીજો, ત્રીજો અને ચોથો એવી રીતે અનેક દંશો તે પાષાણને દીધા. છતાં પણ તે પાષાણનો ભંગ થયો નહિ. પરંતુ અત્યંત શ્રમ કરવાથી સર્પના બે ત્રણ દાંત પડી ગયા ને તેના મુખમાંથી લોહી ટપકવા માંડ્યું. ત્યાર પછી નિર્વીર્ય થઇને તે સર્પ પાસેની ઝાડીમાં ચાલ્યો ગયો અને તે ત્યાં જ મરી ગયો.

હતો. પ્રવાહના તે મંજુલ ધ્વનિથી ગમે તેવો થાકેલો બીજો કોઇ પ્રવાસી હોત, તો તેનું મન અવશ્ય પ્રસન્ન થઇ ગયું હોત; પરંતુ દુર્દૈવી શક્તિસિંહના ભાગ્યમાં તે પ્રસન્નતા લખેલી નહોતી. ઉદ્વિગ્ન મનને શાંત કરવાના તેણે અનેક પ્રયત્નો કર્યા, પણ વ્યર્થ. અશ્વને એક વૃક્ષના થડમાં બાંધીને અને પ્રવાહના પાણીવડે હાથ પગ ધોઇને તે એક શિલાપર કાંઇક વિચાર કરતો ગંભીરતાથી બેઠો. ગંભીર પર્વતશ્રેણિ અને ગંભીર વનસ્થળીથી તે નિર્જન સ્થાનમાં વિશેષ ગંભીરતાનો આવિર્ભાવ થએલો દેખાતો હતો. ભગવાન્ સૂર્ય નારાયણ અસ્તાચલમાં પહોંચી ચૂક્યા હતા. એ નૈસર્ગિક ગંભીર આદર્શને અવલોકીને પણ શક્તિસિંહનું મન શાંત થઇ શક્યું નહિ. એટલું જ નહિ, પણ સામો તેનો ઉદ્વેગ વધારે અને વધારે જ વધતો ગયો. બાહ્યતઃ તે થોડો ઘણો શાંત થયો ખરો, પણ તેના અંતઃકરણમાંનો દારુણ દાવાનળ તો દ્વિગુણિત બળવા લાગ્યો. ધિક્કાર–સહસ્રવાર ધિક્કાર હો મલિન અભિમાનને !!

શક્તિસિંહ પોતાના મનને સંબોધીને સ્વગત કહેવા લાગ્યો, "કેવું અપમાન ! બંધુનું બંધુથી આવું વર્તન ! અધિકારનો આટલો બધો અહંકાર ! સત્યાલાપ કરવામાં આ ગર્વ કેવો ! સત્ય પરાક્રમી પુરુષ અસત્ય અભિમાનના મદમાં છકીને કોઇ કાળે પણ સત્યાલાપ કરી શકે ખરો કે ?"

થોડીવાર વિશ્રાંતિ લેતાં વિચાર કરીને પાછો તે મનસ્વી જ કહેવા લાગ્યો કે, "ધિક્કાર હો એ રાણાના નામને ! ધિક્કાર હો તેના રાજત્વને !! સત્યની મર્યાદાના રક્ષણનો વિચાર માત્ર પણ જેના મનમાં આવતો નથી અને બીજાના સુકૃત્યને ઢાંકીને જે પોતાની કૃતિ જ જનોની દૃષ્ટિમાં લાવવા ઇચ્છે છે; એવો રાજા સાર્વભૌમ હોય, તો પણ તેને ધિક્કારવો જ જોઇએ ! વારુ પણ બંધુએ કરેલા અપમાનને વિસારી દેવું કે શું ? ના. એમ તો ન જ કરવું જોઇએ. જે માર્ગ પ્રતાપે સ્વીકાર્યો છે, તે જ માર્ગનું મારે પણ અવલંબન કરવું જોઇએ. વિસ્મૃતિનો માર્ગ તેણે મારા માટે રહેવા દીધો નથી. ઉદયપુરનો રાજા મારા પિતાનો જ્યેષ્ઠ પુત્ર અને તેણે રાજ પુરોહિતના શોચનીય મૃત્યુ પછી જે—"

મનુષ્યના મનમાં જ્યારે અભિમાનનો અગ્નિ સળગી ઊઠે છે, ત્યારે તેના તાપથી તે એવાં કુકૃત્યો કરવાને તૈયાર થઇ જાય છે, કે આપણે તેની કલ્પના પણ કરી શકતા નથી. શક્તિસિંહ પુનઃ પોતાના મન સાથે બોલવા લાગ્યો, "મારા સંતાપને શાંત કરવાનો માત્ર એક જ ઉપાય છે, અને તે એ કે અકબરને શરણે જવું. તેના દાસત્વનો સ્વીકાર કરવો એથી મારા મનને શાંતિ મળશે. પણ—"

તેના મનમાં એક વિચાર આવ્યો અને તે કહેવા લાગ્યો, "પણ હું વિધર્મી યવનોનું દાસત્વ સ્વીકારું? બંધુએ કરેલા અપમાનનું વૈર લેવા માટે સ્વદેશ અને સ્વજાતિનો દ્રોહ કરીને કુલાંગાર નામથી ઓળખાઉં?"

એક વેળા એક દારુડિયાએ અમને કહ્યું કે, "આજથી મેં મદિરા પાનનો ત્યાગ કર્યો છે." એવી પ્રતિજ્ઞા કરવા છતાં પણ તે અનેક વાર મદિરા પીતો મળી આવ્યો હતો. એક દિવસની ઘટનાનું વર્ણન કરતાં તેણે કહ્યું કે, "પ્રાતઃસ્નાન કરીને અને પૂજા તથા આન્હિકની સમાપ્તિ કરીને હું એક ધર્મગ્રંથનો પાઠ કરતો બેઠો હતો,' એટલામાં એક નોકર ત્યાં આવ્યો અને મને કહેવા લાગ્યો કે, 'શેઠજી! આ તાડનું ફળ હમણાં જ વૃક્ષપરથી નીચે પડ્યું છે,' એમ કહીને તે ફળ મારા મુખ સમક્ષ મૂકીને તે નોકર ત્યાંથી ચાલ્યો ગયો. તે ફળને જોતાં જ મારા મનમાં મદિરાપાનની અતિ ઉત્કટ ઇચ્છા થઇ આવી. હું મનમાં મને પોતાને જ કહેવા લાગ્યો કે, 'દુષ્ટ રાક્ષસ! તું આ ફળનું રૂપ ધારીને મારા સત્ત્વનું હરણ કરવા આવ્યો કે શું?' તે દિવસે મહા કષ્ટથી મે મારી ઇચ્છાને મનમાં જ દબાવી દીધી." એ દારુડિયાનો એ આત્મવૃત્તાંત અક્ષરશઃ સત્ય છે. કારણ કે, રાક્ષસના અનિવાર્ય મોહપાશમાં બહુધા આપણે બધા એક સરખી રીતે જ થોડે કે ઘણે અંશે પણ સપડાયલા છીએ જ.

યોગ્ય સમય સાધીને રાક્ષસે પવિત્ર ક્ષત્રિય કુલભૂષણ શક્તિસિંહના મનમાં પણ પોતાનો છાપ બેસાડ્યો. શક્તિસિંહનો રાક્ષસના રાજ્યમાં એ પ્રથમ પ્રવેશ જ હોવાથી તેનાથી ઉત્પન્ન થએલા મોહનો અવરોધ કરી શકાયો નહિ. એ પ્રસંગે અચાનક વળી બીજી એક એવી ઘટના ત્યાં બની આવી કે, તેને જોતાં જ તે રાજપૂત વીર સ્વદેશદ્રોહી અને કુલાંગાર બનવાને પણ કટિબદ્ધ—અર્થાત્ અંતઃકરણપૂર્વક તત્પર થઇ ગયો.

જે શિલાપર બેસીને અતિહિંસાપરાયણ શક્તિસિંહ પોતાના મનમાં અનેક વિચારો કરવામાં લીન થયેલો હતો. તેથી થોડીક દૂર એક ભયંકર કૃષ્ણ સર્પ અન્ય પ્રાણીના વિષથી જર્જરિત થઇને વૈર લેવાનો પ્રસંગ ન મળી શકવાથી એક પાષાણને જ ડંખવાનો પ્રયત્ન કર્યા કરતો હતો. પ્રથમવાર દંશ દેતાં જ તેના મુખમાંથી થોડુંક વિષ નીચે ગળી પડ્યું, એટલે તેણે બીજો, ત્રીજો અને ચોથો એવી રીતે અનેક દંશો તે પાષાણને દીધા. છતાં પણ તે પાષાણનો ભંગ થયો નહિ. પરંતુ અત્યંત શ્રમ કરવાથી સર્પના બે ત્રણ દાંત પડી ગયા ને તેના મુખમાંથી લોહી ટપકવા માંડ્યું. ત્યાર પછી નિર્વીર્ય થઇને તે સર્પ પાસેની ઝાડીમાં ચાલ્યો ગયો અને તે ત્યાં જ મરી ગયો.

સર્પ અને રાક્ષસનો પરસ્પર કેવો સંબંધ છે, તે તો સર્વને વિદિત છે જ. પરંતુ રાક્ષસના પરાક્રમો સર્પ કરતાં કાંઇક વધારે ચઢિયાતા છે, એ પણ સર્વના ધ્યાનમાં તો હોવું જોઇએ. હઠવાદી શક્તિસિંહ આજે અભિમાનરૂપી રાક્ષસના પંજામાં સપડાયો હતો.

તે મનમાં વિચાર કરવા લાગ્યો કે, "વૈર લેવાના ભાવથી આ સર્પે પાષાણને દશવામાં પણ પાછું વાળીને જોયું નહિ!–ત્યારે હું મનુષ્ય છતાં પણ શું મારાથી વૈરનો બદલો લઇ નહિ શકાય? અવસ્ય હું વૈરનો બદલો તો લઇશ જ! ધર્માધર્મ અને પાપ પુણ્ય પડે સમુદ્રમાં! અને સ્વદેશવાત્સલ્ય તથા સ્વજાતિ–અભિમાન ગયાં જહન્નમની ઊંડી ખાડમાં!! હું વિધર્મી યવનોનું દાસત્વ સ્વીકારીશ–સ્વદેશ વાત્સલ્યને જલાંજલિ આપીશ, મેવાડનો શત્રુ બનીશ–પણ વૈર તો વાળીશ!!! પ્રતાપ! હવે હું જોઉ છું કે, તારા અભિમાનનો અને તારા ગર્વનો ક્યાં સુધી ટકાવ થઇ શકે છે! મોગલ બાદશાહ અકબરના દરબારમાં જઇશ અને ત્યાર પછી તને રાજ્યભ્રષ્ટ કરીને એક ભિક્ષુક પ્રમાણે માર્ગે માર્ગે ફેરવીશ, ત્યારે જ મારા શક્તિસિંહ નામની સાર્થકતા થએલી જાણીશ!"

અભિમાનરૂપી વિષ તેના શરીરમાં સર્વત્ર પ્રસરી ગયું. એ વિષના પ્રાણઘાતક દર્પથી વનમાંનાં સર્વ પશુ પક્ષીઓ પણ અસ્થિર બની ગયાં. આસપાસ વિસ્તરેલી ગંભીર ગિરિશ્રેણિ પણ જાણે કંપાયમાન થતી હોય તેવો એકાએક ભ્રમ થવા લાગ્યો. શાંતિપ્રદ અને નૈસર્ગિક રમણીય સ્થાન પણ એ ક્ષણે મહા ભયંકર ભાસવા લાગ્યું.

સ્વદેશ અને સ્વજાતિના નાશ માટે ઉધુક્ત થએલો શક્તિસિંહ, દિલ્લી ગયો. બાદશાહને પ્રસન્ન કરીને તેણે પોતાના હેતુને સાધવાનો તન, મન અને ધનથી ઉદ્યોગ કરવા માંડયો.

પરંતુ એને અભિમાન નામ પણ કેમ આપી શકાય? જે અભિમાનથી ધ્રુવે અચળપદ મેળવ્યું, પાંડવોએ વનવાસ અને અજ્ઞાતવાસનાં કષ્ટો સહીને તથા ધર્મ યુદ્ધ કરીને કુરુકુળને નિર્મૂળ કર્યું અને વિશ્વામિત્રે ઘોર તપશ્ચર્યા કરીને ત્રિલોકને થરથર કંપાવ્યું, તેને અભિમાન કહી શકાય ખરું. અભિમાન એવું જ જોઇએ. શક્તિસિંહના અભિમાન જેવા નીચ અભિમાનના મદમાં ઘેરાઇને મનુષ્યે પોતાના સ્વત્વનું વિસ્મરણ કરવું ન જોઇએ. એ સત્ય અભિમાન નથી, એનું સત્ય નામ તો આત્મપ્રવંચના છે. તમારામાં સહસ્રાવધિ દોષો હોય, તોપણ તમે કોઇ કાળે પણ આત્મપ્રવંચક થશો નહિ.

---

## પંચમ પરિચ્છેદ.

—∘◊∘—∘◊∘—

### પદ્માવતી.

" सती चतुर गेहिनी वसत ज्या गृहीं सद्गुणी,
अखंड सुख सोहळा, नय, विवेक, तेथे गणीं,
सुहास्यवदनीं तिच्या गमति रम्य पुष्पें नवीं,
मनीं विविध पुस्तकस्थित सुबोधती सांठवी." काव्ले.

નવીન રાજધાનીની કોમલમેરમાં, ઉદયસાગરના વિશાળ સરોવરના તીરે સ્થાપના કરવામાં આવી હતી. એ દુર્ગમ અને અરણ્યમય સ્થળમાં રાજપરિવારના જનો પણ પોતાનો નિવાસ કરતા હતા.

પ્રતાપની રાણી પદ્માવતી સર્વ પ્રકારે પોતાના પતિને યોગ્ય જ હતી. પતિના હેતુની સિદ્ધિમાં સહાયતા કરવા માટે તે પતિપ્રાણા મહાસાધ્વી પોતાનાં પુત્ર અને પુત્રીને સાથે લાવીને પતિ સહવર્ત્તમાન કઠિન બ્રહ્મચર્ય વ્રતનું પાલન કરવાને તૈયાર થએલી હતી. સ્ત્રીપુત્ર આદિની આવી અવસ્થા અવલોકીને પ્રતાપસિંહનો દૃઢ નિશ્ચય થઈ ગયો કે, "મારો હેતુ અવશ્ય સિદ્ધ થશે જ." પુત્ર કલત્રાદિની આવી દશા દેખીને; પ્રતાપના હૃદયમાં પ્રથમ તો મહા ખેદ થતો હતો. એક દિવસ પ્રતાપે પદ્માવતીને કહ્યું; "પ્રિયે! આપણે મહા કઠિન વ્રતનો સ્વીકાર કરેલો છે. આપણા ભાગ્યપર મેવાડના શુભ કે અશુભનો આધાર રહેલો છે. પરમેશ્વરની શી ઇચ્છા છે, તે જાણી નથી શકાતું."

"પરમેશ્વરની શુભ કરવાની જ ઇચ્છા છે. શુભ સંકલ્પનું શુભ ફળ મળ્યા વિના કદાપિ રહેતું નથી." પદ્માવતીએ પતિનો ઉત્સાહ વધારવાના હેતુથી કહ્યું.

નિશિદિન હું તો પરમેશ્વરને એ જ પ્રાર્થના કર્યા કરું છું કે, જે મહા હેતુ મનમાં ધારીને મેં મેવાડના આનંદદીપકને બુઝાવીને સમસ્ત મેવાડની ભૂમિને સ્મશાનસમાન બનાવી દીધી છે અને મારા જ ઉપદેશથી મેવાડના આ બાલવૃદ્ધ પુરુષો અને સ્ત્રીઓએ વનવાસનો સ્વીકાર કરેલો છે, તે મારા હેતુને સિદ્ધ કરી મને યશસ્વી બનાવજે. થોડા જ દિવસમાં ચિત્તોડનો ઉદ્ધાર કરીને પૂર્ણ સ્વાતંત્ર્યનો ઉપભોગ લેવાની આપણી તો પ્રબળ ઇચ્છા છે; પણ ભાગ્યમાં શું લખેલું છે, તે તો પરમેશ્વર જ જાણે!" પ્રતાપે નિરાશાથી ઉદ્દ્ગારો કાઢ્યા.

પદ્માવતી પતિની ચરણસેવા કરતી કરતી નમ્ર સ્વરથી કહેવા લાગી, "પ્રાણનાથ! આવી અમંગળ શંકાઓ મનમાં લાવીને નિરાશ થવાનું કશું

પણ કારણ નથી. માતા ભવાની આપનો અને આપણ સર્વેનો હેતુ અવશ્ય સિદ્ધ કરશે જ—એ નિઃસંશય છે."

"મહા દુઃખની વાર્તા તો એ છે કે, આપણી ક્ષત્રિય જાતિ જ આપણા નાશનું કારણ થએલી છે! એનો શો ઉપાય કરવો? વળી મને એવા સમાચાર પણ મળેલા છે કે, મેં કરેલા અપમાનના વૈરનો બદલો લેવા માટે મારો બંધુ શક્તિસિંહ પણ આપણા શત્રુ મોગલો સાથે મળી ગયો છે. મને સહાયતા કરનારા સાગરજી આદિ વીરોના પણ અદ્યાપિ કાંઈ સમાચાર સંભળાયા નથી. શું કરવું અને શું ન કરવું એ વિચારમાં જ હું તો મૂંઝાયા કરું છું—મને સર્વત્ર અંધકાર પ્રસરેલો દેખાય છે!" પ્રતાપે વિશેષ નિરાશા બતાવી.

"નાથ! આપના નવીન વ્રતની પુણ્યતાથી એ અંધકારનો પ્રતિકાર થશે અને પુનઃ સૌભાગ્યદીપ પ્રજ્વલિત થશે. એકાએક આપ આમ ઉદાસ અને નિરાશ શા માટે થઈ જાઓ છો?" પદ્માવતીએ પુનઃ આશ્વાસન આપ્યું."

એટલામાં પ્રતાપસિંહનાં બે બાળકો—પુત્ર અને પુત્રી—રમતાં રમતાં ત્યાં આવી લાગ્યાં. પુત્રનું વય પાંચ વર્ષનું અને કન્યાનું વય ત્રણ વર્ષનું હતું. પુત્ર, પોતાની માતાનો પાલવ પકડીને નિર્દોષતાથી તેને પૂછવા લાગ્યો કે, "માતા! બહેન કહે છે કે, આપણને હવે હમેશાં આ ઝૂંપડા-માં જ રહેવું પડશે, શું એ ખરું છે કે?"

પુત્રી પિતાને ગળે બાઝી પડી અને પ્રેમથી ચુંબન લઈને પૂછવા લાગી કે, "પિતાજી! આપણો રાજ મહાલય કેવો સુંદર હતો! સૂવા માટે ત્યાં કેવી નરમ નરમ ગાદીઓ હતી! અને આ શું? પિતાજી! આપના કપાળે પરસેવો કેમ વળ્યો છે વારુ! તે દિવસ મેં ભાઈને પૂછ્યું ત્યારે તેના કપાળે પણ આવી જ રીતે પરસેવો આવ્યો હતો. બાપા! હવે હું તમને કોઈ દિવસે પણ આમ નહિ પૂછું. મારા પૂછવાથી તમારા મનમાં દુઃખ થાય છે, નહિ વારુ?"

પતિના ખોળામાંથી પુત્રીને પોતાના ખોળામાં લઈને એ વિષયને ટાળી દેવાના હેતુથી પદ્માવતી કહેવા લાગી, " બહેન! મારી આંખમાં શું પડ્યું છે, તે જો તો ખરી."

"કાંઈ નથી, મા! હું તારી આંખમાં ફૂંક મારું છું" એમ કહીને તેણે ફૂ કરીને ફૂંક મારી. ફૂંક આંખમાં ગઈ કે નહિ, તે તો પરમાત્મા જાણે, પણ તે ફૂંકનો એક મોટો ધ્વનિ થયો, એ તો નિશ્ચિત.

પદ્માવતી આટલીવાર પોતાના માનસ દર્પણમાં પોતાના પ્રતિબિં-બનું અવલોકન કરતી હતી; પણ હવે તો ખરેખર તેને પોતા સમક્ષ

દર્પણમાંની છાયા ઉભેલી દેખાવા લાગી. તેણે પોતાનું માથું ઉચું કરીને જોયું તો પોતાના મુખારવિન્દની જ ચોરી કરીને સુકુમારી કન્યા સીતા પોતાની આંખમાં ફૂંક મારતી ઉભેલી તેના જોવામાં આવી. માતાની ગોદમાંથી ઝટપટ ઉતરીને પોતાના મન સાથે જ કાંઇએ ન સમજાય, તેવો બડબડાટ કરતી તે ત્યાંથી ન્હાસી ગઈ.

પુત્ર અદ્યાપિ ત્યાં જ હતો. માતાપિતાનાં નેત્રોમાં અશ્રુ ભરાયલાં જોઇને તેની આંખોમાં પણ પાણી ભરાઇ આવ્યું. પ્રતાપે તે જોયું અને તે પ્રેમપૂર્વક કહેવા લાગ્યો કે, "કિરણ! તું મોટો થઇશ એટલે આ અશ્રુનું કારણ સારી રીતે સમજી શકીશ. હમણાં તો જા, મલ્લયુદ્ધ શીખ"

પુત્રનો કપોલ ભાગે ચુંબન લઇને પદ્માવતીએ કહ્યું "જા–બેટા હમણાં તો મોટા ભાઇ પાસે જઇને મલ્લવિદ્યાનું શિક્ષણ લે."

"પ્રિયે! આવો આદર્શ–કરુણોત્પાદક આદર્શ જોઇને પાષાણનું હૃદય પણ દ્રવી જાય, ત્યારે આપણાં મન દ્રવે એમાં તો આશ્ચર્ય જ શું? રે! રે! આ મેં શું કર્યું?" પ્રતાપે નિઃશ્વાસ નાખીને કહ્યું.

"પ્રાણનાથ! આપે જે કાંઈ પણ કર્યું છે, તે યોગ્ય જ છે. સુંદર રાજમહાલયનો ત્યાગ કરીને પર્ણકુટીમાં વાસ કરવો, સુંદર અન્નસામગ્રી ત્યાગીને વન્ય ફલમૂલથી ક્ષુધાનું નિવારણ કરવું, સુંદર શય્યાસેવનને ત્યજીને તૃણશય્યામાં નિદ્રા લેવી, મૂલ્યવાન્ વસ્ત્રોને સ્થાને મલીન વસ્ત્ર પરિધાન કરવાં અને સુવર્ણ તથા રજતનાં પાત્રોને સ્થાને પત્રાવળીમાં ભોજન લેવું, જનની જન્મભૂમિના ઉદ્ધાર માટે એવા કઠિન વ્રતનું પાલન કરવું, એ શિશોદિયા કુળમાં જન્મેલા રાજાને સર્વ રીતે યોગ્ય જ છે. નાથ! આપે જ એક દિવસ કહ્યું હતું કે, દેશના કલ્યાણ માટે જે જન પોતાના પ્રાણ અર્પવાને તત્પર થતો નથી, તેનો મનુષ્યજન્મ વ્યર્થ અને નિરર્થક છે. પ્રાણેશ! એવો ઉપદેશ આપવા છતાં અત્યારે આપ પોતે જ કર્ત્તવ્યપરાઙ્મુખ થવા જેવાં વચનોનો ઉચ્ચાર કેમ કરો છો? પુત્ર, કન્યા અને મારા વિશેની તમારી ચિન્તા વૃથા છે. ગરીબ ભીખારણ પણ પોતાના પતિ અને પરિવાર સાથે રહેવાથી આનંદ માને છે, ત્યારે મારા મનમાં વિષાદ તે શાનો હોય? નિત્ય વનમાં વસનારા ભિલ્લ આદિ લોકો કેવા કેવા પ્રયત્નો કરીને પોતાનાં સ્ત્રીપુત્રનું પાલનપોષણ કરે છે? આપને વિશેષ ચિન્તા કરવાનું શું કારણ છે? શું તેઓ મનુષ્ય નથી? શું તેમના મનમાં સુખ દુઃખના તરંગો નથી ઊઠતા? અમારાં કષ્ટો નિહાળીને આપને કર્ત્તવ્યપરાઙ્મુખ થવાનો શો હેતુ છે? આ વ્રત તે માત્ર બાહ્યબંધન જ નથી, કિન્તુ એક પ્રકારનું અંતર્બંધન પણ છે. હું

કોણ, પુત્ર કોણ અને કન્યા કોણ ? મોગલોના અત્યાચારરૂપી બંધનમાંથી જનની જન્મભૂમિનો ઉદ્ધાર કરવો, એ જ આપનું મુખ્ય કર્ત્તવ્ય અને મુખ્ય વ્રત છે. એ મહત્કાર્યનો ભાર પરમેશ્વરે આપના શિરે મૂકેલો છે. એ મહાયજ્ઞમાં જો અમારા સર્વના પ્રાણોની આહુતિ પણ આપવી પડે, તો તે આપવામાં પણ આપ કોઇ કાળે અચકાશો નહિ. પ્રાણપતિ! જાઓ અને સર્વ સામંતો તથા સરદાર શૂરવીરોને ઉત્તેજિત કરો. આજે, કાલે કે ચાર દિવસ રહીને યુદ્ધ તો નક્કી થવાનું જ. ગૃહભેદી શક્તિસિંહ મોગલો સાથે મળી ગયો છે, એટલે યુદ્ધ તો ભાગ્યમાં લખાઇ જ ચૂક્યું છે. ત્યારે વ્યર્થ વિલંબ શામાટે કરવો જોઇએ? ગૃહકૃત્યનો સર્વ ભાર મારા શિરે છે, આપે એની લેશ માત્ર પણ ચિન્તા કરવી નહિ." પદ્માવતીએ એવી રીતે લાંબું ભાષણ કરીને પ્રતાપના સુપ્ત ઉત્સાહને પાછો જાગૃત કર્યો. પતિને તેનાં વીર કૃત્યોની સ્મૃતિ કરાવી.

પ્રતાપના મનમાં મહા ધન્યતા ભાસવા લાગી અને તે અત્યંત આનંદના ભાવથી પદ્માવતીને કહેવા લાગ્યો કે, "પ્રાણેશ્વરી! હું આજે ખરેખર કૃતાર્થ થયો. મારા મહાન્ હેતુરૂપ કુસુમને વિકસિત કરવા માટે મારી જ પ્રતિમા ધારણ કરીને તું મારી કક્ષામાં ઉભેલી છે, એ મેં આજે જ જાણ્યું. ઈશ્વર તને સદા સુખી અને હર્ષિત રાખો!!"



## ષષ્ઠ પરિચ્છેદ.



### અમ્બરરાજનું અપમાન.

"रक्तत्वं कमलानां सत्पुरुषाणां परोपकारित्वम् ।
असतां च निर्दयत्वं स्वभावसिद्धं त्रिषु त्रियतम्" ॥ भर्तृहरिः

જીવન ધારીને ભાગ્યમાં "વિજય" શબ્દ લખાવી આવેલો મોગલ શહેનશાહ અકબર એક પછી એક સર્વ દેશોને વિજિત કરતો ગયો. અનુક્રમે તેણે સર્વ રાજાઓને પોતાના પક્ષમાં કરી લીધા. અંબર, બીકાનેર અને મારવાડ ઇત્યાદિ દેશના રાજાઓ તો સ્વતંત્રતાને ક્યારનીયે તિલાંજલિ આપીને મોગલોનાં ચરણોમાં પોતાનું જીવનસર્વસ્વ અર્પણ કરી બેઠા હતા. આજે અજમેરના અધિપતિએ પણ પોતાનાં જાતિ, કુળ, માન અને મર્યાદા ઇત્યાદિનો ત્યાગ કરીને, તે પરતંત્રતાપરાયણ રાજાઓનું અનુકરણ કર્યું.

ક્ષત્રિયોનું એ અધમ કૃત્ય નિહાળીને પ્રતાપના હૃદયમાં અસહ્ય દુ:ખ થવા માંડ્યું. તેણે પ્રતિજ્ઞા કરી કે, "શિશોદિયા કુળનો આ જગતમાંથી સદાને માટે લોપ થતો હશે, તો તેનો હું આનંદથી અંગીકાર કરીશ, પણ આચારભ્રષ્ટ મુસલમાનોથી વિવાહ સંબંધ કરનારા સ્વદેશદ્રોહીઓ સાથે હવે પછી કોઇ પણ પ્રકારનો ભોજન કે લગ્ન આદિનો સંબંધ રાખીશ નહિ. એથી જો કે, શિશોદિયા કુળમાં જન્મતાં પુત્રો અને પુત્રીઓને આ જન્મ અવિવાહિત તો રહેવું પડશે જ. પણ એ પાલવશે—જાતિભ્રષ્ટ થવું કદાપિ પાલવશે નહિ."

એવામાં જ એક અદ્દ્ભૂત ઘટના બની આવી. એથી પ્રતાપે એક ન ધારેલું સંકટ પોતાના શિરે વ્હોરી લીધું; અથવા તો એથી પ્રતાપનું શૌર્ય જગતના જોવામાં આવ્યું એમ કહીયે, તોપણ ચાલી શકે.

અંબરાધિપતિ ભગવાનદાસનો ઇતિહાસપ્રસિદ્ધ પુત્ર અને અકબરનો સંબધી માનસિહ સોલાપુરમાં વિજય મેળવીને અકબરની વિજયપતાકાને વાયુમાં વિહરાવતો મોટી ધામધૂમથી પાછો દિલ્લી જતો હતો. એટલામાં એકવાર પ્રતાપની પર્ણકુટીમાં જઇને ત્યાંના આતિથ્યનો આનંદ ભોગવવો અને ત્યારપછી આગળ વધવું, એવો તેના મનમાં એકાએક વિચાર આવતાં, માનસિહે પ્રતાપસિંહને ત્યાં પાતાના દૂતને મોકલ્યો.

મનમાં ગમે તેટલો વૈરભાવ હોય, તોપણ શિષ્ટાચારઅનુસાર જે કર્ત્તવ્ય હોય તે કરવાનો પ્રતાપે નિશ્ચય કર્યો. માનસિહના દૂતે આવીને પ્રતાપસિંહને પ્રાર્થના કરીને કહ્યું કે, "અંબરરાજ માનસિંહ પોતાની મેળે જ આપનું આતિથ્ય સ્વીકારવા માટે અહીં પધારવાના છે."

"મારાપર તેમનો એ મહાન્ અનુગ્રહ છે. અમે આતિથ્યની સર્વ વ્યવસ્થા કરી રાખીએ છિયે. ભલે પધારે." પ્રતાપે વિનીત ભાવથી ઉત્તર દીધું.

ત્યારપછી પ્રતાપસિંહની નવીન રાજધાનીમાં ઉદયસાગરના તીરે અંબરાધિપતિના આતિથ્ય માટેની ધામધૂમથી તૈયારીઓ થવા માંડી. એક તો માનસિહ જેવો રાજ—અતિથિ અને બીજું તે પોતાની ઇચ્છાથી જ આવેલો, તેમ જ ઓછામાં પૂરું તે મેવાડના ચિરશત્રુ અકબરનો મુખ્ય અમાત્ય હતો, એટલે પ્રતાપે પોતાના અનુચરોને બહુ જ સારી તૈયારી કરવાની આજ્ઞા કરી. વ્રતધારી રાજા પ્રતાપસિંહ પોતે તો વૃક્ષપત્રોમાં કંદમૂળનો જ આહાર કરતો હતો, તોપણ માનસિંહ જેવા અતિથિના સત્કાર માટે તેણે સર્વ પ્રકારના પાકો સિદ્ધ કરાવ્યા અને ભોજન સમયે સુવર્ણ તથા રજતનાં પાત્રો વાપરવાની વ્યવસ્થાપૂર્વક આજ્ઞા આપી. મહારાણાનો જ્યેષ્ઠ પુત્ર જે અમરસિહ, તેના શિરે આદરાતિથ્યનો સર્વ ભાર નાખી દેવામાં આવ્યો.

સુરમ્ય સરોવરના તીરે એક ભવ્ય મંડપની રચના કરવામાં આવી. ધીમે ધીમે સર્વ ભોજ્યપદાર્થો લાવીને ત્યાં મૂકવામાં આવ્યા. **માનસિંહ** પણ આવી પહોંચ્યો. **અમરસિંહ** મહાવિવેકપૂર્વક અતિથિનું આદરાતિથ્ય કરવા લાગ્યો. કુમારનું નમ્ર વર્ત્તન અને વિવેકત્વ જોઇને **માનસિંહ** મનમાં બહુ જ સંતોષ પામ્યો અને થાળીપર આવી બેઠો. સર્વ પ્રકારના ભોજનની અપૂર્વ સિદ્ધતા થએલી જોઇને આશ્ચર્યચકિત થઇ **માનસિંહ** હસતો હસતો કહેવા લાગ્યો કે, "આટલા થોડા અવકાશમાં આટલાં બધાં ઉત્કૃષ્ટ ભોજનો કેવી રીતે તૈયાર કરી શકાયાં હશે, એનું જ રહી રહીને મને આશ્ચર્ય થયા કરે છે. હવે આટલા બધા પદાર્થોમાંથી કયા પદાર્થો ખાવા અને કયા ન ખાવા, એનો જ મને વિચાર થઇ પડયો છે. તમે લીધેલા આ અપૂર્વ શ્રમ માટે હું તમારો જેટલો આભાર માનું તેટલો થોડો છે."

"પરંતુ આપના યોગ્ય તૈયારી જરાય થઇ નથી શકી, તેટલા માટે અમે ઘણા જ શોકાતુર છિયે અને આપની ક્ષમા ઇચ્છિયે છિયે." **અમરસિંહે** નમ્રતાથી ઉત્તર આપ્યું.

**માનસિંહ** નેત્રો મીચી, મનમાં ઇષ્ટ દેવતાનું ધ્યાન કરી અને ઇષ્ટ દેવતાના નામે થોડુંક અન્ન ભૂમિપર રાખીને ભોજન લેવાને તૈયાર થયો. હસ્તમાં લીધેલો ગ્રાસ તે મુખમાં નાખવા જતો હતો, એટલામાં તેને કાંઇક સ્મરણ થઈ આવ્યું અને તેથી તેણે **અમરસિંહને** કહ્યું કે, "વાહ! આ ઠીક દેખાય કે? **મહારાણાજી** કેમ અહીં નથી દેખાતા?" એમ કહીને તે **અમરસિંહના** મુખનું એક ધ્યાનથી અવલોકન કરવા લાગ્યો.

**પ્રતાપસિંહના** એક સરદારે ઉત્તર આપ્યું કે, "આપ ભોજન લેવાનો આરંભ કરો; **મહારાણાજી** હમણાં આવી પહોંચશે."

"આ તો ઘણો વિલક્ષણ પ્રકાર કહેવાય!" **માનસિંહે** ઉદ્‌ગાર કાઢયો અને ત્યાર પછી તે **અમરસિંહને** ઉદ્દેશીને બોલ્યો કે, "કુમાર! તમારા તીર્થરૂપ કયાં છે? તેમને બોલાવી લાવો. તેમના સાથે એક ભાણે બેસીને જમવાનો લાભ મળે તો સારું, એવો મારો મનોભાવ છે.!' **માનસિંહના** હસ્તમાંનો ગ્રાસ પાછો થાળીમાં પડી ગયો અને તે ઉત્કંઠામાં ને ઉત્કંઠામાં સ્તબ્ધ થઈ બેઠો.

**અમરસિંહ** કાંઇ પણ ઉત્તર ન આપતાં અદ્યાપિ પૃથ્વીપ્રતિ દૃષ્ટિ કરીને જ ઉભો હતો.

"કુમાર! તમે ઉત્તર નથી આપતા, એનું કારણ શું? તમારા પિતા અદ્યાપિ કેમ ન આવ્યા? અતિથિનું અપમાન કર—"

"માનસિંહજી! આપ આમ કોપાઓ નહિ. મહારાણાજીના મસ્તિકમાં દુઃખતું હોવાથી તેઓ આપ સાથે બેસીને ભોજન લઇ શકે તેમ નથી. આ અચાનક દુઃખથી તેમના મનમાં પણ બહુ જ ખેદ થાય છે. પણ નિરુપાય; શું કરે?" માનસિંહને કોપાતો જોઇને અમરસિંહે તેને શાંત કરવાના હેતુથી એ વાક્યો કહ્યાં.

વૃષ્ટિ થવા પૂર્વે આકાશ જેવી રીતે મેઘાચ્છાદિત થઇ જાય છે તેવી રીતે માનસિંહનું મુખમંડળ અનેક વિચારોથી વ્યાપ્ત થઇ ગયું અને તે ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કે, "કુમાર! તમે અદ્યાપિ બાળક છો. તમે કોને બનાવો છો, એ તમારી જાણમાં છે કે? આટલી સાધારણ વાર્તા પણ મારા ધ્યાનમાં—પણ જવા દ્યો. તમે પોતે મહારાણા પાસે જાઓ અને તેમને કહો કે, આપના શિરના દુઃખવાનું કારણ હું સમજી ચૂક્યો છું. જે થવાનું હતું તે થઇ ચૂક્યું છે—પછી તે જાણી જોઇને કરવામાં આવ્યું હોય કે ભૂલથી કરાયું હોય, તે જૂદી વાત છે. એ કૃત્યને સુધારવાનો હવે ઉપાય નથી અને કદાચિત્ હોય, તો તેમણે પોતે જ અહીં આવીને——"

માનસિંહની વાક્ય સમાપ્તિની વાટ ન જોતાં અને તેનું કાંઇ પણ ઉત્તર ન આપતાં અમરસિંહે પાસે ઉભેલા સેવકને નેત્રથી કાંઇક સંકેત કર્યો અને તત્કાળ તે સેવક ત્યાંથી ચાલ્યો ગયો. ત્વરિત જ સેવક પાછો આવ્યો અને નમ્રતાથી બોલ્યો કે, "ખરેખર જ મહારાજનાં નેત્રો બહુ જ દુઃખે છે—તેમના શરીરમાં અત્યારે ઉઠવાનું પણ સામર્થ્ય હોય, એમ જણાતું નથી." સેવકનું કથન માનસિંહના માનવામાં આવ્યું નહિ—એટલે તેણે વળી પણ ફરીને કહ્યું કે, "કુમાર! અંતે એક વેળા તમે પોતે જ પધારો, ને રાણાજીને સર્વ વૃત્તાંત સમજાવીને કહી સંભળાવો. તેમને કહો કે, તમારે મારી સાથે ભોજન લેવું જ પડશે. જો તેઓ મારી સાથે બેસીને ભોજન નહિ લે તો બીજો કયો રજપૂત મારી સાથે—સમજ્યા કે? આ સર્વ બીના તમે સારી રીતે કહી શકશો ખરા કે?"

"જી હા" એમ કહીને અમરસિંહ ત્યાંથી ચાલતો થયો.

એટલે તે સેવક કહેવા લાગ્યો કે, "મહારાજ! મારું કથન આપને અસત્ય ભાસ્યું, તેથી આપે કુમારને મોકલ્યા, એ બહુ જ સારું થયું. હવે કુમાર આવીને શું કહે છે, તે સાંભળવાથી ખરી બીના જે હશે તે જણાઇ રહેશે."

એ સરદારપર માનસિંહની પ્રથમથી જ વક્ર દૃષ્ટિ થએલી હતી, તેથી તેનાં આવાં વચનો સાંભળીને તે વધારે છેડાયો અને કોપથી કહેવા

સાંગ્યો કે, "અરે ! નિદ્રિત મનુષ્યને તો કોઇ પણ જાગ્રત કરી શકે; પણ નિદ્રાનું મિષ કરીને સૂતેલાને જગાડવાનું કાર્ય મહાવિકટ થઇ પડે છે. તમારા મહારાણાએ મસ્તક દુઃખવાનું નિમિત્ત કાઢીને પોતાના સત્યવાદિત્વનો અને વ્રતધારિત્વનો મને સારો પરિચય આપ્યો હો !"

"હું ! વ્રતધારિત્વનો પરિચય કેવો ?" એ વાક્યના ઉચ્ચાર સાથે મહારાણો પ્રતાપસિંહ, તેના મંત્રી અને બીજા સભાસદો સહિત ત્યાં આવી પહોંચ્યો અને માનસિંહને સંબોધીને ગંભીર સ્વરથી બોલવા માંડ્યો કે, "વ્રતધારીનું આપે કયું અધર્માચરણ જોયું ? આટલો સમય સત્ય કારણને છુપાવી મસ્તકશૂળનું નિમિત્ત બતાવી, મારા પુત્રના હસ્તે તમારું આદરાતિથ્ય કરાવ્યું, એ જ મારો ઘોરતમ અપરાધ કે ? અંબરરાજ ! તમે તમારા વડિલોના સમયથી જ પોતાનું સર્વસ્વ યવનોનાં ચરણોમાં અર્પણ કરી ચૂક્યા છો; માટે આર્ય જાતિની નીતિરીતિની તમને માહિતી ન હોય, એ સ્વાભાવિક છે. કોઇ પણ આર્યજન કારણ વિના બીજાને કદાપિ દૂભવતો નથી અને તેમાં પણ વિશેષતઃ જે અતિથિ થઇને પોતાના ગૃહમાં આવ્યો હોય, તેને તો સર્વ પ્રકારે સંતુષ્ટ કરવો જ, એ આર્યોનો પરમ ધર્મ છે. અંબરરાજ ! એ જ કારણથી મેં અત્યાર સુધી મસ્તકશૂળનું નિમિત્ત આપને બતાવ્યા કીધું. હવે આપને મારા અહીં ન આવવાનું સત્ય કારણ શું હતું, તે જાણવાની ઇચ્છા છે ? હોય તો કહી સંભળાવું !"

એના ઉત્તરમાં માનસિંહે ગર્વપૂર્વક કહ્યું કે, "દિલ્લીશ્વરનો જમણો હાથ જે અંબરાધિપતિ માનસિંહ, તેની સત્ય કારણ જાણવાની ઇચ્છા છે. મેવાડપતિના મુખમાંથી કોઇ કાળે પણ અસત્ય વચન નીકળવાનો સંભવ તો નથી જ."

"સાંભળો ત્યારે આનંદથી," પ્રતાપે કારણ દર્શાવવાનો આરંભ કર્યો. "જે રાજપૂતોએ ક્ષત્રિય ધર્મનો ત્યાગ કરીને તથા આત્મમર્યાદા અને વંશાભિમાનને વિસારીને કેવળ દ્રવ્ય અને અધિકારની લાલસાથી જ પોતાની ભગિની અને પુત્રીઓ યવનોને અર્પણ કરી છે અને પ્રત્યક્ષ નહિ, પણ પર્યાયથી તેમના સાથે ભોજન કર્યું છે, તેવા ભ્રષ્ટ રાજપૂતો સાથે શિશોદિયા કુળમાં જન્મેલો મહારાણો પ્રતાપ, કદાપિ ભોજન લેવાનો નથી, તેમ જ ભ્રષ્ટ બનવવાનો નથી. એક જાતિબહિષ્કૃત મનુષ્યે જાતિની પંક્તિમાં બેસી ભોજન કરવાની ઇચ્છા કરવી, એમાં અને હઠવાદિત્વમાં ભેદ શો ? તમારો આ મિથ્યા હઠ છે."

"મહારાજ ! બહુ થયું. હવે મારી વધારે સાંભળવાની ઇચ્છા નથી," એમ કહીને ભોજનના થાળપરથી વીજળીના વેગે માનસિંહ ઊઠીને ઊભો

થઇ ગયો. અપમાન અને અભિમાનનાં અગ્નિથી તેનું સમસ્ત શરીર બળવા માંડયું. તેનું મુખમંડળ રક્તવર્ણ થઇ ગયું. તથાપિ આ વેળાએ તેણે વિલક્ષણ આત્મસંયમન કરીને પોતાના મનમાંનો કોપ બહાર વ્યક્ત થવા દીધો નહિ.

ભોજન માટે આસને બેસવા પછી ઇષ્ટ દેવતાના નામથી માનસિંહે જે અન્ન ભૂમિપર રાખ્યું હતું, તેટલું તે અન્ન મહા ભક્તિભાવથી ઉપાડીને તેણે પોતાની પાઘડીમાં રાખી લીધું, અને ત્યાર પછી તેણે મનમાં જ વિચાર કરીને સ્વગત કહ્યું કે, "જે થયું છે તે સારાને માટે જ થયું છે. મારુ અપમાન મે મારા પોતાના હાથે જ કરાવ્યું, એમાં બીજાનો શો દોષ? પ્રતાપસિંહે કાંઇ આમંત્રણથી મને બોલાવ્યો ન હોતો. મારા અપકૃત્યનું મને યથાયોગ્ય પ્રાયશ્ચિત્ત મળી ચૂક્યું. હવે વ્યર્થ કોપ કરવાથી શો લાભ?" એ પ્રમાણે વિચાર કરવા પછી તેણે પ્રતાપને ઉદ્દેશીને કહ્યું, "મહારાણાજી! આપને જે યોગ્ય જણાયું, તે આપે કર્યું—માટે આપ વિરુદ્ધ મારે કાંઇ પણ બોલવું નથી. તોપણ આપે એટલું તો ધ્યાનમાં રાખવું જ જોઇએ કે, આપના લૌકિક અને માન મર્યાદાનું ચિરકાલ રક્ષણ થાય, એટલા માટે જ હું યવનોને શરણે ગયો હતો અને અદ્યાપિ તે શરણને વળગી રહ્યો છું."

તેજસ્વી અને સ્પષ્ટસાપી પ્રતાપે એનું ઉત્તર આપતાં જણાવ્યું કે, "જે રીતે આપે કર્યું, તે રીતિ બહુ જ પ્રશંસનીય છે! આવી ઉદાર નીતિ આપ કોની પાસેથી શીખ્યા? મારા લૌકિક અને માન મર્યાદાનું ચિરકાલ રક્ષણ થાય, એટલા માટે જ આપે પોતાની ભગિનીઓ યવનોને આપી, એવો જ આપના કથનનો ભાવાર્થ છે ને?"

એ ઉપાલંભોથી માનસિંહનો કોપ અનિવાર્ય થયો. ક્ષુભિત થઇને તે તત્કાળ અશ્વારૂઢ થયો અને પ્રતાપસિંહ પ્રતિ એક તીવ્ર કટાક્ષનો પાત કરીને કહેવા લાગ્યો કે, "મહારાણાજી! આપના આ કૃત્યનું યોગ્ય પ્રાયશ્ચિત્ત આપને સત્વર જ ભોગવવું પડશે, એ ધ્યાનમાં રાખી મૂકજો. હું ખરો રાજપૂત નહિ પણ હોઉં, તોપણ તમને જો યોગ્ય પ્રાયશ્ચિત્ત ન આપું તો મારું નામ માનસિંહ નહિ."

સિંહનાદ કરીને પ્રતાપે એનું ઉત્તર આપ્યું કે, "સત્યવીર પોતાના મુખથી પોતાના પરાક્રમોનું વર્ણન નથી કરતા. ભવિષ્યમાં ગમે તેમ થાઓ, પણ અત્યારે તો આપનાથી મને બહુ જ સંતોષ પ્રાપ્ત થયો છે, એ નિઃસંશય છે. યુદ્ધક્ષેત્રમાં જે દિવસે આપનો મેલાપ થશે, તે દિવસને હું મારો સુદિન જ સમજીશ."

એ જ વેળાએ પ્રતાપસિંહના એક અનુચરે વિનોદના ભાવથી કહ્યું કે, "યુદ્ધ ક્ષેત્રમાં આપના ભગિનીપતિને પણ સાથે લેતા આવજો. ભગિનીપતિ અકબર સાથે હોવા વિના આપની શોભાનો જોઇએ તેવો પ્રકાશ પડશે નહિ."

અનુચરસમૂહમાં એ વાકયોથી અટ્ટહાસનો વિસ્તાર થઇ ગયો.

ક્ષણ માત્રનો પણ વિલંબ ન કરતાં માનસિંહે પોતાના અશ્વને ચાબૂકનો પ્રહાર કરીને, પોતાના કોપનું ફળ બિચારા નિર્દોષ પ્રાણીને ચખાડયું અને વાયુ ગતિએ તે ત્યાંથી નીકળી ગયો.

પ્રતાપસિંહે પોતાના અનુચરોને આજ્ઞા આપી કે, "સત્વર આ સ્થાન શુદ્ધ કરી નાંખો અને આ સર્વ અન્ન શ્વાનો અને બીજાં પ્રાણીઓને ખવરાવી દો." ત્યાર પછી તેણે અમરસિંહને કહ્યું કે, "આ સર્વ વસ્ત્રાભૂષણ ઉતારી સ્નાન કરીને શુદ્ધ થા—ચાલ હું પણ સ્નાન કરવા આવું છું."

પ્રતાપસિંહના સર્વ મનુષ્યો—અમાત્ય, સરદાર અને અનુચર ઇત્યાદિ જે જે એ ભોજનમંડપમાં હાજર હતા, તે સર્વેએ જ માત્ર નહિ, પણ જેમણે માત્ર દૃષ્ટિથી જ માનસિંહને જોયો હતો, તે સર્વેએ પણ સ્નાન કરીને પોતાનાં શરીર શુદ્ધ કર્યાં અને ત્યાર પછી પવિત્ર ગંગાજળનાં સિંચનથી તે મંડપસ્થાન પણ પવિત્ર કરવામાં આવ્યું.

એવા પ્રકારનું નીચમાં નીચ અપમાન સહન કરીને અંબરરાજ માનસિંહ દિલ્લીમાં દિલ્લીશ્વર અકબર શહેનશાહ પાસે જઇ પહોંચ્યો અને પ્રતાપને ત્યાં બનેલી સર્વ ઘટનાનો ઇત્થંભૂત વૃત્તાંત કેટલાક સુધારા વધારા સાથે અકબરને કહી સંભળાવ્યો, એ વાચકોને નવીનતાથી કહેવાની આવશ્યકતા નથી. એ વાર્તા સાધારણ અને સહજમાં સમજી શકાય તેવી છે.

## સપ્તમ પરિચ્છેદ.

### યુદ્ધનો નિશ્ચય.

"कबहु कलह न कीजिये, अपने घरमें आप;
घर फूटे घर जात है, होत पुनः संताप." जसुराम.

ચતુરબુદ્ધિ અને ચંડપ્રતાપી પ્રતાપસિંહે આજ સુધી પોતાનું મસ્તક અકબર સમક્ષ નમાવ્યું નહોતું; બીજું તે પોતાની સ્વતંત્રતાને પૂર્વ પ્રમાણે,

જ જાળવી રહ્યો હતો. અધૂરામાં પૂરું તેણે માનસિંહનું અપમાન કર્યું. અગ્નિમાં ઘૃત હોમાયું. અકબરના કોપનો પાર રહ્યો નહિ. માનસિંહના અપમાનને બાદશાહે પોતાનું જ અપમાન માની લીધું. કોપાગ્નિથી તેનાં નેત્રો રક્તવર્ણ થઇ ગયાં: તે કહેવા લાગ્યો, "યુદ્ધની તૈયારી કરો. દુષ્ટ પ્રતાપસિંહને તેનાં પાપોનું યોગ્ય પ્રાયશ્ચિત્ત આપવું જ જોઇએ."

થોડીવાર પછી અકબર શાંત થયો. પુનઃ તે બોલ્યો, "માનસિંહ ! તમે મારા જમણા હાથ છો; તમારા અપમાનથી મારા હૃદયમાં ભયંકર કોપાગ્નિ સળગી ઉઠ્યો છે; અને એ અગ્નિથી થોડા જ દિવસમાં હું પ્રતાપ-સિંહને તેના સમસ્ત સૈનિકો સહિત બાળીને ખાક કરી નાંખીશ. મારા સામો પણ આવો અહંકાર અને આટલું બધુ અભિમાન!!"

ત્યાર પછી તે પોતાના મનમાં જ વિચાર કરવા લાગ્યો કે, "એકલો એકાટ—માત્ર પ્રતાપ જ મારી નીતિને છિન્નભિન્ન કરનારો છે! આટલા દિવસના સંતત પ્રયત્નથી મેં જે મુસલમાની રાજ્યરૂપી ઇમારત ચણેલી છે, હિંદુ અને મુસલમાનોને એક કરવાના હેતુથી રાજપૂતોની કન્યાઓને મુસલમાનોના ઘરોમાં લાવવાનો ઉદ્યોગ સફળ કર્યો છે, જાતિભેદનો નાશ કરવા માટે મુસલમાનોનું અન્ન હિંદુઓના મુખમાં ઘાલ્યું છે અને મારું રાજ્ય ચિરસ્થાયી કરવા માટે જે પ્રયત્નો કરેલા છે, તે સર્વ પ્રયત્નોને દુષ્ટ પ્રતાપે માત્ર એક જ વારના પદપ્રહારથી ધૂળમાં મેળવી દીધા! કોઇ પણ ઉપાયે એનાં પાપોને યોગ્ય શાસન કર્યા વિના ચિત્તનું સમાધાન કે સાંત્વન થવાનું નથી જ!!!

તુરત જ બાદશાહની આજ્ઞાથી પ્રતાપસિંહના કેટલાક ગૃહભેદી કુલાંગારોને ત્યાં બોલાવવામાં આવ્યા. પ્રથમ શક્તિસિંહ આવ્યો, પછી સાગરજીની પધરામણી થઇ, ત્યાર પછી ધર્મભ્રષ્ટ મહબ્બતખાનનું આગમન થયું. એવી રીતે તે સર્વ દેશદ્રોહી અને કુલાંગારરાજપૂતો એક પછી એક આવીને ઊભા રહ્યા. વાસ્તવિક રીતે જોતાં એમના જ બળથી અકબરે મુસલમાની સામ્રાજ્યરૂપી સદન બાંધવાની હિંમત કરી હતી.

અકબરે શક્તિસિંહને ઉદ્દેશીને કહ્યું, "શક્તિસિંહ! થોડા જ દિવસ-માં હવે હું તમારા દાંભિક અને અભિમાની બંધુને યોગ્ય શિક્ષા કરીશ. તમારી મર્મવેદનાને દૂર કરીશ; નિશ્ચિંત રહો."

એવી રીતે સર્વ સાથે મીઠું મીઠું ભાષણ કરીને ચતુર અકબરે સર્વનાં મનો પોતાના પક્ષમાં વાળી લીધાં. કોના કોના મનમાં શી શી વ્યથા છે અને પ્રતાપસિંહ વિરુદ્ધ કોણ કોણ શું શું કરી શકે એમ છે,

એ જ વેળાએ પ્રતાપસિંહના એક અનુચરે વિનોદના ભાવથી કહ્યું કે, "યુદ્ધ ક્ષેત્રમાં આપના ભગિનીપતિને પણ સાથે લેતા આવજો. ભગિનીપતિ અકબર સાથે હોવા વિના આપની શોભાનો જોઈએ તેવો પ્રકાશ પડશે નહિ."

અનુચરસમૂહમાં એ વાક્યોથી અટ્ટહાસનો વિસ્તાર થઈ ગયો.

ક્ષણ માત્રનો પણ વિલંબ ન કરતાં **માનસિંહે** પોતાના અશ્વને ચાબૂકનો પ્રહાર કરીને, પોતાના કોપનું ફળ બિચારા નિર્દોષ પ્રાણીને ચખાડયું અને વાયુ ગતિએ તે ત્યાંથી નીકળી ગયો.

પ્રતાપસિંહે પોતાના અનુચરોને આજ્ઞા આપી કે, "સત્વર આ સ્થાન શુદ્ધ કરી નાંખો અને આ સર્વ અન્ન શ્વાનો અને બીજાં પ્રાણીઓને ખવરાવી દો." ત્યાર પછી તેણે **અમરસિંહને** કહ્યું કે, "આ સર્વ વસ્ત્રાભૂષણ ઉતારી સ્નાન કરીને શુદ્ધ થા—ચાલ હું પણ સ્નાન કરવા આવું છું."

પ્રતાપસિંહના સર્વ મનુષ્યો—અમાત્ય, સરદાર અને અનુચર ઇત્યાદિ જે જે એ ભોજનમંડપમાં હાજર હતા, તે સર્વેએ જ માત્ર નહિ, પણ જેમણે માત્ર દૃષ્ટિથી જ **માનસિંહને** જોયો હતો, તે સર્વેએ પણ સ્નાન કરીને પોતાનાં શરીર શુદ્ધ કર્યાં અને ત્યાર પછી પવિત્ર ગંગાજળનાં સિંચનથી તે મંડપસ્થાન પણ પવિત્ર કરવામાં આવ્યું.

એવા પ્રકારનું નીચમાં નીચ અપમાન સહન કરીને **અંબરરાજ માનસિંહ દિલ્લીમાં દિલ્લીશ્વર અકબર** શહેનશાહ પાસે જઈ પહોંચ્યો અને પ્રતાપને ત્યાં બનેલી સર્વ ઘટનાનો ઇત્થંભૂત વૃત્તાંત કેટલાક સુધારા વધારા સાથે અકબરને કહી સંભળાવ્યો, એ વાચકોને નવીનતાથી કહેવાની આવશ્યકતા નથી. એ વાર્તા સાધારણ અને સહજમાં સમજી શકાય તેવી છે.

---

## સપ્તમ પરિચ્છેદ.

### યુદ્ધનો નિશ્ચય.

"कबहु कलह न कीजिये, अपने घरमें आप;
घर फूटे घर जात है, होत पुनः संताप." जसुराम.

ચતુરબુદ્ધિ અને ચંડપ્રતાપી પ્રતાપસિંહે આજ સુધી પોતાનું મસ્તક અકબર સમક્ષ નમાવ્યું નહોતું; બીજું તે પોતાની સ્વતંત્રતાને પૂર્વ પ્રમાણે

જ જાળવી રહ્યો હતો. અધૂરામાં પૂરું તેણે માનસિંહનું અપમાન કર્યું. અગ્નિમાં ઘૃત હોમાયું. અકબરના કોપનો પાર રહ્યો નહિ. માનસિંહના અપમાનને બાદશાહે પોતાનું જ અપમાન માની લીધું. કોપાગ્નિથી તેનાં નેત્રો રક્તવર્ણ થઇ ગયાં: તે કહેવા લાગ્યો, "યુદ્ધની તૈયારી કરો. દુષ્ટ પ્રતાપસિંહને તેનાં પાપોનું યોગ્ય પ્રાયશ્ચિત્ત આપવું જ જોઇએ."

થોડીવાર પછી અકબર શાંત થયો. પુનઃ તે બોલ્યો, "માનસિંહ ! તમે મારા જમણા હાથ છો; તમારા અપમાનથી મારા હૃદયમાં ભયંકર કોપાગ્નિ સળગી ઉઠયો છે; અને એ અગ્નિથી થોડા જ દિવસમાં હું પ્રતાપસિંહને તેના સમસ્ત સૈનિકો સહિત બાળીને ખાક કરી નાંખીશ. મારા સામો પણ આવો અહંકાર અને આટલું બધું અભિમાન ! ! "

ત્યાર પછી તે પોતાના મનમાં જ વિચાર કરવા લાગ્યો કે, "એકલો એકાટ—માત્ર પ્રતાપ જ મારી નીતિને છિન્નભિન્ન કરનારો છે ! આટલા દિવસના સંતત પ્રયત્નથી મેં જે મુસલમાની રાજ્યરૂપી ઇમારત ચણેલી છે, હિંદુ અને મુસલમાનોને એક કરવાના હેતુથી રાજપૂતોની કન્યાઓને મુસલમાનોના ઘરોમાં લાવવાનો ઉદ્યોગ સફળ કર્યો છે, [illegible] કરવા માટે મુસલમાનોનું અન્ન હિંદુઓના [illegible] છે [illegible] રાજ્ય ચિરસ્થાયી કરવા માટે જે પ્રયત્નો કરેલા છે, તે [illegible] દુષ્ટ પ્રતાપે માત્ર એક જ [illegible] કોઇ પણ ઉપાયે એનાં પાપોને યોગ્ય [illegible] માન કે સાંત્વન થવાનું નથી જ ! ! "

તુરત જ બાદશાહની આજ્ઞાથી [illegible] ગારોને ત્યાં બોલાવવામાં [illegible] આગરાની [illegible] આગમન થયું. એવી રીતે [illegible] પછી એક આવીને [illegible] અકબરે મુસલમાની [illegible]

અકબરે [illegible] "[illegible] માં હવે હું તમારા [illegible] તમારી મર્મવેદનાને [illegible]."

એવી રીતે [illegible] સર્વનાં મનો પોતાના [illegible] વ્યથા છે અને પ્રતાપસિંહ [illegible]

એ તે સારી રીતે જાણતો હતો. બુદ્ધિમાન્ મનુષ્યનું એ જ ચાતુર્ય છે. મનુષ્ય પ્રકૃતિ સર્વત્ર એક જ ધાતુની બનેલી હોય છે, ત્યારે અકબરને તેના આવા સ્વભાવ માટે દોષ શાને આપવો?

તમે પોતે જ તમારા ઘરમાં અગ્નિ લગાડવાને તૈયાર થાઓ, ત્યારે પારકાઓને તેથી આનંદ શા માટે ન થાય?

બાદશાહના આશ્વાસનથી ફૂલી ગયેલા શક્તિસિંહે અકબરને કહ્યું, "જહાંપનાહ! પ્રતાપસિંહના નાશ માટે આપણને એક બહુ જ મોટું સૈન્ય તૈયાર કરવું જોઇએ. કારણ કે, અત્યારે ઓછામાં ઓછા પણ પ્રતાપપાસે બાવીસ હજાર સૈનિકોનો સમૂહ તૈયાર છે. તેમાં–"

"શું? તમે શું કહ્યું? પ્રતાપસિંહ પાસે બાવીસ હજારનું સૈન્ય?" અકબરે વચમાં જ તેને બોલતો અટકાવીને એ સવાલ કર્યો.

"જી હા–હુજૂર! રાજપૂત સામંત સરદારો અને ભિલ્લ લોકો મળીને એટલું સૈન્ય અવશ્ય હોવું જોઇએ. તેમાં પણ રાજપૂત વીરો મહા પરાક્રમી અને મૃત્યુથી પણ ન ડરનારા છે, ખરા રણિયા છે. ભિલ્લજનો મહાચપળ, ઉત્તમ ધનુર્વિદ્યાને જાણનારા અને પર્વત પ્રદેશમાં મહા દક્ષતાથી લડનારા છે. પર્વતની ખીણો અને ગુહાઓમાં તેઓ એવી તો ચાલાકીથી છુપાઇને બેસે છે કે, ત્યાંથી તેમને શોધી કાઢવાનું કામ ઘણું જ વિકટ થઈ પડે છે. તાકીને તીર મારવામાં તો તેમની બરાબરી કોઇનાથી પણ થઇ શકે તેમ નથી. વખત આવતાં સ્થળે સ્થળે નાના નાના પત્થરોના ઢગલા કરી તેની આડમાં બેસી લડે છે અને દુશ્મનોની રેવડી દાણાદાણ કરી મૂકે છે. એવા લોકોની પ્રતાપને પૂર્ણ સહાયતા છે," શક્તિસિંહે ગૃહનું રહસ્ય ઉઘાડું પાડ્યું.

શક્તિસિંહનું ભાષણ અકબર ધ્યાનપૂર્વક સાંભળતો હતો. શક્તિસિંહનું કહેવું અક્ષરે અક્ષર ખરું છે, એવો તેનો નિશ્ચય થઇ ગયો. તેથી પ્રતાપસિંહને પરાજિત કરવા માટે કયા ઉપાયની યોજના કરવી, તે શક્તિસિંહ પાસેથી જ જાણી લેવાના હેતુથી શાહે કહ્યું, "આપે અત્યાર સુધીમાં મને પોતાની અનેક ગુપ્ત વાર્ત્તાઓ સંભળાવી છે અને તે માટે હું આપનો આભાર માનું છું. હવે પ્રથમ આપણે આપણી કાર્યસિદ્ધિનો વિચાર કરીએ ત્યાર પછી તમને તમારા શ્રમનો યોગ્ય બદલો આપવામાં આવશે."

"જહાંપનાહની કૃપા છે તે સર્વ બદલો જ છેઃ પરંતુ મેં જે વાર્ત્તા કહી છે તે અવશ્ય ધ્યાનમાં રાખવી જ જોઇએ. એક પક્ષે પરાક્રમી રાજપૂત સૈન્ય અને બીજી પક્ષે પર્વતયુદ્ધ પ્રવીણ વીર્યવતી ભિલ્લસેના

છે, માટે એ ઉભય સેનાઓને જિતી લેવા માટે આપણે કોઇ નિરાળી જ યુક્તિ લડાવવી જોઇએ," શક્તિસિંહ બોલ્યો.

તેના ભાષણથી અકબર મનમાં મહા આનંદ પામ્યો અને કહેવા લાગ્યો કે, "આપની સલાહ સર્વથા માનવા યોગ્ય છે; પણ શી યુક્તિ-યોજવી, તેની સૂચના કરો એટલે તેની હું તત્કાળ વ્યવસ્થા કરી નાખું. જે કહેવાનું હોય તે સત્વર જ કહો. કારણ કે, બહુ વિચાર કરવાની વેળા નથી."

"હું પણ તે કહેવાની જ ઇચ્છા કરતો હતો, પરંતુ હુજૂરના હુકમની વાટ જોતો બેસી રહ્યો હતો. રાજપૂતોનું બધું બળ માત્ર તલવાર, ભાલા અને બરછીપર જ અવલંબેલું છે–કોઇ કોઇવાર તેઓ ધનુષ્યબાણનો પણ ઉપયોગ કરે છે; ભિલ્લોના ખાસ અસ્ત્રનું નામ તો હું આપને આપી જ ચૂક્યો છું. માટે આ યુદ્ધમાં બની શકે તો આપણે કોઇ જૂદા પ્રકારનાં અસ્ત્રનો ઉપયોગ કરવો." શક્તિસિંહે પોતાના જ ગૃહના નાશનો ઉપાય સૂચવ્યો.

"પણ એવું કોઇ અસ્ત્ર તમારા ધ્યાનમાં છે?" અકબરે પાછો સવાલ કર્યો.

"હા–તોપોના ગોળાઓ અને બંદૂકની ગોળીઓનો વરસાદ. સેંકડો પ્રકારનાં શસ્ત્રોથી જે કાર્ય થવું અશક્ય છે, તે તોપના માત્ર એક જ ગોળાથી થઇ શકે છે. ક્ષત્રિય સૈન્યના સૈનિકો ગમે તેટલા પરાક્રમી હોય અને ભિલ્લો પોતાના ધનુષ્યબાણના ઉપયોગમાં ગમે તેવા પારંગત હોય, પરંતુ તોપના મારાથી અને નાલિકાના મારથી તેમનો ક્ષણ માત્રમાં સંહાર થઇ જશે, એમાં લેશમાત્ર પણ શંકા નથી. એટલા માટે જ શાહેનશાહ! મારું એમ કહેવું છે કે, જેટલી તોપો અને બંદૂકો મળી શકે તેટલી આપણે એકઠી કરવાનો પ્રયત્ન કરવો જોઇએ." ગૃહભેદકે સ્વગૃહ ભેદનો પૂરેપૂરો ઉપાય દર્શાવ્યો.

શક્તિસિંહનો એ ઉપાય જાણીને અકબરના મનમાં કેટલો ને કેવો આનંદ થયો હશે, એની કલ્પના વાચકોએ કરી લેવી.

અનુક્રમે એક પછી એક સર્વ કુલાંગાર રાજપૂતોની સલ્લાહ સાંભળી લઇને યુદ્ધની વેળાએ તેમનામાંના એકને અકબરે પોતાના સેનાપતિ સાથે મોકલવાનો નિશ્ચય કર્યો; અને તે ધ્યાનમાં આવેલો મનુષ્ય તે કૈલાસવાસી મહારાણા ઉદયસિંહનો એક પૌત્ર અને સાગરજીનો ધર્મભ્રષ્ટ પુત્ર મહબ્બતખાન હતો.

એ તે સારી રીતે જાણતો હતો. બુદ્ધિમાન્ મનુષ્યનું એ જ ચાતુર્ય છે. મનુષ્ય પ્રકૃતિ સર્વત્ર એક જ ધાતુની બનેલી હોય છે, ત્યારે અકબરને તેના આવા સ્વભાવ માટે દોષ શાને આપવો?

તમે પોતે જ તમારા ઘરમાં અગ્નિ લગાડવાને તૈયાર થાઓ, ત્યારે પારકાઓને તેથી આનંદ શા માટે ન થાય?

બાદશાહના આશ્વાસનથી ફૂલી ગયેલા શક્તિસિંહે અકબરને કહ્યું, "જહાંપનાહ! પ્રતાપસિંહના નાશ માટે આપણને એક બહુ જ મોટું સૈન્ય તૈયાર કરવું જોઇએ. કારણ કે, અત્યારે ઓછામાં ઓછા પણ પ્રતાપપાસે બાવીસ હજાર સૈનિકોનો સમૂહ તૈયાર છે. તેમાં–"

"શું? તમે શું કહ્યું? પ્રતાપસિંહ પાસે બાવીસ હજારનું સૈન્ય?" અકબરે વચમાં જ તેને બોલતો અટકાવીને એ સવાલ કર્યો.

"જી હા–હુજૂર! રાજપૂત સામંત સરદારો અને ભિલ્લ લોકો મળીને એટલું સૈન્ય અવશ્ય હોવું જોઇએ. તેમાં પણ રાજપૂત વીરો મહા પરાક્રમી અને મૃત્યુથી પણ ન ડરનારા છે, ખરા રણિયા છે. ભિલ્લજનો મહાચપળ, ઉત્તમ ધનુર્વિદ્યાને જાણનારા અને પર્વત પ્રદેશમાં મહા દક્ષતાથી લડનારા છે. પર્વતની ખીણો અને ગુહાઓમાં તેઓ એવી તો ચાલાકીથી છુપાઇને બેસે છે કે, ત્યાંથી તેમને શોધી કાઢવાનું કામ ઘણું જ વિકટ થઈ પડે છે. તાકીને તીર મારવામાં તો તેમની બરાબરી કોઇનાથી પણ થઇ શકે તેમ નથી. વખત આવતાં સ્થળે સ્થળે નાના નાના પત્થરોના ઢગલા કરી તેની આડમાં બેસી લડે છે અને દુશ્મનોની રેવડી દાણાદાણ કરી મૂકે છે. એવા લોકોની પ્રતાપને પૂર્ણ સહાયતા છે," શક્તિસિંહે ગૂઢનું રહસ્ય ઉઘાડું પાડયું.

શક્તિસિંહનું ભાષણ અકબર ધ્યાનપૂર્વક સાંભળતો હતો. શક્તિસિંહનું કહેવું અક્ષરે અક્ષર ખરું છે, એવો તેનો નિશ્ચય થઇ ગયો. તેથી પ્રતાપસિંહને પરાજિત કરવા માટે કયા ઉપાયની યોજના કરવી, તે શક્તિસિંહ પાસેથી જ જાણી લેવાના હેતુથી શાહે કહ્યું; "આપે અત્યાર સુધીમાં મને પોતાની અનેક ગુપ્ત વાર્ત્તાઓ સંભળાવી છે અને તે માટે હું આપનો આભાર માનું છું. હવે પ્રથમ આપણે આપણી કાર્યસિદ્ધિનો વિચાર કરીએ ત્યાર પછી તમને તમારા શ્રમનો યોગ્ય બદલો આપવામાં આવશે."

"જહાંપનાહની કૃપા છે તે સર્વ બદલો જ છે: પરંતુ મેં જે વાર્ત્તા કહી છે તે અવશ્ય ધ્યાનમાં રાખવી જ જોઇએ. એક પક્ષે પરાક્રમી રાજપૂત સૈન્ય અને બીજી પક્ષે પર્વતયુદ્ધ પ્રવીણ વીર્યવતી ભિલ્લસેના

છે, માટે એ ઉભય સેનાઓને જિતી લેવા માટે આપણે કોઇ નિરાળી જ યુક્તિ લડાવવી જોઇએ," શક્તિસિંહ બોલ્યો.

તેના ભાષણથી અકબર મનમાં મહા આનંદ પામ્યો અને કહેવા લાગ્યો કે, "આપની સલાહ સર્વથા માનવા યોગ્ય છે; પણ શી યુક્તિ યોજવી, તેની સૂચના કરો એટલે તેની હું તત્કાળ વ્યવસ્થા કરી નાખું. જે કહેવાનું હોય તે સત્વર જ કહો. કારણ કે, બહુ વિચાર કરવાની વેળા નથી."

"હું પણ તે કહેવાની જ ઇચ્છા કરતો હતો, પરંતુ હુજૂરના હુકમની વાટ જોતો બેસી રહ્યો હતો. રાજપૂતોનું બધું બળ માત્ર તલવાર, ભાલા અને બરછીપર જ અવલંબેલું છે–કોઇ કોઇવાર તેઓ ધનુષ્યબાણનો પણ ઉપયોગ કરે છે; ભિલ્લોના ખાસ અસ્ત્રનું નામ તો હું આપને આપી જ ચૂક્યો છું. માટે આ યુદ્ધમાં બની શકે તો આપણે કોઇ જૂદા પ્રકારનાં અસ્ત્રનો ઉપયોગ કરવો." શક્તિસિંહે પોતાના જ ગૃહના નાશનો ઉપાય સૂચવ્યો.

"પણ એવું કોઇ અસ્ત્ર તમારા ધ્યાનમાં છે?" અકબરે પાછો સવાલ કર્યો.

"હા–તોપોના ગોળાઓ અને બંદૂકની ગોળીઓનો વરસાદ [illegible] પ્રકારનાં શસ્ત્રોથી જે કાર્ય થવું અશક્ય છે, તે તોપના [illegible] ગોળાથી થઇ શકે છે. ક્ષત્રિય સૈન્યના સૈનિકો [illegible] અને ભિલ્લો પોતાના ધનુષ્યબાણના ઉપયોગમાં [illegible] પરંતુ તોપના મારાથી અને નાલિકાના મારથી તેમનો [illegible] થઇ જશે, એમાં લેશમાત્ર પણ શંકા નથી. [illegible] મારું એમ કહેવું છે કે, જેટલી તોપો અને બંદૂકો [illegible] આપણે એકઠી કરવાનો પ્રયત્ન કરવો જોઇએ." [illegible] પૂરેપૂરો ઉપાય દર્શાવ્યો.

શક્તિસિંહનો એ ઉપાય જાણીને અકબરના [illegible] આનંદ થયો હશે, એની કલ્પના વાચકોએ [illegible]

અનુક્રમે એક પછી એક સર્વ [illegible] લઇને યુદ્ધની વેળાએ તેમનામાંના એકને [illegible] સાથે મોકલવાનો નિશ્ચય કર્યો; અને તે [illegible] સવાસી મહારાણા ઉદયસિંહનો એક પૌત્ર અને [illegible] મહબ્બતખાન હતો.

સાહસ, વીર્ય, બાહુબલ અને બુદ્ધિમત્તા, એ ગુણોથી મહબ્બતખાં બાદશાહનો જમણો હાથ હતો અને સ્વજાતિદ્રોહમાં પણ તેની બરાબરી કરનાર તે સમયમાં અખિલ ભારતવર્ષમાં બીજો કોઇ પુરુષ હૈયાતી ધરાવતો ન હોતો. યુદ્ધમાં એવા મનુષ્યની કેવા પદે યોજના કરવી, એનો અકબરને મોટો વિચાર થઇ પડયો. અંતે જ્યારે પોતાના પુત્ર સલીમને સેનાપતિનું પદ આપવાનો તેના મનમાં વિચાર આવ્યો, ત્યારે એ અનુપમ રત્નને તેની સાથે જ મોકલવાનો નિશ્ચય કર્યો. કારણ કે, જ્યાં સર્વ ભાર પુત્રના શિરે નાખવામાં આવ્યો હોય, ત્યાં એ મહબ્બતખાન જેવો સલાહ મસલત આપવાવાળો બીજો કોણ મળી શકે? એ રત્ન જો પ્રાપ્ત થયું ન હોત, તો અકબરની એટલી બધી નામના અને કીર્ત્તિ પણ થવા પામી ન હોત.

સ્વદેશદ્રોહિ નીચ પ્રાણિયો! પોતાનું યત્કિંચિત્ હિત સાધવાની લાલસાથી કર્ત્તવ્યવિમુખ બનીને સ્વજાતિને પદપ્રહારથી ધૂળમાં મેળવી તમે વિધર્મીજનોના દાસ બની જાઓ છો, એટલા માટે કોટીવાર તમને ધિક્કાર! માનસિંહ! તું જો મેવાડના પક્ષમાં રહ્યો હોત, તો ખરેખર વિધિના નિયમનો પણ ભંગ થઈ ગયો હોત!

થોડા સમયમાં યુદ્ધની તૈયારી થઇ, અને આ પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવી;–સલીમ સેનાપતિ, મહબ્બતખાન તેનો અંગરક્ષક અને માનસિંહ સલીમનો સલાહકાર, એ ઉપરાંત શક્તિસિંહ અને બીજા પણ કેટલાક રાજપૂતોને યુદ્ધમાં જવાની અને પોતપોતાની યોગ્યતા પ્રમાણે કાર્ય બજાવવાની આજ્ઞા આપવામાં આવી.

અગણિત મોગલ સૈન્યસાથે વિપુલ યુદ્ધ સામગ્રી લઇને નિશ્ચિત કરેલા દિવસે સલીમ યુદ્ધ માટે, મેવાડ જવાને દિલ્લીથી રવાનો થયો. અશ્વોનો હણહણાટ, હસ્તીઓની ગર્જના અને મુસલમાન સૈનિકોના "**દીન દીન**" શબ્દથી સર્વ દિશાઓમાં કંપનો આવિર્ભાવ થતો દેખાયો.

હળદીઘાટ નામના દુર્ગમ ગિરિપથમાં શૂરવીર અને રણધીર રાજપૂતોની ભાગ્યપરીક્ષાનો આરંભ થયો.



## અષ્ટમ પરિચ્છેદ.



### હળદીઘાટનું યુદ્ધ.

"Huldighat is the Thermapylea of Mewar; the field of Deweir her Marathon." TOD.

તુમુલ યુદ્ધ વિહારભૂમિ હુળદીઘાટ, કે જ્યાં સહસ્રાવધિ રણોત્સાહી ક્ષત્રિયવીરો સ્વદેશસ્વાતંત્ર્યના રક્ષણમાટે પોતાના પ્રિય પ્રાણોની આહુતિ આપી ચૂકયા છે, તે ઇતિહાસપ્રસિદ્ધ સ્થાન આ જ છે—વીરજાતિની પુણ્યક્ષેત્રભૂમિ આ જ છે, જે સ્થાને ચૌદ હજાર ક્ષત્રિય વીરોએ અસાધારણ પરાક્રમ બતાવીને સ્વદેશના ઉદ્ધાર માટે દેહત્યાગ કર્યો હતો તે વીરરક્તવાહિની ધરા આ જ છે. કાળ તો વહી ગયો છે, પરંતુ તેની સ્મૃતિ અદ્યાપિ મનમાં વિક્ષોભ ઉપજાવ્યા કરે છે—એ સ્મૃતિને મનમાં અગ્ર સ્થાન આપી, અનેક સહૃદય કવિઓએ અને સ્વદેશવત્સલ ઇતિહાસકારોએ અનુક્રમે કાવ્ય અને ઇતિહાસની રચનાઓ કરીને, એ સ્મૃતિને જગતમાં ચિરસ્થાયિની બનાવી મૂકી છે.

હુળદીઘાટના દુર્ગમ માર્ગમાં મોગલોનું અગણિત સૈન્ય આવીને એકત્ર થયું છે. એકબાજૂએ કોમલમેરનો દુર્ગ અને બીજી બાજૂએ મીરપુરનો ઉચ્ચ શૈલશૃંગ વિભાગ, આવી રહ્યો છે. આરાવલી પર્વતની વિસ્તીર્ણ ગિરિશ્રેણિ ઘણે દૂરસુધી વિસ્તરેલી છે. તેની આસપાસ ચારે તરફ નિબિડ અરણ્યો પ્રસરેલાં છે. એ સ્થાન એવું તો રમણીય અને મનોહર છે કે, એને નિસર્ગદેવીનું મૂળ જન્મ સ્થાન જ કહીએ તો પણ ચાલી શકે. એ પર્વતમય દુર્ગમ સ્થાન જ હુળદીઘાટના નામથી ઓળખાય છે. રાજપૂતવીરોના અલૌકિક પરાક્રમોના પુણ્યથી એ સ્થાન ચિરસંસ્મરણીય બની રહ્યું છે.

જે દિવસે પોતાની રાજધાનીના ભોજન મંડપમાં માનસિંહનું અપમાન કર્યું તે દિવસથી જ પ્રતાપે યુદ્ધનો નિશ્ચય કરી રાખ્યો હતો. પોતાના સર્વ રાજપૂત સરદારોને બોલાવીને તેણે યુદ્ધ માટે જે ક્ષણે આવશ્યકતા હોય તે ક્ષણે તૈયાર થઈ રહેવાની આજ્ઞા આપી હતી.

પ્રતાપસિંહે પર્વતવાસી ભિલ્લોને પણ એ જ આજ્ઞા આપી. ભિલ્લો પ્રતાપને પરમેશ્વર પ્રમાણે માનતા હતા, એટલે પ્રતાપસિંહની આજ્ઞા સાંભળતાં જ સર્વ ભિલ્લો આનંદથી નૃત્ય કરવા લાગ્યા અને ગંભીર ધ્વનિથી પ્રતાપનો જયજયકાર બોલવા લાગ્યા.

પ્રતાપે નિર્વિકાર ચિત્તથી તે સરળ, સત્યહૃદયી અને નિષ્કપટ ભિલ્લોને આલિંગન આપ્યું અને તેઓ પોતાના શરીરને દેવના દેહનો સ્પર્શ થએલો માની પોતાને ધન્ય અને કૃતાર્થ સમજવા લાગ્યા.

એક દિવસે દૂતે આવીને સમાચાર આપ્યા કે, "આરાવલી-પર્વતની તળેટીમાં શત્રુઓનું વિશાળ સૈન્ય યુદ્ધ માટે આવી પડેલું છે."

આકાશમાં જે એક નાનકડું કાળું વાદળું દેખાતું હતું, તેણે વધીને ભયંકર મેઘનું સ્વરૂપ ધારણ કર્યું અને સમસ્ત આકાશને વ્યાપ્ત કરી નાખ્યું. રાજપૂતો તો હજી એવો જ વિચાર કરતા હતા કે, "યુદ્ધનો પ્રસંગ કદાચિત્ સત્વર આવશે;" પણ એટલામાં તો તેમણે શત્રુસૈન્યના આવી પહોંચવાના સમાચાર સાંભળ્યા. દૂતના મુખથી એ વાર્ત્તા સાંભળતાં જ સહસ્રાવધિ ક્ષત્રિય વીરો અને પરાક્રમી ભિલ્લોના શરીરમાં એકાએક એક મહા આવેશનો આવિર્ભાવ થયો. તેઓ ભીષણતાથી જય ઘોષ કરવા લાગ્યા.

હુળદીઘાટના ઘોરતમ યુદ્ધ પ્રસંગનું વર્ણન કરવાની અમારી લેખિનીમાં શક્તિ નથી. પ્રાચીન કાળમાં કુરુક્ષેત્રમાં કૌરવ પાંડવનું જે યુદ્ધ થયું હતું, તે પ્રસંગનું ચિત્ર વાચકોએ મહાભારતદ્વારા પોતાના મનમાં લાવીને, નેત્રસમક્ષ ઉભું કરવું, એવી અમારી પ્રાર્થના છે. અઢાર અક્ષૌહિણી સેના, રક્તનો ભયંકર પ્રવાહ, વિજયી પક્ષનું આનંદતાંડવ અને મૃત્યુના દ્વારમાં પડેલા સૈનિકોનો આર્ત્તનાદ; કોઇનો હાથ ભાગ્યો છે, કોઇનો પગ તૂટ્યો છે; કોઇના મુખમાંથી રક્તની નદી વહે છે અને કોઈ આનંદપૂર્વક પ્રાણ ત્યાગે છે, ઈત્યાદિ દૃશ્યને મનમાં લાવવાથી એ યુદ્ધની કેટલીક કલ્પના કરી શકાશે.

સુસવાટા કરતો વેગવાન્ વાયુ ભયંકરતાથી વાહતો હતો, એક એક પછી અનેક બાણો છૂટતા હતા, અગ્નિઅસ્ત્રથી દિશાઓ કંપાયમાન થતી હતી, અંધકારથી આકાશ તથા અવનીની એકસ્વરૂપતા થઈ ગઈ હતી. અશ્વોનો હણહણાટ, અસ્ત્રોનો પ્રચંડ ધ્વનિ, શૃગાલોનો અશુભ કંકરવ ઈત્યાદિથી દશે દિશા વ્યાપ્ત થઈ ગઈ હતી. રાત્રિ દિવસ વિકટ ચીત્કારો અને આક્રંદના રવો જ સાંભળવામાં આવતા હતા. સતત વહેતા રક્તમાં—નરરક્તમાં પૃથ્વી જાણે ડૂબી જવાની તૈયારીમાં હોય, તેવો દેખાવ દેખાતો હતો.

હુળદીઘાટનું યુદ્ધ તે ભારતીય યુદ્ધનું બીજું સ્વરૂપ જ હતું, એમ કહીએ તો તેમાં જરાપણ અતિશયોક્તિ નથી. એક તરફથી પાણીના પ્રવાહ પ્રમાણે અગણિત યવન સૈનિકો આગળ વધ્યા આવતા હતા અને બીજીતરફથી મહા પરાક્રમી રાજપૂત સૈનિકો તેમની ગતિનો અવરોધ કરવાના હેતુથી માર્ગમાં આડા આવી પર્વતપેરે અડગ ઊભા હતા. એ આદર્શથી જાણે બે ઉન્મત્ત ઐરાવતો જ પરસ્પર લડવાને તૈયાર થઇને ઊભેલા હોય એવોજ ભાસ થતો હતો. એ દુર્ગમ અને સંકુચિત સ્થાનમાં, અગણનીય સંખ્યામાં, હિન્દુ અને મુસલમાન વીરો પરસ્પરનો વિધ્વંસ કરવા માટે છાતી કાઢીને મહા આવેશથી તૈયારી કરી ઊભા હતા. એવો એ ભયંકર

આદર્શ જોઇને વનવાસી પશુપક્ષીઓ પણ દૂર દૂર ન્હાસી જવા લાગ્યા અને મોટા મોટા ભયંકર સર્પો પણ પોતાના દરોમાં સંતાઈ ગયા.

વૃષ્ટિ થવા પૂર્વે જેવી રીતે સમુદ્ર સ્થિર અને શાંત થઈ જાય છે, તેવી રીતે થોડી વાર તો ઉભય સેનાઓ સ્થિર અને શાંત થઇ-ગંભીરતાથી પરસ્પરને જોવા લાગી. એટલામાં ઉભય સૈન્યના સેનાપતિઓએ પોત પોતાના સૈનિકોને સંકેતથી કાંઇક આજ્ઞા કરી; ઉભય સૈન્યમાં રણવાદ્યો વાગવા લાગ્યાં. રણવાદ્યોનો ધ્વનિ સાંભળતાં જ હાથી, ઘોડા અને પાયદળ મસ્ત થઇને શત્રુ સૈન્યપર ધસારો કરવા લાગ્યાં. મુસલમાન સૈન્યમાં **દીન દીન** અને રજપૂત સૈન્યમાં **હરહરમહાદેવ**નો ગંભીર ઘોષ થવા લાગ્યો.

એ **દીન દીન** અને **હરહરમહાદેવ**ના ગભીર ઘોષનો આકાશ, પર્વતકંદરા અને આસપાસની વૃક્ષશ્રેણિમાં પ્રતિઘોષ-પ્રતિધ્વનિ થવા લાગ્યો અને તેથી સૈનિકોના શરીરમાં અધિક આવેશ આવવા માંડ્યો.

જોતજોતામાં ઉભય પક્ષના ઘોરતમ યુદ્ધનો આરંભ થયો અને નેત્ર મીંચાઇને પાછાં ઉઘડે એટલી વારમાં તો ત્યાં રક્તની પ્રબળ નદી વહેવા લાગી. તે ઉષ્ણ રુધિર પ્રવાહમાં ઊભા રહેલા અશ્વો વિકટ ચીત્કાર કરવા લાગ્યા, હસ્તીઓ ગર્જવા લાગ્યા અને સૈનિકો તારસ્વરથી પોતપોતાના પક્ષનો જયઘોષ કરવા લાગ્યા.

પ્રથમ અસિયુદ્ધનો આરંભ કરવામાં આવ્યો. સત્ય પરાક્રમી વીરો નિત્ય અસિયુદ્ધ જ કરે છે. રાજપૂતો જેવા અસિયુદ્ધ કરનારા સમસ્ત પૃથ્વીમાં પણ ક્યાંય મળી શકે તેમ નથી. અસિયુદ્ધ વિદ્યા તો એમની જ છે. અસિયુદ્ધમાં મોગલો રાજપૂતો સામે ટકી શકે, એ તો સ્વપ્ને પણ કોઇ ધારી શકે નહિ. રાજપૂતોના પ્રચંડ અસિ-આઘાતથી અનેક મોગલ સૈનિકો છિન્નભિન્ન થઇને ધરણીપર ઢળવા લાગ્યા. પોતાના સૈનિકોની આવી દુર્દશા થતી જોઇને, માનસિંહ અને મહબ્બતખાનની સલ્લાહથી સુલતાન સલીમે સ્વસેનાનીઓને બંદૂકના ઉપયોગનો હુકમ આપી દીધો. જે વીરોએ અનેક યવનોને યમસદનમાં પહોંચાડીને પોતાની અસિધારાનો પરિચય કરાવ્યો હતો તે જ ક્ષત્રિયવીરો યવનોના ગોળીબારથી તડાતડ જમીનપર પડવા લાગ્યા. મોગલ સૈનિકોએ જાણી લીધું કે, "એક આ ઉપાયથી જ રાજપૂતોને આપણે મહાત કરી શકીશું: એમને જીતવાનો બીજો એકે ઉપાય નથી."

મોગલ સૈન્યમાંથી રાજપૂત સૈન્યમાં શ્રાવણ ભાદ્રપદની વૃષ્ટિ પ્રમાણે ગોળીઓની વૃષ્ટિ થવા લાગી. અસિયુદ્ધ તો ક્યારનું એ બંધ થઇ ચૂક્યું હતું. રાજપૂતોના બાહુબળને જોઇ મુસલમાનો આશ્ચર્યથી ચકિત થઈ

ગયા હતા, અને મનમાં તેઓ એક ભાવથી રાજપૂતોના શૌર્યની પ્રશંસા કર્યા કરતા હતા.

પણ એ પ્રશંસા શા અર્થની? રાજપૂતોના સર્વ બળનાં સાધનો તે તલવાર, ભાલા અને કટારો–કવચિત્ પ્રસંગે ધનુષ્યબાણ–ભિલ્લોના બળનાં સાધનો તે ધનુષ્યબાણ અને નાના નાના પત્થરો. પ્રતાપસિંહનાં સૈન્યમાં તોપો અને બંદૂકો વગેરે અગ્નિઅસ્ત્રો, હતાં નહિ. રાજપૂતો સત્યવીરના નામે ઓળખાતા હતા અને તેથી તેમને ખડ્ગયુદ્ધ વિના બીજું કોઈ પણ પ્રકારનું યુદ્ધશિક્ષણ મળતું નહોતું. તોપના ગોળા અને બંદૂકની ગોળીઓથી મોગલો આવી રીતે ફાવી જશે, એની તેમના મનમાં કલ્પના માત્ર પણ હતી નહિ.

મહાઅલૌકિક વીરતા પ્રકટ કરીને રાજપૂતોએ ખડ્ગયુદ્ધ બંધ કર્યું. તેમના તે અલૌકિક પરાક્રમનું વર્ણન ભાટ કવિઓએ કાવ્ય–પદ્ય બદ્ધ કરીને અમર કર્યું છે.

"હે પરાક્રમી ક્ષત્રિય અને ભિલ્લવીરો! તમે ગમે તેવા સારા લડવૈયા હો, તો પણ યવનોના અગ્નિ–અસ્ત્ર સમક્ષ તમારો ટકાવ કેવી રીતે થઈ શકે વારુ? કદાચિત્ અદ્ભુત શૌર્યથી તેમનાપર એકાએક આક્રમણ કરીને તમે તેમની એકાદ તોપ છીનવી પણ લ્યો, તો પણ એટલાથી તમને શો લાભ થાય એમ છે? અત્યાર સુધી તમે તેમના સમક્ષ વીરત્વથી જે ટકાવ કરી રહ્યા, એ કેવળ તમારા અસાધારણ યુદ્ધ શિક્ષણનું ફળ. ધન્ય છે તમારા જન્મને!

"તમારા દૈવે વિપરીત ગતિનું અવલંબન કરવાથી જ તમે અપયશના ભાગી થયા. તોપણ એટલું તો અમારાથી કહ્યા વિના નથી જ રહેવાતું કે, હળદીઘાટના યુદ્ધમાં તમે જે પોતાના અદ્ભુત શૌર્યનું દર્શન કરાવ્યું છે, તે સમાન શૌર્યની પ્રતિમા સમસ્ત જગતના ઇતિહાસમાં કયાંય મળી શકે તેમ નથી જ."

---

## નવમ પરિચ્છેદ.

### હળદીઘાટનું યુદ્ધ (ચાલુ).

"There is not a pass in the Alpine Aravali that is not sanctified by some deed of Pratápa, some brilliant Victory, or oftener, more glorious defeat." —TOD.

રજ્જોગુણના પ્રભાવનો આજે અંતિમ દિવસ હતો. સંવત્ ૧૬૩૨ ના શ્રાવણ માસની શુક્લ સપ્તમી (ઇ. સ. ૧૫૭૬ જુલાઇ) નો દિવસ ભારતવર્ષના ઇતિહાસમાં એક મહાન્ દિવસ તરીકે લખાયલો છે. પરાક્રમી રાજપૂતોના ઇતિહાસને વાંચનારા કોઈ પણ વાચકના સ્મરણમાંથી એ દિવસ કોઈ કાળે પણ વિસ્મૃત થશે નહિ, એટલો બધો એ દિવસનો પ્રભાવ છે.

હે ગત કાલ! તેં પોતાના અનંત ઉદરમાં શું શું સંગ્રહી રાખ્યું છે, તેની અમે કલ્પના પણ કરી નથી શકતા. પ્રતિક્ષણે અને પ્રતિ નિમિષમાં તું પોતાની વિશાળ દાઢમાં વિશ્વમાંની સર્વ વસ્તુઓને ભયંકર વેગથી આકર્ષ્યા કરે છે, એ શું તારી જેવી તેવી શક્તિ કહેવાય? તારા પરાક્રમના વર્ણનમાં જેટલો સમય વ્યતીત થયો, તેટલા અલ્પ સમયમાં પણ તેં અમારી કેટલીક ચિંતા, કેટલોક પ્રેમ, કેટલીક આશા અને અલ્પ આયુષ્ય ઇત્યાદિ વસ્તુઓની ચોરી કરીને, તારા ઉદરમાં સંતાડી દીધી છે. અર્થાત્ તારા પરાક્રમ સમક્ષ બીજા કોઇના પણ પરાક્રમનો કોઇ કાળે પણ નિભાવ થઈ શકતો નથી.

સંવત્ ૧૬૩૨ ના શ્રાવણ માસની શુક્લ સપ્તમીને દિને હળદીઘાટના પ્રથમ યુદ્ધની સમાપ્તિ થઈ. એ યુદ્ધનું સંક્ષિપ્ત વર્ણન કરવાનો અમે અહીં યથાશક્તિ અને યથાબુદ્ધિ પ્રયત્ન કરીશું.

યવનોનાં અવિરત અગ્નિઅસ્ત્રોની વૃષ્ટિથી પોતાના વીર સૈનિકોને પટાપટ પૃથ્વીપર પડતા જોઇને, વ્રતધારી વીરાગ્રગણ્ય પ્રતાપસિંહ મહા ભીષણતાથી ભયંકર નાદ કરીને પોતાના સૈનિકોને સંબોધીને કહેવા લાગ્યો કે, "બંધુજનો! ચાલો આપણે એક વેળા અંતિમ પ્રયત્ન કરીને મોગલોનાં અગ્નિ અસ્ત્રોને હસ્તગત કરવામાટે બળપૂર્વક આક્રમણ કરિયે, અને જોઇયે કે, ઇશ્વરની આપણાપર કેવીક કૃપાદૃષ્ટિ છે! ચાલો, ત્વરાથી ચાલો, વધારે વિચાર કરવાનો સમય રહ્યો નથી."

પ્રતાપસિંહના સૈનિકોના મનમાં એ ભાષણથી બમણું જોર-શૌર્ય આવ્યું અને તે અસંખ્ય રાજપૂત વીરોએ ખરેખર જ સંહાર મૂર્ત્તિ ધારણ કરીને મોગલ સૈન્યપર એકાએક ધસારો કર્યો. ક્ષણના પણ સોમા ભાગ જેટલા સમયમાં તો હજારો યવનો ગતપ્રાણ થઇને પૃથ્વીપર પડેલા દૃષ્ટિગોચર થવા લાગ્યા. તેમના હાથમાંની બંદૂકો રાજપૂતો પોતાને કબજે કરતા ગયા. પરંતુ એથી રાજપૂતોને કાંઈ પણ લાભ થયો નહિ. રાજપૂતોનો દિવસ જ ફરી ગયો હતો, ત્યાં મનુષ્યોનો શો ઉપાય?

મુસલમાનોનું લશ્કર સંખ્યામાં અપાર—રાજપૂતોથી ઘણું વધારે હતું અને અગ્નિ અસ્ત્રોનો સંચય પણ તેમની પાસે પૂરતા પ્રમાણમાં હતો. રાજપૂતો લઇ લઇને તે કેટલાંક અસ્ત્રો લઈ શકે વારુ? અને કદાચિત્ લે, તોપણ દારુગોળો ક્યાંથી લાવે? વળી કદાચિત્ દારુગોળો મળે, પણ તે વાપરવાની રીતિ ન આવડતી હોવાથી લાભ કશો પણ થઈ શકે નહિ. આવી રીતે સર્વ પ્રકારે નિરાશા હોવા છતાં પણ પ્રતાપે ધૈર્યનો ત્યાગ કર્યો નહિ—તે તો છેડાયલા સિંહ પ્રમાણે ગર્જના કરતો પોતાના વૈરી અને સ્વદેશદ્રોહી માનસિંહનો શોધ કરવા લાગ્યો. જે દિવસે માનસિંહના આતિથ્યનો સમારંભ કરવામાં આવ્યો હતો, તે જ દિવસે પ્રતાપસિંહે માનસિંહને સ્પષ્ટતાથી કહી દીધું હતું કે, "યુદ્ધની વેળાએ હું આપની અધિક સંભાવના કરીશ!" પોતાના એ વાક્યની સ્મૃતિ અદ્યાપિ તેના મનમાં જાગૃત જ હતી.

પોતાનાં નેત્રોને વિશેષ વિસ્તૃત કરીને પ્રતાપસિંહ દેશદ્રોહી અને માતૃયૌવનવનકુઠાર માનસિંહને યવન સૈન્યમાં સર્વત્ર શોધવા લાગ્યો. તેની મનોવૃત્તિ સર્વથા તન્મય થઈ જવાથી વારંવાર તે સર્વ દિશાઓમાં ઉન્મત્ત જન પ્રમાણે તીક્ષ્ણ દૃષ્ટિપાત કરતો હતો. પણ અદ્યાપિ માનસિંહ ક્યાંય દેખાયો નહિ.

ચૈતક નામના એક ઉત્કૃષ્ટ અશ્વના પૃષ્ઠ ભાગે પ્રતાપસિંહ આરૂઢ થએલો હતો. ચૈતક મહા તેજસ્વી, સાહસી, અસાધારણ પરાક્રમવાન્ અને બીજી પણ સર્વ રીતે પ્રતાપસિંહને યોગ્ય જ અશ્વ હતો. પોતાના સ્વામીના નિત્ય સહવાસથી ચૈતકને યુદ્ધનું પણ સારું શિક્ષણ મળેલું હતું. એવા એ ચૈતક નામક અશ્વ પર આરોહણ કરીને નિર્ભય અને ભીમ પરાક્રમી પ્રતાપસિંહ, માનસિંહના શોધમાં અહીં તહીં ફર્યા કરતો હતો—તે પણ જેવા તેવા સ્થાનમાં નહિ—કિન્તુ અગણિત શત્રુ સૈનિકોનો આસપાસ ઘેરો પડેલો હતો અને શત્રુઓના મધ્ય સ્થાનમાં "હું પ્રતાપસિંહ મેવાડનો મહારાણો" એવો પોકાર કરતો, છેડાયલા સિંહ સમાન રક્ત નેત્રો કરીને ફરતો હતો. તેના મસ્તકે કિરીટ અને શ્વેત રાજછત્ર અખંડ વિરાજિત જોવામાં આવતાં હતાં, અને સમક્ષ તામ્રવર્ણી વિજયપતાકા પણ વાયુમાં વિહરતી હતી. તેના દેહરક્ષકો (Body-guards) પોતાના પ્રાણની પર્વા ન કરતાં તેની પાછળ પાછળ તે જ્યાં જાય ત્યાં ભમ્યા કરતા હતા. બાળકો જેવી રીતે લાકડીના પ્રહારથી વૃક્ષપરનાં અનેક પર્ણોને ઝપાટાબંધ ઉડાવી નાખે છે, તેવીજ રીતે પ્રતાપસિંહ પોતાના માર્ગમાં આડા આવનારા યવન સૈનિકોનાં મસ્તકોને ધડપરથી તડાતડ જૂદાં કર્યો જતો હતો. એ

વેળાએ તેણે પોતાનું એટલું બધું હસ્તકૌશલ્ય બતાવ્યું કે, યવન સૈનિકોને પોતાના પ્રાણરક્ષણનું કાર્ય અત્યંત કઠિન અને અશક્ય ભાસવા લાગ્યું. અંતે પ્રતાપસિંહના સર્વ અંગરક્ષકો એક પછી એક યવનોના અસ્ત્રના બલિદાન થઈને સ્વર્ગમાં પ્રયાણ કરી ગયા. તોપણ પોતાના નિશ્ચયથી ન ડગતાં, પ્રતાપ, માનસિંહને શોધવામાં પ્રવૃત્ત જ રહ્યો.

ચાલતાં ચાલતાં અને લડતાં લડતાં અંતે પ્રતાપસિંહ યવન સૈન્યના બરાબર મધ્ય ભાગમાં આવીને ઊભો રહ્યો ત્યાં પણ માનસિંહ જોવામાં આવ્યો નહિ. એક બીજો શત્રુ તેની દ્રષ્ટિએ પડયો અને તે શત્રુ તે અકબર દિલ્લીશ્વરનો પ્રિય પુત્ર સલીમ હતો.

"આટલો આટલો શોધ કરવા છતાં ક્ષત્રિય કુલકલંક માનસિંહ હાથમાં ન આવ્યો, પણ તેના સ્થાને સુલતાન સલીમ સપડાયો, એ પણ એક રીતે બહુ જ સારું થયું," એમ બોલતો બોલતો પ્રતાપ એકાએક શાહજાદા સલીમનાં નેત્ર સમક્ષ આવીને ઊભો રહ્યો.

યુવરાજ સલીમ એક હસ્તીની અંબાડીમાં બેઠો બેઠો પોતાના સેનાનાયકોને યુદ્ધ વિશે કેટલીક સૂચનાઓ આપવામાં રોકાયલો હતો. એટલામાં પોતાના મુખ આગળ પ્રતાપસિંહની ભયંકર પ્રતિમાને ઊભેલી જોતાં જ તે તત્કાળ ભયભીત થઈ ગયો અને મનમાં જ કહેવા લાગ્યો કે, "અહા! આ કેવું અલૌકિક સાહસ! કેવો અદ્વિતીય પરાક્રમશાળી વીર!! સાથે સૈન્ય કે શરીરસંરક્ષક કોઈ પણ ન હોવા છતાં, માત્ર એણે એકલાએ જ અમારા અસંખ્ય સૈન્યમાં નિર્ભયતાથી સંચાર કર્યો એ કેવી આશ્ચર્યકારક ઘટના! એને દેવ કહેવો કે મનુષ્ય, એ જ નથી સમજી શકાતું! ખરેખર રાજપૂતોની વીરમાતાઓને ધન્ય! સહસ્રવાર ધન્ય કે તેઓ આવા રણશૂરોને જન્મ આપી, પોતાના સ્ત્રીજન્મની પૂરેપૂરી સાર્થકતા કરી જાય છે!!!"

ક્ષણ માત્રમાં પ્રતાપે સલીમના સર્વ અંગરક્ષકોનો સંહાર કરી નાખ્યો, અને ત્યાર પછી ભાલાને ઉગામીને મૂર્તિમાન્ યમરાજ પ્રમાણે તેણે સલીમના શરીરપર એકદમ બળપૂર્વક ધસારો કર્યો. આવી ભયંકર મૂર્તિને સામી આવેલી જોઇને સલીમનો હાથી પણ ભયચકિત થઇને સ્તબ્ધતા ધારી ઊભો રહ્યો. ચૈતક પોતાના સ્વામીના મનોભાવને જાણીને પોતાના આગલા બે પગો હાથીની સુંઢપર ટેકાવીને ઉંચો થઇને ઊભો રહ્યો. કાર્યકુશલ પ્રતાપસિંહે એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં પોતાના હાથમાંના કાલાંતક શુળનો સલીમના શરીરપર વાર કર્યો.

સલીમનું ભાગ્ય મહા પ્રબળ કે, તે એક સંકટમાંથી–યમના હાથ-માંથી સહીસલામત બચી ગયો–નહિ તો આજે તેનાં સો વર્ષ ભરાઈ જ ચૂક્યાં હતાં. હાથીપર રાખવામાં આવેલો હોદો લોઢાનાં પત્રાંનો બનાવેલો હોવાથી પ્રતાપસિહનો ભાલો તે હોદાને લાગીને નીચે જમીનપર પડી ગયો. તોપણ એનો પ્રહાર સર્વથા તો વ્યર્થ ન જ ગયો. હોદાના આઘાતથી પાછો પડતી વેળાએ તે માવતના માથામાં જઈ અથડાયો અને તેથી માવત પૃથ્વીપર પછડાઈ પડ્યો. માવતને પડેલો જોતાં જ તે મદોન્મત્ત માતંગ (હાથી) ભયથી નાસવા લાગ્યો.

સલીમના સત્યાનાશના કાર્યમાં પણ અફળતા મળવાથી વધારે છેડા-યલો પ્રતાપસિહ ભયંકર ગંભીર ગર્જના કરીને બની શકે તેટલી ત્વરાથી મોગલ સૈનિકોનો સંહાર કરવા લાગ્યો. પરંતુ ગમે તેમ તો પણ તે એકલો હતો. તેનું સૈન્ય, તેના સરદારો કે તેના દેહ રક્ષકોમાંનું કોઈ પણ તેની સહાયતા માટે પાસે હતું નહિ. એ વાર્ત્તા ન્હાસતાં ન્હાસતાં સલીમે હાથી-પરથી ઇશારો કરીને પોતાના સૈનિકોને જણાવી અને એમ પણ વ્યક્ત કર્યું કે, "જે કોઇ પણ પ્રતાપસિહને ઠાર કરશે અથવા તો જીવતો જ કેદ કરશે, તેને મોટું ઇનામ આપવામાં આવશે."

એથી મોગલ સૈનિકોને બહુ જ સ્ફુરણ ચઢ્યું. તેમણે જૂદા જૂદા વિભાગોમાં વ્હેંચાઇ જઇને ચારે તરફથી પ્રતાપસિંહને ઘેરી લીધો. પ્રતાપસિંહને તલવારના ત્રણ અને ભાલાના બે મળી પાંચ ઘા થયા હતા. તેનું શરીર લોહીથી ખરડાઈ ગયું હતું; તોપણ જરાય પાછી પેની ન કરતાં પૂર્વ પ્રમાણે જ તે તો શત્રુસંહારના ઉદ્યોગમાં મચ્યો રહ્યો. તેના શિરોભાગે દિવ્ય કિરીટ અને રાજછત્ર અદ્યાપિ વિરાજિત દેખાતાં હતાં. થોડા જ અવકાશમાં રાજપૂતોની સર્વ આશા નષ્ટ-પ્રાય થવાનો અવસર આવી પહોંચ્યો.

એકાએક એક પરાક્રમી રાજપૂત સરદાર પ્રતાપસિહ પાસે આવી લાગ્યો અને તેણે પ્રતાપને સંકેતથી કાંઇક વિનતિના રૂપમાં કહ્યું; પ્રતાપે તેની એ વિનતિ માન્ય કરી નહિ. એટલે નિરાશાથી તે નવીન આગત વીર મનમાં જ કહેવા લાગ્યો કે, "થઇ ચૂક્યું–હવે પ્રતાપસિંહને સમજાવવા જેટલો પણ સમય રહ્યો નથી. મેવાડના ઉજ્જ્વલ દીપના નિર્વાણનો સમય આવી પહોંચ્યો હોય, એમ જ દેખાય છે. પણ ના, જ્યાંસુધી મારા શરીરમાં ચેતન છે, ત્યાંસુધી તો હું એવો અશુભ પ્રસંગ આવવા દઇશ નહિ. રાજપૂતોના મને મૃત્યુ એટલે કોઈ ભયકર પદાર્થ તો નથી જ; તો પણ મારી અને દેશની દૃષ્ટિથી પ્રતાપ-

સિંહનું મરણ એટલું બધું તુચ્છ માની શકાય તેવું નથી. મારા જેવા તો અનેક રાજપૂતો અહર્નિશ નિત્ય જન્મે છે અને મરે છે. મારા જેવા કોઈ પુરુષના જન્મથી જગતને કાંઈ લાભ નથી થતો અને મરણથી કાંઈ હાનિ નથી થતી. પ્રતાપસિંહના મરણની એવી સ્થિતિ નથી. તેથી જ બની શકે તેટલો જીવ સટોસટનો પ્રયત્ન કરીને પણ પ્રતાપી પ્રતાપસિંહના પ્રાણની રક્ષા તો અવશ્ય કરવી જ જોઇએ. પ્રતાપસિંહ જીવતો રહેશે, તો અવશ્ય મેવાડનું અખંડ કલ્યાણ થશે જ. મેવાડને કદાચિત્ પૂર્વ સૌભાગ્ય પ્રાપ્ત ન પણ થાય—ચિત્તોડનો ઉદ્ધાર કદાચિત્ થાય કે ન એ થાય, વ્રતના ઉદ્યાપનમાં કદાચિત્ વિઘ્નો પણ આવી પડે, તો પણ રાજપૂતોના પવિત્ર કુળનું નામ એનાથી જ અખંડ રહેશે અને આર્યકુમારિકાઓના શિરેથી મોગલોની બેગમ અને લોંડીઓ બનવાનો દુઃખદ પ્રસંગ એ જીવતો હશે, તો જ ટળી શકશે."

થોડીવાર રહીને પાછો તે વિચારવા લાગ્યો કે, "જ્યારે મહારાણાજીનો જીવ બચાવવો જ છે, ત્યારે તેમ કરવાનો આ પ્રસંગ જ યોગ્ય છેઃ આ ક્ષણે જ પ્રતાપસિંહના પ્રાણની રક્ષા કરવી જોઇએ. માતા જન્મ ભૂમિ! મને સહાયતા કર અને મરણ પૂર્વે મારા હાથે સ્વદેશની કાંઇક સેવા થવા દે."

મુખથી પ્રકટ રીતે કાંઈ પણ ન બોલતાં, તે પ્રભાવશાળી વીર ધીમે ધીમે પ્રતાપસિંહ પાસે આવ્યો અને પ્રતાપના અનુચરના હાથમાંથી રાજછત્ર ને વિજયધ્વજા તેણે પોતાના હાથમાં લઈ લીધાં. ત્યાર પછી તે પ્રતાપને વિનતિ કરીને કહેવા લાગ્યો કે, "મહારાણાજી! સાવધ થાઓ," અને પછી પોતા સાથેના બે ચાર સામંતોને તેણે સંકેતથી જણાવ્યું કે, "મારી આજ્ઞાનું સત્વર પાલન કરો. વિલંબ લગાડશો નહિ."

એ પ્રભાવશાળી વીર તે ઝાલાપતિ માન્નો હતો. પ્રતાપના શિરપરથી ઉતારેલું રાજછત્ર પોતાના શિરે ધરી રાખવાની તેણે પોતાના સેવકને આજ્ઞા કરી અને સેવકે પોતાના પ્રભુનો હેતુ જાણીને જરા પણ આનાકાની વિના આજ્ઞા પ્રમાણે જ વર્ત્તન કર્યું. ત્યાર પછી પૂર્વ સંકેત અનુસાર સર્વ સેવક જનો ઝાલાપતિને મેવાડપતિના નામથી બોલાવવા લાગ્યા, મૂર્ખ યવન સૈનિકો ઝાલાપતિને જ પ્રતાપસિંહ સમજવા લાગ્યા. કારણ કે, એક તો તેના શિરે રાજછત્ર હતું અને બીજું તેના પક્ષના લોકો તેને મહારાણાના અભિધાનથી બોલાવતા સાંભળવામાં આવ્યા. છળભેદથી કોઈ સારો બુદ્ધિમાન્ મનુષ્ય પણ ઘડી ભર ભ્રમમાં પડી જાય, ત્યારે

સલીમનું ભાગ્ય મહા પ્રબળ કે, તે એક સંકટમાંથી–યમના હાથ-માંથી સહીસલામત બચી ગયો–નહિ તો આજે તેનાં સો વર્ષ ભરાઈ જ ચૂક્યાં હતાં. હાથીપર રાખવામાં આવેલો હોદ્દો લોઢાનાં પત્રાંનો બનાવેલો હોવાથી પ્રતાપસિંહનો ભાલો તે હોદ્દાને લાગીને નીચે જમીનપર પડી ગયો. તોપણ એનો પ્રહાર સર્વથા તો વ્યર્થ ન જ ગયો. હોદ્દાના આઘાતથી પાછો પડતી વેળાએ તે માવતના માથામાં જઈ અથડાયો અને તેથી માવત પૃથ્વીપર પછડાઈ પડ્યો. માવતને પડેલો જોતાં જ તે મદોન્મત્ત માતંગ (હાથી) ભયથી નાસવા લાગ્યો.

સલીમના સત્યાનાશના કાર્યમાં પણ અફળતા મળવાથી વધારે છેડા-યલો પ્રતાપસિંહ ભયંકર ગંભીર ગર્જના કરીને બની શકે તેટલી ત્વરાથી મોગલ સૈનિકોનો સંહાર કરવા લાગ્યો. પરંતુ ગમે તેમ તો પણ તે એકલો હતો. તેનું સૈન્ય, તેના સરદારો કે તેના દેહ રક્ષકોમાંનું કોઈ પણ તેની સહાયતા માટે પાસે હતું નહિ. એ વાર્ત્તા ન્હાસતાં ન્હાસતાં સલીમે હાથી-પરથી ઇશારો કરીને પોતાના સૈનિકોને જણાવી અને એમ પણ વ્યક્ત કર્યું કે, "જે કોઇ પણ પ્રતાપસિંહને ઠાર કરશે અથવા તો જીવતો જ કેદ કરશે, તેને મોટું ઇનામ આપવામાં આવશે."

એથી મોગલ સૈનિકોને બહુ જ સ્ફુરણ ચડ્યું. તેમણે જુદા જુદા વિભાગોમાં વ્હેંચાઇ જઇને ચારે તરફથી પ્રતાપસિંહને ઘેરી લીધો. પ્રતાપસિંહને તલવારના ત્રણ અને ભાલાના બે મળી પાંચ ઘા થયા હતા. તેનું શરીર લોહીથી ખરડાઈ ગયું હતું; તોપણ જરાય પાછી પેની ન કરતાં પૂર્વ પ્રમાણે જ તે તો શત્રુસંહારના ઉદ્યોગમાં મચ્યો રહ્યો. તેના શિરોભાગે દિવ્ય કિરીટ અને રાજછત્ર અદ્યાપિ વિરાજિત દેખાતાં હતાં. થોડા જ અવકાશમાં રાજપૂતોની સર્વ આશા નષ્ટ-પ્રાય થવાનો અવસર આવી પહોંચ્યો.

એકાએક એક પરાક્રમી રાજપૂત સરદાર પ્રતાપસિંહ પાસે આવી લાગ્યો અને તેણે પ્રતાપને સંકેતથી કાંઇક વિનતિના રૂપમાં કહ્યું; પ્રતાપે તેની એ વિનતિ માન્ય કરી નહિ. એટલે નિરાશાથી તે નવીન આગત વીર મનમાં જ કહેવા લાગ્યો કે, "થઇ ચૂક્યું–હવે પ્રતાપસિંહને સમજાવવા જેટલો પણ સમય રહ્યો નથી. મેવાડના ઉજ્જ્વલ દીપના નિર્વાણનો સમય આવી પહોંચ્યો હોય, એમ જ દેખાય છે. પણ ના, જ્યાંસુધી મારા શરીરમાં ચેતન છે, ત્યાંસુધી તો હું એવો અશુભ પ્રસંગ આવવા દઇશ નહિ. રાજપૂતોના મને મૃત્યુ એટલે કોઈ ભયંકર પદાર્થ તો નથી જ; તો પણ મારી અને દેશની દૃષ્ટિથી પ્રતાપ-

સિંહનું મરણ એટલું બધું તુચ્છ માની શકાય તેવું નથી. મારા જેવા તો અનેક રાજપૂતો અહર્નિશ નિત્ય જન્મે છે અને મરે છે. મારા જેવા કોઈ પુરુષના જન્મથી જગતને કાંઈ લાભ નથી થતો અને મરણથી કાંઈ હાનિ નથી થતી. પ્રતાપસિંહના મરણની એવી સ્થિતિ નથી. તેથી જ બની શકે તેટલો જીવ સટોસટનો પ્રયત્ન કરીને પણ પ્રતાપી પ્રતાપસિંહના પ્રાણની રક્ષા તો અવશ્ય કરવી જ જોઇએ. પ્રતાપસિંહ જીવતો રહેશે, તો અવશ્ય મેવાડનું અખંડ કલ્યાણ થશે જ. મેવાડને કદાચિત્ પૂર્વ સૌભાગ્ય પ્રાપ્ત ન પણ થાય–ચિત્તોડનો ઉદ્ધાર કદાચિત્ થાય કે ન એ થાય, વ્રતના ઉધાપનમાં કદાચિત્ વિઘ્નો પણ આવી પડે, તો પણ રાજપૂતોના પવિત્ર કુળનું નામ એનાથી જ અખંડ રહેશે અને આર્યકુમારિકાઓના શિરેથી મોગલોની બેગમ અને લૌંડીઓ બનવાનો દુઃખદ પ્રસંગ એ જીવતો હશે, તો જ ટળી શકશે."

થોડીવાર રહીને પાછો તે વિચારવા લાગ્યો કે, "જ્યારે મહારાણાજીનો જીવ બચાવવો જ છે, ત્યારે તેમ કરવાનો આ પ્રસંગ જ યોગ્ય છે: આ ક્ષણે જ પ્રતાપસિંહના પ્રાણની રક્ષા કરવી જોઇએ. માતા જન્મ ભૂમિ! મને સહાયતા કર અને મરણ પૂર્વે મારા હાથે સ્વદેશની કાંઇક સેવા થવા દે."

મુખથી પ્રકટ રીતે કાંઈ પણ ન બોલતાં, તે પ્રભાવશાળી વીર ધીમે ધીમે પ્રતાપસિંહ પાસે આવ્યો અને પ્રતાપના અનુચરના હાથમાંથી રાજછત્ર ને વિજયધ્વજા તેણે પોતાના હાથમાં લઈ લીધાં. ત્યાર પછી તે પ્રતાપને વિનતિ કરીને કહેવા લાગ્યો કે, "મહારાણાજી! સાવધ થાઓ," અને પછી પોતા સાથેના બે ચાર સામંતોને તેણે સંકેતથી જણાવ્યું કે, "મારી આજ્ઞાનું સત્વર પાલન કરો. વિલંબ લગાડશો નહિ."

એ પ્રભાવશાળી વીર તે ઝાલાપતિ માન્નો હતો. પ્રતાપના શિરપરથી ઉતારેલું રાજછત્ર પોતાના શિરે ધરી રાખવાની તેણે પોતાના સેવકને આજ્ઞા કરી અને સેવકે પોતાના પ્રભુનો હેતુ જાણીને જરા પણ આનાકાની વિના આજ્ઞા પ્રમાણે જ વર્ત્તન કર્યું. ત્યાર પછી પૂર્વ સંકેત અનુસાર સર્વ સેવક જનો ઝાલાપતિને મેવાડપતિના નામથી બોલાવવા લાગ્યા, મૂર્ખ યવન સૈનિકો ઝાલાપતિને જ પ્રતાપસિંહ સમજવા લાગ્યા. કારણ કે, એક તો તેના શિરે રાજછત્ર હતું અને બીજું તેના પક્ષના લોકો તેને મહારાણાના અભિધાનથી બોલાવતા સાંભળવામાં આવ્યા. છળભેદથી કોઈ સારો બુદ્ધિમાન્ મનુષ્ય પણ ઘડી ભર ભ્રમમાં પડી જાય, ત્યારે

જડમતિ યવન સિપાહી ભાઈ એથી થાપ ખાઇ જાય, એમાં અજાયબી જેવું કાંઈ પણ કહી શકાય નહિ.

પ્રતાપસિંહ એ કપટ નાટકના રહસ્યને જાણી ગયો. તેના પ્રાણ બચાવવા માટે અને સ્વદેશના કલ્યાણ માટે સ્વદેશભક્ત ઝાલાપતિએ પોતાનો જીવ જોખમમાં નાખ્યો હતો, એ પ્રતાપસિંહના જાણવામાં આવી ગયું.

ઇચ્છા ન છતાં પણ પ્રતાપસિંહ સમરભૂમિને ત્યાગીને ચાલતો થયો. શારીરિક અને માનસિક વ્યથાથી તે અતિશય પીડિત થએલો હતો. તેના માટે જે સહસ્ત્રાવધ ક્ષત્રિયવીરોએ આજે રણભૂમિમાં સદાને માટે શયન કર્યું હતું, તેનો વિચાર આવતાં એક પ્રકારનું અનિવાર્ય દુઃખ તેના હૃદયને શલ્ય સમાન પીડવા લાગ્યું.

કેટલેક ભાગે માનસિક વ્યથાથી અને કેટલેક અંશે શારીરિક વ્યાધિથી કિં કર્ત્તવ્ય વિમૂઢ બનીને પ્રતાપસિંહે સમરાંગણનો પરિત્યાગ કર્યો. ત્યાર પછી કેટલાક રાજભક્તોએ, વિશ્વાસુ ભિલ્લોએ અને રાજપૂત સરદારોએ મળીને તેને સુરક્ષિત સ્થાને પહોંચાડી દીધો.

પ્રતાપના ગમન પછી ઝાલાપતિએ અસાધારણ અને અલૌકિક પરાક્રમથી યુદ્ધ કરીને હજારો મુસલમાન સૈનિકોને યમના ગૃહનો માર્ગ બતાવી દીધો. મારમાર ને કાપકાપનો સ્વર ગાજી રહ્યો. મારો તરકડાને, કાપો મ્લેછોને, વિદારો શત્રુને, એમ એક પાસ પોકારો થઈ રહ્યા છે; કાફરોને મારો એવી બૂમો સંભળાય છે; હરહર શમ્ભો, જય ભવાનીની બૂમો પડી રહી છે; દીન દીનના પોકારથી મેદાન ગાજી રહ્યું છે, રાજપૂતો ટપાટપ પડે છે, મુસલમાનોનાં શિર રઝળે છે, એકેક રાજપૂત ત્રણ ત્રણ મુસલમાનને ભૂમિભેળા કરે છે, સલીમ આશ્ચર્યથી રાજપૂતોનું પરાક્રમ જોઈ દંગ થઈ ગયો છે, તેનાપર વીર રાજપૂતોનો ધસારો છે, ઝાલાપતિ રાજપૂતોને ઉશ્કેરતો આગળ ને આગળ ધસે છે, તેવામાં એક ગેબી ગોળી આવી, ઝાલાપતિ પડ્યો, ને રણરંગ ઝંખવાયો. રાજપુતાણીની કૂખ વખણાઇ—સ્વામિભક્ત ઝાલો રણમાં રોળાઇને અક્ષય કીર્ત્તિ મેળવી ગયો.

એ મહાવીર ઝાલાપતિનું પતન થયા પછી રાજપૂતોનો પૂર્ણ પરાજય થયો અને વિજયશ્રીએ મોગલોના ગળામાં વરમાળ આરોપી.

એવી રીતે હળદીઘાટનું યુદ્ધ સમાપ્ત થયું. એ યુદ્ધમાં ચૌદ હજાર રાજપૂત વીરોએ પોતાનાં શરીરો રણભૂમિને અર્પણ કર્યાં હતાં: એમ બહુધા સર્વ ઇતિહાસવેત્તાઓનું એક મતે કહેવું છે.

## દશમ પરિચ્છેદ.

### પશ્ચાત્તાપ.

"અંજામ હય જો કુફ્કી તુગ્યાનીકા;
સમરા હય વહી ગફલતો નાદાનીકા;
લજ્જતસે નદામતોંકી જાના હમને;
દોજખ઼ભી હય એક નામ પશેમાનીકા." હાલી.

ભુજંગ સ્વરૂપ દુર્દૈવના દંશનું જે પરિણામ થવાનું હતું, તે થઇ ચૂક્યું. પરંતુ એ ઘોરતમ યુદ્ધ પ્રસંગે એક કલ્પનાતીત સ્વર્ગીય દૃશ્ય જોવામાં આવ્યું. હળદીઘાટના યુદ્ધમાં પ્રતાપસિંહનો થએલો પરાજય પણ તેની અક્ષય્ય કીર્ત્તિનો હેતુ થઈ પડ્યો. એ યુદ્ધમાં પ્રતાપસિંહના શૌર્ય અને સાહસ આદિ ગુણો સર્વના જોવામાં આવ્યા. પ્રતાપના ચિર વૈરી જે મોગલો તેમણે પણ અંતઃકરણપૂર્વક પોતાના શત્રુના શૌર્યની એકમુખે–સહસ્રમુખે સ્તુતિ કરી.

શત્રુઓના મુખમાંથી પોતાની પ્રશંસા સાંભળવી, એના કરતાં તે વધારે સારું ભાગ્ય કયું હોઈ શકે વારુ? લજ્જાવનત મુખી પ્રિયકર ભાર્યાની સ્મિતદૃષ્ટિનો પ્રભાવ પણ એ પ્રશંસાસમક્ષ તુચ્છ અને યઃકશ્ચિત્ છે.

પાષાણમાં પ્રેમાંકુર–કચ્છના રણમાં વિકસિત પદ્મ–નાસ્તિકના મનમાં ભગવદ્‌ભક્તિનો વિકાસ જેવી રીતે થાય, તેવી રીતે શક્તિસિંહનું હૃદય આજે પ્રતાપસિંહ માટે પ્રેમાર્દ્ર થઈ ગયું.

પ્રતાપસિંહના અતુલ પરાક્રમ, વિસ્મયકારક શૌર્ય અને સ્વદેશના ઉદ્ધાર માટે કરેલી દારુણ પ્રતિજ્ઞા અને પ્રતાપસિંહના પ્રાણ રક્ષણ માટે એક ભૂપાલે કરેલો આત્મત્યાગ ઇત્યાદિ અલૌકિક આદર્શ અવલોકીને શક્તિસિંહના અંધકારમય હૃદયમાં એકાએક જ્ઞાનરૂપી પ્રકાશનો આવિર્ભાવ થયો. તે મનમાં જ કહેવા લાગ્યો કે, "શું હું ક્ષત્રિય છું? શું હું પણ શિશોદિયાવંશનો એક કીર્ત્તિમાન્ પુરુષ છું? શું હું પ્રતાપસિંહનો કનિષ્ઠ બંધુ? હા–એમ છે તો ખરું–તો પણ મારા હૃદયમાં સ્વદેશ ભક્તિ અને સ્વજાતિ માટેની પ્રીતિનું અસ્તિત્વ કેમ નથી? મારા પરાક્રમો ક્યાં પલાયન કરી ગયા? હું ક્ષત્રિય થઇને ક્ષત્રિયોના ઘાત માટે જ પ્રયત્ન કરવા લાગ્યો, માટે મારા જીવનને ધિક્કાર હો!"

"મારો જ્યેષ્ઠ બંધુ–વંશનો અલંકાર–કુળનો પ્રદીપ–પવિત્રતાનો આધાર–રાજપૂતોનું વિશ્વાસસ્થાન–ધર્મનો સ્તંભ–એવા બંધુપર કોપ કરીને અને તેનો દ્વેષ કરીને હું નરકનો જ અધિકારી થયો છું!

સ્વદેશદ્રોહી કુલાંગાર બનીને મેં ભ્રાતૃહત્યાની પ્રતિજ્ઞા કરી! મારા એ કુકૃત્ય માટે મારા મનુષ્યત્વને શતવાર ધિક્કાર હો! અને મારી નીચતાને સહસ્રવાર ધિક્કાર હો!!"

"મારા મનનો વૈરવહ્નિ બળી જળીને ખાક થાઓ—મત્સર અને ક્રૂરતા દૂર ન્હાસી જાઓ—આજે હું પાષાણમાંથી પ્રેમનો પ્રવાહ ઉત્પન્ન કરીશ. હે પરમેશ્વર! મારાં પાતકોની મને ક્ષમા કર."

એમ બોલતાં બોલતાં શક્તિસિંહનાં નેત્રોમાંથી ખળખળ કરતો અશ્રુઓનો પ્રવાહ વહન કરવા લાગ્યો.

જે વેળાએ પ્રતાપસિંહ સમરાંગણને ત્યાગીને નીકળ્યો, તે વેળાએ તે ન જાણી શકે તેવી રીતે મોગલ સૈનિકો તેનો પીછો પકડીને તેની પાછળ પાછળ જવા નીકળી ચૂકયા હતા. શક્તિસિંહે અચાનક એ વાત જાણી લીધી. પોતાના વડિલબંધુનો જીવ જોખમમાં છે, એ તે પામી ગયો.

શક્તિસિંહે મનમાં વિચાર કર્યો કે, "જેના શિરે રાજપૂત જાતિનો સર્વ ભાર પડેલો છે અને જેના અદ્વિતીય શૌર્યમાં વિશ્વાસ રાખીને સ્વદેશ સ્વાતંત્ર્ય મેળવવા માટે હજારો રાજપૂત વીરો હવે પછી પણ શસ્ત્ર ધારણ કરશે એવો સંભવ છે. એવા એક મહાપુરુષના પ્રાણરક્ષણનો શકય હોય તેટલા પ્રયત્ને ઉદ્યોગ કરવો જ જોઈએ—મારો એજ પરમધર્મ છે!"

એવી રીતે વિચાર કરીને વિશેષ વેળા ન ખોતાં, શક્તિસિંહ તે બે મોગલ સૈનિકોની પાછળ એકદમ રવાના થયો. ભગ્નહૃદય પ્રતાપસિંહ પોતાના ચૈતક અશ્વપર આરૂઢ થઈને પોતાના માર્ગે ચાલ્યો જતો હતો. તેના મનમાં એ સમયે શી અને કેવી વ્યથા થતી હતી, તે તો તે પોતે જ જાણે. તે બે મોગલ સૈનિકો રહેતાં રહેતાં ઠેઠ પ્રતાપસિંહના નિકટમાં આવી લાગ્યા. માર્ગમાં એક નદી આડી આવી અને ચૈતકે પોતાની માત્ર એક ફલાંગથી નદીપાર કરીને પોતાના સ્વામીને સામે તીરે સહીસલામત પહોંચાડી દીધો. મોગલ સેનાનીઓના ભાગ્યમાં એ સુખ લખેલું ન્હોતું. તેમના અશ્વો પ્રતાપસિંહના અશ્વ સમાન કર્ત્તવ્યપરાયણ અને યુદ્ધ શિક્ષણથી શિક્ષિત થએલા હતા નહિ, એટલે નદીપાર કરવામાં તેમને સ્વાભાવિક વિશેષ વિલંબ લાગ્યો.

નદી ઉલ્લંઘવા પછી સત્વર જ તેઓ પાછા પ્રતાપની અડોઅડ આવી લાગ્યા. પ્રતાપ પ્રમાણે ચૈતકનું શરીર પણ શસ્ત્રાઘાતથી ક્ષતવિક્ષત થએલું હોવાથી તેનાથી પૂર્વ પ્રમાણે પૂર્ણ વેગથી દોડી શકાતું નહોતું. મોગલ સૈનિકો મહાવેગથી ઘોડાઓને દોડાવતા પ્રતાપસિંહની પીઠે

આવીને ઊભા રહ્યા. પાછળથી તલવારના વાર કરીને પ્રતાપને ઠાર કરવાનો તેમણે પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરેલો હતો.

એટલામાં વાયુવેગે અશ્વને દોડાવતો શક્તિસિંહ તે સ્થાને આવી પહોંચ્યો અને કમ્મરમાંથી તમંચો કાઢીને તે શુદ્ધ રાજપૂત ભાષામાં કહેવા લાગ્યો કે, "નીલ અશ્વના આરોહી, જરા ઊભા રહો!"

શક્તિસિંહનો ધ્વનિ પ્રતાપનાં કર્ણોમાં અથડાયો. આવા દારુણ પ્રસંગે માતૃભાષામાં ઉચ્ચરાયલા શબ્દો તેને અમૃત સમાન મિષ્ટ ભાસવા લાગ્યા. પરંતુ એ મિષ્ટતા સાથે તેના મુખમંડળમાં તિરસ્કાર અને દ્વેષનો ભાવ પણ સ્પષ્ટતાથી પ્રકટી નીકળ્યો. તેણે પાછો વળીને જોયું તો શક્તિસિંહ અશ્વારૂઢ થઇને પોતા પાછળ ઊભેલો છે. પણ આ શું? હજી તો એક ક્ષણ જેટલો પણ સમય જવા નથી પામ્યો એટલામાં શક્તિસિંહે આ શું કરી નાખ્યું? તેણે પોતાના ખડ્ગના અચૂક વારથી પ્રતાપની પૂઠે પડેલા તે બન્ને યવન સૈનિકોને પળવારમાં સંહારીને માટીમાં મેળવી દીધા.

"શક્તિસિંહે એ યવન સૈનિકોનો સંહાર શા હેતુથી કર્યો હશે? મોગલોના પક્ષમાં છતાં તેમને જ મારવામાં એનો શો હેતુ સમાયલો હશે? શું એ બે મોગલો મારો નાશ કરવા માટે જ મારી પાછળ પાછળ આવ્યા હશે? કદાચિત્ તેમ પણ હોય, તો પણ શક્તિસિંહ એમનો વધ કરે, એનું કારણ શું? પોતાને હાથે જ મારો વધ કરીને વૈરનો બદલો લેવાની તો શક્તિસિંહની મનોભાવના નહિ હોય? અંતે શક્તિસિંહની એ-જ અધમ-નીચ-દુષ્ટ પ્રતિજ્ઞા ને! આ મોગલ સૈનિકો એના કાર્યમાં વિઘ્નકારક થતા હતા અને તેથી પોતાના માર્ગને નિષ્કંટક બનાવવા જ એણે એમને મારી નાખેલા હોવા જોઇએ! બસ એ જ એનો હેતુ છે, બીજો નહિ!"

નિમેષના સહસ્રાંશ જેટલા સમયમાં પ્રતાપસિંહના મનમાં ઊપર જણાવેલા અને બીજા પણ અનેક વિચારો ઊપરાસાપરી આવી ગયા. મનમાં એવા વિચારો તો આવ્યા, પણ તે એક સત્ય ક્ષત્રિય વીર હોવાથી મરણની ભીતિ ધારીને ત્યાંથી એક ડગલું પણ આઘો ખસ્યો નહિ-શક્તિસિંહના આવવાની વાટ જોતો દૃઢતાથી ત્યાં જ ઊભો રહ્યો.

એકાએક તેના મનમાં વળી એક બીજો જ વિચાર આવ્યો અને મનમાં તે પોતાને ધિક્કારતો સ્વગત જ કહેવા લાગ્યો કે, "હાય! હાય!! હું પરાજિત થઇને નીચ પુરુષ પ્રમાણે સમરભૂમિનો ત્યાગ કરીને ભાગ-

વાને તૈયાર થયો છું? પલાયન કરવા કરતાં પ્રાણ ત્યાગવા, એ સહસ્ત્રવાર વધારે ઉત્તમ છે. પરંતુ આત્મહત્યાનું પાતક શામાટે વ્હોરી લેવું? અત્યારે શક્તિસિંહને તેના મનનો ઘણા દિવસોનો હેતુ સિદ્ધ કરવાનો અવસર આપ્યો, એટલે સાથે મારા મનનો હેતુ પણ પોતાની મેળે જ સિદ્ધ થઈ જશે!!"

મનમાં એવા એવા અનેક પ્રકારના શુભ-અશુભ વિચાર કરતો દઢ નિશ્ચયી પ્રતાપ દિગ્મૂઢ જેવો બનીને ઊભો રહ્યો. થોડીવાર પછી તેણે પોતાના હાથમાંની તલવાર દૂર નાખી દીધી અને પાસે આવી પહોંચેલા શક્તિસિંહ સમક્ષ છાતી ધરીને તેને ગદ્ગદ કંઠે કહેવા લાગ્યો કે, "શક્તિસિંહ! આવ અને મારી છાતીમાં તારી તલવાર ભોકીને તારો લાંબા સમયનો હેતુ સાધી લે! ચાલ-તૈયાર થા-આવો સુંદર અને મનોહર અવસર તને પાછો કોઈ કાળે પણ મળવાનો નથી! સ્વદેશ સ્વાતંત્ર્યના કાર્યથી વિમુખ થઈને જે રાજપૂત પ્રાણ જવાની ભીતિથી સમરભૂમિનો ત્યાગ કરી જાય છે, તેણે આ પ્રાયશ્ચિત્ત લેવું જ જોઈએ, એમ મારી મનોદેવતા મને કહે છે!!!"

શક્તિસિંહે કાંઈ પણ ઉત્તર ન આપવાથી તે પાછો કહેવા લાગ્યો, "વિચાર શાનો કરે છે? મારા મુખને જોતો તટસ્થ શામાટે ઊભો રહ્યો છે? આવું એકાન્ત સ્થળ અને આવો સુન્દર પ્રસંગ પુનઃ કદાપિ હસ્તગત થવાનાં નથી! ત્વરા કર અને આ પાપી અને અભાગી નરને મુક્તિનું દાન દે."

શક્તિસિંહ પુનઃ નિરુત્તર રહ્યો અને પ્રતાપ પુનઃ બોલ્યો, "મારાં વચનો તારા સાંભળવામાં આવતાં નથી કે શું? જો મારી ઇચ્છા માન્ય કરવાની તારી ઇચ્છા ન જ હોય, તો તારી તલવાર મારા હાથમાં આપ. હું હવે અશ્વપરથી નીચે ઊતરવાનો નથી-તારી જ તલવારથી આત્મઘાત કરીને આ ક્ષણે જ આ સર્વ સંકટોમાંથી મુક્ત થઇશ!!!"

આત્મસંતપ્ત શક્તિસિંહ શા હેતુથી પોતાના વડિલબંધુ પાસે આવ્યો હતો, એ તો વાચકો જાણી ચૂકયા જ છે. એટલે પોતાના પરમેશ્વર તુલ્ય પૂજ્ય ભ્રાતાનું આવું ભાષણ સાંભળીને તેના મનની કેવી સ્થિતિ થઈ હશે, એની સહૃદય વાચકોએ પોતે જ કલ્પના કરી લેવી.

શક્તિસિંહનાં નેત્રોમાંથી ભીષણ અશ્રુપ્રવાહ વહી નીકળ્યો. તે અશ્વપરથી નીચે ઊતર્યો અને પોતાની તલવારને જમીનપર પછાડી દઈને હાથ જોડી ગોઠણમંડીએ પડી, પ્રતાપસિંહના મુખને જોવા લાગ્યો.

હવે પ્રતાપસિંહ સર્વ સાર-ભેદ સમજી ગયો અને તેથી તે પણ અશ્વપરથી નીચે ઊતરી પડ્યો. તેણે શક્તિસિંહનો હસ્ત પકડીને તેને ઉઠાડ્યો અને મહા પ્રેમથી આલિંગન આપીને આનંદિત કર્યો.

એ અપૂર્વ વિધિઘટનાથી ઉભય બંધુઓના કંઠનો અવરોધ થઇ ગયો—નેત્રોમાંથી શોકાશ્રુને સ્થાને હર્ષાશ્રુઓનું પતન થવા લાગ્યું. શક્તિસિંહ પ્રતાપસિંહની પદધૂલીને પોતાના મસ્તકે ધારણ કરીને ગદ્‌ગદ કંઠે કહેવા લાગ્યો કે, "જ્યેષ્ઠ બંધો! મેં પરમેશ્વરનું પ્રત્યક્ષ દર્શન કર્યું નથી—હું આપને જ મારા પરમેશ્વર માનું છું! આજ સુધી હું છતી આંખ અંધ હતો—આજ મારાં નેત્રો ઊઘડ્યાં અને તેથી જ આજે હું આપને અને આપની સત્ય શક્તિને ઓળખવાને થોડે અંશે શક્તિમાન્ થયો છું!!"

પ્રતાપનું રોદન અનિવાર્ય થઇ પડ્યું.

શક્તિસિંહે કહ્યું, "બંધો! મારા સર્વ અપરાધોની ક્ષમા કરીને મને આશીર્વાદ આપો કે, હું યાવજ્જીવ આપનાં ચરણોના શરણે રહું અને આપનો આશ્રય ત્યાગવાની કુબુદ્ધિ મારા મનમાં ઉત્પન્ન ન થાય."

પ્રતાપસિંહે મહાપ્રેમથી પોતાના બંધુના શિરને કરસ્પર્શ કરીને "તથાસ્તુ!" શબ્દનો ઉચ્ચાર કર્યો. શક્તિસિંહે પોતાને કૃતકાર્ય માન્યો. તે પુનઃ વિનીત ભાવથી કહેવા લાગ્યો કે, "બંધો! આજના યુદ્ધમાં જય ન મળ્યો, તેટલા માટે પોતાને ધિક્કારીને જીવનને વ્યર્થ માનવાની કશી પણ આવશ્યકતા નથી. આપના જેવો ભાગ્યશાળી આજે બીજો કોણ છે? પરાજય પામવા છતાં પણ એક દિગ્વિજયી યોધા પ્રમાણે આપના કીર્ત્તિકુસુમના સૌગંધ્યનો સર્વત્ર પ્રસાર થઇ ગયો છે! આપના શત્રુજનો પણ આપના અલૌકિક પરાક્રમોની લક્ષમુખે પ્રશંસા કર્યા કરે છે. વધારે શું કહું? સમર ભૂમિમાં આપના અતુલ પરાક્રમોને નિહાળીને મારા જેવા અધમના મનમાં પણ આપ વિશેની ભક્તિનો ઉદય થયો, ત્યારે ઉત્તમજનો આપને વખાણે, એમાં તો આશ્ચર્ય જ શું હોય? મને આશીર્વાદ આપો! એટલે આપના જેવા પરાક્રમો કરીને સ્વદેશસ્વાતંત્ર્ય માટે મારા પ્રાણની આહુતિ આપવાને પણ હું સમર્થ થઉં. મારા મહાપાતકનું એનાવિના બીજું એક પ્રાયશ્ચિત્ત મારા જોવામાં આવતું નથી."

પ્રતાપસિંહનું આશાવૃક્ષ અંકુરિત થવા લાગ્યું. ગદ્‌ગદ સ્વરે પ્રતાપે તેને કહ્યું કે, "આજે મારા સદ્‌ભાગ્યનો અવધિ થયો! મારાપર પરમેશ્વરની પૂરેપૂરી દયા થઈ. પ્રાણપ્રિય બંધો! શું તેં [illegible] પ્રયત્ન કર્યો હતો? તારા [illegible] આ બે મોગલ સૈનિકોને મારી નાખવાનો

# ૬૨

"આવી વાતોને હવે જવા દ્યો ને!"

"લે! શા માટે જવા દઇએ!"

"દિવસે ચંદ્રિકાનો ઉદય-થવાનો નથી અને ચકોરનું નૃત્ય દૃષ્ટિએ પડવાનું નથી; ત્યારે નકામી માથાફોડ શા માટે કરવી જોઇએ?"

"પણ મારા ધારવા પ્રમાણે તો દિવસે ચંદ્રિકાનો પ્રકાશ પણ થશે અને ચકોર પણ નાચશે, એનું કેમ?"

"હું તો એમ ધારી કે માની શકતી નથી."

"કદાપિ નહિ-તમારું ધારવું ખોટું છે."

"ખોટું એટલે? શું-ત્યારે તમે ચિરકાલ કુમારિકા અવસ્થામાં જ રહેવાનો નિશ્ચય કર્યો છે કે શું?"

"મારો નિશ્ચય શા ઉપયોગનો? એવી વાતો મારે જાણવાની શી જરૂર છે-એ વાત તો જાણે તમારા સ્વામીનાથ, અને મારા બંધુ."

એક સુન્દર અને વિસ્તૃત ભુવનના એક વિશાળ ઓરડામાં બે યુવતિઓ બેઠી બેઠી ઉપર જણાવ્યા પ્રમાણે વિનોદ કરવામાં લીન થએલી હતી. એ બે રમણીઓમાંની એક પૂર્ણ યુવતિ અને બીજી કિશોરી હતી. યુવતિનું વય અઢાર વર્ષનું હતું. તેનો રંગ ઉત્કૃષ્ટ સુવર્ણ પ્રમાણે પીત, મુખ દિવ્ય, અને નેત્રો હરિણ સમાન તથા પ્રભાવશાળી હતાં. એ યુવતિ પોતાના કૃષ્ણ સર્પ સમાન પૃષ્ઠ ભાગે છૂટા પડેલા કેશોને હાથમાં લઇને પોતાની ભુવનમોહિની પ્રતિમાનું દર્પણમાં દર્શન કરતી ઊભી હતી. એણે

યમુનાના શરીરે પુરુષવેશ ઘણો જ સારો શોભતો હતો. રાજપૂત રમણીઓ સ્વભાવતઃ જેવા પ્રકારનાં વસ્ત્રો પરિધાન કરે છે, તેવાં વસ્ત્રો યમુના નિત્ય ધારણ કરતી નહોતી. તે તો જુદા જુદા સમયે જુદી જુદી જાતિનાં વસનોથી પોતાના દેહને દીપાવતી હતી. કોઇવાર ગુજરાતી સ્ત્રીનો, કોઇવાર મોગલ સ્ત્રીનો, તો કોઈવાર રાજપૂત સ્ત્રીનો પોશાક પહેરતી હતી. કોઇવાર મનમાં આવ્યું તો રાજપૂત વીર પુરુષનો પોશાક ધારણ કરીને, તે સર્વના હૃદયમાં એક પ્રકારનું કૌતુક ઉત્પન્ન કરવાનો પ્રયત્ન પણ કરતી હતી. પોતાના સહોદર સંગે તેણે ભિન્નભિન્ન દેશોમાં અનેકવાર પ્રવાસ કરેલો હોવાથી, ભારતવર્ષના સર્વે દેશોના અને સર્વલોકોના રીતિ રિવાજથી તે સારી રીતે જાણીતી હતી, તેની બુદ્ધિ અતિશય તીવ્ર હતી અને તે અનુકરણ કરવાનો તો અદ્વિતીય ગુણ ધરાવતી હતી. તેના ભ્રાતાનો તેનાપર વિલક્ષણ પ્રેમ હતો. તેનાં માતા પિતા તેની બાલ્યાવસ્થામાં જ કૈલાસવાસી થયાં હતાં.

વિનોદિની અને રસિકા યમુનાએ આજે ગુર્જર દેશવાસી પુરુષનો વેશ ધારણ કર્યો હતો. એમ કરવામાં ભાભી સાથે હાસ્યવિનોદ કરવાનો જ તેનો અંતઃસ્થ હેતુ હતો. જોધાબાઈ પોતાની નણંદને નાની બ્હેન પ્રમાણે ચાહતી હતી. જોધાબાઇ સ્વાભાવિક રીતે જ થોડી ધીર અને ગંભીર વૃત્તિવાળી સ્ત્રી હતી. પરંતુ તેની ધીરતા અને ગંભીરતાનો યમુનાના વિનોદી સ્વભાવ સમક્ષ નિભાવ થઈ શકતો નહોતો. ગમે તે ઉપાયે પણ યમુના પોતાની ભાભીનાં ગાંભીર્યનો નાશ કરી નાખતી હતી.

પૃષ્ઠ ભાગે મુક્ત મૂકેલા પોતાના લંબ કેશકલાપને હસ્તમાં ધરી, દર્પણમાં મુખ જોતી જોધાબાઈ, કોકિલાસમાન મધુર સ્વરથી યમુનાને ઉદ્દેશીને બોલી કે, “વારંવાર તમે લગ્નની વાતને ઉડાવ્યા કરો છો, એનું કારણ શું છે?” એમ કહીને પૂર્ણ સ્નેહથી તેણે ચંદ્રબિમ્બની સ્પર્ધા કરનારા યમુનાના મુખનું ચુંબન લીધું. એ ચુંબન સમયે જાણે બે સજીવ ચન્દ્રો એકત્ર થયા હોયની! એવો એકાએક ભાસ થવા લાગ્યો. પાછી તે નણંદને સંબોધીને બોલી કે, “બહેન! આવી રીતે હજી કેટલાક દિવસ વીતાડશો? કહું એમને કે, યમુના બહેન લગ્ન કરવાની ઈચ્છા ધરાવે છે? બોલોને?”

“ભાભી મારી! આ વાત પાછી આ જ નવેસરથી શામાટે કાઢી? લગ્ન તે ઇશ્વરી સૂત્ર છે—એ કરવાની સત્તા તમારા કે મારામાં નથી,” યમુના બોલી.

“ઇશ્વરી સૂત્ર તો ખરું; પણ આપણે પ્રયત્ન તો કરવો જોઇએ જ. વળી લગ્ન કરવાનો મૂળમાં તમારો નિશ્ચય પણ થવો જોઇએ. જો તમારા મનમાં લગ્નની ઇચ્છા ન હોય અને અમે ગમે તેટલા પ્રયત્નો કરિયે, તો તેથી શો લાભ થવાનો હતો?” જોધાબાઇએ તેના વિચારનું ખંડન કર્યું.

"ઇચ્છા હોય એટલે ઇચ્છિત વસ્તુ મળે છે, એવો સૃષ્ટાનો નિયમ જ છે કે શું? જો એવો નિયમ હોત, તો તો પછી કોઇને કાંઇ પણ ચિન્તા કરવાનું કારણ જ રહ્યું ન હોત." યમુનાએ પોતાની બુદ્ધિનો વાદ કર્યો.

"તમારું આ બોલવું વ્યર્થ છે, તમારા ભાઇએ કેટલાં કેટલાં ઠેકાણાં પસંદ કર્યાં, પણ તમને તેમાંનું એકે રુચતું ન આવ્યું, એમાં અમારો શો દોષ?" જોધાબાઇએ વળી પોતાની વાત આગળ ચલાવી.

"ભાભી સાહેબ! બોલોને મરજી પડે તેટલું—કોણ તમને બોલતાં અટકાવે એમ છે." એમ કહીને યમુનાએ વિષય બદલી નાખવાના હેતુથી મુખમુદ્રામાં પરિવર્ત્તન કરીને પૂછ્યું કે, "એ તો ઠીક; પણ હળદીઘાટના યુદ્ધમાં મહારાણાજીનો પરાજય થવા પછી શું થયું? તમારા વડિલ વિશેના કાંઈ સમાચાર તમારા સાંભળવામાં આવ્યા છે કે?"

"આમ વાતને ઉડાડી નાખવાનો પ્રયત્ન મારા આગળ ફળીભૂત થઈ શકે તેમ નથી. મેં તમારી ચોરી પકડી કાઢી છે. મારા સુદૈવને જોઇને તમારા મનમાં વિષમતા ભાસે છે કે શું? ત્યારે કેમ કહેતાં નથી તમારા ભાઇને?" જોધાબાઇએ હાસ્ય કરીને એ વિનોદમય શબ્દોનો ઉચ્ચાર કર્યો.

અત્યંત અનુરાગથી જોધાબાઇના ગાલપર અંગુલી પ્રહાર કરીને યમુના કહેવા લાગી કે, "ભાભી સાહેબ! તમને તો વિનોદ જરાય ગમતો ન હોતો ને? તમે તો બહુ જ ગંભીરતાનો દંભ દેખાડતાં હતાં ને? બ્હેન! તમે સારાં સારાં ઠેકાણાંની વાત તો કરો છો, પણ મહારાજે એવી પ્રતિજ્ઞા કરેલી છે કે, પતિત રાજપૂતો સાથે શરીર સંબંધ ન જ કરવો—એટલે હવે આપણો શો ઉપાય?"

હસતાં હસતાં જોધાબાઇએ પ્રેમથી ઉત્તર આપ્યું કે, "હવે પોતાની વાત રાખવા માટે ગમે તેમ બોલો, પણ તમે બોલવામાં ભૂલ તો ખાધી જ. જેવા તમારા બંધુ શૂરવીર છે, તેવો પતિ તમને ક્યાંથી મળશે, એ જ તમારા મનની શંકા છે ને?"

યમુના કાંઈ સહજમાં એવાં વાક્યોથી હારી જાય તેવી ન હતી. જોધાબાઈ કરતાં તે વધારે બુદ્ધિમતી અને વધારે ચતુર હતી. મનમાં કાંઇક વિચાર કરીને મહાગંભીરતાથી તે પોતાની ભાભીને કહેવા લાગી—"હવે હું તમને ખરેખરી વાત સંભળાવી દઉં છું. કોઇ રેજીપંજી રાજપૂત સાથે હું વિવાહ સંબંધથી જોડાવાની નથી. મારો હવે પછી થનારો ભાવિપતિ શૂરવીર, પરાક્રમી અને સ્વતંત્ર રાજા હોવો જોઇએ; પરતંત્રતાની શૃંખલામાં તે બંધાયલો હોવો ન જોઇએ. જો એમ હોય, તો જ મારા પિતાના કુળની કીર્ત્તિ સચવાઈ રહેવાનો સંભવ છે અને તેથી એવા ગુણ ધરાવતા પતિની અર્ધાંગના થવાનો જ મે દૃઢ નિશ્ચય કરેલો છે."

જોધાબાઇએ થોડીવાર વિચાર કરીને ઉત્તર આપ્યું કે, "ખૂબ કરી! મારી નાનકડી નણંદી! તમે પણ ખૂબ બોલ્યાં! માત્ર એક જ રાજકુમાર વિના સમસ્ત રાજસ્થાનમાં એવો ગુણવાન્ રાજપુત્ર બીજો કોઇ પણ મળવાનો નથી, કે જેનો વંશજ તમારો વર થઈ શકે. ને તે રાજપુત્ર તે મહારાણો પ્રતાપસિંહ જ છે, એના વિના રાજસ્થાનના ઇતર સર્વ રાજપૂતો પતિત અને પરાધીન થઈ ગયેલા છે. સર્વ રાજપૂતોએ દિલ્લીશ્વરનું દાસત્વ સ્વીકારેલું છે. બ્હેન! તમે જાળ પાથરીને વાટ જોતાં બેઠાં છો તો ખરાં, પણ એવો વર તમને મળે, એવું તમારું ભાગ્ય જણાતું નથી."

"નહિ મળે, તોપણ કાંઈ ચિન્તા જેવું નથી. તમારા સાથે જ હાસ્યવિનોદ કરીને હું મારા દિવસો આનન્દમાં વીતાડીશ," યમુનાએ કહ્યું.

"પરંતુ તે કેટલા દિવસ? તારુણ્યના વેગનો અવરોધ કરવો એ–"

"કૃપા કરીને હવે એ વિષયને છોડી દ્યો;" યમુના જોધાબાઇને વચમાંથી જ બોલતી અટકાવીને કહેવા લાગી. "આવી નિરુપયોગી વાતો કરવા કરતાં આવોને આપણે થોડીવાર દાંપત્ય પ્રણયનો ઉપભોગ લઇએ."

"દાંપત્ય પ્રણય એટલે શું? એ તમે જાણો છો ખરાં કે? અને જો જાણતાં હો, તો તેનો ઉપભોગ કેવી રીતે લેવાનો વિચાર કર્યો છે?" જોધાબાઇએ પૂછ્યું.

"જાણે કે હું તમારો વર અને તમે મારાં વહુ, તમે મારાથી રીસાઈ બેસો અને હું તમને વિનવીને તમારા કોપનું નિવારણ કરું. કેમ, એ બધો ખેલ કરતાં આવડશે તો ખરો ને?" યમુનાએ યુક્તિનું સૂચન કર્યું.

"ના–બાઇ! હું તો એમાંનું કશુંય જાણતી નથી. તમને જેમ ગમે તેમ કરો." એમ કહીને જોધાબાઇએ મનમાં જ કહ્યું કે, "આના વિવાહ પ્રસંગને જોઇને મારાં નેત્રો ક્યારે સાર્થક થશે?" વળી પાછું તેણે યમુનાને ઉદ્દેશીને કહ્યું કે, "બહેન! આ પુરુષવેશ હવે ઊતારી નાખો. આવા વેશમાં હજી તે કેટલીકવાર રહેવાનો વિચાર કર્યો છે?"

"પુરુષવેશ અત્યારે તે કેમ ઊતરે? એ પુરુષવેશથી તો હજી આપણા ખેલમાં રંગ જામવાનો છે!" એમ બોલીને યમુનાએ મનસ્વી જ કહ્યું કે, "જરા થોભો તો ખરાં ભાભી! તમારા પ્રશ્નનું વ્યાજ સહિત હું હમણાં જ ઉત્તર આપું છું."

"આ જુઓ–હું તમારા વામભાગે ઊભી રહી–હવે શું કરવું તે સૂચવો જોઇએ?" જોધાબાઇએ ખેલનો આરંભ કરતાં જ પ્રશ્ન કર્યો.

યમુનાએ સુંદર પુરુષવેશ ધારણ કરેલો હતો, એટલે તે પતિ બનીને જોધાબાઇના દક્ષિણ ભાગે ઊભી રહી અને રૂપવતી યુવતી જોધાબાઇ

લજ્જાવનત મુખથી પત્ની બનીને તેના વામભાગે ઊભી રહી. પ્રથમ એક-વાર જોધાબાઈ પ્રતિ દૃષ્ટિ કટાક્ષ કરીને યમુના બોલી કે, "હે વિધુવદને! હવે હું મારી મૃદુ પ્રાર્થનાનો પ્રારંભ કરું છું," એમ કહીને તેણે પ્રાર્થના કરવા માંડી;—

"જે વેળાએ તું પોતાના કોકિલા સમાન કંઠથી મૃદુ શબ્દોનો ઉચ્ચાર કરે છે, તે વેળાએ તારી ધવલ દંતપંક્તિરૂપ કૌમુદીના પ્રકાશથી મારા હૃદયમાંના ઘોરતમ અંધકારનો એકાએક પ્રતિકાર થઈ જાય છે. મારા લોચનરૂપી ચકોરની તારા મુખરૂપી ચન્દ્રમાના દર્શનથી કોઈ કાળે પણ તૃપ્તિ થતી નથી; માટે હે ચારુશીલા સુન્દરિ! તું હવે પોતાના માનને મૂકી દે! મદનરૂપી અનલથી મારું હૃદય બળીને ભસ્મીભૂત થઇ જાય છે, તેને વિલાસ વારિના સિંચનથી શાંત કર—સ્મરરૂપી વિષના નિવારણ માટે મારા ગળામાં કર ધારણ કર અને મને સ્વપદપલ્લવનો ઉદાર આશ્રય આપ!!!"

જોધાબાઈ એકાએક હસી પડી અને કહેવા લાગી કે, "પણ તમે આટલો બધો વિનોદ શીખ્યાં ક્યાંથી? ખરેખર જ જો તમે પુરુષ થયાં હોત, તો તો કોણ જાણે શું શું કરી નાખત, તેની હું કલ્પના પણ કરી નથી શકતી."

હસતી હસતી જોધાબાઈ સ્તબ્ધ થઈને ઊભી રહી.

"પ્રિયે! મને ઉત્તર તો દે." યમુનાએ પુનઃ પ્રાર્થના કરી.

જોધાબાઈ પ્રથમ પ્રમાણે અદ્યાપિ નિરુત્તર જ રહી.

ત્યાર પછી યમુનાએ જોધાબાઈના ગાલોના ચુંબનનો આસ્વાદ લીધો. માત્ર એક જ ચુંબનથી તેના ગુલાબ જેવા કોમળ ગાલમાં લાલ રંગનો ભાસ થવા લાગ્યો. મુખથી કાંઈ પણ ન બોલતાં, તેણે યમુનાપ્રતિ માત્ર એક પ્રેમમય દૃષ્ટિપાત કર્યો અને પાછી ગંભીરતા ધારીને ઊભી રહી.

પરંતુ યમુનાના મનમાં માત્ર ચુંબનથી સંતોષ થયો નહિ, તેથી તે કહેવા લાગી કે, "તમને મારી સ્ત્રી થતાં બરાબર આવડયું નહિ, તમે તમારો પાઠ જોઈએ તેવો સારો ન ભજવ્યો. મેં કહ્યું કે, 'પ્રાણેશ્વરિ! મારો તારાપર અતોનાત પ્રેમ છે, અને તમે તો મુંગાં મુગાં ઉભાં જ રહ્યાં. તમારે એમ કહેવું જોઈએ કે, 'પ્રાણેશ્વર! મારું જીવન સર્વસ્વ આપ જ છો.' પરંતુ એમ બોલતાં ન જ આવડતું હોય, તો તમારા પતિને ચુંબનથી તો રંજિત કરો."

જોધાબાઈએ કાંઈ પણ ઉત્તર દીધું નહિ અને ચુંબન પણ લીધું નહિ. તેની સ્થિતિ તો પૂર્વ પ્રમાણે જ રહી.

યમુના પોતાના મન સાથે કહેવા લાગી, "હવે આવી રીતે વ્યર્થ વેળા ખોવી ન જોઈએ. ભાભીએ કરેલા વિનોદનો વ્યાજ સહિત બદલો વાળવો જોઈએ." એવો વિચાર કરીને, યમુનાએ પુરુષવેશમાં જ જોધાબાઈને આલિંગન કર્યું અને પોતાના બન્ને હાથ તેના ગળામાં નાખી દીધા.

"આ શું કરો છો? કાંઈક ભાનમાં આવો—છોડો મને—મારું ગળું રુંધાઈ જાય છે." બળ ન ખમી શકવાથી જોધાબાઈએ પોકાર કર્યો.

જોધાબાઈના એ શબ્દો પૂરા થયા ન થયા એટલામાં તો યમુના બૂમ પાડીને બોલવા લાગી કે, "અરે કોઈ આવો—દોડો—ભાભીના અંતઃપુરમાં કોઈ પરપુરુષે પ્રવેશ કર્યો છે અને તે ભાભીપર બલાત્કાર કરે છે!"

પોતાનું ગળું છોડવવા માટે અને યમુનાનું મુખ બંધ કરવા માટે, જેમ જેમ જોધાબાઈ વધારે વધારે પ્રયત્ન કરવા લાગી, તેમ તેમ તેનું ગળું વધારે બળથી દબાવતી યમુનાએ વધારે બળથી બૂમો પાડવા માંડી.

"અરે કોઈ જલ્દી—ઉતાવળે દોડો—ઘાત થઈ ગયો રે ભગવાન્! અરે, આ કોઈ દુષ્ટ નર ભાભીના પાતિવ્રત્યનો ભંગ કરે છે—રે દોડો."

યમુનાની આવી ઉચ્છૃંખલતાથી જોધાબાઈ અંતે હારી ગઈ અને રડવા લાગી. તો પણ તેને ન છોડતાં વિનોદિની યમુના ઘડી ઘડી તેને ટોકવા લાગી કે, "કેમ—તમારા બંધુ જેવો પતિ—બીજીવાર કહેશો કે?"

એ વિનોદનું પરિણામ એવું થયું કે, યમુનાનાં બૂમ બરાડા સાંભળીને બહાર બેઠેલા કેટલાક અનુચરો અંદર દોડી આવ્યા અને ગૃહસ્વામી પૃથ્વીરાજ પણ ત્યાં આવી પહોંચ્યો. તેણે "શું થયું?" એવો આવતાં જ જોધાબાઇને પ્રશ્ન કર્યો. યમુના તો તેમના આવવા પહેલાં જ ત્યાંથી પોતાના ઓરડામાં સરકી ગઈ, ને પુરુષવેશ ઉતારી નિદ્રાનું મિષ કરીને પોતાની શય્યામાં પોઢી ગઈ.

બિચારી જોધાબાઈ ઉત્તર તે શું આપે? તેણે હસતાં હસતાં માત્ર એટલું જ કહ્યું કે, "કાંઈ પણ થયું નથી. યમુનાના વિનોદનું જ આ પરિણામ છે!"

"યમુનાનો વિનોદ? ચાલો ઠીક થયું. મારા જીવમાં જીવ આવ્યો. મેં તો એમ જ ધાર્યું કે, કોઇ યવને જ મારા રત્નની ચોરી કરવાનું ધોળે દિવસે સાહસ કરેલું છે. યમુના બિચારી ભોળી અને ઉચ્છૃંખલ કુમારિકા છે! હજી એને સંસારનું શું જ્ઞાન હોય, કે સારાસારનો વિવેક કરી શકે?" પૃથ્વીરાજે એમ કહીને વાત ટુંકી કરી સર્વના મનનું સમાધાન કરી નાખ્યું.



## દ્વિતીય પરિચ્છેદ.



### પૃથ્વીરાજ રાઠોડ.

"જખ્મી હો જિગર ઔર દિલે હમરાજ ન બોલે?
મિઝ્રાબ લગે તારમેં ઔર સાજ ન બોલે?" હશ્ર.

ઠગવિદ્યા વિશારદ અકબરશાહ બાદશાહની રાજધાની દિલ્લીમાં બનતા કેટલાક બનાવોનું આપણે હવે દિગ્દર્શન કરવાનું છે. રાજસ્થાનને થોડા સમયને માટે વિસરી જવાનું છે. ગત પરિચ્છેદમાં વર્ણવેલી ઘટના દિલ્લીમાંજ બની હતી, ત્યારે યમુના કોણ? જોધાબાઈ કોણ? અને પૃથ્વીરાજ કોણ? એ જાણવાની વાચકોના મનમાં જિજ્ઞાસા ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. વાચકોની એ જિજ્ઞાસા તૃપ્ત કરવાના હેતુથી અમે અહીં પૃથ્વીરાજ અને તેના પરિવારનો સંક્ષિપ્ત વૃત્તાંત આપવો ઉચિત ધારિયે છીયે.

સાર્વભૌમ અકબર બાદશાહે કપટ, યુક્તિ અને ચાતુર્યથી અનેક રાજપૂત રાજાઓને સ્વાધીન કરી લીધા હતા અને કેટલાકોને કારાગૃહમાં રાખેલા હતા, એ બીના ઇતિહાસપ્રિય વાચકોથી અજાણી નથી.

બીકાનેરનો રાજા પૃથ્વીરાજ રાઠોડ, બીજા વર્ગનો એટલે કે કારાગૃહવાસી રાજા હતો. દુર્દૈવથી પૃથ્વીરાજનું બાહ્યસ્વાતંત્ર્ય તો નષ્ટ થઇ ગયું હતું, પરંતુ તેના મનની સ્વતંત્રતામાં લેશ માત્ર પણ ન્યૂનતા થઈ ન હોતી. કારણ કે, તેણે મહાદુર્લભ મનાતા કવિજીવનનો સ્વીકાર કરેલો હતો. સત્ય કવિ અને મનનો ઉદાર પુરુષ દુર્ભાગ્યવશાત્ ગમે તેવા મહા સંકટમાં પડેલો હોય, તો પણ તે પોતાના માનસિક સ્વાતંત્ર્ય, તેજ અને ન્યાયપરાયણત્વનો કોઈ કાળે પણ ત્યાગ કરતો નથી; ને વળી સરળતા સહૃદયતા, ગુણગ્રાહકતા અને ઉદારતા એ કવિના અલંકારભૂત ગુણો પણ તેના અંગમાં અવશ્ય નિવાસ કરી રહેલા હોય છે. બીકાનેરના મહારાજા પૃથ્વીરાજ રાઠોડના અંગમાં એ સર્વ ગુણોનો પરિપૂર્ણતાથી વાસ થયેલો હતો. તેનાં સુન્દર, મનોહર, ઉત્સાહવર્ધક અને શૌર્યોત્પાદક કાવ્યો સર્વના મનને એક સરખી રીતે મોહિત કરી નાખતાં હતાં. તેનાં કાવ્યોમાં એક પ્રકારની અલૌકિક શક્તિનો પ્રભાવ જોવામાં આવતો હતો.

દિલ્લીશ્વરે એ રાજપૂત કવીશ્વરને મહા કૌશલ્યથી બંદીવાન્ બનાવીને તેને પોતાના દરબારમાં સ્થાન આપેલું હતું. પોતે બંદીવાન્ છે, એમ ધારીને તેના હૃદયમાં દુઃખ ન થાય, એ માટેની શહેનશાહ અકબરે ઘણી જ સારી વ્યવસ્થા રાખી હતી અને એથી તેનું તે બહુ જ સારુ માનસન્માન રાખતો હતો. પરંતુ આનંદપૂર્વક સ્વચ્છંદ વિહાર કરનારા સ્વતંત્ર પક્ષીને સુવર્ણના પાંજરામાં પૂરી, ઉત્તમોત્તમ પદાર્થો ખાવાને આપવા છતાં પણ, તેના મનમાં જેવી રીતે આનન્દ નથી થતો; તેવી જ રીતે પૃથ્વીરાજને બીજા સર્વ વિષયો અનુકૂલ છતાં પણ સ્વાતંત્ર્યના અભાવે, તેનું મન રાત્રિદિવસ ખેદમાં જ રહ્યા કરતું હતું. પ્રેમમયી, સતી અને સાધ્વી સહધર્મિણી, દાસદાસી તથા સ્નેહમયી ભગિની ઇત્યાદિ સર્વ વાર્ત્તાઓ અનુકૂળ છતાં પણ માત્ર એક સ્વદેશસ્વાતંત્ર્ય માટે આત્મત્યાગ કરવાની શક્તિ પોતામાં ન હોવાથી તેની મનોવ્યથાનો પાર હતો નહિ. પોતે રાજપૂત છતાં કવિત્વનો સ્વીકાર કરીને યુદ્ધ વિદ્યાનો પરિત્યાગ કરવા માટે તે મનમાં બહુ જ બળ્યા કરતો હતો. અનેકવાર તે નિરાશ બનીને પોતાને ધિક્કારતો મનસ્વી ઉદ્ગાર કાઢતો હતો કે," હાય! હાય!! ધિક્કાર હો, આ મારા દુર્દૈવી જીવનને! દુષ્ટ યવનોએ મેવાડનું સર્વસ્વ હરી લીધું છે અને હું મેવાડવાસી છતાં પણ તે યવનોનો અનુગ્રહાભિલાષી થઇને જીવિત ધારી રાખું છું! સ્વદેશ સ્વાતંત્ર્ય રક્ષણ અને જનની જન્મ ભૂમિનો ઉદ્ધાર, એ વિષયો તો મારા મને માત્ર કલ્પનામય જ બની ગયા છે!! ધન્યતા તો છે તે પ્રાતઃસ્મરણીય પુણ્યશ્લોક પ્રતાપી મહારાણા પ્રતાપસિંહને! અદ્યાપિ તે એકલો હોવા છતાં પણ સ્વદેશોદ્ધારના

કાર્યમાં તનમન ધનથી મચ્યો રહેલો છે!! અરેરે—જો આ વેળાએ મને તેની વિજયપતાકાના સંરક્ષણનું કાર્ય કરવાનો પ્રસંગ પણ મળ્યો હોત, તોપણ મારું જીવન અમુક અંશે ફળીભૂત થયું હોત અને મારી આ સર્વ માનસિક વ્યથાઓનો નાશ થઇ ગયો હોત! અફસોસ! ખરેખરા ક્ષત્રિય વીર્યથી ઉત્પન્ન થવા છતાં પણ મારાથી સ્વદેશના ઉદ્ધારનું કાર્ય કરી નથી શકાતું! મારી આવેશયુક્ત કવિતા સાંભળીને રાજપૂત વીરોના મનમાં દ્વિગુણિત આવેગ અને વિશેપ અવસાન આવવાનો સંભવ હતો અને જે કવિતાના શ્રવણથી પરાક્રમી પ્રતાપસિંહના મનમાં સ્વકર્ત્તવ્ય બજાવવામાં અધિક જાગૃતિ અને અધિક ઉત્સાહ થઈ શકયો હોત, તેવી કવિતાઓનો કર્ત્તા હું બીકાનેરનો રાઠોડ પૃથ્વીરાજ તે અકબરનો અંકિત? આ દુર્ગમ દુર્દૈવનું તે કયા નામથી સંબોધન કરવું?"

માત્ર એક જ વિષયમાં પૃથ્વીરાજ મહા ભાગ્યવાન્ હતો. તેની પત્ની અદ્વિતીય ગુણવતી હતી, એટલે તેના સહવાસથી પોતાનાં અનેક દુઃખોને વિસારીને તે બહુ જ આનંદમાં રહેતો હતો. રૂપે અને ગુણ—ઉભયમાં પૃથ્વીરાજની પત્ની સર્વથા અતુલનીય હતી. એ કેવળ કવિકલ્પના નથી, કિન્તુ ઇતિહાસ પણ એ વાતની જોઇએ તેવી મજબૂત સાક્ષી આપે છે.

એ રમણીરત્નનો વાચકોને ગત પરિચ્છેદમાં કિંચિત્ પરિચય થઈ ચૂકયો છે—અર્થાત્ ગત પરિચ્છેદમાં આવેલી જોધાબાઇ તે જ પૃથ્વીરાજની પત્ની. જોધાબાઈ સર્વ ઉત્તમગુણોથી વિભૂપિત હતી. તેનામાં નામ માત્રને માટે પણ કોઈ દોષ જોવામાં આવતો નહોતો. અત્યારે કદાચિત્ વાચકો અમારાપર એવો આક્ષેપ કરશે કે, "તમે જોધાબાઇની કાંઇક અતિશયોક્તિ ભરેલી પ્રશંસા કરો છો;" પરંતુ અમારી એ પ્રશસા અક્ષરશઃ ખરી છે અને ધીમે ધીમે તેનો વાચકોને પોતાને પણ અનુભવ થશે જ.

એ જોધાબાઈ તે મહારાણા પ્રતાપસિંહની ભત્રીજી—એટલે કે શક્તિસિંહની કન્યા હતી.

જોધાબાઇનો જેવા ઉચ્ચ કુલમાં જન્મ થયો હતો, તેવા જ ઉચ્ચકુળનો કુલીન પતિ પણ તેને મળ્યો હતો. પૃથ્વીરાજ પણ મહા સુન્દર, ગુણવાન્, શૂરવીર અને વિદ્વાન્ હતો..આવા પ્રકારનો મણિકાંચનયોગ, કોઈ કાળે પણ નિષ્ફળ થઈ શકે ખરો કે?

યમુનાના વિનોદની વાર્ત્તા જયારે તેના જાણવામાં આવી, ત્યારે પૃથ્વીરાજ વિનોદપૂર્વક પોતાની પત્નીને કહેવા લાગ્યો કે, "સારું થયું કે, અરિષ્ટ ટળી ગયું. મને તો એમજ લાગ્યું કે, ધોળે દહાડે મારા ઘરપર હલ્લો કરવાનું સાહસ તે કોણે કર્યું? હવે મારા જીવમાં જીવ આવ્યો!"

ત્યાર પછી અહીં તહીંની અનેક વાર્ત્તાઓ થયા પછી પાછું પૃથ્વીરાજે કહ્યું કે; "પ્રિયે! તારું મુખ જોઉં છું, એટલે હું સર્વ દુઃખોને ભૂલી જાઉં છું. સુખમાં, દુઃખમાં, ભાગ્યમાં અને વિપત્તિમાં તું મારી સહચારિણી છે. ત્યારે હવે યમુનાના સંબંધમાં શું કરવું તે તો કહે. યમુનાને આમ કુમારિકાવસ્થામાં હજી કેટલાક દિવસ રાખી મૂકવી?"

જોધાબાઇએ પતિનો હસ્ત પોતાના સ્કંધ ભાગે રાખીને મહામિષ્ટ સ્વરથી ઉત્તર આપ્યું કે, "પ્રાણનાથ! હું પોતે પણ એના વિચારમાં જ પડેલી છું. ભાગ્યમાં શું લખેલું છે, તે કંઇ સમજાતું નથી. આપણે આટઆટલાં સ્થાનો જોયાં અને આટઆટલાં માગાં આવ્યાં, પણ ક્યાંય કાંઈ નિશ્ચય થયો નહિ."

એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને પૃથ્વીરાજ બોલ્યો "જો આજે માતા પિતામાંથી કોઈ પણ હોત, તો આ ચિન્તા મારે ભોગવવી પડી નહોત. તેમણે પોતાના અભિપ્રાય પ્રમાણે સ્થાન પસંદ કરીને વિવાહનો નિશ્ચય કરી નાખ્યો હોત. પણ હવે ભાર મારે શિર છે અને મારા મત અનુસાર અદ્યાપિ કોઈ પણ સ્થળ મારા જોવામાં આવતું નથી." એમ કહીને તે વિચારમાં પડી ગયો અને થોડીવાર રહીને પાછો કહેવા લાગ્યો;—

"રાજપૂતોની વર્તમાન અવસ્થા જોતાં કન્યાનો કે ભગિનીનો વિવાહ કરવો, એ એક બહુ જ વિચાર કરવા યોગ્ય કાર્ય થઇ પડયું છે. કેટલાક નીચ અને કુલાંગાર રાજપૂતો, દ્રવ્ય અને અધિકારના લાભની આશાથી પોતાના કુળાભિમાન અને નામ લૌકિકને તિલાંજલિ આપીને યવનો સાથે શરીર સંબંધ સાંધે છે! મારે પણ એ જ માર્ગનું અવલંબન કરવું પડશે કે શું? ના—ના—પ્રાણ જાય તો ભલે જાય; પણ એ માર્ગનો હું કદાપિ સ્વીકાર કરનાર નથી. દુર્દૈવની પ્રબળતાથી મારું બાહ્ય સ્વાતંત્ર્ય તો જો કે નષ્ટ થયું છે, કિન્તુ મારા મનની સ્વતંત્રતા તો લેશ માત્ર પણ ન્યૂન થઇ નથી. તે મનઃ સ્વાતંત્ર્યનો હવે યમુના નાશ કરશે કે શું? પરમેશ્વર! તું મને આ સંકટમાંથી પાર પડવાનો માર્ગ બતાવ." પુનઃ તે વિચારમાં પડી ગયો અને પુનઃ થોડીવાર રહીને કહેવા લાગ્યોઃ—

"પણ હવે યમુનાને કેટલા દિવસ કુમારિકા રાખવી.? આર્યધર્મ પ્રમાણે આટલી મોટી કન્યાને અવિવાહિતા રાખવી, એ મહા પાપ છે. જાણી જોઇને હું એ પાતકનો અધિકારી થઇને મારા પૂર્વજોને નરકના નિવાસી બનાવું છું! પરંતુ ભગિનીને યવનના કરમાં સમર્પવી, એથી તો

પાપનું પ્રમાણ દ્વિગુણિત થવાનો સંભવ છે. પ્રાણ જાય તો ભલે, પણ યવન સાથે તો શરીર સંબંધ મારાથી નહિ જ કરી શકાય. યમુના જન્મકુમારી રહેશે તો પાલવશે; પણ આ કલંક નહિ પાલવે. કેમ પ્રિયે! તારો શો અભિપ્રાય છે?"

"પ્રાણનાથ! આપનો તે જ મારો અભિપ્રાય આપના મતથી મારુ મત કોઈ કાળે પણ ભિન્ન હોઈ શકે જ નહિ." જોધાબાઈએ ઉત્તર આપ્યું.

"પણ યમુનાની શી ઇચ્છા છે, તે તું કાંઇ જાણે છે ખરી કે? તેને કેવા પ્રકારનો પતિ જોઇયે છે?" પૃથ્વીરાજે પૂછ્યું.

જોધાબાઇએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને કહ્યું કે, "યમુનાની જે ઇચ્છા મારા જાણવામાં આવી છે, તેનો વિચાર કરતાં પરિણામ સારું દેખાતું નથી.

પૃથ્વીરાજે ઉત્કંઠાથી પૂછ્યું "તે વળી શું?"

"કોઈ પણ ભ્રષ્ટ રાજપૂત સાથે વિવાહ ન કરવાનો તેનો દૃઢ સંકલ્પ! જો વિવાહ સંબંધ કરવો, તો પ્રતાપના વંશના કોઈ વીર પુરુષ સાથે કરવો, એવી તેની ઇચ્છા છે!" જોધાબાઈએ યમુનાની ઇચ્છાનું દર્શન કરાવ્યું.

"ખરેખર યમુનાને એ યોગ્ય છે!" પૃથ્વીરાજે આનન્દપૂર્વક મનનો ઉદ્ગાર કાઢી સંભળાવ્યો.

"યોગ્ય છે, એ વાત તો ખરી. પણ એમાં કેટલાં સંકટો ભોગવવાનાં છે તેનો કાંઈ પણ વિચાર યમુનાએ કર્યો છે? મને તો તે ધારે છે, તેટલું આ કાર્ય સહજ અને સરળ હોય એમ લાગતું નથી." જોધાબાઇએ સ્વતંત્રતાથી પોતાના વિચારો વ્યક્ત કર્યા.

"એ કાર્યમાં કેટલાં બધાં સંકટો સમાયલાં છે, તે તો હું પણ જાણુ છું. પણ પ્રિયે! યમુનાની એ ઇચ્છા પ્રશંસનીય નથી શું? સર્વ સ્ત્રિયોની એવી ઉચ્ચતમ ઇચ્છા હોઈ શકતી નથી. શું ઈશ્વર તેની ઇચ્છા પરિપૂર્ણ નહિ કરે?" પૃથ્વીરાજે યમુનાની સ્તુતિ કરીને તેના મનોભાવની સિદ્ધિ ઇચ્છી.

"પરમેશ્વર ધારે તો શું ન કરી શકે? પણ આપણાં એવાં ભાગ્ય ાંધી? શું યમુનાને ઈચ્છિત વરની પ્રાપ્તિ થશે? કદાચિત્ થાય પણ ..." એમ કહીને જોધાબાઈ જરાક અટકી ગઈ અને થોડીવાર પછી ગી કે, "એ તો ઠીક, પણ હળદીઘાટના યુદ્ધમાં મહારા-

ણાનો પરાજય થવા પછી મારા પિતાએ શું કર્યું; એ વિશે આપ કાંઇ પણ જાણો છો કે ?"

"પરાજય થવાથી મહારાણાના મનમાં બહુ જ ખેદ થયો હતો, પણ એટલામાં બન્નુના આવી મળવાથી તે ખેદ, આનન્દમાં બદલાઈ ગયો. તેમના મનમાં પાછી પોતાના વ્રતઉદ્યાપનની આશા નવીનતાથી જાગ્રત થઇ;" પૃથ્વીરાજે કહ્યું.

"એમ થવાથી મારા કલંકનો પણ નાશ થયો. પ્રાણનાથ! શું કહું! જે દિવસ મારા પિતા મારા કાકા સાથે લડીને વૈર વાળવાના ઉદ્દેશથી બાદશાહને આવી મળ્યા તે દિવસથી લજ્જાને લીધે હું જીવતી જ મરી ગયા જેવી થઈ ગઈ હતી. બીજાઓ સાથેની વાત તો વેગળી રહી, પણ આપ સાથે પણ મન મોકળું કરીને બોલવામાં મને લજ્જા થયા કરતી હતી. હું પ્રતિ રાત્રે આપ નિદ્રાવશ થયા પછી બારીમાં બેસીને જ્યોત્સ્નાયુક્ત નીલ નભોમંડળમાં દૃષ્ટિની એકાગ્રતા કરી, અનન્ય ભાવે પ્રભુની પ્રાર્થના કરતી હતી કે, 'હે પરમાત્મન્! તું રાજપૂતોને સદ્બુદ્ધિ દે!' એ વાત આપના જાણવામાં તો નહિ જ હોય. મારી પ્રાર્થનાનું ફળ મને મળ્યું. મારા પિતા અને કાકાનો પાછો સપ થયો એ મેવાડનું સદ્ભાગ્ય જ સમજવું જોઇએ." જોધાબાઇએ આનંદથી છલકાઈ જતા હૃદયે એ વાક્યો ઉચ્ચાર્યાં.

"ખરેખર ગૃહકલહ જ સર્વ અનર્થોનું મૂળ છે. ગૃહકલહથી જ આ ભારતવર્ષની આવી દુર્દશા થવા માંડી છે. રાજપૂતોની વર્તમાન દુર્દશાનું મૂળ કારણ એ ગૃહકલહ અને પરસ્પરનો કુસંપ જ છે! તારા પિતા અને કાકાનો આવી રીતે પાછો મેળાપ થશે, એવી કોઇને સ્વપ્નમાં પણ કલ્પના હતી નહિ. આ બનાવથી મોગલો પણ મહા વિચારમાં પડી ગયા છે, એમ સાંભળવામાં આવે છે." પૃથ્વીરાજે ગૃહક્લેશથી થતી હાનિઓનું વિવેચન કર્યું.

"મોગલોના મનમાં ચિન્તા થવી જ જોઇએ. એમ ન થાય તો આશ્ચર્ય કહેવાય. મારા પિતા અને કાકાનુ પરસ્પર ઐક્ય થવાથી, મને લાગે છે કે, આપણી યમુનાની મનોભાવના કદાચિત ફળીભૂત થાય પણ ખરી." જોધાબાઇએ કહ્યું.

"કેવી રીતે?" પૃથ્વીરાજે બહુ જ ઉત્સુકતા અને અધીરતાથી પ્રશ્ન કર્યો અને ઉત્તરની માર્ગપ્રતીક્ષા કરતો અનેક વિચાર કરવા લાગ્યો.

"મારા કાકાના જ્યેષ્ઠ પુત્ર અમરસિંહ સાથે કદાચિત્ એનો વિવાહ થવાનો સંભવ છે." જોધાબાઇએ ભાવી આશાનું દર્શન કરાવ્યું.

પૃથ્વીરાજ અતિશય આનંદથી બોલ્યો;–"મહારાણાના જ્યેષ્ઠ પુત્રસંગે યમુનાનો વિવાહ સંબંધ! એટલાં મોટાં આપણાં ભાગ્ય ક્યાંથી! હોય!!"

"આપ મારા પિતાને એક પત્ર લખીને આ બાબતનો જવાબ મંગાવો;" જોધાબાઇએ સલાહ આપી.

"તારી સલાહ યોગ્ય છે. પણ આપણે અત્યારે શત્રુના નગરમાં વસતા હોવાથી, મારી ઇચ્છા સફળ થાય એવો સંભવ જણાતો નથી. કારણ કે, યમુનાપર કેટલાક યવન સરદારોનો કટાક્ષ છે અને તેવી જ રીતે કેટલાક સ્વદેશદ્રોહી કુલાંગાર રાજપૂતો, પોતે ભ્રષ્ટ થએલા હોવાથી, મને પણ પોતાની પંક્તિમાં લાવવાનો યત્ન આદરી બેઠા છે. આવી સ્થિતિ હોવાથી જો આ વાર્ત્તા ન કરે નારાયણ ને બાદશાહના કાને જાય, તો તે મારી આ પવિત્ર ઇચ્છા કોઈ કાળે પણ સફળ થવા દે નહિ." પૃથ્વીરાજે પોતાના ભયનું ખરેખરું કારણ બતાવી દીધું.

"ખરેખર–એ પણ એક વિચારવા જેવી બાબત છે." એમ કહીને જોધાબાઈ કોઈ ગહન વિચારમાં નિમગ્ન થઈ ગઈ.

"મહારાણાજીને પ્રાતઃસ્મરણીય મહાપુરુષ ધારીને હું તેમની પૂજા કરું છું, એટલે તેમના પુત્રસંગે મારી ભગિનીનો વિવાહ સંબંધ થશે, એ કલ્પના માત્રથી જ મારો આનદ અનિવાર્ય થઈ ગયો છે! પ્રિયે! શું તું નથી જાણતી કે, હું દરરોજ પ્રાતઃકાળમાં મહારાણાની મૂર્ત્તિનાં દર્શન કર્યા વિના શય્યામાંથી ઊઠતો જ નથી તે? મહારાણાને હું ઈશ્વરનો સાક્ષાત્ અવતાર જ માનું છું. ઈશ્વરના પુત્ર સાથે મારી ભગિનીના વિવાહ થાય એટલો બધો ભાગ્યશાળી હું કયાંથી હોઈ શકુ વારુ?" પૃથ્વીરાજે મહારાણા પ્રતિનો પોતાનો સદ્દભાવ પ્રકટ કર્યો.

"મહદ્દભાગ્ય હો કે ન હો, પરંતુ એકવાર પ્રયત્ન કરવામાં આપણી શી હાનિ થાય એમ છે?" જોધાબાઇએ પતિનો ઉત્સાહ વધાર્યો.

"વારુ, ત્યારે એમ જ કરીશું. પણ યમુનાનો મનોહેતુ શો છે, તે જરા ધીમે ધીમે વાતમાં ને વાતમાં તેના મુખથી જાણી લેજે;" પૃથ્વીરાજે કહ્યું.

"આપના કહેવા પહેલાં જ તેનો હેતુ હું સારી રીતે જાણી ચૂકી છું. શું, આપને એનું કાંઈ પણ પ્રત્યક્ષ પ્રમાણ જોઇએ છે?" જોધાબાઇ બોલી.

"પ્રત્યક્ષ પ્રમાણ એટલે? હું કાંઇ સમજ્યો નહિ." પૃથ્વીરાજે શંકા બતાવી.

"મારા પિતા જ્યારે અહીં આવ્યા હતા, ત્યારે તેઓ પોતાના આપ્ત ગોપ્તોની કેટલીક છબીઓ પોતા સાથે લાવ્યા હતા, એ વાત તો આપના સ્મરણમાં હશે જ ?" જોધાબાઇએ પોતાના પતિને એક વિશિષ્ટ પ્રસંગનું સ્મરણ કરાવતાં મનોહરતાથી કહ્યું.

"હા–અને તે જ છબીઓમાંની એક છબીપરથી મે પુણ્યશ્લોક મહારાણા શ્રી પ્રતાપસિંહની પ્રસ્તરમયી મૂર્ત્તિ બનાવી હતી." પૃથ્વીરાજે તેની વાર્ત્તાને અનુમોદન આપતાં પોતાના સ્મરણનો પરિચય કરાવ્યો.

"તેમાંની કેટલીક છબીઓ મારી પાસે છે. એક છબીમાં મારા પિતા, મારા કાકા અને ભાઈ વગેરે સર્વની છબીઓ છે અને તેમાં અમરસિંહની પણ છબી છે. એ છબી યમુના મારા પાસેથી લઈ ગઈ છે; અને મેં ઘણીકવાર માગ્યા છતાં પણ પાછી આપવાની ના પાડે છે. એક દિવસ હું સહજ સ્વભાવે તેના ઓરડામાં જઇ લાગી અને તેને એકાએક મે તે છબીને ધ્યાનપૂર્વક અવલોકતાં જોઇ. એથી મારો નિશ્ચય થઇ ગયો કે, એ જ વર–અમરસિંહ જ તેને પસંદ પડેલો હોવો જોઇએ." જોધાબાઇએ પોતાની કલ્પનાનું કારણ કહી સંભળાવ્યું.

પૃથ્વીરાજ એક સહૃદય કવિ હતો. કિંચત્ વિસ્મિત થઇને તેણે પોતાની પત્નીને કહ્યું કે, "જ્યારે માત્ર છબી જોતાંજ તેનો અમરસિંહમાં સ્નેહ બંધાયો છે, ત્યારે તેની પ્રત્યક્ષ સત્યમૂર્ત્તિ જોતાં યમુનાની શી દશા થશે; તેનું અનુમાન કરી નથી શકાતું. પણ આ તું વિનોદ તો નથી કરતી? મને તો એમ જ દેખાય છે કે, યમુનાએ આજ તને બહુ જ બનાવેલી હોવાથી, તેનું વૈર વાળવાની તે આ નવીન યુક્તિ શોધી કાઢી છે!"

પૃથ્વીરાજનું આવું ભાષણ સાંભળીને જોધાબાઈ સ્મિત મુખે કહેવા લાગી કે, "કવિઓ એક વાતને બીજા રૂપમાં કેવી સફાઇથી ફેરવી નાખે છે, એનું મે આજે પ્રત્યક્ષ ઉદાહરણ જોયું! ભગિનીના પ્રેમરહસ્યને મારા મુખથી સાંભળી લેવા માટે આટલીવાર ગંભીરતા ધારણ કરી, પણ જરાવારમાં વાત કેવી ફેરવી નાખી? આપે શું કહ્યું? જ્યારે માત્ર છબી જોતાં જ તેનો અમરસિંહમાં સ્નેહ બંધાયો છે, ત્યારે તેની પ્રત્યક્ષ સત્ય મૂર્ત્તિ જોતાં યમુનાની શી દશા થશે? કહો તો ખરા કે, કેવી અને શી દશા થશે? ભગિની ભ્રાતાનો વિનોદ અપ્રતિમ તો ખરો! આવી યુક્તિઓ કવિઓના મસ્તિષ્કમાં જ આવે, હો!"

પૃથ્વીરાજ નિરુત્તર થઈ ગયો અને મનમાં કહેવા લાગ્યો કે, "પ્રેમ-રાજ્યની ન્યાયપદ્ધતિ એ જ છે. છબીને જોઇને, કોઇવાર કોઈના મુખે વૃત્તાન્ત સાંભળીને અને ક્વચિત્ સ્વપ્નમાં પ્રિયદર્શન કરીને પ્રેમિક અને પ્રેમિકા પોતાના ઇપ્સિત મનુષ્યનો નિર્ણય કરે છે, એમાં આશ્ચર્ય જેવું શું છે? સાધારણ લોકો એ પ્રણયના અપૂર્વ રહસ્યને ન જાણતા હોવાથી સાહસ કરીને પ્રેમી જનોને દોષ આપવાને તૈયાર થઇ જાય છે. યમુના હવે વયમાં આવેલી છે. મહારાણાના અપૂર્વ પરાક્રમોનું વર્ણન સાંભળીને અને અમરસિંહની દેવતુલ્ય છબી નિહાળીને, એ બાળાનો અમરસિંહમાં પ્રેમ બંધાય, એમાં અસંભવ જેવું શું છે? ચિત્રમાં મનુષ્યની બાહ્ય આકૃતિ સાથે અતઃસ્વભાવની છબી પણ ઊઠેલી હોય છે. પરંતુ એ અંતઃસ્વભાવની પ્રતિમા સર્વના જોવામાં આવતી નથી. મારી ભગિનીએ ખરેખર વર તો યોગ્ય જ પસંદ કર્યો છે. પણ પરમેશ્વર એની આશા પૂરી કરશે ખરો?"

પછી પૃથ્વીરાજે પોતાની પત્નીને ઉદ્દેશીને કહ્યું, "પ્રિયે! હું હમણાં જ તારા પિતાને એક પત્ર લખું છું. પછી તો યમુનાનું જેવું ભાગ્ય!"

"મારું અનુમાન સત્ય છે કે અસત્ય, તે જોવું હોય, તો આવો મારી સાથે, આપણે યમુનાના આગારમાં જઇએ, એટલે મારા કથનની સત્યતાનો આપ મેળે જ આપને અનુભવ થઈ જશે." જોધાબાઇએ પોતાના મતનું પ્રતિપાદન કર્યું.

પૃથ્વીરાજના મનમાં પણ એ જોવાની બહુ જ ઉત્કંઠા હતી, તો પણ તેને વ્યક્ત ન કરતાં તેણે કહ્યું કે, "ના—ના—જોવાની કશી પણ આવશ્યકતા નથી. સત્ય વાર્ત્તા જેટલી છે, તે બધી હું જાણી ચૂક્યો છું."

એમ કહીને પૃથ્વીરાજે મહા પ્રેમથી પોતાની પત્નીને ચુંબનસુખ આપ્યું અને તેણે એક સ્નિગ્ધ કટાક્ષપાતથી તેનું ઉત્તર આપ્યું.



## તૃતીય પરિચ્છેદ.



### પ્રેમ પિપાસા.

"अस्तमितविषयसंगा मुकुलितनयनोत्पला मुहुः श्वसिता ।
ध्यायति किमप्यलक्ष्यं बाला योगाभियुक्तेव" ॥ गोवर्धनः

કુલીન યમુને ! આ તારી શી દશા ? શું જોધાબાઈનું કહેલું અંતે સત્ય થયું ? આટલા અલ્પ સમયમાં તારા ચંચળ સ્વભાવનો ક્યાં લોપ થઈ ગયો ? હરિણશિશુસમાન તારા આનંદયુક્ત વર્ત્તનનું અત્યારે દર્શન નથી થતું, તેનું કારણ શું ? તારું વિનોદી ભાષણ અને તારું મનોરંજક હાસ્ય એ ક્યાં પ્રયાણ કરી ગયાં ? તારામાં એકાએક આટલું બધું પરિવર્ત્તન કેમ થઈ ગયું ? તારું સ્મિતપૂર્ણ મુખમંડળ આજે મ્લાન શા માટે દેખાય છે ? નેત્રોમાં નીર ભરાયલું છે અને કપોલ ભાગમાંથી મંદાકિની ધારાનું વહન થાય છે, એનો અંતઃસ્થ હેતુ શો છે ? યમુના ! તું દુઃખમાં છતાં પણ આટલી બધી રમણીય કેમ દેખાય છે ? કદાચિત્ નિસર્ગ દેવતાનો એવો અદ્વિતીય પ્રભાવ જ હશે; બીજું શું ?

પર્યંકશય્યામાં પડી પડી આમ લક્ષપૂર્વક તું કોની છબીનુ અવલોકન કરવામાં લીન થએલી છે ? છબી હાથમાં છતાં પણ તારા મનનું સમાધાન ન થતું હોવાથી જ છબીને વારંવાર તું પોતાના વક્ષઃસ્થળના સ્પર્શસુખનો અનુભવ આપતી હોય એમ દેખાય છે. એ છબીમાં જેની પ્રતિમા છે, તે ભાગ્યવાન્ પુરુષ કોણ છે વારુ ? કુમાર અમરસિંહ તો નથી ? એ જ તારો ઇચ્છિત પતિ છે કે શું ? એને જ તેં તારું જીવન સર્વસ્વ અર્પણ કરેલું છે કે શું ? હાય ! મુગ્ધ બાળે ! તેં પતંગ સમાન સ્વભાવથી દીપકજ્યોતિમાં શા માટે પ્રવેશ કર્યો ? દૈવેચ્છા !

જોધાબાઈએ પોતાના પતિને જે વાત કહી હતી, તે જ ખરી ઠરી. કારણ કે, છબીમાંની ઇતર સર્વ પ્રતિમાઓને ઢાંકીને, યમુના એકાગ્રમનથી કેવળ અમરસિંહની પ્રતિમાનું જ અવલોકન કરતી સૂતી હતી.

મૌન્ય સ્થિતિમાં કેટલોક સમય વીત્યા પછી, યમુના પોતાના મનસાથે જ કાંઈ બબડવા લાગી, "હાય ! દરિદ્રી મનુષ્ય રત્નસિંહાસનની ભાવના રાખે, તે તેને ક્યાંથી મળી શકે ? આ દેવને સાધ્ય કરવા જેટલો મારા પુણ્યોનો સંચય ક્યાં છે ? આ રત્ન મને કેવી રીતે પ્રાપ્ત થઈ શકે ? વિધાતાએ આ નરરત્ન કઈ ભાગ્યવતી સ્ત્રી માટે નિર્માણ કર્યું હશે ? હું અભાગિની વ્યર્થ એની આશા રાખું છું !"

"મહારાણાજી પોતે અત્યારે સહપરિવાર વનવાસી થએલા છે, ત્યારે એ પણ પિતા સંગે વનવાસમાં જ હશે. એવું સાંભળવામાં આવે છે કે, વ્રતની ઉદ્યાપના થયા વિના, કોઈપણ પ્રકારનો આનંદોત્સવ ન કરવાનો મહારાણાજીએ દૃઢ સંકલ્પ કરેલો છે અને તેથી જ એ મહારાણાના જ્યેષ્ઠ પુત્ર અદ્યાપિ અવિવાહિત છે. પણ વ્રતની ઉદ્યાપના થયા પછી ? પછી શું ? એમનો વિવાહ થશે. એમના વિવાહનો વિચાર મનમાં

આવતાં જ મારાં નેત્રોમાં જળ કેમ ભરાઈ આવે છે વારુ? છાતી કેમ ધડકે છે? અરેરેરે–હું તો એક સામાન્ય રાજકુમારી છું–પણ મહારાણાની પુત્રવધૂ થવાની આશામાં ને આશામાં બીજી પણ કેટલીક રાજકુમારીઓ નિત્ય શિવપૂજન કર્યા કરતી હશે! આવો સર્વ ગુણ સંપન્ન પતિ પોતાની પુત્રીને પ્રાપ્ત થાય, એવી આશાથી કેટલાંક માતાપિતાઓ પણ નિરન્તર ઈશ્વરની આરાધના કર્યાં કરતાં હશે!!"

"આ કદાપિ ફળીભૂત ન થનારી આશાના અગ્નિથી હું મને પોતાને શા માટે બાળતી હઈશ વારુ! એ આશાનો સર્વથા ત્યાગ કરવો, એ જ મારા માટે વધારે ઉત્તમ અને લાભકારક માર્ગ છે. આશા મૂકી પણ કેમ શકાય? આશા ત્યાગવાનું કાર્ય લોકો ધારે છે, તેટલું સહજ છે કે શું? જે મારા મનોરાજ્યનો સ્વામી–હૃદયનો અધીશ્વર–પ્રાણનો આધાર અને ગળાનો હાર છે, તે પ્રાપ્ત ન થતો હોય, માટે તેને વિસારી દેવો કે શું? ના–ના–મને તો એ યોગ્ય જણાતું નથી–તેને હું વિસારી શકું એ શક્ય પણ નથી!!!"

"આ નિર્જીવ ચિત્રના દર્શન કરતાં વધારે સુખ શું મારા ભાગ્યમાં નથી જ? શું એની સજીવ મૂર્તિના દર્શનનો લાભ એકવાર પણ મને મળી નહિ શકે? શા માટે નહિ મળી શકે? અવશ્ય હું તેના દર્શનથી મારાં નેત્રોને પવિત્ર કરવાની જ! સુન્દર વસ્તુના દર્શનનો સર્વને અધિકાર છે. એકવાર–માત્ર એક જ વાર તેના મુખચન્દ્રના દર્શનથી મારા આત્માનું સમાધાન કરીશ અને ત્યાર પછી આનંદે મૃત્યુની માર્ગપ્રતીક્ષા કરતી બેસી રહીશ! શું મારા મનની આટલી અલ્પ આશા પણ પરમાત્મા પૂર્ણ નહિ કરે? અવશ્ય કરશે જ."

"ક્યાં આ મનુષ્યરવથી ગર્જતું અને કૃત્રિમ સૌન્દર્યમય દિલ્લી નગર અને ક્યાં તે નિર્જન, નિઃસ્તબ્ધ અને સ્વભાવ સુન્દર આરાવલી પર્વતનો રમણીય પ્રદેશ! હું અત્યારે મોગલોના આ મહાપાપમય નગરમાં રહીને અપૂર્વ સ્વર્ગસુખનો ઉપભોગ લેવામાં નિમગ્ન થયેલી છું. પણ મને જરાય ગમતું નથી. જો કોઈ પણ પ્રયત્ને અને કોઈ પણ ઉપાયથી મારાથી આ કારાગૃહમાંથી છૂટી શકાય, તો અંતરિક્ષમાં સ્વચ્છંદ વિહાર કરનારાં પક્ષીઓ પ્રમાણે સ્વાતંત્ર્યનાં પવિત્ર ગીતો ગાતી ગાતી હું તે સ્વદેશાભિમાની મહારાણાનાં ચરણોમાં પહોંચીને તેમની દયા મેળવવાનો યત્ન કરવાને આ ક્ષણે જ તત્પર છું. એકવાર તેમની દયા થાય, તો પછી ઇચ્છિત વસ્તુ માગી લેવામાં શો વિલંબ?"

"ભાભી અનેકવાર કહ્યા કરે છે કે, મહારાણાના અનેક ગુણ અમરસિંહમાં ઊતરેલા છે. સ્વદેશમાટે આત્મસમર્પણ, સ્વાતંત્ર્ય રક્ષણ માટે સર્વ સુખો અને ઉપભોગોનો ત્યાગ તથા કઠોર વ્રતપાલન ઇત્યાદિનો પિતા પ્રમાણે પુત્રે પણ સ્વીકાર કરેલો છે. ખરેખર સર્વ રીતે એ પિતાના નામને શોભાવે તેવા જ પુત્ર છે. આટલા ગુણો સાથે વળી રૂપની એમનામાં વિશેષતા છે!"

"પણ આ વિચાર હું કોનાવિશે કરું છું? ક્યાં તે વનચારી બ્રહ્મચર્ય વ્રતધારી વીરપુરુષ અને ક્યાં ભોગ વિલાસરત અપ્રબુદ્ધ એવી હું એક નારી! અવની અને આકાશનો અંતર! ગમે તેટલો અંતર હોય, પણ કલ્પનાને તો તે અગમ્ય નથી જ! હવે મારા મનપર મારો અધિકાર રહ્યો નથી. કુમાર અમરસિંહનાં ચરણોમાં મેં મારું સર્વસ્વ અર્પણ કરી દીધું છે. જો દૈવની અનુકૂલતાથી મને મારી ઇચ્છિત વસ્તુ મળશે, તો તો ઠીક; નહિ તો આજન્મ અવિવાહિતા રહીને એક નિષ્ઠાથી હું તેનું પૂજન કર્યા કરીશ! દૈવની પ્રતિકૂલતાથી તેમનો મેળાપ કે તેમની પ્રાપ્તિ નહિ થાય, તો અદૃશ્ય દેવતા પ્રમાણે સર્વદા હું તેમની માનસિક પૂજા કરતી રહીશ. દુષ્ટ યવનો! તમે જો આવો દાવ સાધ્યો ન હોત, તો"—

જોધાબાઈ દૂર ઊભી ઊભી એ કરુણામય આદર્શ જોયા કરતી હતી. એ આદર્શ જોઇને તેનાં નેત્રોમાં પણ અશ્રુનો આવિર્ભાવ થઈ આવ્યો. યમુનાના ભાષણનાં અંતિમ વાક્યો સાંભળીને તે મનમાં જ કહેવા લાગી કે, "દુષ્ટ યવનો! તમે જો આવો દાવ સાધ્યો ન હોત, તો બહુ જ સારું થયું હોત. મારા પતિને બંદીવાન્ બનાવ્યા, તેથી જ અમારી આવી દુર્દશા થઈ છે! નહિ તો યમુના આજે આમ અવિવાહિતા શા માટે રહી હોત? અમરસિંહ સાથે એનો વિવાહ થવો, એ વાત કંઈ અશક્ય ન હોતી. યમુને! તારા હેતુને હું સારી રીતે જાણી ચૂકી. તારા હેતુની સિદ્ધિ માટે મારાથી જેટલો પ્રયત્ન બનશે, તેટલો હું અવશ્ય કરીશ. ચિન્તા ન કર."

એ સર્વ વૃત્તાંત જોધાબાઇએ રાત્રે પોતાના પતિને કહી સંભળાવ્યો અને તે સાંભળીને પૃથ્વીરાજ મહા વિચારમાં પડી ગયો. વિચારમાં જ રાત્રિ વીતી ગઈ.



## ચતુર્થ પરિચ્છેદ.

### પ્રાણ શ્રેષ્ઠ કે પ્રેમ ?

"अनुरागपरायत्ताः कुर्वते किं न योषितः" ॥ कथा सरित्सागरे

રજોગુણવતી રાત્રિની સમાપ્તિ થઈ અને પ્રાતઃકાલના પ્રકાશનો સર્વત્ર પ્રસાર થઈ ગયો. પૃથ્વીરાજે પોતાની ભગિનીને બોલાવી અને તેને પાસે બેસાડીને કરુણાપૂર્ણ સ્વરથી કહ્યું કે, "બ્હેન! આપણાં પૂર્વજન્મમાં દુષ્કૃત્યોની પ્રબળતાથી આપણા સ્વાતંત્ર્યનો સંહાર થયો છે. લોઢાના પાંજરામાં પૂરેલા સિંહના પરાક્રમોનો જેવી રીતે નાશ થાય છે, તેવી રીતે આપણાં શૌર્યનો પણ નાશ થયો છે. મારા દુર્દૈવથી તું પણ દુર્દૈવના ચક્રમાં આવી ફસી છે. બાલ્યાવસ્થામાં જ માતાપિતાના પ્રેમથી તું વંચિત થઇ ગઈ છે અને હું તારો બંધુ છતાં છતાં પણ અદ્યાપિ તને સુખી કરવા સમર્થ થયો નથી."

"ભાઈ! આ તમે શું બોલો છો? મારા માટે તમારા મનમાં શું દુઃખ થાય છે, તે પૂછવાની મને આજ્ઞા છે કે?" યમુનાએ સામો પ્રશ્ન કર્યો. પછી યમુના પોતાના મનમાં જ કહેવા લાગી, "મારા ચિત્તની ચંચલતાનું કારણ કોઇના જાણવામાં આવી ગયું છે કે શું? જે દુઃખ–અગ્નિથી હું બળ્યા કરું છું, તેની ભાભીને જાણ થતાં તે વાત તેણે ભાઇને કહી દીધી છે કે શું? છટ્–છટ્–આ બધી શંકાઓ છે! એમ થવું સર્વથા અશક્ય છે. કારણ કે, અંતરમાં પીડા છે, તોપણ બહારથી તો હું નિત્ય આનંદ અને વિનોદમાં જ મારો સમય વ્યતીત કરું છું. ત્યારે મારા મનનો ભાવ મારા મોઢાપર તો નથી પ્રકટતો? મારા દુઃખની ભાઇને જાણ થતાં એના મનમાં મારા માટે ચિન્તા થઈ પડી છે? કોણ જાણે! શું થયું છે, તેની કાંઇ પણ સમજ પડતી નથી."

પૃથ્વીરાજે ઉત્તર આપ્યું કે, "યમુને! મારા દુઃખનું માત્ર એક જ કારણ નથી. તું અદ્યાપિ એક ઉચ્છૃંખલ કુમારિકા છે. રાજપૂતોના સ્વાતંત્ર્યનો નાશ થવાથી તેઓ આજે કેવાં સંકટો ભોગવે છે, એની તારા મનમાં કલ્પના માત્ર પણ નથી. દુષ્ટ યવનો હવે મેવાડના નાશના પ્રયત્નમાં પ્રવૃત્ત થયેલા છે અને કૌશલ્યથી તથા કેટલાક લોભો બતાવીને રાજપૂતોને તેઓ પોતાના દાસ બનાવતા જાય છે. કેટલાક કુલાંગાર ક્ષત્રિયો પોતાની મેળે જ પોતાના ધર્મ, પરાક્રમ અને કુળને તિલાંજલિ આપીને યવનોના દાસત્વનો સ્વીકાર પણ કરવા લાગ્યા છે. એ સર્વ બનાવો

આંખે જોવા છતાં, પણ બંદીવાન્ હોવાથી મારે મૂક મુખે સર્વ સહન કરીને બેસી રહેવું પડે છે. બ્હેન! એ સર્વ વાતોનો જ્યારે મનમાં વિચાર આવે છે, ત્યારે હૃદય ફાટી જાય છે, માથું ફરવા માંડે છે અને સર્વત્ર અંધકાર પ્રસરેલો દેખાય છે! તેથી જ મેં કહ્યું કે, મારા દુઃખનું માત્ર એક જ કારણ નથી."

પાસે જ જોધાબાઈ પણ ઉભેલી હતી અને પતિના મુખમાંથી નીકળતાં વાક્યો એકાગ્ર મનથી સાંભળતી હતી. પૃથ્વીરાજે સંકેતથી તેને પાસે બોલાવી. આજ્ઞાને અનુસરી જોધાબાઈ આવીને દીનતાથી પતિ પાસે ઉભી રહી. ત્યાર પછી પૃથ્વીરાજ યમુનાને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે, "હવે બીજો વિચાર તારા વિશેનો છે. હવે લજ્જા કિંવા સંકોચ કરવાનું કશું પણ કારણ નથી. તારે હવે મનની જરાપણ વાત છુપાવવી નહિ. તારો ઉચ્ચ સંકલ્પ અને અપ્રતિમ પસંદગી જોઈને હું ખરેખર મનમાં બહુ જ સતુષ્ટ થયો છું. આ શું? તુ ઉઠીને ચાલી ક્યાં? હું જે કાંઈ કહૂ છુ, તે ધ્યાન આપીને સાંભળ."

લજ્જાની વિશેષતાથી યમુના ગભરાઈ અકળાઈ ગઈ–તેનું મુખ લાલચોળ થઈ ગયુ. તેની આંખોમાં ઝળઝળિયાં ભરાઈ આવ્યાં અને કોપયુક્ત મુદ્રાથી તે પોતાની ભાભી તરફ એક ધ્યાનથી જોઈ રહી.

જોધાબાઈ તેની પાસે જઈ તેની ખાંધે હાથ રાખીને, ઊભી રહી અને યમુના પોતાનું મસ્તક ભાભીના અંગપર નાખીને, નીચી નજરે તટસ્થ થઈ ગઈ. અત્યારે પણ યમુનાનો વિનોદી સ્વભાવ છુપો તો ન જ રહ્યો. જેના આશ્રયે તે ઉભેલી હતી, તે જોધાબાઈને તેનો ભાઈ ન જાણે તેમ, શરીરે ચૂંટિયો ભરવા લાગી. સ્નેહમયી જોધાબાઈ કાંઈ પણ ન બોલતાં પોતાના મનથી જ કહેવા લાગી કે, "આની ઉચ્છૃંખલતા અદ્યાપિ સોળે સોળ આના કાયમ જ છે. એનો સ્વભાવ જરાય સુધર્યો હોય, એમ દેખાતું નથી."

પૃથ્વીરાજે કહ્યું, "યમુને! પ્રાતઃસ્મરણીય મહારાણાજીના જ્યેષ્ઠ પુત્ર સાથે તારો વિવાહ થાય, એવી મારી ઉત્કટ ઇચ્છા છે. પણ આપણે આ વેળાએ જે સ્થાને વસિયે છિયે, તે સ્થાનમાં રહીને એ ઇચ્છાની સફળતાની આશા રાખવી વ્યર્થ છે, માટે કોઈ પણ ઉપાયે તને મહારાણાજીને ત્યાં મોકલવાનો મેં નિશ્ચય કરેલો છે. કેમ એમાં તારી અનુમતિ છે કે નહિ?"

યમુનાના અંતઃકરણ સમુદ્રમાં એકાએક ભયંકર અવસ્કંદનો ઉદ્ભવ થયો. તે સ્તબ્ધ થઇને ઉભી રહી. તેનાથી એક પણ શબ્દ બોલી ન શકાયો.

"मौनं संमतिलक्षणम्" એમ ધારીને પૃથ્વીરાજે પોતાનું ભાષણ આગળ ચલાવ્યું. "એ સાથે બીજું પણ એક કાર્ય કરવાનું છે." એમ કહીને ભયથી તેણે ચારે તરફ દૃષ્ટિ દોડાવી અને ત્યાર પછી કહ્યું કે, "બાદશાહ અકબર મહાચતુર અને ધૂર્ત રાજ્યકર્ત્તા છે. જ્યાં સુધી મોગલ સામ્રાજ્ય એના અધિકારમાં છે, ત્યાં સુધી રાજપૂતોનું માથું ઉંચુ થવાની ઘણી જ થોડી આશા રાખી શકાય છે. અત્યારે આશા રાખવાનું સ્થાન હોય, તો તે માત્ર એક જ છે અને તે પુણ્યશ્લોક મહારાણા પ્રતાપસિંહ છે. અત્યાર સુધી તેમણે પોતાના વ્રતનું અબાધિત પાલન કરેલું છે. યમુને! તારે ત્યાં જઇને તેમના એ મહાવ્રત પાલનના કાર્યમાં સહાયતા આપવાની છે. તું ક્ષત્રિય રમણીનું એ કર્તવ્ય દક્ષતાથી બજાવીશ, તો તેથી મારા મનમાં જેટલો આનંદ અને સંતોષ થશે, તેટલો આનંદ અને સંતોષ બીજા કશાથી પણ થવાનો નથી. જે વેળાએ મહારાણાજી જરાપણ ખિન્ન દેખાય, તે વેળાએ તેની પ્રેમાળ કન્યા પ્રમાણે નમ્રતાથી તેની પાસે જઇને મારી કવિતાઓ મધુર સ્વરથી ગાઈ સંભળાવજે. મોગલોની કૃત્રિમતા અને સ્વજાતીયોની કૃતઘ્નતાનું સ્મરણ થતાં મહારાણાજી જ્યારે પણ અશ્રુ વર્ષાવતા તારા જોવામાં આવે, તે સમયે સહિષ્ણુતાની મૂર્ત્તિમતી પ્રતિમા બનીને મારી આ મનોમોહિની વાણીનો અમૃતસમાન પ્રવાહ તેમનાં કર્ણોમાં વહેવડાવજે. જ્યારે દારિદ્રય અને નિરાશાથી તે અસ્થિર થએલા દેખાય, તે વેળાએ પરમેશ્વરના નામનું સ્મરણ કરાવીને શાંત કરજે. એમ કરવાથી તે એટલું તો જાણી શકશે જ કે, ભલે એક તો એક—પણ અમુક રાજપૂત તેમના દુઃખે દુઃખી બની, શત્રુના બંધનમાં હોવા છતાં પણ સહાનુભૂતિ બતાવે છે અને પ્રોત્સાહન આપે છે. આવી સહાનુભૂતિ એક મહા મૂલ્યવતી વસ્તુ છે. આવી સહાનુભૂતિના પ્રભાવથી અનેક અસાધ્ય કાર્યો પણ સુસાધ્ય થઈ જાય છે. પૃથ્વીરાજ તેમના મહાવ્રતને જોઈ તેમનો પૂર્ણ ભક્ત બન્યો છે, એનો તેમને દૃઢ નિશ્ચય કરાવજે. એટલે કોઈ પ્રસંગે બાદશાહના દરબારમાં પણ મહારાણાજીનાં યશોગાન ગાઇને પરધર્મી યવનોના મનમાં પણ તેમના માટે આદર ઉત્પન્ન કરવાનો હું યત્ન કરીશ."

"પણ પછી? પ્રસ્તુત વિષયના સંબંધમાં—"

જોધાબાઇને વચમાં જ બોલતી અટકાવીને પૃથ્વીરાજે કહ્યું કે, "આમ કરવાથી જ મારા સર્વ ઉદ્દેશો સિદ્ધ થવાનો સંભવ છે. મહારાણાજી મહાચતુર અને પૂર્ણ રાજનીતિજ્ઞ છે. આટલાથી જ તે સર્વ જાણી જશે. ઉપરાંત મહારાણાજીને અને તારા પિતાશ્રીને ભિન્ન ભિન્ન પત્રો

પણ હું રાણી થોડકીશ. યમુનાએ અહીંથી પુરુષ વેશમાં નીકળી જવું જોઇએ. કેમ યમુને! તારાથી એ કાર્ય બની શકશે કે? એના વિના અહીંથી ન્હાસવાનો બીજો એક પણ ઉપાય નથી, અને તેથી જ મેં એ નિચ ઉપાયની યોજના કરવા ધારી છે. એમ નહિ કરિયે, તો આ દુષ્ટ યવનો આપણને અસહ્ય ત્રાસ આપશે. યવનોની પ્રથમથી જ તારાપર પાપદૃષ્ટિ છે અને તેથી–વધારે શું કહું? એ વિચાર મનમાં આવતાં જ મારું હૃદય વિદીર્ણ થઇ જાય છે–તારે યવનોની દાસી થવું પડશે! એમ થવાથી અહીંના નીચ અને દેશદ્રોહી કુલાંગાર રાજપૂતો મને પણ પોતાની પંક્તિમાં ગણશે અને બાદશાહ, પોતે પણ પોતાની કુટિલ રાજનીતિના જાળનો વિસ્તાર કરીને, ચારે તરફથી આપણને બાંધી લેશે. આ સર્વ બાબતોનો પૂરેપૂરો વિચાર કરવા પછી જ મેં અહીંથી તને પુરુષવેષે નસાડવાનો ઉપાય યોજવાનો નિશ્ચય કરેલો છે. યમુને! તને ધારેલા વરની અવશ્ય પ્રાપ્તિ થશે અને મહારાણાના કુટુંબમાં તું લક્ષ્મી પ્રમાણે પ્રકાશશે, એવો હું તને અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપું છું. અકબરનો અદ્યાપિ મારાપ્રતિ સારો ભાવ હોવાથી અત્યારે આપણા કાર્યમાં કાંઇ પણ વિઘ્ન આવવાનો સંભવ નથી. એટલા માટે જ હું તને ગુપ્ત રીતે અને કપટવેશમાં દૂર આરાવલી પર્વતના પ્રદેશમાં મોકલવાનો નિશ્ચય કરી ચૂક્યો છું. સંભાળજે અને સાવધતાથી વર્તજે–આપણું રહસ્ય કોઇને પણ જણાવની નહિ." એમ કહીને પૃથ્વીરાજ ત્યાંથી ચાલ્યો ગયો.

બંધુના ગમનથી જાણે પોતે કોઇ મહાસંકટમાંથી છૂટી હોય, તેવો યમુનાને ભાસ થયો. બંધુના આશીર્વાદથી પોતાને જાણે ઇપ્સિત પતિ મળ્યો હોય તેવો તેના મનમાં આનંદ થયો. પણ પતિપ્રાપ્તિ માટે જતાં પોતાના સ્નેહી સહોદર અને અનુરાગવતી ભ્રાતૃભાર્યાનો ત્યાગ કરવો પડશે, એ વિચાર મનમાં આવતાં તેને બહુ જ ખેદ થવા લાગ્યો. એ સુખ દુઃખનું પ્રમાણ વાચકોએ પોતાના મનના કાંટામાં તોળીને કાઢી લેવું. એ વિશે અમે મૂકવૃત્તિનું અવલંબન કરિયે, એ જ વધારે ઉત્તમ છે. કેટલાક દિવસ ગયા પછી યમુનાએ એક દિવસ જોધાબાઇને પૂછ્યું કે, "પ્રાણ શ્રેષ્ઠ કે પ્રેમ?"



## ષષ્ઠ પરિચ્છેદ.

### મહિલા મેળો.

"अमृतस्येव कुण्डानि रत्नानामिव राशयः ।
रतेरिव निधानानि निर्मिताः केन योषितः ?" ॥ सुभाषितम्.

નુતિ—સ્તુતિ પાત્ર અને સર્વથા સુંદર એક ભવ્ય અને વિશાળ ચોકમાં રૂપ અને સૌન્દર્યનો બજાર ભરાયલો છે. એ રૂપ અને સૌન્દર્ય તે માત્ર કવિની કલ્પના જ નથી; કિન્તુ તે રૂપ અને સૌન્દર્ય તે દર્શન તથા સ્પર્શન વિષયીભૂત પ્રત્યક્ષ અને સત્ય છે.

વાંચનાર! ચાલ, તૈયાર થા, આજ તને અકબર—મહાન કહેવાતા શાહેનશાહના નૌરોજના મેળાની લીલા બતાવું. ગભરા નહિ, કોઈ છડીદાર—ચોપદાર તને અટકાવશે નહિ—શક્તિ જ નથી. એ મેળામાં જવાની મને સદર પરવાનગી છે—સર્વના મનોગત ભાવ જાણવાની મારામાં શક્તિ છે—તે શક્તિથી તને સર્વ લીલા આબેહૂબ બતાવીશ. ચાલ, જો.

કોઈ પણ સ્થળે દૃષ્ટિપાત કરવા સાથે જ નેત્રો એકાએક અંજાઈ જાય છે. સર્વત્ર યુવતી, પ્રૌઢા, મધ્યા, કિશોરી અને બાળા આદિ ભિન્ન ભિન્ન વયની અબળાઓ જ દૃષ્ટિગોચર થાય છે. ખરેખર ત્યાં એ વેળાએ રમણીઓના એક નૂતન રાજ્યની જ સ્થાપના થએલી છે. એ રાજ્યમાં કોઈ સોળ વર્ષની, કોઈ અઢાર વર્ષની, કોઈ ચૌદ વર્ષની અને કોઈ ત્રીસ વર્ષની એવી સર્વ વયની વનિતાઓ જોવામાં આવે છે. એ રમણીરાજ્યમાં પ્રવેશ કરીને દિલ્લીશ્વર અકબર નિર્વિકાર ચિત્તથી રાજ્યની સ્થિતિનું અવલોકન કરે છે!

હર! હર!! મુનિઓનું મન પણ જેમના દર્શનથી ચળી જાય, અને જેમના કટાક્ષ બાણથી પરમહંસ યતિઓની ચિત્તવૃત્તિ પણ વિકૃત થાય, અને જેમના સૌન્દર્યપ્રભાવથી મહા સંયમી પુરુષો પણ ભ્રષ્ટ થઈ જાય, એવી જગન્મોહિની મહિલાઓના મેળામાં પ્રવેશ કરીને નીરસ રાજ્ય સ્થિતિની સમીક્ષા! કદાચિત્ એમ પણ હોય! અત્યારે કેમ ના કહેવાય? પણ સત્ય રહસ્ય પોતાની મેળે જ જણાશે.

એક ભવ્ય અને વિશાળ ચોકમાં મોહિનીમેળો ભરાયો છે, એ ઉપર કહેલું જ છે. કવિને કોઇ સુંદર યુવતીના સૌન્દર્યનું વર્ણન કરવામાં કેટલો આયાસ અને કેટલો શ્રમ વેઠવો પડે છે અને કેટલી બધી કલ્પના શક્તિનો વ્યય કરવો પડે છે, એ સર્વને વિદિત છે. પ્રસ્તુત લેખક સર્વથા ક્ષુદ્ર અને વર્ણન શક્તિવિહીન છે, અને નિસ્તેજ ભાષાવાન્ છે,

એટલે તેના હાથે અનેક મોહિની મૂર્ત્તિઓના સૌન્દર્યનું યથાર્થ વર્ણન થવું શકય નથી. લાવણ્યવતી સ્ત્રી વાચકજનો! તમે પોતાના પ્રતિબિંબનું દર્પણમાં દર્શન કરો; અને પુરુષ વાચકો! તમે પોતાના પ્રાણની અધિષ્ઠાત્રી પ્રિયકરિણીના રૂપની મનમાં પ્રતિમા ઊભી કરો; એટલે એ સુન્દરીઓના સ્વરૂપની કાંઇક કલ્પના તમારાથી થઇ શકશે. એના કરતાં અધિક વર્ણન કરવાનું સામર્થ્ય અમારા અંગમાં નથી.

નીલ, તામ્રવર્ણ. શ્વેત, પીત ઇત્યાદિ વિવિધ રંગી વસ્ત્રો પરિધાન કરીને, ગળામાં અનેક પ્રકારના અલકારો ધારણ કરીને મહા ધીર તથા મદ ગતિથી રાજપૂત રમણીઓ અહી તહીં ફરતી જોવામાં આવે છે. તેમનાં વસનો એટલાં બધાં ઝીણાં અને પારદર્શક છે કે, તેમાંથી તેમના શરીરની કાંતિનું પ્રત્યક્ષ પરિપૂર્ણ દર્શન થઇ શકે છે. ઉચ્ચતમ સુવર્ણ સમાન રંગ, તેનાપર અનેક રંગી વસ્ત્રોની છટા પડવાથી અધિક પ્રભાવશાળી જોવામાં આવે છે. તેમના સુવર્ણાંગમાંના અત્તરોના સૌગધ્યથી સર્વ સ્થાન સૌગધ્યયુક્ત થએલું છે. સુવાસિત તાંબૂલથી રંગાયલાં તેમનાં અધરો, સુલજ્જિત સુગંધયુક્ત કેશપાશ, મદનના ક્રીડાકુંજ સ્વરૂપ ઉન્નત વક્ષ:સ્થલ, ચંચલ કટાક્ષ અને દિવ્ય મુખશ્રીના અવલોકનથી જાણે એ નૌરોજ઼રૂપી સરોવરમાં અનેક કમલિનીઓ જ વિકસિત થએલી હોયની! એવો પૂરેપૂરો આભાસ થાય છે. એ સરોવર સમક્ષ ઊભો રહીને છદ્મવેશી મોગલ બાદશાહ વિકારહીન ચિત્તથી રાજ્યની વસ્તુસ્થિતિનું અવલોકન કરે છે!

અમીર અને વજીરની પત્નીઓ, બેગમો અને બેગમ કન્યાઓ બહુમૂલ્ય સાટીન, કીનખાપ અને મખમલના પોશાકો પહેરીને, અગે મૂલ્યવાન્ અલંકારો ધારણ કરીને અને ઊપરથી મલમલની એક બારીક ઓઢણી ઓઢીને આનંદથી અહી તહી વિચરે છે, તે તો એવાં દૃશ્યોને પ્રયત્ક્ષ જોનાર જ કલ્પી શકે. અહાહાહા! તેમના અપ્રતિમ લાવણ્યથી સર્વ દિશાઓ પ્રકાશવતી થઇ છે. તેમના તીવ્ર કટાક્ષ, તેમની ચંચળ દૃષ્ટિ અને તેમના હાવભાવો તેમના સ્વાભાવિક સૌન્દર્યને વધારે દીપાવે છે. આનંદમાં નિમગ્ન હોવાથી તેઓ એકમેકના અંગપર વારંવાર પડતી અને આખડતી પણ જોવામાં આવે છે. પ્રેમથી પરસ્પરના અંગપર તેઓ ગુલાબના પાણીની પિચકારીયો છોડે છે; અને ફૂલના બનાવેલા દડાનો પરસ્પર પ્રહાર કરતી લટાર મારે છે. એ પ્રમાણે સર્વત્ર આનંદ અને આનંદ જ વ્યાપી રહ્યો છે. એવી તે વિલાસવતી મોગલ વિલાસિનીઓની વિલાસલીલા વર્ણનાતીત છે. સ્વાભાવિક સૌન્દર્યમાં કૃત્રિમ સૌન્દર્યનુ મિશ્રણ થવાથી તે સ્થાનને નદનવન

સમાન શોભાની પ્રાપ્તિ થએલી છે. રાજનીતિના માર્ગનું નિરીક્ષણ કરવા માટે દિલ્લીશ્વર અકબર એ સ્થળે આવ્યો છે કે કેમ?

જે સ્થાને એ મહિલા મેળો ભરવામાં આવ્યો છે, તેની ચારે બાજૂએ ઉંચી ઉંચી ભીંતો ચણી લેવામાં આવી છે, અને ઉપરથી ચંદરવાનું આચ્છાદાન કરી લેવામાં આવ્યું છે. નીચે એક ગાલીચો પાથરીને તે પર મખમલની ગાદીઓ ગોઠવી દેવામાં આવી છે. આસપાસ વ્યવસ્થાપૂર્વક ફૂલઝાડની કૂંડીઓ ગોઠવી રાખેલી છે. ભીંતોપર બાદશાહોની અને બેગમોની મોટી મોટી છબીઓ તથા બિલોરી આરસા લટકાવેલા છે. અહીં તહીં સંચાર કરતી કામિનીઓ એ દર્પણમાં પોતાના સ્વરૂપ સુન્દર મુખનું અવલોકન કરીને પોતાને ધન્ય માને છે. એ વિલાસવતી વનિતાઓને વિશ્રાંતિ લેવા માટે નાના પ્રકારનાં આસનો સ્થાને સ્થાને ગોઠવેલાં છે. ક્યાંક ક્યાંક સ્ફટિક પાત્રોમાં મદ્ય ભરી રાખેલું છે અને કોઈ કોઈ સ્ત્રિયો તેનો આસ્વાદ પણ લે છે. મોગલ માનિનીઓ મદ્યપ્રાશન કરીને પોતાના ઉન્મત્ત યૌવનમાં અધિક ઉન્માદિની શક્તિનો આવિર્ભાવ કરે છે. એક સ્થળે પ્રસ્તર પાત્રોમાં અને કાચનાં પાત્રોમાં નાના પ્રકારનાં મિષ્ટ ફળો, મિષ્ટાન્નો અને પાણી ઇત્યાદિ ભરી રાખવામાં આવ્યાં છે. બહુધા હિંદુનારીઓ એ વસ્તુઓનો જ ઉપભોગ લે છે. ક્યાંક ક્યાંક નર્ત્તકીઓના નૃત્ય ગાયનનો વિનોદ ને થૈ થૈ કાર થઈ રહ્યો છે અને કોઇ સ્થળે સિતાર, બીન, તાઉસ ઇત્યાદિ શ્રુતિ મનોહર વાદ્યોનો ધ્વનિ કર્ણગોચર થાય છે. ગાયન સાંભળનારી સુન્દરીઓ, ગાનારી સુન્દરીઓ અને વાદ્ય વગાડનારી પણ સુન્દરીઓ, એટલે પછી ત્યાં સુન્દરતાની ખામી જ શી હોય? સર્વથા સ્ત્રીઓથી વ્યાપ્ત એ સ્થાનમાં માત્ર એક જ પુરુષ—છદ્મવેશી એક જ પુરુષ—દૃષ્ટિગોચર થાય છે. અને તે શહેનશાહ અકબર પોતે છે. એ મહિલા મેળામાં ગુપ્તવેશે આવવામાં તેનો—પોતાવિશે પ્રજા જનોનો શો અભિપ્રાય છે, એ જાણવાનો જ માત્ર હેતુ હતો કે?

આજે મોગલ રમણીઓ રાજપૂત રમણીઓ સાથે બહુ જ પ્રેમથી હળીમળીને વર્ત્તતી જોવામાં આવે છે. તેમનામાં અનેક પ્રકારના ગપાટા ચાલતા સંભળાય છે. કોનો પતિ કેટલો રૂપવાન્, ગુણવાન્, વિદ્વાન્ અને પરાક્રમી છે અને કોનું ઐશ્વર્ય અધિક કે ન્યૂન છે, ઇત્યાદિ અનેક વિનોદવાર્ત્તા ચાલી રહી છે. એવા એ સૌન્દર્યમય પ્રસંગનું જેટલું વર્ણન કરિયે તેટલું ન્યૂન જ થશે. અપ્રતિમ સૌન્દર્ય લહરીઓથી નૌરોજરૂપી નદી પરિપૂર્ણ છે—ઉછળી રહી છે. એ નદીના તીરે બેઠેલો. "દિલ્લીશ્વરો વા જગદીશ્વરો વા" પોતાનું રાજ્ય ચિરકાળ કેવી રીતે ટકશે, એ વિચારમાં જ નિમગ્ન થયેલા છે, એમ જ ને?

એક તરફ બજાર (પણ્યવીથિકા) ભરવામાં આવ્યો છે અને ત્યાં હિંદુ તથા મુસલમાન વ્યાપારીઓની સ્ત્રિયોએ અનેક જાતિનાં મૂલ્યવાન્ વસ્ત્રો વેચવા માટે ગોઠવી રાખ્યાં છે અને બહુ જ દક્ષતાથી તેઓ પોતાનો માલ વેચતી દેખાય છે. તેમને તેમના માલની બમણી બમણી અને ચોગણી ચોગણી કીંમત ઉપજે છે. રાજપૂત અને મોગલ રમણીઓ પોતપોતાની ઇચ્છાનુસાર માલ ખરીદે છે; અને આવતા વર્ષે આવી આવી જાતનો માલ લાવજો, એવી વેચનારીઓને આજ્ઞા કરે છે. સર્વત્ર રમણીઓ જ વ્યાપેલી છે. માલ વેચનારી પણ રમણીઓ અને માલ ખરીદનારી પણ રમણીઓ જ. માત્ર એક જ પુરુષ ત્યાં વિદ્યમાન છે. તે કોણ? મોગલકુલતિલક અકબર! તે પોતાના રાજમાં શી શી ખામીઓ છે, તે જાણવા માટે આ મહિલામેળામાં આવ્યો છે, ખરૂંને?

અરે રાજ્યસ્થિતિ અને લોકોનો અભિપ્રાય જાણવાની આકાંક્ષા તો પરમેશ્વરના મનમાં હોય તો કોણ જાણે! અકબર તો માત્ર પોતાના નામને કલંકિત કરવા માટે જ ત્યાં આવ્યો છે—પતિવ્રતા પ્રમદાઓના પાતિવ્રત્યનો ભંગ કરવા માટે જ ત્યાં આવ્યો છે!! એ સૌન્દર્ય પણ્યવીથિકામાં કોઈ એક સુંદરીને પસંદ કરીને તેની માર્ગ પ્રતીક્ષા કરતો તે ઉભો છે.

અકબરના હૃદયમાં સમાયલી એવી અપૂર્વ લાવણ્યવતી તે કયી લલના હશે વારુ? હિંદુ કે મોગલ રમણી? સતી કે અસતી? પુણ્ય-પ્રતિમા કે પિશાચિની? એ ગમે તે હો, આજે તેની પવિત્ર કથા લખીને પ્રસ્તુત લેખક કૃતાર્થ થશે.

---

## સપ્તમ પરિચ્છેદ.

---

### શાહજાદી અને ક્ષત્રિયરમણી.

**“गुणिनि गुणज्ञो रमते नागुणशीलस्य गुणिनि परितोषः”**

વામાપણ્યવીથિકામાં ક્રયવિક્રયની સમાપ્તિ થઈ રહ્યા પછી, સર્વ હિંદુ અને મુસલમાન સ્ત્રિયો આનંદમાં નિમગ્ન થએલી આસને આવી બેઠી છે. માત્ર એક જ રમણી ખિન્ન અને દુઃખી જોવામાં આવે છે. તેના અંગમાં જો કે અલંકારો થોડા જ છે, તોપણ તેના નિસર્ગ સૌન્દર્યમાં લેશ માત્ર પણ ન્યૂનતા થએલી નથી. તેની આસપાસમાં જો કે કોઈ પણ નથી, તોપણ તે રાજમહિષી પ્રમાણે મહાચિન્તામાં નિમગ્ન થએલી દેખાય છે. આનંદોત્સવમાં તેનું જરાય લક્ષ નથી. આવી ત્યારથી જ પોતાના આસને તે પોતાના સ્વાતંત્ર્ય રક્ષણનો વિચાર કરતી બેઠી છે. બીજા કશાનું તેને જ્ઞાન નથી—ભાન નથી.

એટલામાં બાદશાહની એક શાહજાદી ત્યાં આવી; તે એ ક્ષત્રિયરમણીની પાસે બેસીને તેને કહેવા લાગી, "આજના આવા આનંદના અવસરે આપ આમ આકુલવ્યાકુલ થએલાં કેમ દેખાઓ છો?"

એ પ્રશ્નથી ક્ષત્રિયરમણીને ભાન આવ્યું. તેણે ઉત્તર આપ્યું કે, "વ્યાકુળતા જેવું કશું પણ નથી. હું અહીં બેઠી બેઠી જ ઉત્સવનો આનંદ જોયા કરું છું."

"આ તમારો બચાવ ખોટો છે. હું ક્યારની તમને આવી જ સ્થિ- માં બેઠેલાં જોયા કરું છું. તમારા દુઃખનું શું કારણ છે? મને તો જણાવો."

"આપની કૃપાદૃષ્ટિ માટે હું આપની અત્યંત આભારી છું. ખરે- ખર હું આનંદમાં છું. મારા મનમાં ખેદ છે જ નહિ." પાછો ક્ષત્રિય સુન્દરીએ ઉડાવનારો જવાબ આપ્યો અને કિંચિત્ સ્મિત હાસ્ય કર્યું. પણ એટલામાં ન જાણતાં તેનાં નેત્રોમાંથી અશ્રુના બે ઉષ્ણ બિંદુઓ ટપકી પડ્યા. તે શાહજાદીએ જોયા.

"તમે તો દુઃખનું કારણ દર્શાવતાં નથી; ત્યારે હવે તમારા દુઃખનું કારણ હું કહી સંભળાવું કે?" શાહજાદીએ કાંઇક વક્રદૃષ્ટિથી કહ્યું.

"કહી સભળાવોને ભલે!" ક્ષત્રિયરમણીએ શાંતિથી અનુમતિ આપી.

"સાંભળો ત્યારે. હિંદુ અને મુસલમાન રમણીઓ આવી છૂટથી એકત્ર ક્રીડા કરે છે, એ વાત તમને જરા પણ ગમતી નથી અને તે જ તમારા હૃદયદુઃખનું મુખ્ય કારણ છે, કેમ ખરું કે નહિ?" શાહજાદીએ કારણ જણાવીને કહ્યું.

"ના–તેવું કાંઈ પણ નથી. આપની કલ્પના વ્યર્થ છે. રાજપૂત રમણીઓ તો આજ કાલ તમારા પોતાના કુટુંબની સ્ત્રિયો હોય તેવી જ બની ગઈ છે! એટલે તેમને તમારા સાથે રમતી હસતી જોઇને મને ખેદ થાય જ કેવી રીતે?" ક્ષત્રિય ભાર્યાએ ઉત્તર આપ્યું. પણ એ વેળાએ તેની મુખમુદ્રાએ ગાંભીર્યનો ત્યાગ ન કર્યો.

એટલે શાહજાદીએ જરાક નાક મરડીને કહ્યું કે, "આ ગળામાંથી નીકળેલા વિચારો છે–બનાવટી બચાવો છે. અર્થાત્ તમારા મનમાંનો ભાવ પણ એ જ હોય, એમ મને તો લાગતું નથી."

ક્ષત્રિય વનિતાએ એનું કાંઈ પણ ઉત્તર આપ્યું નહિ. શાહજાદીના એ શબ્દો સાંભળીને માત્ર તેણે એક દીર્ઘ ઉષ્ણ નિઃશ્વાસ મૂક્યો.

શાહજાદીએ કહ્યું, "તમે પૃથ્વીરાજનાં ધર્મપત્ની છો એટલે સાધારણ સ્ત્રિયો કરતાં તમારી પ્રવૃત્તિ ઉચ્ચ હોય, એમાં તો જરાએ સંદેહ નથી. રાજપૂત રમણીઓ અમારાથી આવી રીતે હળીમળીને વર્તે છે,

તે જોઇને તમારા મનમાં અનિવાર્ય દુ:ખ થાય છે, એ જ તમારા દુ:ખનું કારણ છે, ના કહો જોઇયે! મનના સત્ય ભાવને છુપાવી રાખવાનો વ્યર્થ પ્રયત્ન કરવો, એમાં શો લાભ છે? તમારી શોકસૂચક દૃષ્ટિ અને દીર્ઘ નિ:શ્વાસ આદિ લક્ષણો તમારા હૃદયના ભાવને સ્પષ્ટતાથી ખુલ્લાં કરી દે છે. પણ મારું એમ કહેવું છે કે, આવી હૃદયવેદના સહન કરવામાં લાભ શો? પોતાની સ્થિતિનો વિચાર કરો એટલે જે છે તે જણાઈ રહેશે."

ક્ષત્રિયરમણી ઉઠીને ઊભી થઈ. શાહજાદીને કશુંય ઉત્તર ન આપતાં, દૂર જઇને ઊભા રહેવાનો એકવાર તેના મનમાં વિચાર આવ્યો; પણ અભિમાનને લીધે તેનાથી તેમ કરી શકાયું નહિ. તેણે પોતાનું મસ્તક જરાક નીચું કરીને અને દૃષ્ટિને સ્થિર રાખીને ઉત્તર આપ્યું કે, "મારે પોતાની સ્થિતિનો શો વિચાર કરવો? કાંઈ સૂચના તો કરો."

"વિચાર એ જ કે, તમારો પતિ મારા પિતાનો આશ્રિત છે, એનું સ્મરણ કરો, એટલે થયું." શાહજાદીએ ગર્વપૂર્વક સૂચના આપી.

ક્ષત્રિયરમણીની એકે એક શિરામાં રક્તનું વેગપૂર્વક વહન થવા લાગ્યું, અને કોપથી તેનું મુખ અગ્નિસમાન રક્તવર્ણ થઈ ગયું. એકાએક તેના સમસ્ત શરીરમાંથી વિદ્યુતની જ્યોતિ પ્રમાણે એક અપૂર્વ તેજનો પ્રકાશ થયો. પાસે જ પડદાની આડમાં ઊભેલો એક કામોન્મત્ત નરરાક્ષસ એ પ્રકાર જોઇને તે ક્ષત્રિયનારીમાં આસક્ત થયો. દુર્દૈવની પ્રબળતાથી તે કામોન્મત્ત નરપશુ તે ક્ષણે જ ક્ષત્રિયબાળાની દૃષ્ટિએ પડ્યો અને તેને જોતાં જ કોમલાંગી કામિનીની કાયા કંપાયમાન થવા લાગી.

શાહજાદીને ક્ષત્રિયરમણીએ ગંભીર અને શાંત ભાવથી ઉત્તર આપ્યું કે, "શાહજાદી સાહેબા! કોઇની પણ સ્થિતિ સદાસર્વદા એક સમાન રહેતી નથી. જે આજે રાજા હોય છે, તે કાલે ભિક્ષુક બની જાય છે; અને ભિક્ષુક રાજા થાય છે, એવો જગતનો વ્યવહાર છે. બીજાને તેની દુર્દશાનું સ્મરણ કરાવીને તેના હૃદયમાં પીડા ઉપજાવવી, એ એક શાહજાદીને યોગ્ય નથી."

"શાહજાદીને તેના કર્ત્તવ્ય અકર્ત્તવ્ય અને યોગ્યતા અયોગ્યતાનો ઉપદેશ કરવાનું કાર્ય અમારા એક આશ્રિત અને કાફિરની પત્નીને યોગ્ય નથી. હું સર્વ રહસ્ય સમજી ચૂકી છું. મારા પિતાનો સ્વભાવ મહા દયાળુ અને ઉદાર છે, અને તેથી જ તેમણે તમારા વિશ્વાસઘાતક પિતાને ક્ષમા આપી છે."

એવી રીતે તે આર્ય અબળાને અનેક પ્રકારનાં મર્મભેદક અને અપમાનકારક દુર્વચનો સંભળાવીને તે ગર્વિષ્ટ અને મહા અભિમાનિની શાહજાદી

ત્યાંથી નીકળીને અન્ય સ્થળે ચાલી ગઈ, અને ત્યાં તેણે પોતાની દાસીઓ અને સખીઓના સમાજમાં તે આર્ય સુંદરીના સૌન્દર્યની કુત્સિત નિંદાનો આરંભ કર્યો. એ નિંદાના કેટલાક શબ્દો આર્યપત્નીએ સાંભળ્યા. એ સર્વ નિંદાનો ભાવાર્થ એટલો જ હતો કે, "જે સ્ત્રિયો અમારી દાસીઓ જેવી છે તે આટલી બધી સ્વરૂપસુન્દર કેમ હોય છે? સુન્દર હોય છે, તો તેમને જનાનખાનામાં શા માટે પિતાજી નથી રાખતા? એ મારા સમજવામાં આવતું નથી."

પાંજરામાં પૂરેલી સિંહણ જેવી રીતે ગર્જના કરે છે, તેવી રીતે ક્ષત્રિય રમણી પોતાના મનમાં ગર્જના કરવા લાગી. પણ તે નિરુપાય હતી! એટલે કોઈ સાથે કાંઈ પણ ન બોલતાં અને અહીં તહીં નજર ન ફેરવતાં એકદમ તેણે પોતાની દાસીને, ભોઇઓને પાલખી (મ્યાનો) લઇને બોલાવવાની આજ્ઞા કરી. આજ્ઞાનુસાર દાસી ત્યાંથી ચાલી ગઈ.

એ ક્ષત્રિય રમણી તે બીકાનેરપતિ પૃથ્વીરાજની પત્ની અને આપણી પૂર્વપરિચિતા જોધાબાઈ હતી.

## અષ્ટમ પરિચ્છેદ.

### કટાર.

"रिपुश्रियः किं कचसंचयोऽयंप्रतापवन्हेः किमु धूमराजिः ?।
विलोक्य यत्पाणिगतं कृपाणमेवं जनस्तर्कयते रणेषु" ॥ माघः

દલિતહૃદયા જોધાબાઈ શું ઉત્સાહથી એ મહિલા મેળામાં આવેલી છે? શું રાજપૂતોની આવી દુઃખાસ્પદ દશાના અવલોકનથી તેના મનમાં મોદ થાય છે? ના. કદાપિ નહિ. પણ શત્રુના નગરમાં નિવાસ, શત્રુઓના આશ્રયમાં રહેવું અને ન આવવાથી પૂછપરછ થવાનો સંભવ એટલે પોતાની લેશમાત્ર ઇચ્છા ન છતાં પણ નિરુપાયે તેને મહિલા મેળામાં આવવું પડયું છે. ઇચ્છાવિરુદ્ધ આવેલી હોવાથી તેણે પોતાના શરીરને વસ્ત્રાભૂષણથી જરાય શૃંગાર્યું નથી અને મેળામાં તેને આનંદ પણ ભાસતો નથી. મનમાં નાના પ્રકારના વિચારોનો ઉદ્‌ભવ થવાથી પૃથ્વીરાજે નિરુપાયે તેને મેળામાં જવાની આજ્ઞા આપેલી હતી. પારતંત્ર્ય જેવો આ જગતમાં મનુષ્યનો બીજો એકે શત્રુ હોઈ નહિ શકે.

અત્યાર સુધી જે જે બનાવો બન્યા, તેમાં વિચારવા જેવું કાંઈ પણ વિશેપ મહત્ત્વ સમાયલું હતું નહિ, પણ હવે પછી બનેલા જે

એક ભયંકર બનાવનું, વાંચનાર! તારે દર્શન કરવાનું છે, તેનું માત્ર સ્મરણ થતાં જ શરીરપર રોમાંચ થઈ આવે છે અને ક્ષણેક દિગ્મૂઢ બની જવાથી, મારા મુખમાંથી એક પણ શબ્દનો ઉચ્ચાર થઈ શકતો નથી.

જોધાબાઈની દાસી મ્યાનો લાવવા માટે મેળાવાળા સ્થાનમાંથી બહાર ગઈ, તે પાછી આવી જ નહિ. એટલામાં સૂર્યાસ્તનો સમય થવા આવ્યો. મોટી મોટી મુસલમાન અને રાજપૂત રમણીઓ પોતપોતાના મ્યાનામાં બેસીને પાછી ઘેર જવા લાગી, અને બીજી સ્ત્રિયો પણ પોતપોતાને ઘેર જવા માટે તૈયાર થઈ. વસ્તુ વેચવા માટે દુકાન માંડી બેઠેલી સ્ત્રિયોએ પોતાની દુકાનો બંધ કરી અને સૂર્ય અસ્તાચલમાં ગમન કરી ગયો—સંધ્યાકાળ થયો. જોધાબાઈના હૃદયમાં બહુ જ ભીતિ થવા લાગી; તેનું હૃદય ભયથી કંપવા લાગ્યુ; તેના મનમાં અનેક કુશંકાઓ આવવા લાગી: અપમાન, કોપ અને કુશંકા ઇત્યાદિથી તેનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ વહી નીકળ્યો. પોતાના મનમાં તે પતિને ઉદ્દેશીને બોલી, "પ્રાણનાથ! આજે મારું મન આટલું બધુ કેમ ગભરાય છે વારુ? શું મારાથી આપનો કાંઈ અપરાધ થયો છે? હં! આ શું? એકાએક મારું જમણું નેત્ર ફરકે છે શા માટે? નાથ! આપ મારા પ્રાણના આધાર છો. ગમે તેવું ભયંકર સંકટ આવ્યું હોય, તો તે સંકટ આપના સ્મરણ માત્રથી જ નષ્ટ થઇ જાય છે! દાસી અદ્યાપિ કેમ આવી નહિ? મારો મ્યાનો ક્યાં છે? માતા ભવાની! તું જ મારી લજ્જા અને શીલતાનું સંરક્ષણ કરજે! તારાવિના મારો અન્ય એકે આધાર નથી!!"

પાસેથી એક શસ્ત્રાસ્ત્ર વેચનારી સ્ત્રી ચાલી જતી હતી, તે કહેવા લાગી કે, "બાઇ સાહેબ! સર્વ સ્ત્રિયો ચાલી નીકળી છતાં આપ અહીં હવે શાને રોકાઈ રહ્યાં છો?"

"હજી મારો મ્યાનો આવ્યો નથી." એમ કહીને જોધાબાઇએ પૂછ્યું કે, "તારા હાથમાં આ શું છે?"

"કટારીઓ છે! મારા મનમાં એવી આશા હતી કે, મેળામાં અનેક રાજપૂત રમણીઓ આવશે અને મારી સર્વ કટારીઓ ખપી જશે. કારણકે, રાજપૂત સ્ત્રિયો પોતાની કમ્મરમાં કટારીઓ રાખે છે, એમ મારા સાંભળવામાં આવ્યું હતું. પણ કહેતાં બહુ જ ખેદ થાય છે કે, મારી આટલી કટારીઓમાંથી મેળામાં એકનું પણ વેચાણ થયું નહિ. બાઇસાહેબ! હવે આગળના જેવો વખત નથી રહ્યો. આપના રૂપ અને મુખથી આપ રાજપૂત હો, એમ હું ધારું છું." કટારીઓની વ્યાપારિણીએ પોતાની કર્મકથા સંભળાવી.

"તમે હિંદુ છો કે શું?" જોધાબાઇએ પૂછ્યું.

"જી-હા-બાઈસાહેબ!" અસ્ત્રશસ્ત્ર વેચનારીએ નમ્રતાથી કહ્યું. "આજથી છ માસની જ વાત છે કે, મારા પતિનો સ્વર્ગવાસ થયો અને ત્યાર પછી થોડા દિવસે મારો એકનો એક પુત્ર પણ યમસદનમાં પ્રયાણ કરી ગયો. માત્ર હું જ અભાગિની જીવતી રહી છું અને આ કટારો વેચીને પાપી પેટનું પૂરું કર્યા કરું છું ને આયુષ્યના દિવસ પૂરા કરું છું."

એના ઉત્તરમાં અધિક કાંઈ પણ બોલવાને બદલે જોધાબાઇએ તત્કાળ શોક દર્શાવીને કહ્યું કે, "હા-હું રાજપૂત સ્ત્રી છું; તારી કલ્પના સત્ય છે. તારો કરુણોત્પાદક વૃત્તાંત સાંભળીને મારા હૃદયમાં બહુ જ વ્યથા થાય છે. મને એક સારી કટારી આપ."

"બધી કટારો એક સરખી જ છે-અર્થાત્ એમાં કોઈ સારી કે નઠારી નથી. આપને ગમે તે આપ લઇ લ્યો." શસ્ત્ર વેચનારીએ કહ્યું.

"આની ધાર કેવીક છે?" જોધાબાઈએ એક કટાર હાથમાં લઇને પૂછ્યુ.

"જો પૂરતા જોરથી મારવામાં આવે, તો એ કટાર મનુષ્યના પ્રાણનો સંહાર એક ક્ષણમાં કરી શકે." પ્રશ્નનું ઉત્તર મળ્યું.

"ઠીક-ત્યારે આ કટાર મે ખરીદી, આ લે." એમ કહીને જોધાબાઇએ તે શસ્ત્રવેચનારીના હાથમાં એક સોના મોહોર મૂકી.

તે સ્ત્રી આશ્ચર્યચકિત થઇને કહેવા લાગી કે, "આ શું? આખી મોહોર આપવાનું શું કારણ છે?"

"કારણ કાંઈ પણ નથી. હું તને મારી ઇચ્છાથી આપું છું." જોધાબાઇએ નિર્દોપતાથી કહ્યું.

"બાઇસાહેબ! એક મોહોરમાં તો વીસ કટારો આવશે. બાકીની ઓગણીસ આપું?" વેચનારીએ પણ તેવી જ નિર્દોપતાથી સામો સવાલ કર્યો.

"ના-વધારેની મને આવશ્યકતા નથી. મારા માટે આ એક જ બસ છે. મેં તને આ મોહોર આપી છે, તે આ એક કટારનું જ મૂલ્ય સમજવાનું છે." જોધાબાઇએ વિવેચન કરીને તેના ભ્રમનો નાશ કર્યો.

ત્યારપછી જોધાબાઈ પોતાના મન સાથે કહેવા લાગી કે, "આ સ્ત્રી મારી ગુરુ છે; કારણ કે, એણે જ આજે મને એક નવીન જ્ઞાનનું શિક્ષણ આપ્યું. રાજપૂતનારી છતાં આજે હું કટાર સાથે કેમ ન લેતી આવી?"

શસ્ત્રવેચનારી વનિતાએ કરુણામય સ્વરથી કહ્યું કે, "બાસાહેબ? આપ સાક્ષાત્ અન્નપૂર્ણા દેવીનો અવતાર છો-પરમેશ્વર આપને સદાસર્વદા સુખ અને આનંદમાં રાખશે, એવો આ દીન અબળાનો આશીર્વાદ છે!!!"

એ આશીર્વાદ આપી અને જોધાબાઇને નમસ્કાર કરીને તે સ્ત્રી ત્યાંથી ચાલતી થઈ, અને સામેથી એક મ્યાનાને આવતો જોઈ તે પાછી ફરીને કહેવા લાગી કે, "બાઇસાહેબ ! આપનો મ્યાનો આવી પહોંચ્યો છે."

મ્યાનો તો આવ્યો; પણ સાથે દાસીના ન આવવાનું કારણ જોધાબાઈ જાણી શકી નહિ. " આ મ્યાનો મારો જ કે ?" એમ તેણે ભોઇઓને પૂછ્યું, અને તેમણે "જી હા" એવું ઉત્તર આપ્યું. જોધાબાઇએ દાસી વિશે પૂછતાં તેમણે જણાવ્યું કે, "તે બહાર આપની વાટ જોતી ઉભી છે; કારણ કે અત્યારે અહીં આવવાનો કોઇને પણ હુકમ નથી. અમને પણ બાદશાહ સલામતનો હુકમ મળ્યો, ત્યારે જ અમારાથી અહીં આવી શકાયું." એ ઉત્તર સાંભળી મનમાં નાના પ્રકારના તર્કવિતર્કો કરતી જોધાબાઈ મ્યાનામાં બેઠી, અને અંદરથી બારણાં બંધ કરી લીધાં.

એ સર્વ કપટ કૌશલ્ય કોનું હોવું જોઇએ, એ ચાણક્ય વાચકોના સમજવામાં આવી તો ગયું હશે જ. પણ આ શું ? મ્યાનામાં બેસતાં જોધાબાઇનાં અંગે પરિધાન કરેલાં વસ્ત્રો એકાએક કોણે તાણ્યાં ? જોધાબાઇએ બહાર મુખ કાઢીને જોયું, એટલે પોતાનાં વસ્ત્રો મ્યાનાના બહારના ભાગમાં એક ખીલામાં અટકવાથી જરાક ફાટેલાં તેના જોવામાં આવ્યાં; એટલામાં ચીબરીનો અમંગળ ધ્વનિ તેના સાંભળવામાં આવ્યો અને જોધાબાઇના મનમાં એકાએક ભયનો આઘાત થયો.

મનમાં પોતાના પતિનું અને માતા ભવાનીનું ધ્યાન ધરીને, જોધાબાઇએ મ્યાનાનાં બારણાં પાછાં બંધ કર્યાં અને તે પોતાના મનમાં જ કહેવા લાગી કે, "હવે ભય રાખવાનું શું કારણ છે ? માતા ભવાનીએ જ મને અચાનક આ કટાર આપેલી છે અને એ જ મારા પાતિવ્રત્યનું સંરક્ષણ કરશે. શસ્ત્ર કે અસ્ત્ર પાસે હોય, તો પછી રાજપૂત વીરનારીઓને ભીતિ શાની ? માતા ભવાનિ ! શસ્ત્ર વેચનારી નારીના રૂપમાં તેં જ મને દર્શન દીધું, તે મારા જાણવામાં આવી ગયું. હું મૂઢ હોવાથી તે વેળાએ તને ઓળખી શકી નહિ. ભગવતિ ! આજે તારી કૃપાથી જ મારા સંકટોનો સંહાર થશે !"

પતિવ્રતાની એ કરુણાવાણી જગજ્જનનીએ સાંભળી !



## નવમ પરિચ્છેદ.



## પિશાચનો પિશાચ ધર્મ.

"खलानां कंटकानां च द्विविधैव प्रतिक्रिया ।
उपानन्मुखभंगो वा दूरतो वा विसर्जनम्" ॥ व्यासः

કપટ કળાને વશ થયેલા ભોઇઓએ મ્યાનો ઉપાડ્યો અને તેઓ ચાલવા લાગ્યા. તેઓ રાજમાર્ગમાં ન ચાલતાં એક સાંકડી શેરીમાં ચાલ્યા. તે શેરી ઉલ્લંઘવા પછી તેમણે એક બીજી ગલીમાં પ્રવેશ કર્યો, અને ત્યાર પછી તે લોકો ભોંયરા જેવા એક અંધકારમય માર્ગમાં આવી ચઢ્યા. મ્યાનાનાં બારણાં થોડાંક ઉઘાડીને જોધાબાઈ બહાર જોવા લાગી. તેના મનમાં કિંચિત્ ભીતિ થવા લાગી. હવે રડવાથી કે પોકાર કરવાથી કશો પણ લાભ થવાનો નથી, એ તે સારી રીતે સમજી ચૂકી હતી. તેણે પોતાના મનને દૃઢ બનાવ્યું અને મનમાં ને મનમાં વિચાર કર્યો કે, "હું આત્મહત્યા કરીને સંકટમાંથી મુક્ત થઈ શકું એમ છું?" પાછો તેના મનમાં વિચાર આવ્યો કે, "ના—એમ તો ન જ કરવું. આત્મહત્યા કરવાનો કોઇને પણ અધિકાર નથી. એમ કરવાથી વળી પતિ સાથે નીમકહરામી કરવા જેવું થવાનો પણ સંભવ છે. હું મરીશ તો મારા પતિ પણ વધારે લાંબો સમય જીવી શકશે નહિ. એટલા માટે આત્મહત્યા કરવી, એ યોગ્ય નથી. મરણ તો એક વેળા આવવાનું છે જ; ત્યારે જોઉં તો ખરી કે આજે શું બને છે! માતા ભવાનિ! હે અમ્બે! હું તારે શરણે—ચરણે—રણે છું."

"પેલી શાહજાદીના કપટનું તો આ પરિણામ નહિ હોય?" એવો પણ એકવાર તેના મનમાં વિચાર આવ્યો. વિચાર કરતાં કરતાં જોધાબાઈનું માથું ફરવા લાગ્યું, અને તેની આંખોમાં અંધારી આવવા લાગી. પુનઃ તેના અંગમાં જોર આવ્યું અને તે કહેવા લાગી કે, "મારા મનમાં વ્યર્થ શંકાઓ આવ્યા કરે છે. આવા વિચારોને મનમાં સ્થાન આપવું, એ પણ એક પ્રકારનું પાપ છે. માતા જગજ્જનની મારા હૃદયમાં નિવાસ કરે છે, એટલે પછી ભીતિ શાની છે? ભગવતિ! તું તારી પુત્રીને અભયદાન દે!"

"કદાચિત્ તેમ જ થયું તો? પણ ના—એનો વિચાર માત્ર પણ મનમાં લાવવો અયોગ્ય છે. ધારો કે, તેવો જ પ્રસંગ આવી પહોંચ્યો, તોપણ ડરવાનું કારણ શું છે? મારા હાથની આંગળીએ હીરાની વીંટી

છે-અને કમ્મરે કટાર છે. તેની સહાયતાથી એક રાજપૂત રમણી પોતાના પાતિવ્રત્યનું રક્ષણ નહિ કરી શકે કે શું?"

એવા એવા અનેક વિચારો ક્ષણે ક્ષણે જોધાબાઈના મનમાં આવતા જતા હતા. ચાલતાં ચાલતાં ભોઇઓ એક ગૃહનાં દ્વાર પાસે આવી પહોંચ્યા અને તેમણે મ્યાનો નીચે રાખ્યો. તે સ્થાને ચારે તરફ ઉંચી ઉંચી ભીંતો આવેલી હતી અને સર્વત્ર મૌન્ય તથા નિઃસ્તબ્ધતાનું સામ્રાજ્ય વિસ્તરેલું જોવામાં આવતું હતુ. આવી સ્થિતિ નિહાળીને, જોધાબાઇએ કોપયુક્ત મુદ્રા કરીને કહ્યું કે, "મને અહી ક્યાં લઇ આવ્યા? મને સત્વર મારે ઘેર લઈ ચાલો."

એના જવાબમાં ભોઇઓના નાયકે જણાવ્યું કે, "બાઇસાહેબ! આપે આ ઘરમાં જ પધારવાનું છે; કારણકે, આપના મહારાજ સાહેબ અંદર બેઠેલા છે; તે આપને અંદર લઈ જશે. તેમના હુકમથી જ અમે આપને અહીં લઈ આવ્યા છિયે."

પોતાને સર્વથા નિરાશ જાણીને અને સર્વથા પોતાના કર્તૃત્વમાં વિશ્વાસ રાખીને, જોધાબાઇએ તે ગૃહમાં પ્રવેશ કર્યો. તે અંદર ગઈ કે તત્કાલ પાછળથી દરવાજા બંધ કરી લેવામાં આવ્યા.

ગૃહમાં સર્વત્ર અંધકાર પ્રસરેલો હતો. બે બાજૂની ભીંતોમાં બે નાના નાના ઝરુખા હતા; પરંતુ રાત્રિ પડી ગએલી હોવાથી તે પણ અંધકારમય થઈ ગયા હતા. જે દ્વારમાંથી જોધાબાઇએ ગૃહના અંતર્ભાગમાં પ્રવેશ કર્યો હતો, તે દ્વારને ઉઘાડવાનો અને પછીથી તોડી નાખવાનો ઘણોય પ્રયત્ન કર્યો; પણ દુર્દૈવવશાત્ જોધાબાઇનો તે પ્રયત્ન સર્વથા વ્યર્થ અને નિષ્ફળ નીવડ્યો.

અંતે જોધાબાઇએ મનમાં એક દૃઢ નિશ્ચય કર્યો, અનન્ય મનથી પતિનું ધ્યાન ધર્યું, જગજ્જનનીને પોતાનું સંકટ જણાવ્યુ અને પછી કોપિત સ્વરથી કહેવા લાગી કે, "ભલે, ત્યારે તારી જ ઇચ્છા પૂર્ણ થાઓ!"

"સુન્દરિ! મારી કઈ ઇચ્છા પૂર્ણ થશે?" ભગ્ન સ્વરાત્મક એ વાક્યમાં તેનું ઉત્તર મળ્યું. તે ભયાનક અને ઉજ્જડ ગૃહમાં એ ધ્વનિનો પુનઃ પુનઃ પ્રતિધ્વનિ થવા લાગ્યો. જોધાબાઈનું સમસ્ત શરીર રોમાંચિત થઈ ગયું, પરંતુ એથી તે જરાપણ ડરી નહિ. હૃદયમાં બમણું બળ ધારણ કરીને તેણે તેને ઉત્તર આપ્યું કે, "જે નરપિશાચે દુષ્ટ હેતુથી આ ગૃહમાં પ્રવેશ કરેલો છે, તેના શિરે વજ્રાઘાત થાઓ!"

પોતાનાં નેત્રોને સારી રીતે ઉઘાડીને, તે ચારે તરફ અવલોકન કરવા લાગી. તેનાં નેત્રોમાંથી અગ્નિનાં કણો વર્ષતાં હોય એવો ભાસ થવા લાગ્યો.

એટલામાં આ ધ્વનિ તેના સાંભળવામાં આવ્યો, "સુંદરિ! આવો શાપ ન આપ. જે મસ્તક તારા કુસુમસમાન કોમલ વક્ષઃસ્થલના આશ્રયની અપેક્ષા કરે છે, તેને વજ્રાઘાતથી ચૂર થવાનો શાપ શા માટે દે છે? રમણિ! આવી નિષ્ઠુર ને નિર્દય ન થા!"

જોધાબાઇએ મહાઆવેશ અને નિશ્ચયપૂર્વક ઉત્તર આપ્યું, "મારૂં વચન કદાપિ અસત્ય થનાર નથી!"

"તુ મારી પ્રાણેશ્વરી છે!" ધ્વનિ થયો.

"નહિ—હું તારા પ્રાણને સંહારનારી કાલસર્પિણી છું," ઉત્તર મળ્યું.

એટલામાં તે અપરિચિત વ્યક્તિએ સીસોટી વગાડીને કાંઇક સંકેત કર્યો અને તેવો જ ત્યાં દીપકનો પ્રકાશ થયો. સર્વ વસ્તુઓ દૃષ્ટિગોચર થઈ.

પ્રકાશ થતાં જ જોધાબાઈ તે કામાતુર નરાધમની દૃષ્ટિએ પડી. તેની તે ચંડિકા સમાન ઉગ્ર મૂર્ત્તિ જોતાં જ તે પિશાચ સ્તંભિત થઈ ગયો. નૌરોજના મેળામાં પણ એજ નરરાક્ષસ જોધાબાઈની દૃષ્ટિનો વિષય થયો હતો.

જોધાબાઈ ક્ષણેક સ્તંભિત અને વિસ્મિત બની ગઈ.

તે કામવિહ્વલ મૂઢ હાથ જોડીને ન બોલતાં માત્ર હાવભાવથી જ તેને વિનવવા લાગ્યો. તેની દૃષ્ટિ સાથે દૃષ્ટિ મેળવીને પોતાના મનમાંનો હેતુ શબ્દદ્વારા વ્યક્ત કરવાનું સાહસ એકાએક તેનાથી કરી શકાયું નહિ.

જોધાબાઇએ પોકાર કરીને કહ્યું, "દૂર થા નર રાક્ષસ! દૂર થા!" તે કામોન્મત્ત નરપશુ તેના આગળ ગોઠણમડીએ બેસી ગયો અને આજીવતાના ભાવથી બોલ્યો કે, "સુંદરિ! હવે મારો અંત ન લે. હું તારા રૂપમાં મુગ્ધ થએલો છું. તારા વિયોગવન્હિથી મારૂં શરીર નિરંતર બળ્યા કરે છે; માટે હે પ્રાણેશ્વરિ! તેપર સ્નેહસલિલનું સિંચન કરીને જ્વાળાને શાંત કર. સાર્વભૌમ દિલ્લીશ્વર આજે તારા સમક્ષ પ્રેમ ભિક્ષુક બનીને ઉભો છે—દયા કર."

જોધાબાઈ અધિક વિસ્મિત થઇને કહેવા લાગી, "ત્યારે મારી કલ્પના ખરી ઠરી કે? બસ—ત્યારે હવે એ જ નિશ્ચય કે—"

"સુંદરિ! આમ બાવરીબાવરી કેમ બની ગઈ છે? દિલ્લીશ્વર તારા પાસે યાચના કરતો ઊભો છે, તેથી તું વિસ્મિત થઈ છે કે શું? પ્રિયે! મનુષ્યપ્રકૃતિ સર્વત્ર એક—સમાન જ છે;" નરાધમે પોતાની અધમતાનું પુનઃ દર્શન કરાવ્યું.

જોધાબાઈ અજાયબીમાં પડી ગઈ અને કાનમાં આંગળી નાખીને ચાર ડગલાં પાછળ ખસી ગઈ. "શિવ! શિવ!! તું દિલ્લીશ્વર! ભારતસમ્રાટ્ અકબર! આ તારૂં કૃત્ય!" આશ્ચર્યથી તેણે એ ઉદ્‌ગારો કાઢ્યા.

"હા, આ કૃત્ય મારું જ છે. સ્ત્રિયોના મોહમાં દેવો પણ મુગ્ધ થઇ જાય છે, ત્યારે મારી તે શી બિસાત?" દિલ્લીશ્વરે લજ્જાહીન થઇને કહ્યું.

"નૌરોજમાં ભરાતા મહિલામેળાનો આ જ ઉદ્દેશ છે કે?" જોધાબાઇએ વક્રદૃષ્ટિથી પૂછ્યું.

"હા—જો સત્ય બોલું તો ખરો ઉદ્દેશ આ જ છે," અકબરે કહ્યું.

"આ પાપાચરણ કેટલા દિવસથી ચાલતું આવ્યું છે?" પ્રશ્ન થયો.

"ઘણા દિવસથી હું પરનારીના ઉપભોગનો બહુ જ ચાહનાર હોવાથી મેં આ મહિલામેળાની યુક્તિ શોધી કાઢી છે. આજના મેળામાં તું સર્વ સ્ત્રિયો કરતાં વિશેષ સુન્દર અને મનોહારિણી દેખાઈ, તેથી તને જ મે યુક્તિથી અહીં બોલાવી;" દિલ્લીપતિએ પાપનો સ્વીકાર કર્યો.

"ત્યારે આ ગુપ્તગૃહ પણ એ જ કાર્ય માટે રાખવામાં આવ્યું હશે, કેમ નહિ?" જોધાબાઇએ ઉલટપાલટ તપાસ કરવા માંડી

"હા, એ જ કાર્ય માટે. કારણ કે લોકલજ્જાની ભીતિ મનમાં રાખવી જ જોઇએ;" અકબરે નાગો જવાબ આપ્યો.

"લોકોનાં નેત્રોમાં તો કદાચિત્ ધૂળ નાખી શકાશે, પણ તે સર્વ-વ્યાપક અને સર્વાન્તર્યામી પરમાત્માને એમ ઠગી શકાશે નહિ, એની તમને ખબર છે ખરી કે?" જોધાબાઇએ તેની મૂઢતાનું દર્શન કરાવ્યું.

"હું પરમેશ્વર કે દેવને બિલ્કુલ માનતો જ નથી. કેવળ અજ્ઞ લોકોના સમાજમાં સન્માન અને કીર્ત્તિને જાળવી રાખવા માટે જ બહારથી ધર્મનો દંભ બતાવ્યા કરું છું, સમજી?" અકબરે હાર્દિક ભાવ દર્શાવ્યો.

"અય બાદશાહ! આવા પાપાચરણથી મોગલોની સત્તા રસાતળમાં જશે, તે તું જાણે છે કે?" જોધાબાઇએ તેટલા જ બળથી સામો શબ્દ માર્યો.

"હું મોગલ શહેનશાહતને ચિરસ્થાયી બનાવીશ." અકબર બોલ્યો.

"આવી પાપ બુદ્ધિ જ્યાં રાત દિવસ વસતી હોય, ત્યાં રાજ્યની ચિરસ્થાયિતા કોઈ કાળે પણ થાય નહિ." જોધાબાઇએ જણાવ્યું.

"વૈવાહિક સબંધમાં તો મેં હિન્દુ અને મુસલમાનોને એક બનાવી નાખ્યા છે." અકબરશાહ બોલ્યો.

"ખોટી વાત! હિન્દુઓના મનમાં તારો અધિકાર કદાપિ ચાલવાનો નથી." જોધાબાઇએ જોશમાં આવીને કહ્યું.

"ખોટી તો ખોટી. અત્યારે હવે એ રાજનીતિની વાતોને જવા દે અને મારો મનોરથ પૂર્ણ કર. તું મને પ્રાપ્ત થાય, તો પછી એકે ઇચ્છા મારા મનમાં બાકી રહેશે નહિ. જો—મારું સર્વ શરીર બળે છે." અકબરે પોતાની મદનલાલસા દર્શાવી.

"વિચાર કર અને આવી વાત મુખમાંથી બહાર ન કાઢ. મને હમણાને હમણા મારા પતિ પાસે મોકલી દે." જોધાબાઇએ બળપૂર્વક તેને દબાવ્યો.

"પ્રેમમયિ ! પ્રણયાર્થી શરણાગતને પ્રણયદાન આપીને તેની મનઃકામના પૂર્ણ કરવી, એ જ તારા જેવી સુન્દરીને યોગ્ય અને ભૂષણાવહ છે. રમણિ ! મારાપર કોપ ન કર. તારું આ કોપથી ઉદ્દીપ્ત થએલું મુખમંડળ પણ મારી દૃષ્ટિમાં તો અપૂર્વ સૌન્દર્યમય જ ભાસે છે. તારા આલિંગન માટે હું અત્યંત ઉત્સુક થએલો છું; માટે હે ચંદ્રાનને ! મારાપર સત્વર દયા કર ! સાર્વભૌમ નૃપતિ દિલ્લીશ્વર આજે પોતાનું રાજ્ય, રાજમુકુટ, સિંહાસન અને પ્રિય પ્રાણ પણ તારાં ચરણોમાં અર્પણ કરવાને તૈયાર થયો છે, તારા અધરામૃતનું એકવાર તેને પાન કરવા દે. આપણા આ ગુપ્ત પ્રણયની કોઇને પણ જાણ થશે, એવી ભીતિ તારે રાખવી જ નહિ." દુષ્ટ બાદશાહે ભિક્ષા માગવાની પોતાની કળા કુશળતાનું પૂરેપૂરું દર્શન કરાવ્યું, અને હસ્તદ્વય પ્રસારીને તે પતિવ્રતાને આલિંગન આપવા માટે તત્પર થયો. છેડાયલી સિંહણ પ્રમાણે ગગનભેદક ગર્જના કરીને જોધાબાઇએ કહ્યું;—

"દૂર થા ! દૂર થા મૂર્ખ ! હવે જો એક પણ ડગલું આગળ વધ્યો કે મુઓ જ જાણજે. હજી પણ પોતાના નામ અને કીર્ત્તિને સાચવ અને પાપથી ડર. દિલ્લીશ્વરો વા જગદીશ્વરોવાના નામથી ઓળખાતો બાદશાહ તે તું જ કે ? શિવ ! શિવ ! ! ધિક્કાર હો આવા અધમ અને પાપી ધરાધિપતિઓને !!!"

જોધાબાઇની અનુપમ લાવણ્યપ્રભામાં તેની ઉદ્દીપ્ત રૂપશ્રીનું સંમિશ્રણ થવાથી તેમાં વિલક્ષણ શોભા આવેલી દૃષ્ટિગોચર થવા લાગી. એ તેજ સમક્ષ દીપકનું તેજ પણ મંદ દેખાવા લાગ્યું. તે ગૃહ, ગૃહમાંની સર્વ વસ્તુ અને ગૃહમાંની પાપમય વિલાસશય્યા ઇત્યાદિ સર્વ પદાર્થો મલીન અને નિસ્તેજ ભાસવા લાગ્યાં અને પુણ્યમયી જીવિત પ્રતિમા જોધાબાઇ સમક્ષ તે કામવ્યાકુલ અને વૈભવશાલી બાદશાહ અકબરનું મુખ સર્વથા તેજોહીન જણાવા લાગ્યું.

કામોન્મત્ત અને કામાંધ નરપશુ અકબરે કહ્યું કે, "સુન્દરિ ! મારો હેતુ જ્યાં સુધી પરિપૂર્ણ નહિ થાય, ત્યાં સુધી તારો અહીંથી છૂટકો થવો સર્વથા અશક્ય અને અસંભવિત છે."

એમ કહીને તેને આલિંગન આપવાના હેતુથી અકબર આગળ વધ્યો.

પોતાની દૃષ્ટિને બરાબર સ્થિર કરી અને દાંત કચકચાવીને જોધાબાઇએ કહ્યું કે, "પાછું તેનું તે જ કે ? અય બાદશાહ ! શું તારી મરવાની જ ઇચ્છા થએલી છે ?"

બાદશાહે જોયું કે સૌમ્ય ઉપચારથી કાર્ય થતું નથી; એટલે તેણે ભય દેખાડીને પોતાનો હેતુ સાધવાનો વિચાર કર્યો અને કહ્યું કે, "તું મને પણ ભીતિ બતાવે છે કે? તું કોનાથી આવું ઉદ્ધત વર્ત્તન કરે છે, તે તારા ધ્યાનમાં છે કે?"

"હા–હા સારી રીતે ધ્યાનમાં છે કે, એક કપટી, કામાંધ અને અધર્માચારી પુરુષ–દિલ્લીના બાદશાહને નામે ઓળખાતા મોગલરાજ અકબર સાથે હું આવું ઉદ્ધત વર્ત્તન કરું છું," જોધાબાઇએ હિમત રાખીને બહાદુરીથી જવાબ આપ્યો.

"હું જે આજ્ઞા કરું, તે મૂગે મોઢે માન્ય કર; નહિ તો વ્યર્થ પ્રાણ ખોઈ બેસીશ." અકબરે દમપર શુમાર કરવાની શરુઆત કરીને કહ્યું.

"ઓ મૂર્ખ! તને ચતુર અને રાજનીતિજ્ઞના નામથી કોણ ઓળખે છે? રાજપૂત સ્ત્રીને મૃત્યુની ભીતિથી ડરાવવા નીકળ્યો છે, એ જ તારી ચતુરતા કે? મારા પ્રાણનું તો જે થવાનું હશે તે થશે, પણ તારા પ્રાણનો તો આજે અવશ્ય મારા હાથે નાશ થવાનો જ!" જોધાબાઇએ બીજીવાર ખરેખરી સૂચના આપી.

મદનોન્મત્ત અકબર તે સતીના પવિત્ર દેહને આલિંગન આપવાને પુનઃ ઉદ્યુક્ત થયો. એ વેળાએ જોધાબાઇએ અનાથોનો નાથ જે પરમેશ્વર તેની મનમાં પ્રાર્થના કરવા માંડી:–"હે ત્રૈલોક્યનાથ પરમેશ્વર! આજ આ દાસીપર પ્રસન્ન થઇને તેના સતીત્વનું સંરક્ષણ કર. હે ભીડભંજન! જેવી રીતે તેં કૌરવોની સભામાં સતી દ્રૌપદીની લજ્જા રાખી હતી, તેવી રીતે આ અધમ મોગલ રાજ્યકર્ત્તાના અત્યાચારમાંથી મને ઉગાર. હે આદિ માતા ભવાનિ! તારી પુત્રીપર કૃપા કર અને આ સંકટને ટાળ!"

તે પવિત્ર સાધ્વીનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો, અને તે દુષ્ટ, કામાતુર અને નરાધમ અકબરશાહ પોતાની આશાપૂર્ણ પાપી દૃષ્ટિથી તેની અભિનવ રૂપસુધાનું આનંદપૂર્વક પાન કરવા લાગ્યો.

એકાએક દીપકની પ્રકાશજ્વાળા કંપાયમાન થતી જોવામાં આવી. સાધ્વી જોધાબાઇએ સિંહવાહિની મૂર્ત્તિ ધારણ કરી. કમ્મરમાં સંતાડી રાખેલી કટાર તેણે પોતાના જમણા હાથમાં લીધી અને નિર્જીવ પાષાણ પ્રતિમા પ્રમાણે તે નિશ્ચિત મુદ્રાથી સ્થિર થઇને ઉભી રહી. આજે પણ જાણે તે પ્રત્યક્ષ સિંહવાહિની મૂર્ત્તિ આપણાં નેત્રો સમક્ષ ઉભી હોયની તેવો કવચિત્ ભાસ થાય છે.

નેત્રો સમક્ષ તે ભૈરવી રુદ્રાણી મૂર્ત્તિને ઉભેલી જોઇને અકબરશાહ એકાએક ભયભીત, ચકિત અને સ્તંભિત થઈ ગયો. તેની કામલાલસાનો લય થયો અને તેને સ્થાને તેના મનમાં ભીતિ અને ભક્તિનો આવિર્ભાવ થયો.

"વિચાર કર અને આવી વાત મુખમાંથી બહાર ન કાઢ. મને હમણાને હમણા મારા પતિ પાસે મોકલી દે." જોધાબાઇએ બળપૂર્વક તેને દબાવ્યો.

"પ્રેમમયિ! પ્રણયાર્થી શરણાગતને પ્રણયદાન આપીને તેની મનઃકામના પૂર્ણ કરવી, એ જ તારા જેવી સુન્દરીને યોગ્ય અને ભૂષણાવહ છે. રમણિ! મારાપર કોપ ન કર. તારું આ કોપથી ઉદ્દીપ્ત થએલું મુખમંડળ પણ મારી દૃષ્ટિમાં તો અપૂર્વ સૌન્દર્યમય જ ભાસે છે. તારા આલિગન માટે હું અત્યંત ઉત્સુક થએલો છું; માટે હે ચંદ્રાનને! મારાપર સત્વર દયા કર! સાર્વભૌમ નૃપતિ દિલ્લીશ્વર આજે પોતાનું રાજ્ય, રાજમુકુટ, સિહાસન અને પ્રિય પ્રાણ પણ તારાં ચરણોમાં અર્પણ કરવાને તૈયાર થયો છે, તારા અધરામૃતનું એકવાર તેને પાન કરવા દે. આપણા આ ગુપ્ત પ્રણયની કોઇને પણ જાણ થશે, એવી ભીતિ તારે રાખવી જ નહિ." દુષ્ટ બાદશાહે ભિક્ષા માગવાની પોતાની કળા કુશળતાનું પૂરેપૂરું દર્શન કરાવ્યું. અને હસ્તદ્વય પ્રસારીને તે પતિવ્રતાને આલિંગન આપવા માટે તત્પર થયો. છેડાયલી સિહણ પ્રમાણે ગગનભેદક ગર્જના કરીને જોધાબાઇએ કહ્યું;—

"દૂર થા! દૂર થા મૂર્ખ! હવે જો એક પણ ડગલું આગળ વધ્યો કે મુઓ જ જાણજે. હજી પણ પોતાના નામ અને કીર્ત્તિને સાચવ અને પાપથી ડર. દિલ્લીશ્વરો વા જગદીશ્વરોવાના નામથી ઓળખાતો બાદશાહ તે તું જ કે? શિવ! શિવ!! ધિક્કાર હો આવા અધમ અને પાપી ધરાધિપતિઓને!!!"

જોધાબાઇની અનુપમ લાવણ્યપ્રભામાં તેની ઉદ્દીપ્ત રૂપશ્રીનું સંમિશ્રણ થવાથી તેમાં વિલક્ષણ શોભા આવેલી દૃષ્ટિગોચર થવા લાગી એ તેજ સમક્ષ દીપકનું તેજ પણ મંદ દેખાવા લાગ્યું. તે ગૃહ, ગૃહમાંની સર્વ વસ્તુ અને ગૃહમાંની પાપમય વિલાસશય્યા ઇત્યાદિ સર્વ પદાર્થો મલીન અને નિસ્તેજ ભાસવા લાગ્યાં અને પુણ્યમયી જીવિત પ્રતિમા જોધાબાઇ સમક્ષ તે કામવ્યાકુલ અને વૈભવશાલી બાદશાહ અકબરનું મુખ સર્વથા તેજોહીન જણાવા લાગ્યું.

કામોન્મત્ત અને કામાંધ નરપશુ અકબરે કહ્યું કે, "સુન્દરિ! મારો હેતુ જ્યાં સુધી પરિપૂર્ણ નહિ થાય, ત્યાં સુધી તારો અહીંથી છૂટકો થવો સર્વથા અશક્ય અને અસંભવિત છે."

એમ કહીને તેને આલિગન આપવાના હેતુથી અકબર આગળ વધ્યો.

પોતાની દષ્ટિને બરાબર સ્થિર કરી અને દાંત કચકચાવીને જોધાબાઇએ કહ્યું કે, "પાછું તેનું તે જ કે? અય બાદશાહ! શું તારી મરવાની જ ઇચ્છા થએલી છે?"

બાદશાહે જોયું કે સૌમ્ય ઉપચારથી કાર્ય થતું નથી; એટલે તેણે ભય દેખાડીને પોતાનો હેતુ સાધવાનો વિચાર કર્યો અને કહ્યું કે, "તું મને પણ ભીતિ બતાવે છે કે? તું કોનાથી આવું ઉદ્ધત વર્ત્તન કરે છે, તે તારા ધ્યાનમાં છે કે?"

"હા-હા સારી રીતે ધ્યાનમાં છે કે, એક કપટી, કામાંધ અને અધર્માચારી પુરુષ-દિલ્લીના બાદશાહને નામે ઓળખાતા મોગલરાજ અકબર સાથે હું આવું ઉદ્ધત વર્ત્તન કરું છું," જોધાબાઇએ હિંમત રાખીને બહાદુરીથી જવાબ આપ્યો.

"હું જે આજ્ઞા કરું, તે મૂંગે મોઢે માન્ય કર; નહિ તો વ્યર્થ પ્રાણ ખોઈ બેસીશ." અકબરે દમપર શુમાર કરવાની શરુઆત કરીને કહ્યું.

"ઓ મૂર્ખ! તને ચતુર અને રાજનીતિજ્ઞના નામથી કોણ ઓળખે છે? રાજપૂત સ્ત્રીને મૃત્યુની ભીતિથી ડરાવવા નીકળ્યો છે, એ જ તારી ચતુરતા કે? મારા પ્રાણનું તો જે થવાનું હશે તે થશે, પણ તારા પ્રાણનો તો આજે અવશ્ય મારા હાથે નાશ થવાનો જ!" જોધાબાઇએ બીજી-વાર ખરેખરી સૂચના આપી.

મદનોન્મત્ત અકબર તે સતીના પવિત્ર દેહને આલિંગન આપવાને પુનઃ ઉદ્યુક્ત થયો. એ વેળાએ જોધાબાઇએ અનાથોનો નાથ જે પરમેશ્વર તેની મનમાં પ્રાર્થના કરવા માંડી:-"હે ત્રૈલોકયનાથ પરમેશ્વર! આજ આ દાસીપર પ્રસન્ન થઇને તેના સતીત્વનું સંરક્ષણ કર. હે ભીડભજન! જેવી રીતે તેં કૌરવોની સભામાં સતી દ્રૌપદીની લજ્જા રાખી હતી, તેવી રીતે આ અધમ મોગલ રાજ્યકર્ત્તાના અત્યાચારમાંથી મને ઉગાર. હે આદિ માતા ભવાનિ! તારી પુત્રીપર કૃપા કર અને આ સંકટને ટાળ!"

તે પવિત્ર સાધ્વીનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો, અને તે દુષ્ટ, કામાતુર અને નરાધમ અકબરશાહ પોતાની આશાપૂર્ણ પાપી દૃષ્ટિથી તેની અભિનવ રૂપસુધાનું આનંદપૂર્વક પાન કરવા લાગ્યો.

એકાએક દીપકની પ્રકાશજ્વાળા કંપાયમાન થતી જોવામાં આવી. સાધ્વી જોધાબાઇએ સિંહવાહિની મૂર્ત્તિ ધારણ કરી. કમ્મરમાં સંતાડી રાખેલી કટાર તેણે પોતાના જમણા હાથમાં લીધી અને નિર્જીવ પાષાણ પ્રતિમા પ્રમાણે તે નિશ્ચિત મુદ્રાથી સ્થિર થઇને ઉભી રહી. આજે પણ જાણે તે પ્રત્યક્ષ સિંહવાહિની મૂર્ત્તિ આપણાં નેત્રો સમક્ષ ઉભી હોયની તેવો ક્વચિત્ ભાસ થાય છે.

નેત્રો સમક્ષ તે ભૈરવી રુદ્રાણી મૂર્ત્તિને ઉભેલી જોઇને અકબરશાહ એકાએક ભયભીત, ચકિત અને સ્તંભિત થઈ ગયો. તેની કામલાલસાનો લય થયો અને તેને સ્થાને તેના મનમાં ભીતિ અને ભક્તિનો આવિર્ભાવ થયો.

તે સિંહવાહિની મૂર્ત્તિ કોપથી લાલચોળ થઇને કહેવા લાગી કે, "હવે પછી કોઈ પણ પરનારીમાં પાપબુદ્ધિ ન રાખવાની અને કોઈ પણ પતિવ્રતાના પાતિવ્રત્યનો ભંગ ન કરવાની જો તું પ્રતિજ્ઞા કરતો હોય, તો જ તારા જીવનનું કુશળ છે; નહિ તો આ તીક્ષ્ણ કટાર તારી છાતીમાં પેશીને તારો સંહાર કરશે. તું જાણે છેકે, 'પાવશેરકી કટારી મેં ડુલાઉ સારી બાદશાહી !"

ધર્મના પ્રબલ પ્રતાપ સમક્ષ અધર્મનું શું ચાલી શકે વારુ ? સૃષ્ટિનો નિયમ જ એવો છે કે, પુણ્ય અને પવિત્રતા સમક્ષ અધર્મ અને પાપે પોતાનું શિર નમાવવું જ જોઇએ. જો એમ ન હોય, તો પછી ધર્મનો પ્રભાવ શો ?

અકબર એકાએક ગળગળો થઈ ગયો અને "માતા ! માતા !" એવા શબ્દોનો ઉચ્ચાર કરીને તેણે તે પતિવ્રતાનાં ચરણોમાં મસ્તક નમાવ્યું.

ધર્મનો જય થયો અને તે સાધ્વી એ ભયંકર પરીક્ષામાં વિજયસહિત ઉત્તીર્ણ થઈ–અધર્મનો તેણે પરાજય કરી નાખ્યો.

પૃથ્વીરાજની પત્નીના સતીત્વને નષ્ટ કરવામાં અકબરના બે હેતુ હતા: એક ઇંદ્રિયલાલસાની તૃપ્તિ અને બીજો પવિત્ર શિશોદિયા કુળને સદાને માટે કલંકિત કરવું. કારણકે પૃથ્વીરાજની પત્ની તે મહારાણા પ્રતાપસિંહની ભત્રીજી અને શક્તિસિંહની પુત્રી થતી હતી, એ અકબર સારી રીતે જાણતો હતો. પ્રતાપસિંહે અત્યાર સુધી મોગલ શહેનશાહ સમક્ષ શિર નમાવ્યુ નહોતું, એનું વૈભવ મદથી અંધ બનેલા અકબરને બહુ જ વૈષમ્ય લાગ્યા કરતું હતું. એટલા માટે કોઈ ને કોઈ ઉપાયે પણ પ્રતાપને નમાવવાનો અકબરનો જે મનોભાવ હતો, તે એ નીચ કૃતિથી નિર્વિઘ્ને સિદ્ધ થયો હોત; પરંતુ સતીના પાતિવ્રત્ય પ્રભાવ સમક્ષ તેનો પરાજય થયો અને મનમાંનો હેતુ મનમાં જ રહી ગયો. અકબરના આયુષ્યમાં અસન્માર્ગ નિવૃત્તિનો એ પ્રથમ પ્રસંગ જ હતો. પવિત્ર જોધાબાઇએ મોહાંધ અકબરના હૃદયમાં ધર્મરૂપી દીપકના પ્રકાશનો પ્રસાર કરી દીધો.

ભાટ, ચારણ, કવિ અને ઇતિહાસકારોએ મહા પ્રતાપાન્વિતા, રાજરાજેશ્વરી અને આર્યકુલ લક્ષ્મીને સાક્ષાત્ દેવીનો અવતાર ધારીને તેનાં યશોનાં અખંડ અને અચલ ગાન ગાયાં છે.

એ સર્વ વૃત્તાંત પૃથ્વીરાજના જાણવામાં આવ્યો. પોતાની પરમ પવિત્ર પત્નીમાં તેનો પૂર્ણ વિશ્વાસ હોવાથી તેના હૃદયમાં શંકા કે સંશયનો લેશમાત્ર પણ આવિર્ભાવ થયો નહિ. પૂર્વ પ્રમાણે પોતાની પત્નીપરનો તેનો પ્રેમ જેવોને તેવો જ અખંડ રહ્યો, એટલું જ નહિ પણ પતિપત્નીના વયની વૃદ્ધિ થવા સાથે તેમના પરસ્પર પ્રેમની પણ વૃદ્ધિ થતી ગઈ.

ખરેખર પતિપત્ની તો પૃથ્વીરાજ અને જોધાબાઈ જેવાં જ હોવાં જોઇએ–એવાં દંપતી જ સુખમાં આયુષ્ય વીતાડે છે.

# દશમ પરિચ્છેદ.

## તરુણ પ્રવાસિની.

"પ્રીતમ પ્યારે તુમ ચલે બસોગે સાત સમંદર પાર;
વહાંલી ઢૂંઢત ઢૂંઢત આઉં દેત ન જાને દ્વાર." દીનકૃ.

પવિત્રતા પણ જાળવવી અને તે પાપગર્તા શત્રુ નગરીમાં રહીને અર્થાત્ ઉપવર થયેલી યમુનાના કુમારીધર્મના રક્ષણનું કામ ઘણું જ કઠિન છે, એ પૃથ્વીરાજના ધ્યાનમાં આવી ચૂક્યું. એટલે તેણે મનમાં એવો વિચાર કર્યો કે, "જો હું મારી ભગિનીને અહીંથી સત્વર જ બીજે ક્યાંક દૂર નહિ મોકલી આપું, તો પરિણામ સારું આવશે નહિ." પૃથ્વીરાજ પોતે પણ યવનપુરીમાં વસવાથી કંટાળી ગયો હતો; પરંતુ નિરુપાયવશાત્ તેને ત્યાં પડ્યા રહેવું પડતું હતું.

તે સિંહવાહિની મૂર્ત્તિ કોપથી લાલચોળ થઇને કહેવા લાગી કે, "હવે પછી કોઈ પણ પરનારીમાં પાપબુદ્ધિ ન રાખવાની અને કોઈ પણ પતિવ્રતાના પાતિવ્રત્યનો ભંગ ન કરવાની જો તું પ્રતિજ્ઞા કરતો હોય, તો જ તારા જીવનનું કુશળ છે; નહિ તો આ તીક્ષ્ણ કટાર તારી છાતીમાં પેશીને તારો સંહાર કરશે. તું જાણે છેકે, 'પાવશેરકી કટારી મેં ડુલાઉં સારી બાદશાહી !"

ધર્મના પ્રબલ પ્રતાપ સમક્ષ અધર્મનું શું ચાલી શકે વારુ? સૃષ્ટિનો નિયમ જ એવો છે કે, પુણ્ય અને પવિત્રતા સમક્ષ અધર્મ અને પાપે પોતાનું શિર નમાવવું જ જોઇએ. જો એમ ન હોય, તો પછી ધર્મનો પ્રભાવ શો ?

અકબર એકાએક ગળગળો થઈ ગયો અને "માતા! માતા!" એવા શબ્દોનો ઉચ્ચાર કરીને તેણે તે પતિવ્રતાનાં ચરણોમાં મસ્તક નમાવ્યું.

ધર્મનો જય થયો અને તે સાધ્વી એ ભયંકર પરીક્ષામાં વિજયસહિત ઉત્તીર્ણ થઈ—અધર્મનો તેણે પરાજય કરી નાખ્યો.

પૃથ્વીરાજની પત્નીના સતીત્વને નષ્ટ કરવામાં અકબરના બે હેતુ હતા: એક ઈંદ્રિયલાલસાની તૃપ્તિ અને બીજો પવિત્ર શિશોદિયા કુળને સદાને માટે કલંકિત કરવું. કારણકે પૃથ્વીરાજની પત્ની તે મહારાણા પ્રતાપસિંહની ભત્રીજી અને શક્તિસિંહની પુત્રી થતી હતી, એ અકબર સારી રીતે જાણતો હતો. પ્રતાપસિંહે અત્યાર સુધી મોગલ શહેનશાહ સમક્ષ શિર નમાવ્યું નહોતું, એનું વૈભવ મદથી અંધ બનેલા અકબરને બહુ જ વૈષમ્ય લાગ્યા કરતું હતું. એટલા માટે કોઈ ને કોઈ ઉપાયે પણ પ્રતાપને નમાવવાનો અકબરનો જે મનોભાવ હતો, તે એ નીચ કૃતિથી નિર્વિઘ્ને સિદ્ધ થયો હોત; પરંતુ સતીના પાતિવ્રત્ય પ્રભાવ સમક્ષ તેનો પરાજય થયો અને મનમાંનો હેતુ મનમાં જ રહી ગયો. અકબરના આયુષ્યમાં અસન્માર્ગ નિવૃત્તિનો એ પ્રથમ પ્રસંગ જ હતો. પવિત્ર જોધાબાઇએ મોહાંધ અકબરના હૃદયમાં ધર્મરૂપી દીપકના પ્રકાશનો પ્રસાર કરી દીધો.

ભાટ, ચારણ, કવિ અને ઇતિહાસકારોએ મહા પ્રતાપાન્વિતા, રાજરાજેશ્વરી અને આર્યકુલ લક્ષ્મીને સાક્ષાત્ દેવીનો અવતાર ધારીને તેનાં યશોનાં અખંડ અને અચલ ગાન ગાયાં છે.

એ સર્વ વૃત્તાંત પૃથ્વીરાજના જાણવામાં આવ્યો. પોતાની પરમ પવિત્ર પત્નીમાં તેનો પૂર્ણ વિશ્વાસ હોવાથી તેના હૃદયમાં શંકા કે સંશયનો લેશમાત્ર પણ આવિર્ભાવ થયો નહિ. પૂર્વ પ્રમાણે પોતાની પત્નીપરનો તેનો પ્રેમ જેવોને તેવો જ અખંડ રહ્યો, એટલું જ નહિ પણ પતિપત્નીના વયની વૃદ્ધિ થવા સાથે તેમના પરસ્પર પ્રેમની પણ વૃદ્ધિ થતી ગઈ.

ખરેખર પતિપત્ની તો પૃથ્વીરાજ અને જોધાબાઈ જેવાં જ હોવાં જોઇએ—એવાં દંપતી જ સુખમાં આયુષ્ય વીતાડે છે.

## દશમ પરિચ્છેદ.



## તરુણ પ્રવાસિની.

"પ્રીતમ પ્યારે તુમ જો બસોગે સાત સમંદર પાર;
વહાંલી ડૂબત ડૂબત આઉં હેત ન જાઉં હાર." શૌનક.

પવિત્રતા પણ જાળવવી અને તે પાપમયી શત્રુ નગરીમાં રહીને અર્થાત્ ઉપવર થયેલી યમુનાના કુમારીધર્મના રક્ષણનું કાર્ય બહુ જ કઠિન છે, એ પૃથ્વીરાજના ધ્યાનમાં આવી ચૂક્યું. એટલે તેણે મનમાં એવો વિચાર કર્યો કે, "જો હું મારી ભગિનીને અહીંથી સત્વર જ બીજે ક્યાંક દૂર નહિ મોકલી આપું, તો પરિણામ સારું આવશે નહિ." પૃથ્વી-રાજ પોતે પણ યવનપુરીમાં વસવાથી કંટાળી ગયો હતો; પરંતુ નિરુ-પાયવશ તેને ત્યાં પડ્યા રહેવું પડયું હતું.

બંધુની અનુમતિ અનુસાર મોગલ વીરનો સુંદર વેશ ધારણ કરીને ક્ષત્રિય કુમારી યમુના દિલ્લીનગરમાંથી બહાર નીકળી. તે સુદર્શના રાજ-કુમારીને પુરુષવેશ બહુ જ સારો શોભતો હતો. તેણે પોતાના દીર્ઘ-કેશકલાપને શિરસ્ત્રાણ તળે છુપાવી દીધો હતો અને શરીરના બીજા સર્વ ભાગો મોગલાઈ પોશાકથી ઢાંકી નાખ્યા હતા. વક્ષસ્થલ કાંઈક ઉચ્ચ દેખાતું હતું, પરંતુ તેને પણ મહા કૌશલ્યથી એક સાટીનવસ્ત્રના યોગથી તેણે એવું તો બાંધી નાખ્યું કે, કોઈ ઓળખીતો પણ ઓળખી શકે નહિ. બહુધા કોઈનાથી પણ ઓળખી ન શકાય, એવી રીતે યથાશક્તિ પોતાના સ્વરૂપનું પરિવર્તન કરીને, યમુના પુરુષ તો બની ખરી; પણ તેનાં આકર્ણ વિસ્તૃત ચંચલ ચક્ષુના રૂપનું પરિવર્તન થઈ શક્યું નહિ. તેનાં તે સકરુણ મનોહર કટાક્ષ તેના રહસ્યનો પ્રકાશ કરવા લાગ્યાં.

પણ એટલી બધી સૂક્ષ્મ રીતિથી નિરીક્ષણ કરનાર તે કેટલાક લોકો હોઈ શકે ? અને એવી ખંતથી જોવાની આવશ્યકતા પણ કોને પડી હોય વારુ? દૃષ્ટિ અને મુખની આકૃતિને નિહાળી પુરુષ-ત્વ કે સ્ત્રીત્વની પરીક્ષા કરવી, એ કળા સર્વના જાણવામાં હોતી નથી. અને કદાચિત્ કોઇના જાણવામાં હોય પણ ખરી, તો પણ યમુના યુવતી છે કે યુવક એ જાણવાની ખાસ કરીને તે એટલી બધી કોને જરૂર પડી હોય, કે તે સ્ત્રી પુરુષત્વનો નિર્ણય કરે ?

ઈશ્વરની કૃપાથી એક પણ વિઘ્ન આવ્યું નહિ અને યમુના પોતાનો માર્ગ કાપવા લાગી. તેની સાથે એક બહુ જ વિશ્વાસુ રાજપૂત અનુચર પણ હતો. પૃથ્વીરાજે તે અનુચરને માર્ગમાં કેવીરીતે વર્તવું અને પ્રવાસ

કેવી રીતે કરવો, એ વિશેના બધા પાઠો ભણાવી મૂક્યા હતા અને શત્રુઓની ડગલે ને પગલે ભીતિ હોવાથી બહુ જ સાવધ અને સચેત રહેવાનો પણ ઉપદેશ આપી મૂક્યો હતો.

યમુના તે અનુચર સહવર્તમાન પોતાના નિર્ધારેલા સ્થળે આવી પહોંચી. તે સ્થાને પૂર્વે જ વ્યવસ્થા કરી રાખેલી હોવાથી પલાણેલા બે ઘોડા તૈયાર હતા. તેમાંના એક ઘોડાપર યમુના બેઠી અને બીજાપર અનુચર સ્વાર થયો. અનુચરનો અશ્વ આગળ ચાલતો હતો અને યમુનાનો અશ્વ તેની પાછળ પાછળ પ્રયાણ કરતો હતો. રાજકુમારી હોવાથી યમુનાએ બાલ્યાવસ્થાથી જ અશ્વારોહણનો અભ્યાસ કરેલો હતો, તો પણ નિર્ધારિત સ્થળે પહોંચવામાં તેને થોડોક વિલંબ લાગ્યો અને માર્ગમાં કિંચિત્ કષ્ટ પણ ભોગવવું પડ્યું. ગમે તેમ થયું, પણ આટલા દિવસ પછી યમુના અમરસાગરને મળવા ઘરથી બહાર નીકળી, એ પણ તેનું એક મહદ્ભાગ્ય જ સમજવું જોઇએ.

આરાવલી પર્વતોનો પ્રદેશ તે આ જ છે. જે પ્રદેશનું ચિત્ર યમુનાએ અનેક વેળા પોતાનાં કલ્પના નેત્રોથી નિહાળીને અશ્રુ જલથી પોતાના વક્ષસ્થળને આર્દ્ર કર્યું હતું, તે જ છે. તેનું ઇપ્સિત પુણ્યતીર્થ ! જે સ્થળનો વિચાર કરતાં કરતાં તેનું સમસ્ત શરીર રોમાંચિત થઈ જતું હતું અને તેના મનમાં અપૂર્વ આનંદનો ભાસ થતો હતો, તે સ્થળ–કુમાર અમરસિંહનુ નિવાસ સ્થાન આ પ્રદેશમાં જ છે !

યમુનાના મનમાં અત્યારે આવા વિચાર ચાલતા હતા; "મારું ચિરવાંચ્છિત સ્થાન તે આ પર્વતમાં છે કે? પુણ્ય શ્લોક પ્રતાપસિંહના પદસ્પર્શથી પવિત્ર થએલી આ ભૂમિ કે ? મારા જીવિતેશ્વર જ્યાં દૃષ્ટિગોચર થવાના છે, તે સ્થળ આજ કે નહિ ?"

"હાય–હાય ! બંધુનો આશ્રય છોડીને હું કેટલી મોટી આશાથી આ સ્થળે આવી છું ! એમ છતાં પણ મારો હેતુ સિદ્ધ નહિ થાય કે શું ? જેને માટે મેં અનેક કષ્ટો–અનેક સંકટો સહન કર્યા છે, તે શું મને પ્રેમ પૂર્ણ નયનોથી નિહાળવા જેટલી ઉદારતા પણ નહિ દેખાડે ? લજ્જા અને અશ્રદ્ધાથી તે મારો અનાદર તો નહિ કરે ? ના–ના–એક સુન્દર અને મનોહર રૂપ મંદિરમાં એવી નિષ્ઠુરતા હોઈ શકે જ નહિ !! આ બધા મારા કુતર્કો અને સંશયો જ છે !!!"

એક મહા પ્રચંડ શિલાતલપર બેઠી બેઠી યમુના પોતાના મનમાં જ એવા એવા અનેક વિચારોમાં લીન થએલી હતી. તેના હાથમાં સ્ફટિક પાષાણની એક મૂર્તિ હતી તેને તે નિર્નિમેષ નેત્રોથી નિહાળ્યા

કરતી હતી. આ વેળાએ તે છદ્મવેશ–પુરુષ વેશમાં નહોતી; કિન્તુ પોતાના સ્વાભાવિક સ્ત્રી વેશમાં જ હતી.

તૃતીય પ્રહરનો સમય થઈ ચૂક્યો હતો. આરાવલી પર્વતની વનગિરિશ્રેણિ સ્થિર અને ગંભીર દેખાતી હતી–સર્વત્ર શાંતિ વ્યાપેલી હતી. પાસેથી વહેતા એક જલનિર્ઝરનો શ્રવણમનોહર ધ્વનિ સાંભળવામાં આવતો હતો. શીતલ મંદ પવન લહરીનો સર્વત્ર વિસ્તાર થએલો હતો. અસ્તંગમનોન્મુખ સૂર્ય નારાયણનાં કિરણો સર્વત્ર પ્રસરેલાં હતાં અને તેથી ત્યાંના વિશાળ વનપ્રદેશને અપૂર્વ શોભાની સંપ્રાપ્તિ થએલી હતી. એવા એ રમ્ય અને મનોરંજક સ્થળમાં યમુના પોતાના મનમાં સહસ્રાવધિ વિચારો કરતી બેઠી હતી.

કોઈ કોઈ વાર હાથમાંની તે પાષાણ મૂર્ત્તિને હૃદયમાં ચાંપીને અને નેત્રો બંધ કરીને યમુના કાંઈક વિચાર કરતી હતી; કોઈ વાર મૂર્ત્તિને પોતા સમક્ષ ઊભી રાખીને તેનું અવલોકન કર્યા કરતી હતી અને ક્વચિત્ મહા પ્રેમપૂર્વક તે મૂર્ત્તિનું ચુંબન પણ લેતી હતી.

યમુના પાછી પોતાના મન સાથે બોલવા લાગી, "હે પ્રભુ! આ સ્વપ્ન તો નથી? આ સ્વપ્નને જ હૃદયમાં પધરાવીને મેં દિલ્લીનો ત્યાગ તો કર્યો નથી? હવે આ અશ્રુજલથી જ મારા આયુષ્યની ઇતિકર્ત્તવ્યતા થઈ જશે કે શું? જો એમ જ હોય, તો મારા દેવતુલ્ય બંધુનો આશ્રય છોડીને હું અહીં આવી શામાટે? જો હું દિલ્લીમાં જ રહી હોત, તો મોગલોએ કાંઈ મારાપર અત્યાચાર કર્યો ન હોત! મનમાં દૃઢ નિશ્ચય કરીને જો હું ત્યાંજ રહી હોત, તો મારા કુમારીધર્મના નાશ માટે કોઈએ ભાગ્યે જ ઉદ્યોગ કર્યો હોત! હું અવિચારી તો ખરી."

"પણ મારું મન અહીં પરોવાયલું હતું, એટલે ત્યાં રહી પણ કેમ શકાય? કુમાર અમરસિંહના દર્શન માટે હું ચાતક સમાન અધીર બની ગઈ હતી. અને તેની આશાથી જ મારા સ્નેહમય સહોદર અને પ્રેમમયી ભાભીનો ત્યાગ કરીને મેં અહીં આવવાનું સાહસ કર્યું. મારી આશા પૂર્ણ થશે કે નહિ? મારો હેતુ સિદ્ધ થશે કે નહિ?"

એવા વિચારોમાં નિમગ્ન રહેતાં યમુના તે જ શિલાતલપર નિદ્રાવશ થઈ ગઈ. તેનો અનુચર ફળમૂળ આદિ લાવવા માટે અરણ્યમાં ચાલ્યો ગયો હતો અને જતી વેળાએ તેણે યમુનાને કહ્યું હતું કે, "આરાવલી પર્વતનો પ્રદેશ તે આ જ છે. આજે જ આપણે મહારાણાજીનાં ચરણોમાં જઈ પહોંચીશું. અહીંથી બહુ બહુ તો કોમલમેર જવાનો માર્ગ પ્રહર કે સવા પ્રહરનો હશે. હવે આપણા પ્રવાસનો અંત આવ્યો છે."

એમ કહીને તે અનુચર બન્ને અશ્વોને સાથે લઇને ઝરાપર તેમને પાણી પીવડાવવા લઈ ગયો. પાણી પાઇને થોડુંક ઘાસ લાવીને તેણે તેમના મોઢા આગળ નાખ્યું અને પોતે હાથ પગ ધોઈ ફળમૂળના શોધ માટે અરણ્યના વૃક્ષવાળા ભાગમાં ચાલ્યો ગયો.

પાછળ કહ્યા પ્રમાણે યમુના શિલાતલપર જ ગાઢ નિદ્રાને વશ થઈ ગઈ. તેની ચતુર્દિશાએ નિઃસ્તબ્ધ ગિરિશ્રેણિ વિસ્તરેલી હતી, શિરોભાગે અનંત આકાશ છવાયલું હતું અને આસપાસ નિબિડ અરણ્યનો વિસ્તાર થએલો હતો. એવા એ ગંભીર સ્થળે યમુના સ્વસ્થતા અને નિર્ભયતાથી સૂતેલી હતી, તેના શરીરપરનું વસ્ત્ર થોડુંક ઢીલું હતું અને તેના મુખમંડળમાં કિંચિત્ હાસ્યની છટા દૃગ્ગોચર થતી હતી. તેણે તે પાષાણ મૂર્તિને પોતાના હૃદય સાથે ચાંપી રાખી હતી. નિદ્રાવસ્થામાં પણ જાણે બાળા તે મૂર્તિનું જ ધ્યાન ધરતી હોય એવો ભાસ થતો હતો. દૂરથી જોનારને એ કોઈ પ્રકૃતિ દેવીની લાડકી કન્યા—નિસર્ગ દેવતાની મૂર્તિમતી પ્રતિમા કોલાહલમય જગત્નો ત્યાગ કરીને પ્રકૃતિ દેવીના નિસર્ગ સુન્દર પ્રદેશમાં સ્વચ્છંદતાથી નિદ્રાનો આસ્વાદ લેતી પડી છે કે શું? એવો જ ભ્રમ થઈ જતો હતો.

પાસેથી જ એક સ્વરૂપ સુંદર તરુણ પુરુષ ગાતો ગાતો જે સ્થળે યમુના સૂતેલી હતી, તે દિશામાં આવતો જોવામાં આવ્યો. તે તરુણનો વેશ રાજપૂત જેવો હતો, પણ વીરવેશ નહોતો. તે સ્વાભાવિક સામાન્ય વેશથી નિમ્ન લિખિત ચરણો ગાતો ગાતો ચાલ્યો આવતો હતો;—

"સુખ સ્વપ્નમાં સુંદર યુવતી, સદ્ભાગ્યે જે નયન તરે;
પ્રત્યક્ષ મને દર્શન આપી, કયમ ન સ્વપ્ન મમ સફળ કરે?"

તે તરુણ એ બે ચરણો ગાતો ગાતો ચાલ્યો જતો હતો; અને વચ વચમાં ઊભો રહીને નેત્રો બંધ કરી કોઈ હૃદય મૂર્તિનું ધ્યાન ધરતો હતો. પોતાના ગાનનું અંતિમ ચરણ તે વારંવાર ગાતો;—

"કયમ ન સ્વપ્ન મમ સફળ કરે?"

ગુંજારવ સમાન પણ સ્પષ્ટ અને મધુર સ્વરથી હૃદયના અંતઃસ્થળને ભેદીને તે ગાતો હતો;—

"કયમ ન સ્વપ્ન મમ સફળ કરે?"

યુવતી યમુના પોતાની ગાઢ નિદ્રામાં એક સુખ સ્વપ્નનો અનુભવ લેતી હતી અને ઉપલાં ચરણોનું પોતાના નિસર્ગ મધુર કંઠથી ઉત્તર આપતી હતી;—

"પ્રેમે જેને રાખ્યો હૃદયે, તેને આત્મ સમર્પણ છે;
"તે મમવલ્લભ થયો વિશ્વમાં, તે મમ સુખનું કારણ છે!"

ગાતી ગાતી નિદ્રામાં જ તે બાળા ઊઠીને બેઠી થઈ અને તેણે જોયું તો તે જન્મોજન્મની પરિચિત અને ચિરવાંચ્છિત પ્રેમમૂર્ત્તિ પોતા સમક્ષ ઊભેલી તેના જોવામાં આવી.

ઉભયં પ્રેમી જનો પરસ્પર પ્રેમ દૃષ્ટિપાત કરતાં તટસ્થ ઊભાં રહ્યાં. બન્નેનાં શરીર રોમાંચિત થયાં અને બન્ને પ્રેમ પિપાસુઓ અનનુભૂત આનંદમાં નિમગ્ન થઈ ગયાં. કેવો આનંદમય આદર્શ!

વિસ્મય, આનંદ અને મોહે ઉભયને ક્ષણમાત્ર દિગ્મૂઢ બનાવી દીધાં.

કોમલ હૃદયા યમુના પોતાના મનના આનંદનો અવરોધ કરી શકી નહિ, અને તેથી તે મૂર્ચ્છિત થઇને શિલાતલપર પટકાઈ પડી. જ્યારે તે સાવધ થઈ, ત્યારે તેને જણાયું કે, તેનું મસ્તક કોઇએ પોતાની છાતીમાં ચાંપી રાખ્યું છે. નેત્રો ઉઘાડીને જોતાં તે જ દેવોપમ સુંદર મૂર્ત્તિ તેન શિરપર હસ્ત ફેરવતી એકાગ્રદૃષ્ટિથી તેના મુખને જોયા કરે છે, એવો આદર્શ તેની દૃષ્ટિએ પડ્યો.

તે તરુણ પોતાના મનમાં નીચેનું પદ્યચરણ ગાતો હતોઃ—
"રૂપ ન આવું કદાપિ જોયું, નેત્ર આજ મમ તૃપ્ત થયાં!"

---

## એકાદશ પરિચ્છેદ.

### સ્વપ્નની સત્યતા.

"स्त्रीवचः प्रत्ययो हन्ति विचारं महतामपि" ॥ कथासरित्सागरः

લાલસાનો મનમાં પ્રથમ ઉદ્ભવ થાય છે, અને નિદ્રામાં તેને અનુસરતાં સ્વપ્નો આવે છે, એમ ઘણાકોનું કહેવું છે અને તેમાં કેટલીક સત્યતા પણ રહેલી છે. પરંતુ સ્વપ્નની સત્યતાને જગત્‌માં ભાગ્યે જ કોઇ માન્ય કરે છે. છતાં પણ પ્રેમના રાજ્યમાં સર્વ વસ્તુઓ અદ્‌ભુત અને વિચિત્ર હોય છે, તો પ્રેમનું સ્વપ્ન પણ અદ્‌ભુત અને વિચિત્ર હોય, તો તેમાં આશ્ચર્ય જેવું શું છે? પ્રેમરાજ્યમાં સ્વપ્નની પણ અનેકવાર સત્યતા અનુભવાય છે અને સત્ય વાર્ત્તા સ્વપ્ન સમાન બની જાય છે. જે વસ્તુના અસ્તિત્વ વિશે અમારો ને તમારો પૂર્ણ નિશ્ચય હોય છે, તે વસ્તુનું પ્રેમવાટિકામાં ક્યાંય અસ્તિત્વ જોવામાં નથી આવતું. તેમ જ જે વસ્તુના ન હોવા વિશે આપણો દૃઢ ભાવ હોય છે, તે વસ્તુનું પ્રેમીજનો અસ્તિત્વ

ત્યારપછી એક બીજાની દૃષ્ટિનું પૂર્ણ ઐક્ય થતાંજ પ્રેમી યુગ્મે એક બીજાને ઓળખી લીધાં. ઓળખાણ થતાં જ બન્નેના હૃદયમાં વિદ્યુત્-પ્રેમરૂપી વિદ્યુતનો સંચાર થયો: સુકુમાર યમુના એ વિદ્યુતના વેગને સહન ન કરી શકવાથી મૂર્છિત થઇને ધરણીપર ઢળી પડી.

કુમાર અમરસિંહ પોતાના મનમાં જ કહેવા લાગ્યો કે, "હે ઇશ્વર! આજે તું મારાપર કૃપાળુ થયો છે અને તેથી જ મારી માનસચંદ્રિકાના દર્શનનો આંજે તેં મને અચિંત્ય લાભ આપ્યો છે. મારાં નેત્રોમાંથી પ્રેમાશ્રુનો પ્રવાહ વહે છે અને આ મુગ્ધાનાં નયનોની પણ એવી જ અવસ્થા થએલી છે. અહાહા! આ કેવો અપૂર્વ યોગ! જન્મોજન્મ આ પ્રિયાના બાહુપાશમાં બંદીવાન્ થઈ રહેવામાં જ મારાં સદ્‌ભાગ્ય છે! નેત્રો! હવે તમે નિમેષ માત્ર પણ મીચાઈ જશો નહ-એને એક ધ્યાનથી નિરખ્યા કરો. ખરેખર;"-

"રૂપ ન આવું કદાપી જોયું, નેત્ર આજ મમ તૃપ્ત થયાં!"

"પણ આ શું? આ મારી પ્રેમ પ્રતિમા આમ કંપે છે શા માટે? એની મુખમુદ્રા આવી મ્લાન કેમ દેખાય છે? એકવાર એની પાસે જઇને સત્ય સ્થિતિ શી છે, તેનું અવલોકન કરવું જોઇએ. ખરેખર એ મૂર્ચ્છિત જ થએલી છે; એમાં લેશ માત્ર પણ સંશય જેવું નથી."

અમરસિંહ તે ક્ષણે જ યમુના પાસે ગયો અને તેણે યમુનાનું મસ્તક શિલાતલપરથી ઉચકીને પોતાની છાતી સાથે ચાંપી રાખ્યું.

અમરસિંહના હૃદય સમુદ્રમાં ભરતી આવી અને તે મન સાથે વાર્તાલાપ કરવા લાગ્યો, "આ કોઇ દેવ કન્યા છે કે શું? આ સ્વરૂપ-નિધિ મને પ્રાપ્ત થશે કે? આના સ્પર્શથી મારું સમસ્ત શરીર રોમાં-ચિત થયું છે. આ અબળા કોણ હશે વારુ? વિવાહિતા તો નહિ હોય? ના, જો એ વિવાહિતા હોત, તો એના સેંથામાં સિંદૂર હોત, તે નથી. તેમ જ એ વિધવા હોય, એમ પણ એનાં વસ્ત્રોથી દેખાતું નથી. ખરેખર એ કુમારિકા જ છે. અહાહા! આ રત્નની માળા કયા ભાગ્યવાનની ગ્રીવાને શોભાવશે? મન! સ્થિર થા. આ રત્નમાળા તારા ગળામાં જ આરોપાશે. પણ એ કોણ છે? એનો પ્રથમ શોધ કરવો જોઇએ. એ તો ઠીક, પણ એની પાસે જ આ પ્રસ્તર મૂર્ત્તિ પડેલી છે, તે કયા ભાગ્યશાળી પુરુ-ષની હશે? અરે આ તો મારી પોતાની જ મૂર્ત્તિ! હૃદય! જરા ધૈર્ય ધર. આમ ઉતાવળ ન કર. પણ મારું સમસ્ત શરીર આમ કંપવા કેમ લાગ્યું?"

મૃદુ અને મંદ પવનની લહરીના આઘ્રાતથી તે યુવતીનાં નેત્રો ધીમે ધીમે ઉઘડવા લાગ્યાં.

યમુના સાવધ થઈ અને ધીમે ધીમે ઊઠીને બેઠી. તેણે પોતાની દેવતુલ્ય ઈપ્સિત મૂર્ત્તિને પોતા સમક્ષ ઊભેલી જોઈ. હવે જ તેનો નિશ્ચય થયો કે, પોતે જે દૃશ્ય જોયું હતું, તે સ્વપ્ન ન હોતું; કિન્તુ સત્ય ઘટના હતી.

ગત કાલની અનેક ઘટનાઓનું એકાએક તેના હૃદયમાં સ્મરણ થઈ આવ્યું. પોતે ઘણા દિવસથી જેનું અનન્ય ભાવે ધ્યાન ધરતી હતી, તેણે જ તેનું મસ્તક છાતી સાથે ચાંપેલું જોઇને યમુનાના મનમાં અતિશય આનંદ થયો અને આનંદના ઉન્માદમાં તે પુનઃ મૂર્ચ્છિત થઇને અમરસિંહના અંગપર પડી ગઇ. આનંદનો ઉભરો તેનાથી સહી શકાયો નહિ.

યમુના પુનઃ સાવધ થઈ અને કંપિત સ્વરથી પૂછવા લાગી કે, "આ શું? આપ? કુમાર? અમરસિંહ?"

"હા–સુલોચને! હું જ મેંવાડપતિ પ્રતાપસિંહનો જ્યેષ્ટ પુત્ર અમર!" અમરસિંહે વિનયપૂર્વક ઉત્તર આપ્યું.

અમરસિંહના આશ્ચર્યની સીમા રહી નહિ. "આ કોઈ માયામયી માનિની તો નથી? એને મારા નામની જાણ ક્યાંથી થઇ?" એવી તેના મનમાં શંકા થવા લાગી. મનમાં એવા બીજા પણ અનેક કુતર્કો આવવાથી અમરસિંહે તેને પૂછ્યું કે, "સુંદરિ! તું કોણ છે, તે હું જાણતો નથી. માટે જો કાંઈ વાંધો ન હોય તો મને તારો વૃત્તાંત સંભળાવીને કૃતાર્થ કર. તુ ભૂલોકની ભામિની છે કે સ્વર્ગ લોકની સુંદરી છે, એ હું અદ્યાપિ સમજી શકતો નથી. તારો વૃત્તાંત સાંભળવાની મારા મનમાં બહુ જ ઉત્કંઠા થયા કરે છે અને તે ઉત્કંઠાનું એક ખાસ કારણ છે. કારણ કે, કારણ વિનાનું કોઈ પણ કાર્ય હોઈ શકતું નથી."

મંદ મંદ હાસ્ય સહિત પોતાની સુમધુર વાણીથી યમુનાએ ઉત્તર દીધું– 'કુમાર! હું એક સામાન્ય સ્ત્રી છું. બીકાનેરનો રાઠોડ રાજા પૃથ્વીરાજ તે મારો જ્યેષ્ઠ બંધુ થાય છે. અત્યારે હું દિલ્લીથી મહારાણાજીનાં ચરણ–કમલનાં દર્શન કરવા માટે જ ખાસ અહીં આવેલી છું. મારું નામ યમુના."

થોડીવાર બન્ને તટસ્થ થઈ ગયાં, મસ્તકે અનંત આકાશ, ચતુર્દિશાએ વિસ્તીર્ણ પર્વતપંક્તિ અને નિબિડ અરણ્ય અને આસપાસ મનુષ્ય કે પનપશુનો સર્વથા અભાવ હતો.

જે મૂર્ત્તિની યમુનાએ પોતાના હૃદય મંદિરમાં સ્થાપના કરેલી હતી અને આહાર, વિહાર, શયન અને સ્વપ્નમાં જે મૂર્ત્તિનું તે સર્વદા ધ્યાન ધરતી હતી, જે મૂર્ત્તિના પ્રભાવથી તેના મનમાં વિશ્વની વિસ્મૃતિ થઈ ગઇ હતી અને જે મૂર્ત્તિને આજ પર્યંત માત્ર ચિત્રમાં જ નિહાળીને તે સર્વથા તન્મય થઇ જતી હતી; તે મૂર્ત્તિને પોતા પાસે જ ઊભેલી, બેઠેલી અને પોતાના

હસ્તે તેનું મસ્તક પસવારતી જોઇને યમુના અકલ્પતીય આનંદ સાગરમાં નિમજ્જન કરવા લાગી. તેને પોતાના શરીરનું પણ ભાન રહ્યું નહિ.

અમરસિંહની રાજજન યોગ્ય સુંદર કાયા, ઉદ્દીપ્તરૂપશ્રી, વિશાળ વક્ષસ્થળ, આજાનુલંબ હસ્ત, પ્રશસ્ત લલાટ અને અપ્રતિમ સૌંદર્ય ઇત્યાદિ નિરખીને યમુનાને બહુ જ ધન્યતા ભાસવા લાગી. નેત્રને મીચવા ન દેતાં અખંડ ધ્યાનથી તે અમરસિંહના રૂપપીયૂષનું પાન કરવા લાગી. પોતાનું જીવન સર્વસ્વ જે કુમાર અમરસિંહ તે એ જ, એવો તેનો પરિપકવ નિશ્ચય થઇ ગયો. હવે તેને તે પ્રસ્તર મૂર્ત્તિ અપ્રિય ભાસવા માંડી. તેણે અહી તહીં દૃષ્ટિપાત કરીને પ્રસ્તર મૂર્ત્તિને વસ્ત્રતળે છુપાવી દીધી.

ત્યારપછી તે અહી શામાટે આવી હતી, સાથે માત્ર એક જ અનુચર મોકલીને પૃથ્વીરાજે તેને મહારાણાને ત્યાં જવા શા હેતુથી મોકલી હતી, ઇત્યાદિ સર્વ વૃત્તાંત યમુનાએ અમરસિંહને અથેતિ કહી સંભળાવ્યો. તેણે માત્ર અમરસિંહની છબી જોઇને જ પોતાના પ્રાણ તેને અર્પણ કર્યા હતા અને તેથી જ જોતાંને વાર તેણે તેને ઓળખ્યો હતો, એટલી વાત યમુનાએ અમરસિંહને કહી નહિ. પરતુ વિના જણાવે અમર તો તે જાણી જ ગયો. ત્યારપછી વિશેષ કાંઇ પણ ન બોલતાં અમરસિંહે યમુનાને પોતાના પિતા પાસે લઇ જવાનો નિશ્ચય કર્યો.

એટલામાં યમુનાનો અનુચર પણ ફળ મૂળ લઇને ત્યાં આવી પહોંચ્યો. કુમારનો સર્વ વૃત્તાંત તેના જાણવામાં આવ્યો, અને તેથી તે મહાઆનંદપૂર્વક કહેવા લાગ્યો કે, "આપનો અહી જ મેળાપ થઇ જશે, એવી અમારા મનમાં કલ્પના માત્ર પણ હતી નહિ. અમારા સ્વામી શ્રી-પૃથ્વીરાજે મહારાણાજીને આપવા માટે એક પત્ર લખી આપ્યું છે અને તેમાં અનેક ગુપ્ત વાર્ત્તાઓનો ઉલ્લેખ કરેલો છે. સંધ્યાકાળનો સમય થવા આવ્યો છે, માટે હવે આપણે મહારાણાજી પાસે ચાલિયે તો વધારે સારુ."

અમરસિંહ, યમુના અને અનુચર, ત્રણે કુમળમેર જવા માટે આરાવલી પર્વતના દુર્ગમ માર્ગમાં વિચરવા લાગ્યાં. જ્યારે તેઓ કુમળમેરમાં જઇ પહોંચ્યાં, તે વેળાએ લગભગ એક પ્રહર રાત્રિ વ્યતીત થએલી હતી.

મહારાણા પ્રતાપસિંહે પૃથ્વીરાજનું પત્ર વાંચ્યું. તે પત્ર મહા ભક્તિભાવ અને આદરપૂર્વક લખાયલું હતું. પત્રમાંના વૃત્તાંતનું તાત્પર્ય એટલું જ હતું કે, "યમુનાનું રક્ષણ કરજો અને તેનો કુમાર અમરસિંહ સંગે વિવાહ સંબંધ સાંધી આપજો."

પૃથ્વીરાજે પોતાના શ્વસુર શક્તિસિંહના નામે પણ એક ભિન્ન પત્ર મોકલ્યું હતું અને તેનો પણ એવો જ ભાવાર્થ હતો.

પુણ્યશ્લોક પૃથ્વીરાજની વિનતિ માન્ય કરવાનું પ્રતાપી પ્રતાપસિંહે વચન આપ્યું, પણ તે માત્ર પ્રથમ વિનતિ. દ્વિતીય વિનતિ માન્ય કરવાનું કાર્ય એક પક્ષે અસંભવનીય હોવાથી તેણે પત્ર લાવનાર અનુચરને સ્પષ્ટતાથી કહી દીધું કે, "તું તારા સ્વામીને મારો એવો સંદેશો સંભળાવજે કે, શરણાગતનું રક્ષણ કરવું એ પ્રતાપસિંહનું આદ્ય કર્ત્તવ્ય હોવાથી, તમારે તમારી ભગિની માટે નિશ્ચિન્ત રહેવું—મારી પોતાની પુત્રી પ્રમાણે હું એનું રક્ષણ કરીશ, પણ તમારી બીજી વિનતિનો હું સ્વીકાર નથી કરી શકતો, તે માટે મનમાં મને બહુ જ ખેદ થાય છે. આમ કહેવાનું ખાસ શું કારણ છે, તે પૃથ્વીરાજ પોતે જાણે છે જ, માટે વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. પાપરૂપી યવનનગરમાં નિવાસ છતાં પણ તારા સ્વામિના અંગમાં સ્વજાતિની પવિત્રતાનું રક્ષણ કરવાની અને દેશના હિત માટે કર્ત્તવ્યકર્મ પાળવાની અપૂર્વ શક્તિ આવો! એવો હું અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપું છું. હું જો તને મારું લિખિત પત્ર આપું ને કદાચિત્ તે શત્રુના હસ્તમાં જાય, તો તેથી તારા સ્વામિના શિરે અનેક સંકટો આવવાનો સંભવ છે; માટે પત્ર વિના જ મેં જે મુખથી સંદેશો કહ્યો છે, તે યથાર્થ અને સવિસ્તર તારા પ્રભુને સંભળાવજે."

પ્રતાપસિંહ પૃથ્વીરાજને સારી રીતે ઓળખતો હતો. મોગલોના આશ્રયમાં રહેવા છતાં પણ પૃથ્વીરાજ રાઠોડ કોઈ પણ રીતે નીતિભ્રષ્ટ કે ધર્મભ્રષ્ટ થયો નથી, એવો પ્રતાપનો તેના વિશે દૃઢ નિશ્ચય હતો. તથાપિ પૃથ્વીરાજ મોગલોનો બંદીવાન્ હતો, મોગલોના સમાજમાં બેસતો ઊઠતો હતો અને મોગલોના સંપર્કથી અપવિત્ર થએલો વાયુ નિત્ય તેના શરીરને સ્પર્શ કરતો હતો; એટલા માટે જ વ્રતધારી ક્ષત્રિય વીર પ્રતાપસિંહે યમુના સાથે અમરસિંહનો વિવાહ સંબંધ સાંધી આપવા માટેની પૃથ્વીરાજની વિનતિનો અસ્વીકાર કર્યો. પ્રતાપ પોતાના મનમાં કહેવા લાગ્યો, "આર્યત્વ અને વંશાભિમાનને કાયમ રાખવા માટે તો મેં આ વનવાસનો સ્વીકાર કર્યો છે અને કેવળ એક જ મનુષ્યને ભલું મનવવા માટે મારી એ પ્રતિજ્ઞાનો હું ભંગ કરું? ના કદાપિ નહિ. એમ કરવું ઉચિત નથી જ. અમરસિંહનો અને યમુનાનો શરીર સંબંધ થવો સર્વથા અશક્ય અને અસંભવિત છે. પણ શરણાગતની રક્ષા કરવી એ આર્યજનનો મુખ્ય ધર્મ હોવાથી રીતિ અનુસાર પ્રાયશ્ચિત્ત કરાવીને યમુનાને હું મારા ગૃહમાં સ્થાન તો આપીશ જ."

પ્રાયશ્ચિત્ત આદિ ધર્મ વિધિ થઇ રહ્યા પછી યમુનાને મહારાણા પ્રતાપસિંહના અંતઃપુરમાં આશ્રય મળ્યો. પ્રતાપમહિષી પદ્માવતી યમુનાનું પોતાની પુત્રી પ્રમાણે પ્રેમથી પાલન કરવા લાગી.

# ચતુર્થ ખણ્ડ—પ્રતિજ્ઞાપાલન.

## પ્રથમ પરિચ્છેદ.

### સંકટની સીમા.

"संकटे हि परीक्ष्यन्ते प्राज्ञाः शूराश्च संगरे" ॥ कथा सरित्सागर.

સીમારહિત સંકટોની પ્રતાપના શિરે વૃષ્ટિ થવા લાગી, તેનો વૃત્તાંત વાંચીને આપણે હવે અશ્રુ વર્ષાવવાનાં છે. હળદીઘાટના યુદ્ધમાં પ્રતાપસિંહનો પરાજય થવા પછી અને શક્તિસિંહ પાછો તેને આવી મળવા પછી પ્રતાપસિંહને કેવા કેવા પ્રસંગો જોવા પડ્યા હતા, તેનો જ મુખ્યત્વે પ્રસ્તુતખંડમાં ઉલ્લેખ કરવાનો છે.

યુદ્ધમાં વિજય મળવાથી શાહજાદો સલીમ મહાઆનંદ સહિત દિલ્લી પાછો ફર્યો, સત્વર જ વર્ષાઋતુનો આરંભ થયો. વર્ષાને લીધે આરાવલી પર્વતનો પ્રદેશ આધક દુર્ગમ અને વિકટ થઈ પડ્યો; એટલે થોડા દિવસને માટે નિરુપાયે મોગલોને પોતાનું કાર્ય પડતું મૂકવું પડયું. એ સમયમાં પ્રતાપે બાકી રહેલા કેટલાક રાજપૂત સરદારોને એકઠા કરીને, પાછી યુદ્ધની તૈયારી કરવા માંડી.

એક જાસૂસે જઈને એ સમાચાર બાદશાહ અકબરને સંભળાવ્યા એટલે વસંતઋતુનો પ્રારંભ થતાં જ બાદશાહે ઘણી જ સારી તૈયારીથી એક પ્રચંડ સૈન્ય સહિત પ્રતાપસિંહના રાજ્યપર ચઢાઇ કરી. દુર્દૈવની પ્રબળતા થએલી હોવાથી એ સમયે પણ પ્રતાપસિંહનો પરાભવ થયો.

ત્યારપછી મોગલોએ પ્રતાપની નવીન રાજધાની કુમલમેરપર હલ્લો કર્યો. પરાક્રમી રાજપૂતોએ એ વેળા અપૂર્વ શૌર્ય બતાવીને યવનોની રેવડી દાણાદાણ કરી નાખી અને નિરુપાય થઇને મોગલોએ પાછા ફરવાનો નિશ્ચય કર્યો. એટલામાં સ્વજાતિ દ્રોહી કુલાંગારના વિશ્વાસઘાતથી પ્રતાપસિંહનો જ પરાજય થયો.

મોગલોના જાણવામાં આવી ગયું કે, રાજપૂતો સમક્ષ આપણે હવે ટકી નથી જ શકવાના, ત્યારે તેમણે ત્યાંથી નહાસવાનો નિશ્ચય કર્યો. પણ એટલામાં મોગલ સેનાપતિ શાહબાજખાંએ એક યુક્તિ શોધી કાઢી. કુમલમેરમાં પ્રતાપસિંહનો વૈરી કોણ છે, એનો તેણે શોધ કરવા માંડયો. હિંસક પ્રાણીઓ અને નીચ મનુષ્યો સર્વત્ર હોય છે જ; અર્થાત્ પ્રતાપ

સાથે ગુપ્ત વૈરભાવ રાખનારો કુટિલ પ્રકૃતિનો એક રાજપૂત તેને રાજધાનીમાં મળી આવ્યો. તેણે પ્રતાપના પરાજયનો એક સરળ માર્ગ શાહબાજખાંનને બતાવ્યો. એ સ્વદેશદ્રોહી કુલાંગાર તે આબૂપતિ દેવલરાજ.

પાપાત્મા દેવલરાજ બહુ દિવસથી પ્રતાપસિંહનો દ્વેષ કરતો હતો. પ્રતાપસિંહની દિગ્વિજયિની નામના અને પ્રશંસા સાંભળીને અંદરથી તેનું હૃદય કપાઈ જતું હતું. "હું પણ એના જેવો રાજા છતાં મને કોઈ કાંઈ કેમ પૂછતુંય નથી અને મારી કેમ કોઇ સલ્લાહ પણ લેતું નથી?" એવા એવા વિચારો મનમાં આવવાથી તે મનમાં ને મનમાં બળ્યા કરતો હતો. "જેવો હું તેવો જ એ ! મારી નહિ, ને માત્ર એની જ આટલી બધી કીર્ત્તિ કેમ ગવાય છે?" એવી સદા સર્વદા તેની દ્વેષબુદ્ધિ હોવાથી સમય સાધીને દેવલરાજ મોગલ સેનાપતિ પાસે ગયો અને સ્વજાતિ નાશનો એક ઉત્તમ ઉપાય યવનોને સૂચવ્યો.

યુદ્ધ કરવાથી પોતાનો હેતુ સાધ્ય થવાનો નથી, એમ જ્યારે મોગલ સેનાપતિના જાણવામાં આવી ગયું, ત્યારે તે દેવલરાજના ઉપદેશ પ્રમાણે કપટ કારસ્થાન કરીને જીત મેળવવા માટે તૈયાર થયો. કમલમેરમાં કુવા, તળાવ અને ઝરા આદિ પાણીનાં જેટલાં સ્થાનો હતાં, તે સર્વમાં એક જ સમયાવચ્છેદે શાહબાજખાંએ વિષ નખાવી દીધું. માત્ર એક દિવસમાં જ કમલમેરનાં સર્વ જળાશયો વિષમય થઈ ગયાં. જેણે તેમાંનું પાણી પીધું તે રામબોલો ભાઇ રામ થઈ ગયા અર્થાત્ એક દિવસમાં સેંકડો રાજપૂતોના પ્રાણ સ્વર્ગમાં પ્રયાણ કરી ગયા. શત્રુઓએ પાણીમાં વિષ મેળવ્યું છે, એની કોઇને પણ જાણ થઇ નહિ.

જ્યાં પાણીનો જ અભાવ થાય, ત્યાં મનુષ્યોનું જીવન કેવી રીતે ટકી શકે વારુ? વિજયનો બીજો કોઇ પણ ઉપાય ન રહેલો જોઇને પ્રતાપસિંહે નગરનો ત્યાગ કર્યો. અને તેના સાથે સહસ્રાવધિ રાજપૂતોએ પણ કમલમેરને અંતિમ પ્રણામ કર્યા. દેવલરાજના વિશ્વાસઘાત અને સ્વજાતિદ્રોહના વિચારથી પ્રતાપનાં નેત્રોમાં નીર ભરાઇ આવ્યું અને તે કહેવા લાગ્યો કે, "આજ પર્યન્ત મારો એવો નિશ્ચય હતો કે, માત્ર અંબરરાજ માનસિંહ જ સ્વદેશદ્રોહી છે, પણ દેવલરાજ જેવા બીજા કુલાંગારો પણ આ આર્ય ભૂમિપર જીવે છે, એ મેં આજ જ જાણ્યું. વસ્તુસ્થિતિ આવી હોવાથી ક્ષત્રિયોના સૌભાગ્યરવિનો પુનઃ ઉદય થવાની આશા રાખવી વ્યર્થ છે. ખરી રીતે જોતાં કાંઇ મોગલોએ આ દેશ જીતી નથી લીધો, કિન્તુ રજપૂતોએ પોતે જ આ દેશ તેમને સ્વાધીન કર્યો છે. જાતિ બાંધવોના આવા વિશ્વાસઘાતોનું સ્મરણ થતાં મારાં નેત્રોમાંથી નીકળતા અશ્રુપ્રવાહનો હું અવરોધ કરી શકતો નથી!"

પ્રતાપની પૂઠે પડી તેને પકડવાના નાના પ્રકારના પ્રયત્નો કરવા લાગ્યા. આશ્રયહીન પ્રતાપસિંહ જ્યાં જ્યાં જતો, ત્યાં ત્યાં મોગલ લોકો અચૂક આવીને તેનાપર હલ્લો કરતા હતા. છતાં પણ તેને બંદીવાન્ બનાવીને બાદશાહ સમક્ષ દિલ્લી લઇ જવામાં કોઇ પણ સમર્થ થયો નહિ. મોગલોની સર્વ યુક્તિઓ અને પ્રયત્નોની સર્વ પરંપરાઓ સર્વથા નિષ્ફળ નીવડી. પોતાની પાસે રહેલા મુઠ્ઠીભર લોકોની સહાયતાથી યોગ્ય પ્રસંગે પ્રતાપસિંહ મોગલોપર તૂટી પડતો અને તેમને ત્રાહિ ત્રાહિ પોકરાવતો હતો.

એમ થતાં થતાં એક વાર પાછો પ્રતાપસિંહ પોતાના પ્રાણપ્રિય જે ભિલ્લજનો તેમની સંગતિમાં ચૌંદ નામના ગામમાં રહેવા લાગ્યો. થોડાક બાકી રહેલા રાજપૂતોના શૌર્યથી અને ભિલ્લોની અચૂક બાણવૃષ્ટિથી મોગલ સૈનિકો સર્વથા છિન્ન ભિન્ન થઇ ગયા. એટલામાં વર્ષાઋતુનો આરંભ થયો અને તેથી બાકી રહેલું સૈન્ય દિલ્લી પાછું ફર્યું. એથી પ્રતાપને થોડા દિવસ માટે યુદ્ધના વ્યવસાયમાંથી સ્વસ્થતા અને વિશ્રાંતિ મળી.

સ્વસ્થતા એટલે કે પ્રતાપને બાહ્ય સ્વસ્થતા જ મળી; નહિ કે અંતરની સ્વસ્થતા. અકબરે એવી દૃઢ પ્રતિજ્ઞા કરી હતી કે, ગમે તે ઉપાયે અને ગમે તે યુક્તિથી પણ પ્રતાપનો પૂર્ણ પરાજય કરવો અને તેને યવનોનો અંકિત બનાવવો. એ વિચારને અનુસરીને પોતાનો હેતુ સાધ્ય કરવા માટે તે એક પછી એક ગુપ્ત રાજદૂત, એક પછી એક સૈન્ય અને નવીન નવીન સેનાપતિઓને વારંવાર આરાવલી પર્વતના દુર્ગમ પ્રદેશમાં મોકલવા લાગ્યો. વસંતઋતુનો પ્રારંભ થતાં જ મોગલ લોકો નવીન તૈયારીથી પોતાના કાર્યમાં મંડી ગયા. તેમણે ચારે બાજૂએથી પ્રતાપસિંહને ઘેરી લઇને તેને બંદીવાન્ બનાવવાનો જીવ સટોસટનો પ્રયત્ન કરવા માંડ્યો. પણ મોગલોની એ આશા આકાશપુષ્પવત્ સર્વથા વ્યર્થ હતી—વંધ્યાપુત્ર અને શૃગાલશૃંગ જેવી હતી. પ્રતાપને પકડીને બંદીવાન્ બનાવવાની મનુષ્ય પ્રાણીમાં શક્તિ હતી નહિ. એ પ્રસંગે પ્રતાપને ચૌંદનગર ત્યાગીને અરણ્યમાં વિચરવું પડ્યું. રાજરાજેશ્વર મેવાડપતિના સંકટની સીમા થઇ ચૂકી! પોતાનો પરિવાર પણ તેને દુઃખદાયક ભાસવા લાગ્યો.

## દ્વિતીય પરિચ્છેદ.

### પરમાવધિ.

પો
કવી ર
બનાવનારી

बुभुक्षिता नैव तृणं चरन्ति ।
कर्माणिसमाचरन्ति" ॥ सूक्तिसहस्रात्.

નામ માટે પણ મેવાડનો કોઇ ભાગ મહારાણા પ્રતાપસિંહના તાબામાં રહ્યો નહિ. સર્વ નગરો, સર્વ દુર્ગો અને સર્વ ભૂમિ તેના તાબામાંથી નીકળી ગયાં. કક્ષાભ્રષ્ટ ગ્રહ પ્રમાણે પ્રતાપસિંહ જ્યાં મનમાં આવે ત્યાં ભટકવા લાગ્યો. તેનું હૃદય ઉદાસ થઈ ગયું અને પોતાનું જીવન પણ તેને હવે ભારરૂપ ભાસવા લાગ્યું. તેનું અંતઃકરણ ભયંકર દુઃખોથી ભરાઇ ગયું હતું અને શાંતિ, સુખ, આશા અને વિશ્વાસ ઇત્યાદિનો તેના મનમાં સર્વથા અભાવ થઇ ગયો હતો, માત્ર ઉદાર સ્વદેશભક્તિ, ઉચ્ચતમ કલ્પના અને સ્થિર દૃષ્ટિ, એ ત્રણ વસ્તુ જ તેનામાં શેષ રહી હતી.

પણ અરે રે ! આ વેળાએ પ્રતાપનાં પુત્ર કલત્ર આદિ દુર્દૈવી પરિચાર જનો તેને કાળ સ્વરૂપ થઈ પડ્યાં! તેના પોતાના પરિવાર ઉપરાંત બીજાં પણ કેટલાંક મનુષ્યો છાયા પ્રમાણે તેનાં સગમાં ને સંગમાં અદ્યાપિ વસતાં હતાં. એક તરફ મોગલોના હલ્લા અને બીજી બાજુએ પરિવારજનો અને અન્ય જનોના ભરણ પોષણનો ભયંકર ભાર—એ બે વિડંબનાઓથી પ્રતાપસિંહ સર્વથા જર્જરિત થઈ ગયો. મેવાડ દેશાધિપતિ રાજ ચક્રવર્ત્તી પ્રતાપસિંહને આજે એક સામાન્ય ગૃહસ્થ પ્રમાણે આ તુચ્છ સંસારની ચિન્તામાં દિવસ કાઢવાનો ભયાનક પ્રસંગ જોવો અને અનુભવવો પડ્યો.

એક સામાન્ય સંસારીના સદ્ભાગ્યમાં લખાયલી સુખશાંતિ પણ પ્રતાપના ભાગ્યમાં લખાયલી નહોતી. સામાન્ય ગૃહસ્થ સંસારનાં સુખો અને સંકટો ભોગવતો પોતાના દિવસ વીતાડે છે અને તે વિશે તેના મનમાં વધારે લાગણી પણ થતી નથી; પરંતુ પ્રતાપસિંહ એવી રીતે મૂગે મોઢે પોતાના દિવસો વીતાડે, એ સર્વથા અશકય નહિ, કિન્તુ અસંભવનીય જ હતું. જેની ક્ષુધા વિશ્વવ્યાપિની હોય, જીવન સંગ્રામ જેનો ધર્મ હોય અને જેનો હેતુ લોકોત્તર હોય, તેના આયુષ્યના સુખ દુઃખની તુલના સામાન્ય સંસારી જનોના આયુષ્યનાં સુખ દુઃખોથી કેમ થઇ શકે? ગ્રીષ્મઋતુના પ્રચંડ તાપના પરિતાપથી શ્રાંત થએલા પ્રવાસીની શાંતિ માટે વિશાળ વૃક્ષની ઘનચ્છાયા અને શીતલજલ એ બે પદાર્થો પૂર્ણ છે; પણ આ જન્મ હૃદયમાં દૃઢતાથી ધારણ કરેલા હેતુની સિદ્ધિ માટે જેણે પ્રચંડ વનવાસનો સ્વીકાર કર્યો હોય, તેના મનની શાંતિ બીજા શાથી થઈ શકે? ભીષ્મપિતામહની પિપાસા પાત્રસ્થ પરિમિત પાનીય (પાણી) થી તૃપ્ત થાય, તેવી નહોતી—તેની તે અંતિમ તૃષાને તૃપ્ત કરવા માટે વીરાગ્રણી અર્જુનને પૃથ્વીતલ વિદીર્ણ કરીને ભોગવતીને મૃત્યુ લોકમાં લાવવી પડી હતી.

જનની જન્મ ભૂમિના સ્વાતંત્ર્ય સંરક્ષણ માટે પ્રાણાર્પણ(પ્રતિજ્ઞા) કર્ત્તા પુણ્યશ્લોક પ્રતાપસિંહની સુખશાંતિ અને તૃષ્ણા સર્વાંશે ભીષ્મની તૃષ્ણા

નહિ; એટલું જ નહિ, પણ દિવસે દિવસે સંકટોની સંખ્યા વધતી જ ગઈ. દારિદ્રયે પોતાનો પ્રભાવ સારી રીતે દેખાડવા માંડ્યો. પ્રતાપસિંહનાં બાળકો ક્ષુધાથી વ્યાકુળ થતાં તેને ગળે બાઝીને રડવા લાગ્યાં. તોપણ તે પુણ્યશ્લોક મહાત્મા પોતાના વ્રતથી જરાય ડગ્યો નહિ અને શત્રુને નમવાની કિંચિત્ ભાવના માત્ર પણ કરી નહિ. મોગલ બાદશાહના જાસૂસોએ પ્રતાપની એ દુઃખદ દશાનું પોતાનાં નેત્રથી નિરીક્ષણ કરીને અકબરને એ સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો એટલે અકબરે કહ્યું કે, "પ્રતાપસિંહને જઈને એમ કહો કે, "હું હાર્યો અને મારી સુલેહ કરવાની મરજી છે," એટલું માત્ર લખી મોકલો; એટલે હું મહા ગૌરવથી તમને મેવાડનું સામ્રાજ્ય અર્પણ કરવાને તૈયાર છું." બાદશાહનો એ સંદેશો એક જાસૂસે આવીને પ્રતાપસિંહને કહી સંભળાવ્યો. સદેશો સાંભળીને પ્રતાપે માત્ર ડોકું ધુણાવ્યું અને ઉત્તર આપ્યા વિના તે જાસૂસને ત્યાંથી રવાને કરી દીધો.

અકબરનો સંદેશો સંભળાવતી વેળાએ જાસૂસનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ ચાલ્યો જતો હતો ગુપ્ત વેશમાં આવીને જ્યારે તેણે પ્રતાપની દીન દશાનું અવલોકન કર્યું હતું, તે સમયે પણ તેણે એવી જ રીતે અશ્રુ વર્ષાવ્યાં હતાં, પણ તેના અશ્રુવર્ષણનું કારણ શું હોવું જોઇએ? શું દુઃખીનું દુઃખ દેખીને તેણે રોદન કર્યું હશે? ના. કારણ કે, આ જગત્માં સેંકડે નેવું મનુષ્ય દુઃખી જ હોય છે, તો તેમના દુઃખને દેખી અશ્રુ તે કોણ ઢાળે? જાસૂસના અશ્રુવર્ષણનું કારણ એ નહોતું. પ્રતાપસિંહના મહત્ત્વ અને ગાંભીર્ય આદિ ગુણોને અવલોકીને તેના માટે તેના મનમાં ભક્તિ, શ્રદ્ધા અને વિસ્મયતાનો ઉદય થયો હતો અને તેથી જ તેનાં નયનોમાં અશ્રુનો આવિર્ભાવ થયો હતો; એથી જ તેનું મન પીગળ્યું હતું. મનુષ્ય પ્રકૃતિ સર્વ સ્થાને એક જ ધાતુની બનાવેલી હોય છે, માટે એક મનુષ્યની ખરી મનુષ્યતા અને મનની ગંભીરતાને જોઇને બીજા મનુષ્યે નમ્રતા સહિત ગદ્ગદિત થવું જ જોઇએ; તેણે તેના ગુણોની પ્રશંસા કરવી જ જોઇએ.

જાસૂસનાં નેત્રોમાંથી વહેતાં અશ્રુ પ્રવાહને વિલોકવા છતાં પણ પ્રતાપનું ચિત્ત ચળિત થયું નહિ. સરદારોમાંના કેટલાકોએ પ્રતાપના મુખપર દૃષ્ટિપાત કર્યો. અંતર્જ્ઞાનથી તે દૃષ્ટિપાતના રહસ્યને જાણી લઇને પ્રતાપસિંહે પોતાની મુખમુદ્રામાં કાંઈક ખિન્નતાનો ભાવ પ્રદર્શિત કર્યો. બાદશાહે મોકલેલું એ ગૌરવયુક્ત નિમંત્રણ વડિલ માન્ય કરશે જ, એવી આશાથી કુમાર અમરસિંહ પિતાના મુખનું એક ધ્યાનથી અવલોકન કરવા લાગ્યો. તેના સામો પણ પ્રતાપે એક તીવ્ર કટાક્ષ નાખ્યો. જાસૂસે એ સર્વ સ્થિતિ જોઇ. અંતે તે રડતો રડતો ચાલ્યો ગયો.

એ સમયે સર્વના મનની વિલક્ષણ સ્થિતિ થઈ ગઈ હતી, પ્રત્યેક મનુષ્ય પ્રતાપના મુખને જોઈ તટસ્થ થઈ ઉભો હતો. સર્વને ઉદ્દેશીને પ્રતાપસિંહ મહાગંભીર વાણીથી કહેવા લાગ્યો કે;–

“ સરદારો ! તમે મને બાદશાહનું નિમંત્રણ માન્ય કરવાની સૂચના આપતા હતા એનું શું કારણ ? એનું નામ જ મનુષ્યત્વ ? આવી રીતે જ તમે વ્રતપાલન કરો છો ? આવું વર્ત્તન કરશો તો સંકટની પરીક્ષામાં તમે ઉત્તીર્ણ કેમ કરીને થઈ શકશો ? જેણે પોતાની માયાના બળથી આપણને આવી અવસ્થામાં લાવી મૂકયા છે, તે જ એ દૂતનું સ્વરૂપ ધારી આપણી દૃઢતાની આજે પરીક્ષા લેવાને આવ્યો હતો ! જો એમ નહોત, તો મોગલોના જાસૂસનું અંતઃકરણ આપણા દુઃખથી પીગળત નહિ. વળી દિલ્લીશ્વર આવું આમંત્રણ મોકલે, એ પણ મને તો સર્વથા અશકય જેવું જ જણાય છે. જેણે દિલ્લીશ્વરના અને એ જાસૂસના મનમાં આવી પ્રેરણા કરી છે, તેની જો આપણાપર કૃપાદૃષ્ટિ થશે, તો નિમિષ માત્રમાં આપણી સર્વ મનોવાંચ્છનાઓ પૂરી થઈ જશે; એવી શ્રદ્ધાથી જ હું કહું છુ, કે આપણો સર્વ ભાર પરમેશ્વરના શિરે જ રહેવા દો ! મુખથી ન બોલતાં માત્ર સંકેતથીજ તમે મને વ્રતચ્યુત થવાનો ઉપદેશ આપતા હતા, એ પાપકૃતિ માટે મનમાં પૂર્ણ પશ્ચાત્તાપ કરો, કે બીજી વાર તમને એવું પાપ કરવાની ઈચ્છા ન થાય. અમરસિંહ ! તું મારો પુત્ર કે ?”

કુમાર અમરસિંહ અપરાધી મનુષ્ય પ્રમાણે થરથર કંપવા લાગ્યો અને અધોદૃષ્ટિ કરીને દિગ્મૂઢ થઈ ઉભો રહ્યો.

---

## તૃતીય પરિચ્છેદ.



### યમુનાનું સંગીત.

“सुभाषितेन गीतेन युवतीनां च लीलया ।
मनो न भिद्यते यस्य स योगी ह्यथवा पशुः” सुभाषितम्.

યુવતિ સમાન ભાસતા દશ દિશાને કંપાયમાન કરતા સુમધુરકંઠથી કોઈએ નિમ્ન લિખિત પદ્ય ગાવાનો પ્રારંભ કર્યો;–

“ સ્વતંત્રતાનો રક્ષક !, મૃત્યુ લોકનો દેવાંશી નર તું;
સ્વદેશ રતિ તવ લક્ષ્મી, ભોગિ છતાં પણ વિરક્ત નૃપવર તુ
અત્યારે અનુભવતો, અસહ્ય આપદ્ભારા શિરપર તું;
સેવા તારી થાતાં, સફળ જન્મ મમ, થશે જગદમર તું;

સર્વેએ એકાગ્રમનથી એ સંગીત સાંભળ્યું. સર્વનાં શરીર રોમાંચિત્ત થયાં. એ સંગીતનો અર્થ સર્વ જનો સ્પષ્ટતાથી સમજી શકયાં. જેને

ઉદ્દેશીને એ પદ્ય ગાવામાં આવ્યું હતું, તે પણ એ ગાયનનો હેતુ સમજી ગયો. થોડીવાર સર્વત્ર શાંતિ જ પ્રસરેલી રહી, ત્યારપછી એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને પ્રતાપસિંહે કહ્યું કે, "પૃથ્વીરાજ! આવા પ્રસંગે જો તું પોતે અહીં હોત, તો કેટલું સારું થાત!" ત્યાર પછી સર્વને સંબોધીને તે બોલ્યો કે, "બીકાનેરના રાઠોડ રાજા પૃથ્વીરાજે કારાગૃહમાં આ પદ્યરચના કરીને મારાપર ઉપહારરૂપે મોકલી છે. તેની સ્નેહમયી ભગિની યમુનાએ મને ઉદ્દેશીને આ પદ્ય અત્યારે ગાયું છે, બાળાનો કંઠ બહુ જ મધુર અને કર્ણ પ્રિય છે!"

પુનરપિ તે જ મધુર કંઠથી યમુના ગાવા લાગી:—

"સુતીક્ષ્ણ અસિધારાથી, જન્મભૂમિના ઉરને ભેદીને;
પરનર કરમા સોંપે, દૂર કરો એવા ગૃહભેદીને."

પ્રતાપસિંહ બહુ ખેદપૂર્વક મનમાં જ કહેવા લાગ્યો કે, "ખરે ખર કેટલાકોએ પોતાની સંપત્તિ પોતાના હસ્તે જ પારકઓને આપી દીધી છે એમાં રંચમાત્ર પણ સંશય નથી. હે કુલાંગારો! તમે જો સ્વદેશ સમક્ષ શસ્ત્ર ઉપાડ્યાં ન હોત, તો આજે આવો પ્રસંગ પણ આવ્યો ન હોત!"

યમુના પુનઃ ગાનમાં એકધ્યાન થઈ:—

"થશે બદ્ધ સવ મહા કાળપાશે;
રહેશે ચિરંજીવ તુ પુણ્ય રાશે!;
થયો નષ્ટ આ માનવી જન્મ મારો;
ગુણગ્રાહિ તોયે પૃથુરાજ તારો"

ગાન સાંભળીને પ્રતાપસિંહે કહ્યું, "ધન્ય! સ્વદેશભક્ત કવિશ્રેષ્ઠ ધન્ય!! કારાગૃહવાસી છતાં પણ તારામાં આવી સ્વદેશભક્તિ જાગ્રત છે, માટે તારા મનુષ્ય જન્મનું સાર્થક્ય થઇ ચૂક્યું છે. તું જ સત્ય સ્વદેશ પ્રેમી મહાત્મા છે, એમાં લેશમાત્ર પણ સંદેહ નથી. મેવાડનું દુર્દૈવ મહાપ્રબલ હોવાથી જ તારા જેવો મહાપુરુષ અહીં હોવાને બદલે આ વેળાએ મોગલોનો બંદીવાન્ છે અને:—

પ્રતાપસિંહના આંતરિક ઉદ્‌ગારોની સમાપ્તિ થાય, તે પહેલાં તો સુશીલ યમુનાએ પોતાના રંભા ઉર્વશી સમાન મધુર મનોહર કંઠથી પાછો સંગીતનો આલાપ કર્યો;—

"જીવન તુ ધ્યાન મારું, તવ મૂર્ત્તિ જ્ઞાનદા;
દર્પણ તુ શુદ્ધ રાણા! અકલંકી, સર્વદા;
ઉપજાવે દેશપ્રીતી અજ્ઞાની જનપદે;
તેથી આ સ્તોત્ર આજે અર્પું હું તવ પદે."

ગાયન ગાતી ગાતી યમુના પ્રતાપસિંહ સમક્ષ આવીને ઉભી રહી અને સાષ્ટાંગ પ્રણિપાત કરીને પાછી ગાવા લાગી;—

"ભારતની ભાવી ભવઆશા, તારામાં જ અમારી છે:
ક્ષત્રિય મનમાં સ્ફૂર્ત્તિ શૌર્યનો, ઉત્પાદક, અવતારી છે;
ક્ષત્રિયવંશ કીર્ત્તિ પરિપાલક, સ્વધર્મરત તું ભારી છે;
મરણ સુધી તવ મહિમા ગાવા, મેં ઉર આશા ધારી છે."

પોતાના સંગીતની સમાપ્તિ કરીને યમુના બોલી કે, "તાત! આજે ગુપ્ત રહીને મેં જે એક સ્વર્ગીય દૃશ્ય જોયું છે, તેનું ચિત્ર મરણ પર્યન્ત મારા હૃદયપટમાં આલેખાયલું રહેશે. મહારાજ! આપે જે વ્રતનો સ્વીકાર કરેલો છે, તેનું પરિપાલન આપ યોગ્ય રીતે જ કરો છો. મારા બંધુ વારંવાર કહેતા હતા કે, "મહારાણાજી તે મનુષ્ય નહિ, પણ મનુષ્યરૂપી ઇશ્વર છે!" તે સર્વથા સત્ય છે. ઇશ્વર દર્શનથી આજે મારા જન્મની સાર્થકતા થઇ, એમ મારું માનવું છે!!!"

થોડીવાર રહીને પુનઃ યમુનાએ કહ્યું કે, "મારા બંધુની એવી આજ્ઞા છે કે, "મહારાણાજી જ્યારે જ્યારે દુઃખથી બહુ જ ખિન્ન થયેલા જોવામાં આવે, ત્યારે ત્યારે મારી આ પદ્યરચના તેમને ગાઇ સંભળાવીને તેમના મનનું સાંત્વન કરજે." એ આજ્ઞાને અનુસરીને જ મેં અત્યારે આ પદ્યો ગાયાં છે. માટે આ દીન કન્યાપર કોપ ન કરવો, એવી મારી અનન્ય ભાવે નમ્ર વિનતિ છે!"

"યમુને! તારું સંગીત સાંભળીને હું બહુ જ પ્રસન્ન થયો છું." પ્રતાપે કહ્યું. "પણ મારી પ્રશંસા સાંભળવાની મારી ઇચ્છા ન હોવાથી તને આજ્ઞા આપું છું કે, તારા મનમાંનો ભાવ તું મનમાં જ રહેવાદે. તારા બંધુને હું બહુ દિવસથી જાણું છું, તેમ જ તને પણ ઓળખું છું. ઇશ્વર તારું કલ્યાણ કરો!"

"તાત! મારું કલ્યાણ?"

યમુનાએ એ પ્રશ્ન અત્યંત ઉત્કંઠાપૂર્વક પૂછ્યો, એ પ્રતાપસિંહના ધ્યાનમાં આવ્યું. પણ એ પ્રશ્નનું ઉત્તર આપવાનું કાર્ય બહુ જ કઠિન થઇ પડયું. પ્રતાપ પોતાના મનમાં જ કહેવા લાગ્યો, "આ સરળ હૃદયા બાળાના હૃદયમાં જે પ્રેમરૂપી હેતુ ઉત્પન્ન થયો છે, તે, સદૈવ અપૂર્ણ જ રહેવાનો! પણ એમાં મારો શો ઉપાય? સ્નેહ અને કરુણા એ બે અપૂર્વ વસ્તુઓ છે ખરી; પણ ધર્મ એ ઉભય કરતાં પણ અધિક અપૂર્વ છે. ધર્મ જેવી અપૂર્વ વસ્તુનો ત્યાગ કરીને સ્નેહ અને કરુણાના પાશમાં બદ્ધ થવું, એ મારાથી બની શકે તેમ નથી. યમુનાએ ઘણોક સમય, મોગલોના નગરમાં વીતાડેલો હોવાથી, તે મારી પુત્રવધૂ થાય એ શક્ય નથી. અમરસિંહ સંગે એનો વિવાહ થવો અસંભવિત છે."

ત્યાર પછી તે યમુનાને ઉદ્દેશીને બોલ્યો કે, "હા તારું જ કલ્યાણ ! ભગવચ્ચરણમાં નિમગ્ન થા, એટલે અહીં અને પરલોકમાં તારું કલ્યાણ જ થશે !"

ઉત્તર સાંભળીને યમુના પોતાના મનમાં કહેવા લાગી, "યોગ્ય ઉત્તર મળ્યું. મારો ઇહિ પરલોકનો ભગવાન્ જે કુમાર અમરસિંહ તેનાં ચરણોમાં હું બહુ દિનથી નિમગ્ન થએલી છું. કદાચિત્ આ જન્મમાં મને એની પ્રાપ્તિ નહિ પણ થાય, તોપણ જન્માન્તરે તો એ અવશ્ય મને મળશે જ ! એ આશાથી જ અદ્યાપિ હું જીવનને ધારણ કરી રહી છું. મારા પ્રાણવિશ્રામના દર્શનનો લાભ મને મળ્યા કરે છે, એ શું મારું જેવું તેવું ભાગ્ય કહેવાય ?"

યમુનાની આંખોમાં પણી ભરાઇ આવ્યું, અને કંઠનો એકાએક અવરોધ થઈ ગયો. તે અશ્રુપૂર્ણ નયનોથી અને અવરુદ્ધ કંઠથી પ્રતાપસિંહના મુખનું અવલોકન કરી નિમ્ન લિખિત પદ્ય ગાતી ગાતી ત્યાંથી અન્યત્ર પ્રયાણ કરી ગઈ;—

અર્પણ કીધા પ્રાણ ! તવપદે અર્પણ કીધા પ્રાણ;
ભવાબ્ધિમાંથી તરવા માટે, તું મમ નૌકા જાણ-તવ પદે૦
જીવનયાત્રાભાર તવ શિરે, તું જ કૃપાની ખાણ-તવ પદે૦
સુખ દુઃખે હું એક ભાવથી, ધરતી તારું ધ્યાન-તવ પદે૦
ઉચિત તને જ્યમ લાગે ત્યમ તું, કર મમ સૌખ્ય વિધાન-તવ પદે૦

અમરસિંહનાં નેત્રોમાંથી અશ્રુના બે ઉષ્ણ બિંદુ ખરી પડ્યાં. પોતાનાં નેત્રોમાં કંઈક પડવાનું નિમિત્ત કાઢીને તે ત્યાંથી વિદ્યુત્વેગે ચાલ્યો ગયો.

## ચતુર્થ પરિચ્છેદ.

### જબરા જંગલમાં.

"उदये सविता रक्तो रक्तश्चास्तमने तथा ।
संपत्तौ च विपत्तौ च महतामेकरूपता ॥" सुभाषितम्.

ધરાપતિ મહારાણો પ્રતાપસિંહ સંપૂર્ણ રીતે દુર્દૈવના ચક્રમાં સપડાયલો હતો, તોપણ તેણે પોતાના ગાંભીર્યનો ત્યાગ કર્યો નહિ; એટલું જ નહિ પણ વિપત્તિની વેળામાં તેણે પોતાની ઉદારતાનું અધિકતાથી દર્શન કરાવ્યું. ક્ષુધાથી વ્યાકુળ થએલાં બાળકોનાં દીનમુખો, મહિષીનો ભિક્ષુકવેશ અને પોતા પાસે સર્વ વસ્તુઓના અભાવને જોઈને અને અનુભવીને પણ તે પોતાના વ્રતથી ચલિત થયો નહિ. તેની એ નિઃસીમ દૃઢતા, અસાધારણ કષ્ટ સહિષ્ણુતા, સંપત્તિ અને વિપત્તિમાં મનની સમાનતા તથા અંતર્બાહ્ય શુદ્ધવર્ત્તનશીલતાનું સ્મરણ થતાં આજે પણ આપણું મન આશ્ચર્યથી ચકિત થઈ જાય છે. યોગિજનો પોતાના યોગબળથી જીવાત્મા અને પરમાત્માની એકતા કરે છે, પણ સંસારી પ્રતાપસિંહે સ્ત્રી, પુત્ર, આદિના માયાજાળમાં મગ્ન રહેવા છતાં પણ પોતાના જીવનને યોગમય બનાવી મૂક્યું હતું, એ તેનામાં યોગી કરતાં પણ વિશેષ પ્રશંસનીય ગુણ હતો. નરપુંગવ મહાજનો એવી રીતે જ જગતીતલમાં સંચાર કરીને નાનારૂપથી અને વિવિધ માર્ગથી લોકોને અજ્ઞાનાંધકારમાંથી કાઢવાનો પ્રયત્ન કરતા હોય છે, એ સર્વને વિદિત હોવાથી એનું અધિક સ્પષ્ટીકરણ કરવાની કશી પણ આવશ્યકતા નથી.

પ્રતાપસિંહની એ વેળાની વિપન્નાવસ્થા અતિશય કષ્ટકર હતી. મનુષ્યની ખરેખરી પરીક્ષા વિપત્તિમાં જ થાય છે. અગ્નિમાં તપાવવાથી જેવી રીતે સુવર્ણની પરીક્ષા કરી શકાય છે, તેવી રીતે દારિદ્ર્યરૂપી અગ્નિમાં તપાવવાથી પુરુષની પરીક્ષા પોતાની મેળે જ થઈ જાય છે. પ્રતાપસિંહની પરીક્ષાનો હવે અવધિ થઈ ચૂક્યો હતો. તેના મનોનિગ્રહ અને ગાંભીર્ય આદિ ગુણો માટે તેને કોટિવાર ધન્યવાદ ઘટે છે. બાદશાહને કેવળ એક જ વાર જો તે "બસ, હું હાર્યો!" એટલું કહે, તો તેને પોતાના પૂર્વ કરતાં અધિક વૈભવો મળવાનો અને સર્વ મનોરથો સિદ્ધ થવાનો સંભવ હતો. પરંતુ આવી દુર્દશામાં પણ તે માની

ત્યાર પછી તે યમુનાને ઉદ્દેશીને બોલ્યો કે, "હા તારું જ કલ્યાણ ! ભગવચ્ચરણમાં નિમગ્ન થા, એટલે અહીં અને પરલોકમાં તારું કલ્યાણ જ થશે !"

ઉત્તર સાંભળીને યમુના પોતાના મનમાં કહેવા લાગી, "યોગ્ય ઉત્તર મળ્યું. મારો ઇહ પરલોકનો ભગવાન્ જે કુમાર અમરસિંહ તેનાં ચરણોમાં હું બહુ દિનથી નિમગ્ન થએલી છું. કદાચિત્ આ જન્મમાં મને એની પ્રાપ્તિ નહિ પણ થાય, તોપણ જન્માન્તરે તો એ અવશ્ય મને મળશે જ ! એ આશાથી જ અદ્યાપિ હું જીવનને ધારણ કરી રહી છું. મારા પ્રાણવિશ્રામના દર્શનનો લાભ મને મળ્યા કરે છે, એ શું મારું જેવું તેવું ભાગ્ય કહેવાય ?"

યમુનાની આંખોમાં પણી ભરાઇ આવ્યું, અને કંઠનો એકાએક અવરોધ થઈ ગયો. તે અશ્રુપૂર્ણ નયનોથી અને અવરુદ્ધ કંઠથી પ્રતાપસિંહના મુખનું અવલોકન કરી નિમ્ન લિખિત પદ્ય ગાતી ગાતી ત્યાંથી અન્યત્ર પ્રયાણ કરી ગઈ;—

અર્પણ કીધા પ્રાણ ! તવપદે અર્પણ કીધા પ્રાણ;
ભવાબ્ધિમાંથી તરવા માટે, તું મમ નૌકા જાણ–તવ પદે૦
જીવનયાત્રાભાર તવ શિરે, તું જ કૃપાની ખાણ–તવ પદે૦
સુખ દુઃખે હું એક ભાવથી, ધરતી તારું ધ્યાન–તવ પદે૦
ઉચિત તને જ્યમ લાગે ત્યમ તુ, કર મમ સૌખ્ય વિધાન–તવ પદે૦

પ્રતાપસિંહ મનમાં વિચારવા લાગ્યો, "આહાહા ! આ બાળાનું હૃદય કેવું અને કેટલું બધું કોમળ છે ! એના મુખ સમક્ષ કાળસમુદ્ર વિસ્તરેલો છે; તેમાંથી એ કેવી રીતે તરીને પાર થશે ? વળી પૃથ્વીરાજે પણ કેટલી મોટી આશાથી–પણ મન ! આ શું ? તું દયાના જાળમાં સપડાવાનો પ્રયત્ન કરે છે કે શું ? ના,–એમ ન કરીશ. કર્ત્તવ્યકર્મ અને ધર્મના રક્ષણ માટે તારે કઠોર જ થવું જોઈએ. જેણે મુસલમાનોની ગરીમાં અનેક દિવસ વાસ કરેલો છે, તે મારી પુત્રવધૂ કોઈ કાળે થઈ શકે નહિ ! અસંભવ,–સર્વથા અસંભવ ! !"

યમુનાએ ગાએલા પદ્યનું અંતિમ ચરણ સાંભળીને અને એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને અમરસિંહે મનમાં જ કહ્યું કે, "પણ એ વિધાન કોણ કરશે ? યમુનાએ કોને ઉદ્દેશીને આવી પ્રાર્થના કરી હશે ? પણ આ શું ? મારી હૃદયરૂપી નદીમાં એકાએક આ લહરીઓ શાની ઉદ્ભવી ? આવી અવસ્થામાં પિતા સમક્ષ ઉભું રહેવું સારું નથી. કદાચિત્ મારા મનનો ભાવ પિતાજી જાણી જશે, તો મહાપીડા થશે ! હે સરળ હૃદયા સુન્દરિ ! તે મારા જેવા એક નિષ્ઠુર નરને પોતાના પ્રાણ શા માટે આપ્યા ?"

અમરસિંહનાં નેત્રોમાંથી અશ્રુના બે ઉષ્ણ બિંદુ ખરી પડ્યાં. પોતાનાં નેત્રોમાં કંઈક પડવાનું નિમિત્ત કાઢીને તે ત્યાંથી વિદ્યુત્વેગે ચાલ્યો ગયો.

## ચતુર્થ પરિચ્છેદ.

### જબરા જંગલમાં.

"उदये सविता रक्तो रक्तश्चास्तमने तथा ।
संपत्तौ च विपत्तौ च महतामेकरूपता ॥" सुभाषितम्.

ધરાપતિ મહારાણો પ્રતાપસિંહ સંપૂર્ણ રીતે દુર્દૈવના ચક્રમાં સપડાયલો હતો, તોપણ તેણે પોતાના ગાંભીર્યનો ત્યાગ કર્યો નહિ; એટલું જ નહિ પણ વિપત્તિની વેળામાં તેણે પોતાની ઉદારતાનું અધિકતાથી દર્શન કરાવ્યું. ક્ષુધાથી વ્યાકુળ થએલાં બાળકોનાં દીનમુખો, મહિષીનો ભિક્ષુકવેશ અને પોતા પાસે સર્વ વસ્તુઓના અભાવને જોઈને અને અનુભવીને પણ તે પોતાના વ્રતથી ચલિત થયો નહિ. તેની એ નિઃસીમ દૃઢતા, અસાધારણ કષ્ટ સહિષ્ણુતા, સંપત્તિ અને વિપત્તિમાં મનની સમાનતા તથા અંતર્બાહ્ય શુદ્ધવર્ત્તનશીલતાનું સ્મરણ થતાં આજે પણ આપણું મન આશ્ચર્યથી ચકિત થઈ જાય છે. યોગિજનો પોતાના યોગબળથી જીવાત્મા અને પરમાત્માની એકતા કરે છે, પણ સંસારી પ્રતાપસિંહે સ્ત્રી, પુત્ર, આદિના માયાજાળમાં મગ્ન રહેવા છતાં પણ પોતાના જીવનને યોગમય બનાવી મૂક્યું હતું,- એ તેનામાં યોગી કરતાં પણ વિશેષ પ્રશંસનીય ગુણ હતો. નરપુંગવ મહાજનો એવી રીતે જ જગતીતલમાં સંચાર કરીને નાનારૂપથી અને વિવિધ માર્ગથી લોકોને અજ્ઞાનાંધકારમાંથી કાઢવાનો પ્રયત્ન કરતા હોય છે, એ સર્વને વિદિત હોવાથી એનું અધિક સ્પષ્ટીકરણ કરવાની કશી પણ આવશ્યકતા નથી.

પ્રતાપસિંહની એ વેળાની વિપન્નાવસ્થા અતિશય કષ્ટકર હતી. મનુષ્યની ખરેખરી પરીક્ષા વિપત્તિમાં જ થાય છે. અગ્નિમાં તપાવવાથી જેવી રીતે સુવર્ણની પરીક્ષા કરી શકાય છે, તેવી રીતે દારિદ્ર્યરૂપી અગ્નિમાં તપાવવાથી પુરુષની પરીક્ષા પોતાની મેળે જ થઈ જાય છે. પ્રતાપસિંહની પરીક્ષાનો હવે અવધિ થઈ ચૂક્યો હતો. તેના મનોનિગ્રહ અને ગાંભીર્ય આદિ ગુણો માટે તેને કોટિવાર ધન્યવાદ ઘટે છે. બાદશાહને કેવળ એક જ વાર જો તે "બસ, હું હાર્યો!" એટલું કહે, તો તેને પોતાના પૂર્વ કરતાં અધિક વૈભવો મળવાનો અને સર્વ મનોરથો સિદ્ધ થવાનો સંભવ હતો. પરંતુ આવી દુર્દશામાં પણ તે માની

મહાપુરુષે એવા શબ્દોનો ઉચ્ચાર પણ કર્યાં નહિ. એટલું જ નહિ, પણ જે સરદારોએ તેને સંકેતથી અનુમતિનું સૂચન કર્યું હતું, તેમને પણ તેણે સારી રીતે થથરાવી નાખ્યા હતા.

અકબરનાં નિમંત્રણો એકવાર નહિ, કિન્તુ અનેકવાર આવતાં હતાં. પણ વ્યર્થ. "શત્રુ સમક્ષ હાર માનીને હું તેના અનુગ્રહની ઇચ્છા રાખું ? ના—ના—મારાથી કોઈ કાળે પણ એમ કરી શકાવાનું નથી ?" એમ પ્રતાપ વારંવાર પોતાના મનને કહેતો હતો અને પોતાનો નિશ્ચય કાયમ રાખતો હતો. એવી દશામાં દિવસો, માસો, અને વર્ષો વીતી ગયાં, પણ પ્રતાપનો નિશ્ચય ચલિત થયો નહિ.

પ્રતાપના એ અદ્વિતીય ગુણથી તેના ચિર શત્રુ -મોગલોની પણ તેનામાં શ્રદ્ધા થવા માંડી. પ્રતાપસિંહના લોકોત્તર વ્રતપાલનને જોઈને ગુણગ્રાહી અકબરે તેના સંબંધમાં પોતે એક પદ્યની રચના કરી. તેનો ભાવાર્થ એવો હતો કે;—"આ સંસારમાંની સર્વ વસ્તુઓ નશ્વર અને ક્ષણભંગુર છે; માત્ર કીર્તિ અને શુભ નામ, એ બે જ ચિરસ્થાયી છે. મેવાડના મહીપાલ પ્રતાપસિંહ ! તને કોટિવાર ધન્ય છે ! આવી અસહ્ય વિપન્નાવસ્થામાં પણ તું ધર્મચ્યુત થયો નહિ, એ તારું કેટલું અને કેવું ધૈર્ય ? ધર્મ જ તારું રક્ષણ કરશે અને તારી કીર્તિ અખંડ રહેશે."

પૂર્વે આપણે કહેલું જ છે કે, વિપત્તિકાળમાં પ્રતાપનો પરિવાર વર્ગ જ તેને કાળસ્વરૂપ થઈ પડ્યો હતો. પરિવાર જન વિશે વિચાર કરતાં કરતાં તે સ્વદેશ પ્રેમી મહા પુરુષ ઘણીકવાર રડી પડતો હતો અને જ્યારે પણ એ વિચારથી મુક્ત થતો હતો, ત્યારે કોઈ ઉન્મત્ત પુરુષ પ્રમાણે, "હે મેવાડ ! હે ચિત્તોડ ! હે જનની જન્મભૂમિ !" એવા એવા ઉદ્‌ગારો કાઢયા કરતો હતો.

એ આપત્કાળમાં વનમાં વસતા ભિલ્લ લોકો જ માત્ર પ્રતાપસિંહના નિસ્સીમ ભક્ત અને મિત્ર થઈ રહ્યા હતા. પ્રતાપનાં કુટુંબિજનોનું રક્ષણ પણ એ જ કરતા હતા. કોઇવાર મોગલોનો એકાએક હલ્લો થતો, તો રાજપરિવારને એઓજ એક વનમાંથી બીજા વનમાં અને એક સ્થાનેથી બીજા સ્થાનમાં લઈ જઇને તેનું રક્ષણ કરતા હતા. કોઈ કોઈ વાર એઓ મોગલો સામા લડીને તેમને નસાડી પણ મૂકતા હતા. પ્રતાપસિંહને તો એવા પ્રસંગો વારંવાર જોવા પડતા હતા. કોઈ કોઈ વાર તો તે એકલો સેંકડો યવનોના સમાચાર લઇને આત્મીયજનોની રક્ષા કરતો હતો. અર્થાત્ પરિવારના મનુષ્યોને સાથે રાખીને શત્રુઓથી લડવાનું કાર્ય પ્રતાપને હવે અશક્ય ભાસવા લાગ્યું. એ વેળાએ સ્ત્રી, પુત્ર, આદિ માટે જો કોઈ ભિન્ન અને સર્વથા નિર્ભય—નિરાપદ સ્થાન મળી ગયું હોત,

તો તે પોતાને મહા ભાગ્યશાળી સમજત. એમ થવાથી યુદ્ધમાં વિજય મેળવવાનો બહુ જ વિશેષ સંભવ હતો.

ભિલ્લ લોકોની પુત્રીઓ રાજકુમારી સાથે રમવાને આવ્યા કરતી હતી તેમનામાં પરસ્પર અનેક પ્રકારની વાર્ત્તાઓ ચાલ્યા કરતી હતી અને સર્વ બાળાઓ સ્નેહભાવથી પરસ્પર વર્ત્તતી હતી. ભિલ્લ બાળાઓ હમેશ રાજ પરિવારનાં મનુષ્યો માટે કાંઇને કાંઈ ખાદ્ય વસ્તુ લાવતી હતી અને રાજમહિષી પદ્માવતી તેનો સાદર સ્વીકાર કરીને તેમને બદલામાં આશીર્વાદ આપતી હતી.

એક દિવસ એવો પ્રસંગ આવ્યો કે, જો તે વેળાએ ભિલ્લજનોની સહાયતા ન હોત, તો પોતાનાં આત્મીય જનોના રક્ષણનું કાર્ય પ્રતાપને બહુ જ કઠિન થઈ પડયું હોત. એક વેળા એક દુર્ગમ અરણ્યમાં પ્રતાપસિંહ પરિવાર સહિત બેઠો હતો, એટલામાં ચારે તરફથી "દીન દીન"નો ધ્વનિ એકાએક સાંભળવામાં આવ્યો. તે જ ક્ષણે બે વિશ્વાસુ ભિલ્લ પવનવેગે દોડતા ત્યાં આવી પહોંચ્યા અને કહેવા લાગ્યા કે, "રાજન્! આજે તારો ઘાત થયો. બની શકે તો તારાં સ્ત્રી પુત્ર આદિનું રક્ષણ કર." પ્રતાપસિંહે જોયું તો સેંકડો મોગલોએ તેને ચારે તરફથી ઘેરી લીધો હતો અને તેથી પરિવારનું અને પોતાનું રક્ષણ થઈ શકે, એ બનાવ તેને અશક્ય જેવો ભાસવા લાગ્યો. ન્હાસવાનો કોઈ પણ માર્ગ રહેલો ન હોવાથી નેત્ર સંકેત કરીને પ્રતાપે ભિલ્લોને સૂચના આપી કે, "તમે કોઇ પણ ઉપાયે મારા કુટુંબનું સંરક્ષણ કરો અને અહીં હું એકલો જ આ યવનોને પહોંચી વળીશ." ભિલ્લો પ્રતાપસિંહના હેતુને જાણી ગયા અને બીજા કેટલાક ભિલ્લોને બોલાવી તેમની સહાયતાથી તેઓ બહુ જ ગુપ્ત રીતે રાજ પરિવારને એક દૂરના સ્થાનમાં ક્ષેમ કુશળતાથી લઇ ગયા. પોતાના કુટુંબને શત્રુના આઘાતમાંથી બહાર પડેલુ જોતાં જ પ્રતાપ હાથમાં તલવાર લઇને યાહોમ કરી મોગલોપર તૂટી પડ્યો અને અલ્પ સમયમાં લગભગ બસો મોગલોને મોતને હવાલે કરી દીધા. બાકી રહેલા યવન સૈનિકો પ્રાણ લઇને પલાયન કરી ગયા.

રાજકુટુંબને વ્યવસ્થાપૂર્વક એક દુર્ગમ અરણ્યમાં રાખીને એક ભિલ્લ પ્રતાપસિંહ પાસે આવ્યો અને તેણે સમાચાર સંભળાવ્યા કે, "રાજન્! તારાં સર્વ કુટુંબીજનો જબરા નામના જંગલમાં ક્ષેમકુશળ છે; તારે હવે ચિન્તા કરવાનું કશું પણ કારણ નથી; હવે આપણે બધા ત્યાં જ જઇશું."

જબરા જગલમાં કુટુંબના સુખરૂપ નિવાસના સમાચાર સાભળી પ્રતાપના મનમાં બહુ જ સંતોષ થયો. આનંદ અને દુઃખનાં મિશ્રિત અશ્રુ

તેનાં નેત્રોમાંથી વહેવા લાગ્યાં. ત્યારપછી વિલંબ ન કરતાં તે ભિલ્લો સહ વર્તમાન જબ્બરાં જંગલમાં ગયો અને તેના બે વિશ્વાસુ અનુચર અને કેટલાક સરદારો પણ તેની સાથે ગયા.

પ્રતાપે તે જંગલમાં આવીને જોતાં હિંસક પશુઓ કાંઈ હાનિ ન કરે એટલા માટે મોટાં મોટાં વૃક્ષની શાખાઓમાં લટકાવેલી વાંસની ટોપલીઓમાં પોતાનાં પ્રાણાધિક પ્રિય મનુષ્યો બેઠેલાં હતાં, તે તેના જોવામાં આવ્યાં. ભિલ્લ લોકોની આવી અકૃત્રિમ સહાનુભૂતિ અને ભક્તિ જોઈને પ્રતાપનાં નેત્રોમાં નીર ભરાઈ આવ્યું. પ્રતાપસિંહની એવી અવસ્થા વિલોકીને એક ભિલ્લ તેને કહેવા લાગ્યો કે, "રાજન્! શોક ન કર. આ દિવસો પણ વીતી જશે. અત્યારે તને આવા શોકમાં પડેલો જોઈને તારા કુટુંબીઓની અને તારા અનુયાયિ જનોની શી સ્થિતિ થશે, એનો વિચાર કર. ઓ ઈશ્વર! આ કેવો દુઃખદાયક અને હૃદયદ્રાવક પ્રસંગ!"

ભિલ્લનું એવું શાંતિકારક અને આશ્વાસનદાયક ભાષણ સાંભળી પ્રતાપસિંહ કિંચિત્ શાંત થયો અને એક પછી એક સર્વ ભિલ્લોને તેણે આલિંગન આપ્યું. પ્રતાપના આલિંગનથી સર્વ ભિલ્લો પોતાને ધન્ય થએલા માનવા લાગ્યા.

જબ્બરા જંગલમાં પ્રતાપસિંહે કેટલાક દિવસ વીતાવ્યા. એ સ્થાન જ તેને સુરક્ષિત અને નિર્ભય ભાસ્યું. રાજમહિષી પદ્માવતી પોતાના પતિને સ્વીકૃત વ્રતપાલનના કાર્યમાં વારંવાર ઉત્તેજન આપતી રહેતી હતી. એક દિવસ પ્રતાપે પોતાની રાણીને કહ્યું કે, "પ્રિયે! મને તો હવે સર્વ સ્વપ્નસમાન ભાસે છે. આવી ને આવી સ્થિતિમાં આપણે અઢાર વર્ષ કાઢી નાખ્યાં, પરંતુ અદ્યાપિ આપણા વ્રતની પરિપૂર્ણતા થઈ નહિ. એટલે હવે મારું જીવન મને વ્યર્થ સમાન ભાસે છે!"

"પ્રાણનાથ! આ કઠોર વ્રતપાલન જો આપને સ્વપ્ન સમાન ભાસતું હોય, તો સત્ય શું હશે, તે હું સમજી નથી શકતી," રાણીએ કહ્યું.

"પ્રિયે! જ્યાંસુધી કાર્યની સિદ્ધિ થઇ નથી, ત્યાંસુધી એને આપણે સ્વપ્ન જ સમજવું જોઇએ. અરેરે! દેશ કલ્યાણનું એક પણ કાર્ય અત્યાર સુધીમાં મારા હાથે થઈ શક્યું નહિ! એટલું જ નહિ પણ સામો દેશની ધૂળધાણી કરનાર તરીકે જ હું પંકાયો! વડિલોએ માત્ર ચિત્તોડ ખોયું હતું અને મેં મહત્ત્વાકાંક્ષા રાખીને બીજો પણ સઘળો દેશ ખોયો અને અંતે વનમાં વાસ કર્યો!" પ્રતાપસિંહે પોતાના ખેદનાં કારણોનું દર્શન કરાવ્યું.

"તોપણ શું થયું?" રાણીએ પાછું ઉત્તેજન આપવા માંડ્યું. "આવી આ ભિક્ષુક દશામાં રાજરાજેશ્વર પ્રમાણે આપનું અંતઃકરણ મહાન્ અને

ગંભીર છે. રાજપૂત જાતિના હૃદયરૂપી ક્ષેત્રમાં આપે જે સ્વાતંત્ર્યરૂપી બીજનું આરોપણ કરેલું છે, તેમાંથી એક વિશાળ વૃક્ષ ઉત્પન્ન થશે અને તે પોતાની છાયાનો સમસ્ત ભારતવર્ષમાં પ્રસાર કરશે. આપ વ્યર્થ મનોવ્યથા શામાટે ભોગવ્યા કરો છો? શાંત થાઓ—ગંભીર થાઓ!"

"પ્રિયે! માત્ર મારા એક વચનને માન આપી સહસ્રાવધિ રાજપૂત વીરોએ સમરભૂમિમાં પોતાના પ્રાણનું બલિદાન આપી દીધું, પણ મારે હાથે દેશ હિતનું એક પણ કાર્ય થઈ ન શક્યુ, એટલે મનોવ્યથા થાય, એ સ્વાભાવિક અને નૈસર્ગિક છે;" પ્રતાપે પોતાનો મનોભાવ વ્યક્ત કર્યો.

"દેશનું કલ્યાણ, આના કરતાં તે અધિક બીજું કયું હોય? સ્વાતંત્ર્યના પવિત્ર મંદિરમાં જન્મભૂમિની મૂર્તિ સમક્ષ આપે આત્મ બલિદાન આપ્યુ છે, એટલે આપના રાજ્ય, આપના ધન અને આપના ઐશ્વર્યનો યોગ્ય સ્થાને જ વ્યય થએલો છે, એમ નિઃસંશય કહી શકાય. આપ બીજુ કલ્યાણ તે શું કરી શકવાના હતા? આપનાં પ્રિય સ્ત્રી પુત્ર આદિ ક્ષુધાથી વ્યાકુળ થતાં અત્યારે આ અરણ્યમાં પડેલાં છે, આપ પોતે સર્વસ્વનો ત્યાગ કરીને સંન્યાસી બન્યા છો, આપની અર્ધાંગના છાયા પ્રમાણે આપ સાથે રહી વનમાં પણ પાછળ પાછળ ભમ્યા કરે છે અને ભિલ્લ તથા સાંથળ લોકો આપના મિત્ર અને સહાય કરનારા થએલા છે; એટલું છતાં પણ પોતાના હાથે દેશનું કાંઇ પણ કલ્યાણ ન થવા માટેનો જે આપ પોકાર કરોછો, તે મને તો સર્વથા અકારણ જ લાગે છે;" પદ્માવતીએ કહ્યું.

"પ્રિયે! મે વ્રતનો સ્વીકાર તો કરેલો છે જ અને કાર્ય સિદ્ધિ માટે પ્રાણ અર્પવાનો પણ મારો સંકલ્પ છે. પરંતુ ખેદનો વિષય એટલો જ છે કે, મારા પ્રાણ અદ્યાપિ સ્વસ્થ છે. ખાન, પાન આદિ સર્વ વ્યવહારો અદ્યાપિ પૂર્વ પ્રમાણે ચાલૂ જ છે. જીવનયજ્ઞમાં સર્વસ્વની આહુતિ આપવાનો પ્રસંગ હજી પ્રાપ્ત નથી થતો, તે માટે જ શોક થયા કરે છે;" પ્રતાપ બોલ્યો.

નેત્રોમાં અશ્રુ લાવી ગદ્ગદ કંઠે પદ્માવતીએ કહ્યું "ખરેખર સ્વામિનાથ! ધન્ય છે આપના માનવ જન્મને!!"

"પ્રિયે! આમ વ્યર્થ રોદન ન કર." પ્રતાપે તેને આશ્વાસન આપવાના હેતુથી કહ્યું. "મે તો તને માત્ર મારા મનના વિચારો શા છે, તે જ જણાવ્યા. હુ તને સત્ય કહું છું કે, કોઇ કોઇવાર મારા મનમાં આવી ભાવનાઓ ઉત્પન્ન થાય છેઃ—મારા હાથે દેશનું શું હિત થયું? રાજ્ય અને ઐશ્વર્ય ઇત્યાદિને ત્યજવામાં મેં શો પુરુષાર્થ કર્યો? આવો પ્રસંગ આવતાં કોઇ પણ એમ કરે, એ સાધારણ જ છે. પ્રિયે! વ્રતની સિદ્ધિ થયા વિના મનમાં કોઈ કાળે પણ શાંતિ આવવાની નથી."

"મહારાજ ! આપ જ્ઞાની, વિજ્ઞ અને બહુ દર્શી છો, માટે હું તે આપને વિશેષ શો ઉપદેશ આપું ? આવું કઠિનતમ વ્રત સ્વીકારવા છતાં પણ કાર્યની સિદ્ધિ નથી થતી, તો એને આપણે દુર્દૈવની પ્રબળતા જ ગણવી જોઇએ. બીજું શું ?" પદ્માવતીએ વળી પતિના સમાધાનનો યત્ન આદર્યો.

"દુર્દૈવની પ્રબળતા તો ખરી; પણ એ ઉપરાંત એનું બીજું પણ કોઈ પ્રબળ કારણ હોવું જ જોઇએ. ઇશ્વરના શિરે સર્વ ભાર એકનિષ્ઠાથી નાખી દઇયે, એટલો વિશ્વાસ અદ્યાપિ આપણામાં આવ્યો નથી. અદ્યાપિ આપણાં સર્વ કાર્યોમાં આપણે મનુષ્યોની સહાયતાની અપેક્ષા કરિયે છિયે; પણ એ યોગ્ય નથી. જો યશ પ્રાપ્તિનો સર્વ ભાર ઇશ્વરના શિરે નાખી દીધો હોત, તો અત્યાર સુધીમાં તો હું કૃષ્ણ સખા મેળવીને નર નારાયણ બની ગયો હોત. પણ આપણા સંકલ્પની એટલી બધી દૃઢતા અદ્યાપિ ક્યાં થએલી છે ?" પ્રતાપે આંતરિક ઉદ્‌ગાર કાઢ્યા.

પતિના આવા ઉદ્‌ગારો સાંભળીને પદ્માવતી સ્તંભિત થઈ ગઈ. શું બોલવું એની સૂઝ ન પડવાથી તે એકીટસે પતિના મુખને જોઈ રહી.

પ્રતાપસિંહે પુનઃ બોલવાનો આરંભ કર્યો, "હે અનાથોના નાથ ! હે પાંડવસખા ! તું ક્યાં છે ? પ્રભો ! તું મને સત્વર દર્શન આપીને મારા આ માયા અને મોહ આદિ દુર્ગુણોને દૂર કર, સંસારબંધનમાંથી મને મુક્ત કર અને મારી ઇચ્છાનુસાર આ દેશનો ઉદ્ધાર કર."

પ્રતાપસિંહ ! તારી આ કેવી અપૂર્વ દેશભક્તિ ! તારી ગણના મનુષ્ય કોટિમાં કરવી કે દેવ કોટિમાં કરવી, એ કલ્પી નથી શકાતું. તારા આ સૌજન્ય અને મનોગાંભીર્યને જોતાં મન વિસ્મયતા અને ભક્તિથી એકાએક ઉભરાઈ આવે છે. ખરેખર, તારી ગણના દેવ કોટિમાં કરવી, એ જ યોગ્ય છે ! પરંતુ સુખદુઃખરૂપી માયામોહના જાળમાં બંધાયલાં ક્ષુદ્ર માનવ પ્રાણીઓ તારી મનુષ્ય કોટિમાં જ ગણના કરે છે, માટે તે ભાવને અનુસરીને જ અમે તારું અપૂર્વ જીવનચરિત્ર લખવામાં પ્રવૃત્ત થઇયે છિયે.

તારા જીવનસહચર અને પ્રધાનભક્ત ચંદાવત્ કૃષ્ણે એકવાર તારા વિશે એમ કહેલું છે કે, "મૃત મહારાણા ઉદયસિંહની ભૂલ સુધારવા માટે અને મનુષ્યોને સ્વદેશ ભક્તિનો પાઠ શીખવવા માટે જ પુરુષસિંહ પ્રતાપસિંહે આ નશ્વર સંસારમાં અવતાર લીધેલો છે" અને એ અક્ષરે અક્ષર સત્ય છે.



## પંચમ પરિચ્છેદ.

### સ્નેહ સંતાપ.

"And so it comes that still we see
The maid where'er the boy may be;
Love still is blind; and folly still
Direct the urchin where she will."

ANONYMOUS.

કેવળ પ્રકાશમયી પૌર્ણિમાની રાત્રિ. નિરભ્ર નભોમંડળમાં પૂર્ણચંદ્ર વિરાજિત હતો. સર્વત્ર શાંતતાનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. સુંદર ચંદ્રિકાના ધવલ પ્રકાશનો સર્વત્ર વિકાસ થએલો જોવામાં આવતો હતો. ચન્દ્રિકાના પ્રકાશથી જબરા જંગલને એક પ્રકારની અપૂર્વ શોભા પ્રાપ્ત થયેલી હતી. વૃક્ષ, લતા, ઇત્યાદિ સર્વ શાંત હતાં. સમસ્ત જગત્ નિદ્રાસુખના અનુપમ ઉપભોગમાં લીન થએલું હતું. આકાશસ્થ ચંદ્ર પોતાના રમણીય તેજથી અવનીને આનંદ આપતો હતો. ગગનમાંના તારાઓ સ્થિર દૃષ્ટિથી સૃષ્ટિનું નિરીક્ષણ કરતા હતા. ચકોર ચકોરી ચંદ્રનાં અમૃતમય કિરણોનું યથેષ્ટ પાન કરતાં હતાં. સર્વત્ર શાંતતા અને રમણીયતાનું જ સામ્રાજ્ય વ્યાપેલું જોવામાં આવતું હતું.

એવી એ રમણીય રાત્રિના શાંત સમયમાં જબરા જંગલના નિકટમાં આવેલી એક પર્વત ટેકરીપર બેસી અને જગતનાં સર્વ સુખદુઃખોને વિસારીને એક અપૂર્વ સુન્દરી પોતાના મન સાથે ગાવામાં નિમગ્ન થએલી હતી. ગાયનની પ્રત્યેક માત્રાના ઉચ્ચારમાં સુધાવર્ષણનો આભાસ થતો હતો. કોકિલાના પ્રથમ તાન પ્રમાણે તેનાં ગાનનો આરંભ નીચા સ્વરથી થયો; અંતે તે ગાયન પંચમ, અને સપ્તમ સ્વર પર્યન્ત પહોંચી ગયું. સમસ્ત વનસ્થળી તે મધુર ધ્વનિથી ભરાઈ ગઈ. રાત્રિની શાંતતા અને નિઃસ્તબ્ધતાનો ભંગ કરીને સર્વથા તન્મય થઈને તે સુન્દરીએ ગાયું:—

લક્ષ જન્મ જે પ્રેમ મિલનની, બેઠી મનમાં આશ ધરી;
દુર્દૈવે તે પ્રેમ સંગથી, મને વચિતા હાય ! કરી;
આત્મચિતા જે રચે સ્વહસ્તે, તે સમ દુઃખી કોણ અહા!;
જાણે તેના મનોદુઃખને, એવો કોઇ ન પુરુષ મહા.

ગાયન ગવાતું જતું હતું અને તે સાથે તે યુવતિનાં નયનોમાંથી નીરની ઉષ્ણ ધારા પણ વહેતી જતી હતી.

પૂર્ણમાસીની વિભાવરી હતી. સર્વત્ર ચંદ્રિકા પ્રસરી હતી. જ્યોત્સ્નાધારા ધરણીને સ્નાન કરાવતી હતી. પર્વત પ્રદેશમાં પડેલી

કૌમુદી પર્વત પંક્તિને અપૂર્વ શોભા સરિતામાં વિહરાવતી હતી. ઉપર અનંત આકાશ અને અસંખ્ય તારાઓ શોભતા હતા; પાસેથી વહેતી નિર્ઝરણીનો ઝળઝળ ધ્વનિ અને તેમાંના વિલક્ષણ સ્વરો કર્ણને આનંદ આપતા હતા. પર્વતસ્થ વૃક્ષ, લતા ને તૃણ આદિ સર્વ ચન્દ્રિકાનાં કિરણોથી ધવલતા ધારણ કરીને બીજા જ રૂપમાં પોતાનું દર્શન કરાવતા હતા. નિઃસર્ગ દેવતા આનંદમાં નિમગ્ન હતી–કેવળ એ રૂપવતી રમણીના હૃદયમાં મર્મભેદક વેદના થતી હતી.

યુવતિ સર્વથા તન્મય થઈને ગાયન ગાતી હતી. તેનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ વહ્યો જતો હતો. તેનો કેશકલાપ અને તેનાં અંગવસનો અસ્તાવ્યસ્ત થઈ ગયાં હતાં. આવી ચંદ્રિકા યુક્ત રમણીય રજનીમાં નિરાશાએ કલુષિત કરેલા તેના હૃદય સમુદ્રમાં અનેક પ્રકારની વિચાર લહરીઓ ઉત્પન્ન થતી હતી. ચન્દ્રનાં કિરણો, પૂર્ણિમાની રાત્રિ અને પ્રકૃતિનું અનુપમ સૌન્દર્ય એ સર્વ તેની વેદનાની વૃદ્ધિનાં કારણો થતાં હતાં. પરંતુ આવી આપત્તિમાં છતાં પણ તેની મનોહર મૂર્ત્તિ બહુ જ રમ્ય દેખાતી હતી.

સુન્દરીએ પોતાના મધુર સ્વરથી પુનઃ તેજ ગાન ગાયું:–

પર્વતના બીજા ભાગમાંથી એ સ્વરમાં પોતાના સ્વરને મેળવીને કોઇએ તેના આલાપનું ઉત્તર આપ્યું;–

અવશ થઇને તવસમ રતિમાં, સમ દુઃખી હું સખે ! થયો;
વિચાર એનો કરતાં કરતાં, ભ્રાન્તચિત્ત હું બની ગયો.

એ પદ ગાતો ગાતો એ સુંદર તરુણ નર તે ગાતી યુવતી સમક્ષ આવીને ઊભો રહ્યો. તે તરુણનાં તરલ નેત્રો નીરથી ભરેલાં હતાં, તેનો કંઠસ્વર કંપિત થએલો હતો અને તેનું સમસ્ત શરીર રોમાંચિત થએલું હતું. તે તરુણી અનિમેષ નયનોથી તે તરુણને જોવા લાગી. જોતજોતામાં તેનું શરીર પણ રોમાંચિત થઇ ગયું.

તે તરુણ ચંદ્રિકાની ધારાથી અભિષિક્ત તે માનિનીના મુખને જોતો અદ્યાપિ ગાવામાં નિમગ્ન જ હતો;–

હૃદય સ્વપ્નને સમરી હૃદયમાં, ક્ષણ દુ:ખી ક્ષણ સુખી થતો;
વિચાર એનો કરતાં કરતાં, નષ્ટભાન હું બની જતો.

સુંદરી અદ્યાપિ તે તરુણના મુખાવલોકનમાં લીન હતી. તરુણ પણ તરુણીને એક ધ્યાનથી જોયા કરતો હતો. ચાર નેત્રોનું ઐક્ય થતાં મૂકભાષામાં તે ઉભયનાં પરસ્પર અનેક ભાષણો થઇ ગયાં.

નિઃસ્તબ્ધ શાંત રાત્રિ અને નિઃસ્તબ્ધ નિર્જન અરણ્યમય પર્વત પ્રદેશમાં એ યુવક યુવતિ પરસ્પર મુખાવલોકન કરતાં નિઃસ્તબ્ધ ઊભાં હતાં. અન્ય કોઇ પણ મનુષ્ય પ્રાણીનું ત્યાં અસ્તિત્વ હતું નહિ.

મસ્તકે ચંદ્ર પ્રકાશતો હતો, ચંદ્રનાં શુભ્ર કિરણોનો સર્વત્ર પ્રસાર થયો હતો. કૌમુદીનાં કિરણોના પતનથી એ પર્વત પ્રદેશને અપૂર્વ સૌન્દર્યની પ્રાપ્તિ થએલી હતી. આસપાસમાં બીજું કોઇ મનુષ્ય પ્રાણી હતું નહિ. એવા સમયમાં તે તરુણ અને તરુણી પરસ્પરને અતૃપ્ત નેત્રોથી નિહાળવામાં નિમગ્ન થએલાં હતાં. તેમનો એ વેળાનો આદર્શ ખરેખર ચિત્રમાં આલેખવાને જ સર્વથા યોગ્ય હતો.

પૂર્ણમાસીની આનંદમયી નિશા હતી. વિરહિણી વનિતા આજની રાત્રિ કેટલા બધા કષ્ટથી વીતાડતી હશે ? અને પ્રેમિક પ્રેમિકાને આજની રાત્રિ કેટલી બધી આનંદદાયિની ભાસતી હશે, એની કલ્પના કરવી અશક્ય છે. એજ રાત્રે ઉપર્યુક્ત પ્રેમિક અને પ્રેમિકા એ નિર્જન વનમય પર્વત પ્રદેશમાં નિરાશ અંતઃકરણથી પરસ્પરને જોઇ રહ્યાં હતાં. એક બીજા માટે તે ઉભય, મનમાં ઝૂર્યા કરતાં હતાં. ઉભય એક બીજાના સૌન્દર્યમાં મુગ્ધ થએલાં હતાં. એકે છબીનું દર્શન કરીને અને બીજાએ સ્વપ્નમાં મોહિની મૂર્ત્તિ નિહાળીને પ્રેમ પ્રતિમાને પોતાના પ્રાણ અર્પણ કર્યા હતા.

તરુણીનો તરુણમાં અને તરુણનો તરુણીમાં અનન્ય અને અસાધારણ પ્રેમ બંધાયલો હતો. ઉભયે પરસ્પર દેહ વિનિમય કર્યો હતો. પણ દુર્દૈવ કે, ઉભય સન્નિધ હોવા છતાં પણ એક બીજાને પ્રાપ્ત થઇ શકતાં નહોતાં. માર્ગના મધ્યમાં એક અનિવાર્ય વિઘ્ન આવી પડયું હતું.

છબીમાં નિહાળેલી પોતાના પ્રિયતમની તે દેવ સમાન મૂર્ત્તિ પોતાનાં નેત્રો સમક્ષ ઉભેલી હોવા છતાં પણ, આ જન્મમાં તેની પ્રાપ્તિની આશા નથી, એ વિચાર મનમાં આવતાં તે તરુણીનું હૃદય કંપિત થવા લાગ્યું. તે જ પ્રમાણે સ્વપ્નમા દેખાયલી પોતાની પ્રિયતમાની સુંદર મનોહર મૂર્ત્તિ પોતા પાસે હોવા છતાં આ ભવમાં તેની પ્રાપ્તિ થાય, એ અશક્ય છે, એ વિચારનું હૃદયમાં આગમન થતાં તે તરુણની પણ તરુણી જેવીજ અવસ્થા થતી હતી. તરુણ પોતાના મનમાં કહેવા લાગ્યો, "બ્રહ્મદેવનું આ કેવું અલૌકિક કર્તૃત્વ! મારા મનમાં એમ જ થયા કરે છે કે, જન્મો જન્મમાં મને આ તરુણી જ પ્રાપ્ત થાય તો મારું અહોભાગ્ય !" તરુણીના મનમાં પણ એ વેળાએ એવોજ વિચાર ચાલતો હતો. ઉભયના હૃદયોમાં એક પ્રકારનો ભયંકર વિક્ષોભ ઉત્પન્ન થયો હતો, ઉભયનાં નેત્રોમાંથી અશ્રુનું અવિશ્રાંત વહન થયાજ કરતું હતું અને ઉભય અશ્રુપૂર્ણ નયનોથી એક બીજાના મુખના અવલોકનમાં લીન હતાં. પરસ્પરના પ્રેક્ષણમાં એવી રીતે કેટલોક સમય વીત્યા પછી તે તરુણી બાષ્પરુદ્ધ કંઠથી ગાવા લાગી કે;–

હૃદય સ્વપ્નને હવે વિસારી, આ નારીને નાથ! તજો;
મુખ બતાવી નહિ બાળો બાળા, અન્ય સ્થાને સ્નેહ સજો.

તેનાં તે મધુર આલાપયુક્ત ગંભીર ગાનથી દશે દિશા વ્યાપ્ત થઈ ગઈ તરુણ થોડીવાર નિઃસ્તબ્ધ બની ગયો અને ત્યાર પછી વિષાદપૂર્ણ અંતઃકરણથી તેણે ઉત્તર આપ્યું કે;–

એજ શ્રેષ્ઠ ભાસે મમ હૃદયે, આજ્ઞા દે પ્રેમથી મને;
સત્વર ચાલ્યો જાઉં અહીંથી, વિસારિને સર્વથા તને.

તે તરુણ પોતાના કંપિત કરથી તે કામિનીના કંપિત કરને સ્પર્શ કરીને તેની આજ્ઞા લેવાના વિચારમાં હતો, એટલામાં આકાશમાં એક પક્ષિએ વિકટ ધ્વનિ કર્યો. પક્ષીનો ધ્વનિ સાંભળીને બન્ને ચકિત થઈ ગયાં.

એ સમયે તેની આજ્ઞા તરુણથી લઈ શકાઈ નહિ. તે મનમાં જ કહેવા લાગ્યો, "પિતાના વ્રતની ઉદ્યાપનામાં હવે તે કેટલોક વિલંબ રહેલો છે? થોડા સમય માટે પિતૃદ્રોહનું પાપ શિરે વ્હોરવું એ યોગ્ય નથી!"

ક્ષણ બેક્ષણ ઉભય નિઃશબ્દ થઈ ગયાં. શિરોભાગે અનંત આકાશ" આસપાસ નિર્જન વનસ્થલી અને ચરણતળે અપાર પૃથ્વી! અદ્યાપિ તે ઉભય ત્યાં ઊભાં જ હતાં. એ તરુણ અને તરુણી તે કુમાર અમરસિંહ અને કુમારી યમુના હતાં.

## ષષ્ઠ પરિચ્છેદ.

### કાળ પ્રભાવ–'ના' ને સ્થાને 'હા'.

"कालस्य कुटिला गतिः" किंवदन्ती

રોમાંચિત કરી નાખે એવું પ્રતાપસિંહનું અમાનુષ–દેવ ચરિત્ર તો આપણે અત્યાર સુધી વર્ણવ્યું, પણ હવે પ્રસ્તુત પરિચ્છેદમાં આપણે તેના સાધારણ મનુષ્ય ચરિત્રનું અવલોકન કરવાનું છે. મનુષ્ય જે વેળાએ મહત્તાના શિખરે પહોંચીને અક્ષય કીર્ત્તિ અને અતુલ પુણ્યનો સંચય કરે છે, તે વેળાએ તે આબાલ વૃદ્ધ સર્વનો પૂજ્ય પુરુષ થઈ પડે છે. વળી એવા મહાપુરુષના હસ્તે કદાચિત્ કોઈ પ્રમાદ થઈ જાય છે, તો તેમાં પણ લોકનું અધિક લક્ષ રોકાય છે. જો કોઈ સાધારણ મનુષ્યના હસ્તે તેથી પણ વિશેષ ભયંકર પ્રમાદ થાય, તો તે વિશે કોઈ વિચાર માત્ર કરવાનો પરિશ્રમ પણ—લેતું નથી. સાધારણ બુદ્ધિના મનુષ્યો એવા પ્રમાદ કરે, એ જગતનો સાધારણ નિયમ જ છે. પરંતુ જેના હાથે પ્રમાદ થવાની કોઈ કાળે કલ્પના પણ ન હોય અથવા તેના માટે જે કાર્ય અસંભવનીય હોય, એવી કોઈ કલ્પનાતીત કૃતિ તેના હસ્તે થઇ, તો પ્રથમ

પ્રતાપસિંહનો ચિરસહચર ચંદાવત કૃષ્ણ આવ્યો. અમરસિંહ આવ્યો. મહારાણી પદ્માવતી પણ ત્યાં આવી. સર્વ તેનો વિચાર જાણી આશ્ચર્યચકિત થઇ ગયાં. તેમણે અનેક પ્રકારે તેને સમજાવ્યો, પ્રાર્થના કરી, તેના મનમાં આવેલા વિચારને કાઢી નાખવાનો બને તેટલો પ્રયત્ન કર્યો; પણ સમુદ્રના સલિલની ગતિને રોકવામાં કોઇ પણ સમર્થ થયું નહિ. ભીષ્મની પ્રતિજ્ઞાને તે કોણ ફેરવી શકે? સર્વજનો ભયભીત થઇને પ્રતાપસિંહથી જરાક દૂર જઇને ઊભાં રહ્યાં, પ્રતાપસિંહ સમક્ષ બોલવું, એ તેમના સામર્થ્યથી ઉપરાંતનું કાર્ય હતું.

આ પૂર્વે સંધિ માટે બાદશાહનો સંદેશો આવ્યો હોત, તો પ્રતાપે કોઈ કાળે પણ અનુમોદન આપ્યું હોત નહિ. તે દિવસે શાહના જાસૂસને જ્યારે "ના" પાડી ત્યારે તેના મુખમાંથી "હા" પડાવવાની કોઇની પણ શક્તિ હતી નહિ. તેવી જ રીતે આજે જ્યારે તેણે "ના" ને સ્થાને "હા" પાડી, ત્યારે પાછી તેના મુખે "ના" કહેવડાવવાની પણ કોઇનામાં શક્તિ હતી નહિ. મહાપુરુષોનો સર્વ સ્થિતિમાં એવો જ પ્રભાવ હોય છે. જેવી ભાગ્યરેખા!! મનુષ્યનું શું બળ!!!

## સપ્તમ પરિચ્છેદ.

### અશક્ય સર્વથા અશક્ય!

सौजन्य धन्यजनुषः पुरुषः परेषां । दोषानपास्य गुणमेव गवेषयन्ति ।
त्यक्त्वा भुजंगमविषाणि पटीरगर्भात्सौरभ्य मेव पवनाः परिशीलयन्ति" ॥

सुभाषितम्

રવિ કક્ષાભ્રષ્ટ થયો ગિરિરાજ હિમાચલ એક સાધારણ ગિરિગુહામાં જઇને સંતાઈ બેઠો. પ્રચંડ વૃક્ષનું ઉન્મૂલન થયું. એકાએક પ્રતાપનું પારતંત્ર્ય સ્વીકારદર્શક પત્ર આવતાં અકબરના મનમાં એક સમયાવચ્છેદે આશ્ચર્ય ને વિસ્મયતાનો ભાવ ઉદ્ભવ્યો. પ્રતાપસિંહે આવા પારતંત્ર્યનો સ્વીકાર કર્યો હોય, એ વાત જ પ્રથમ તો તેના માનવામાં આવી નહિ. તેણે તે સંધિપત્ર પુનઃ પુનઃ ચાર પાંચ વાર વાંચી જોયું, અનેકવાર બીજાઓને બતાવ્યું; ઘડી ઘડી પ્રતાપના હસ્તાક્ષર તપાસી જોયા. એવી રીતે વિચારમાં કેટલોક સમય વીતાડીને અંતે તેણે એ જ નિશ્ચય કર્યો કે, "પત્ર તો પ્રતાપનું જ છે!" તેના આનંદનો પાર રહ્યો નહિ રાજ્યમાં તેણે એક મહાન્ ઉત્સવનો આરંભ કર્યો.

પ્રતાપસિંહના પ્રધાનભક્ત રાજપૂત કવિરાજ પૃથ્વીરાજને અકબરે એ સમાચાર સંભળાવ્યા, સંધિપત્ર પણ દેખાડયું. એ પત્ર લઇ આવનારા દૂતને અકબરે યથેષ્ટ પારિતોષિક આપ્યું.

પત્ર વાંચીને પૃથ્વીરાજ ગહન વિચારમાં પડી ગયો. ત્રણ ચાર વાર ફરી ફરીને તેણે પ્રતાપનું પત્ર વાંચ્યું. એ અક્ષર પ્રતાપના જ છે કે નહિ, તે જોવા માટે વારંવાર લક્ષપૂર્વક તેનું નિરીક્ષણ કર્યું.

એથી ટકોર કરીને અકબરશાહે પૂછ્યું, “કેમ કવિરાજ! આ પત્રને આટલા બધા ધ્યાનથી જોવાનું કારણ? પ્રતાપસિંહે આવું સંધિ-પત્ર શા માટે અને કેમ લખ્યુ, એ વિશેના વિચારમાં તો તમે વિલીન થઇ ગયા નથી ને? મને તો એમ જ લાગે છે, પછી તો ખુદા જાણે!”

“હુજૂરનું અનુમાન ખરું છે. અપરાધની ક્ષમા હોય તો કહું—આ પત્ર પ્રતાપસિંહે પોતે લખ્યું હોય, એમ મને તો લાગતું નથી.” પૃથ્વીરાજે કહ્યું.

બાદશાહે મહા ઉત્સુકતા અને મ્લાન મુખથી પૂછ્યું, “શું? આ પત્ર પ્રતાપસિંહનું નથી? એ બનાવટી પત્ર છે?”

“સ્પષ્ટ કહેવામાં કાંઇ પણ અપરાધ હોય એમ હું માનતો નથી, અને તેથી કહું છું કે, મને તો આ પત્ર બનાવટી જ દેખાય છે. પ્રતાપસિંહના કોઇ ગુપ્ત શત્રુએ તેના નિર્મળ યશને કલંકિત કરવાના હેતુથી જ આ પત્ર લખેલુંહે ાવું જોઇએ.” પૃથ્વીરાજે સાહસ કરીને કહ્યું.

“તમે તો મારી ધારણાને ખોટી પાડી નાખતા હો એમ લાગે છે. પણ નહિ, તમારી તેનામાં અતિશય ભક્તિ અને શ્રદ્ધા હોવાથી જ કદાચિત્ તમને આ પત્ર અસત્ય અને બનાવટી ભાસતું હશે. હું નિશ્ચયથી કહું છું કે આ અક્ષર પ્રતાપસિંહના જ છે, બીજા કોઇના નથી.”અકબરે દૃઢતાથી કહ્યું.

“જહાંપનાહ! હું પ્રતાપસિંહને સારી રીતે ઓળખું છું. પોતાનું રાજ્ય તો શું, પણ હૂજૂર જો તેને પોતાનું સમસ્ત સામ્રાજ્ય પણ આપી દેતા હોય, તોય પણ તે શરણે આવે, એ કોઇ કાળે બને જ નહિ. આ પત્ર બનાવટી જ છે!” પૃથ્વીરાજે કહ્યું.

કવિજનો સર્વ સ્થાને અને સર્વ પ્રસંગે સર્વથા સ્વતંત્ર જ છે. ઘણા દિવસથી બાદશાહનો પૃથ્વીરાજમાં પ્રેમ બધાયો હતો અને વિશેષતઃ નવરોજના દિવસે દૃષ્ટિગોચર થએલી તે સિંહવાહિની મૂર્ત્તિના તેજ અને પરાક્રમનું સ્મરણ થતાં, પૃથ્વીરાજમાં તેનો અપૂર્વ ભાવ થયો હતો. એટલુ જ નહિ, પણ તેનાથી તે થોડો ઘણો ડરવા પણ લાગ્યો હતો.

બાદશાહના મનમાં શંકાનો ઉદય થયો અને જ્યાંસૂધી પૃથ્વીરાજ પોતાના મુખથી એમ ન કહે કે, “આ સંધિપત્ર પ્રતાપસિંહનું પોતાનું જ

લખેલું છે," ત્યાંસુધી એ શંકાનું સમાધાન થવું અશક્ય હતું. એટલા માટે તેણે જરાક કોપના ભાવથી પૃથ્વીરાજને પૂછ્યું, "જ્યાંસુધી આપણને અમુક વાતનો નિશ્ચય ન હોય ત્યાંસુધી તેના વિશે અભિપ્રાય આપવો, એ નિર્ભય માર્ગ નથી. પ્રતાપસિંહ પ્રતિ તમારો વિશેષ પૂજ્યભાવ હોવાથી જ તમે આમ બોલો છો. આ પત્ર પ્રતાપસિંહનું નથી, એમ સિદ્ધ કરવાનાં તમારી પાસે શાં શાં પ્રમાણો છે?"

"હુજૂરના ભાષણની વ્યર્થ ટીકા કરવી, એ આ દાસને શોભતું નથી!" પૃથ્વીરાજે ગંભીરતાથી ઉત્તર આપ્યું.

"તમને જે કાંઈ પણ યોગ્ય લાગતું હોય, તે કહી દો. હું કોપ કરીશ નહિ." અકબરે કાંઇક શાંત થઇને કહ્યું.

"જો હુજૂર સત્ય જ પૂછતા હોય, તો મારે કહેવું જ જોઇએ કે, પ્રતાપ આવું પત્ર લખે, એ અશક્ય, સર્વથા અશક્ય છે!!" પૃથ્વીરાજે નિશ્ચયથી કહ્યું.

"શક્ય હોય કે અશક્ય; પણ કાળનો અને પોતાના બળનો સર્વને વિચાર કરવો પડે છે. પ્રતાપસિંહ અત્યારે કેવી અવદશામાં છે, તેનો તો વિચાર કરી જુઓ." અકબરે સમય અને સ્થિતિનું વિવેચન કર્યું.

"મેં એનો પૂરેપૂરો વિચાર કર્યો છે; અત્યારે તે એક સર્વ સાધન હીન, વનચારી અને સંન્યાસી છે!" પૃથ્વીરાજે કહ્યું.

"તમે કહો છો, તેના કરતાં પણ અત્યારે તે અધમ અવસ્થામાં છે. હાલમાં આહાર માટે તેને પૂરતું અન્ન પણ મળતું નથી; પુત્ર આદિને સાથે લઇને તે એક વનમાંથી બીજા વનમાં અને બીજામાંથી ત્રીજા અરણ્યમાં છુપાઇ રહેવાને ભટક્યા કરે છે. મારા સૈનિકો રાત્રિ દિવસ તેની પૂંઠે પડેલા હોવાથી ઘડી બે ઘડી શાંતિથી બેસવાનો પ્રસંગ પણ તેને મળી શકતો નથી. તેની એક ભિક્ષુક કરતાં પણ વધારે ખરાબ હાલત થએલી છે." અકબરે પ્રતાપની પીડાનું વર્ણન કરી સંભળાવતાં કહ્યું.

"હુજૂરનું કહેવું સત્ય છે. પરંતુ એવી અધમ અવસ્થામાં કષ્ટો ભોગવતાં તો સામી એ મહાપુરુષના ચિત્તની દૃઢતા સિદ્ધ થાય છે. એનું હિમાલય સમાન અચળ મન કોઇ કાળે પણ ચળ થવાનું નથી." પૃથ્વીરાજે ઉત્તર દીધું.

"ત્યારે તમારું મત એમ જ છે કે, આ પત્ર પ્રતાપસિંહનું નથી?" અકબરે મ્લાન મુદ્રાથી પ્રશ્ન કર્યો.

"જી-હા-મારો એ જ અભિપ્રાય છે." પૃથ્વીરાજે ઉત્તર આપ્યું.

"અભિપ્રાય અને ન અભિપ્રાયનો પ્રસંગ અત્યારે નથી. તમારા અભિપ્રાયની સત્યતા દેખાડનારાં પ્રમાણો તમારે રજૂ કરવાં પડશે. પ્રતા-

પસિંહના હસ્તાક્ષર તો તમે ઓળખતા હશો જ. માટે આ પત્રની સારી રીતે પરીક્ષા કરીને કહો કે એ અક્ષર પ્રતાપ રાણાના હાથના છે કે નહિ ?" અકબરે પૃથ્વીરાજને દમમાં લેવા માંડયો.

પણ એથી પૃથ્વીરાજ જરાએ ગભરાયો નહિ. તેણે હસીને કહ્યું કે, "જહાંપનાહ ! જે કોઇ પણ પ્રતાપસિંહના નામે પત્ર લખવાનું સાહસ કરે, તેણે તેના જેવા અક્ષર લખવા જ જોઇએ."

"જો એમ જ હોય તો દિલ્લીશ્વરની પોતાની હુજૂરમાં બનાવટી પત્ર મોકલવાનું સાહસ કોનું હોવું જોઇએ ? એવો પોતાના જીવપર ઉદાર થએલો મનુષ્ય તે કોણ હશે !" દિલ્લીશ્વરે પોતાના અભિમાનનું ભાન કરાવ્યું.

કોપ કરી અકબરે તે પત્ર લાવનાર દૂતને એકદમ દરબારમાં બોલાવી મગાવ્યો. કંપતો કંપતો દૂત આવ્યો, તેને શાહે કહ્યું કે, "આ પત્રની સત્યતા અસત્યતાનો નિર્ણય ન થાય, ત્યાં સૂધી તું અમારો બંદીવાન છે."

ગરીબ બિચારો દૂત ! વિનાકારણ કારાગૃહવાસી થયો.



## અષ્ટમ પરિચ્છેદ.



### પૃથ્વીરાજનું સાહસ.

"I would applaud thee to the very echo,
That should applaud again." SHAKESPEARE.

ચળ વિચળ થતા મનમાં પૃથ્વીરાજ અનેક પ્રકારના વિચાર કરવા લાગ્યો. "શું ખરેખર પ્રતાપસિંહે જ આ પત્ર લખ્યું હશે ? શું મોગલ શાહેનશાહ સમક્ષ તેણે પોતાના પરાજયનો સ્વીકાર કર્યો ? શું મહા પુરુષ વ્રતથી ચળિત થયો ? આજે અઢાર અઢાર વર્ષથી પોતાનાં સર્વ સુખોને ત્યાગી, જેણે વનચર વૃત્તિ સ્વીકારેલી છે, ચિત્તોડના ઉદ્ધાર માટે જેણે મેવાડનો સર્વ પ્રદેશ ખોઇ દીધો છે, ક્ષત્રિયોનું નામ નિષ્કલંક રાખવા માટે જેણે શિશોદિયા કુળના સમસ્ત કુમાર અને કુમારિકાઓને દીર્ઘકાળથી અવિવાહિત રાખેલાં છે, તે પ્રાતઃસ્મરણીય, પુણ્યશ્લોક અને હમીરનો વંશ "મહારાણો પ્રતાપ—આજે વ્રતથી ચ્યુત થયો ભયંકર દારિદ્રયના દુઃખદાયક ચક્રમાં સપડાયાથી તેના મનમાં પોતાની પ્રતિજ્ઞાનું વિસ્મરણ થઇ ગયું ? આવું દારુણ દુઃખ કેમ સહી શકાય ?"

એક એકાંત સ્થાનમાં બેઠેલા પૃથ્વીરાજના મનમાં એવા વિચારો થતા હતા. ત્યારપછી તે મનમાં જ કહેવા લાગ્યો, "બાદશાહનું અનુમાન ખોટું

લખેલું છે," ત્યાંસુધી એ શંકાનું સમાધાન થવું અશક્ય હતું. એટલા માટે તેણે જરાક કોપના ભાવથી પૃથ્વીરાજને પૂછ્યું, "જ્યાંસુધી આપણને અમુક વાતનો નિશ્ચય ન હોય ત્યાંસુધી તેના વિશે અભિપ્રાય આપવો, એ નિર્ભય માર્ગ નથી. પ્રતાપસિંહ પ્રતિ તમારો વિશેષ પૂજ્યભાવ હોવાથી જ તમે આમ બોલો છો. આ પત્ર પ્રતાપસિંહનું નથી, એમ સિદ્ધ કરવાનાં તમારી પાસે શાં શાં પ્રમાણો છે?"

"હુજૂરના ભાપણની વ્યર્થ ટીકા કરવી, એ આ દાસને શોભતું નથી!" પૃથ્વીરાજે ગંભીરતાથી ઉત્તર આપ્યું.

"તમને જે કાંઈ પણ યોગ્ય લાગતું હોય, તે કહી દ્યો. હું કોપ કરીશ નહિ." અકબરે કાંઈક શાંત થઈને કહ્યું.

"જો હુજૂર સત્ય જ પૂછતા હોય, તો મારે કહેવું જ જોઈએ કે, પ્રતાપ આવું પત્ર લખે, એ અશક્ય, સર્વથા અશક્ય છે!!" પૃથ્વીરાજે નિશ્ચયથી કહ્યું.

"શક્ય હોય કે અશક્ય; પણ કાળનો અને પોતાના બળનો સર્વને વિચાર કરવો પડે છે. પ્રતાપસિંહ અત્યારે કેવી અવદશામાં છે, તેનો તો વિચાર કરી જુઓ." અકબરે સમય અને સ્થિતિનું વિવેચન કર્યું.

"મેં એનો પૂરેપૂરો વિચાર કર્યો છે; અત્યારે તે એક સર્વ સાધન હીન, વનચારી અને સંન્યાસી છે!" પૃથ્વીરાજે કહ્યું.

"તમે કહો છો, તેના કરતાં પણ અત્યારે તે અધમ અવસ્થામાં છે. હાલમાં આહાર માટે તેને પૂરતું અન્ન પણ મળતું નથી; પુત્ર આદિને સાથે લઈને તે એક વનમાંથી બીજા વનમાં અને બીજામાંથી ત્રીજા અરણ્યમાં છુપાઈ રહેવાને ભટક્યા કરે છે. મારા સૈનિકો રાત્રિ દિવસ તેની પૂઠે પડેલા હોવાથી ઘડી બે ઘડી શાંતિથી બેસવાનો પ્રસંગ પણ તેને મળી શકતો નથી. તેની એક ભિક્ષુક કરતાં પણ વધારે ખરાબ હાલત થએલી છે." અકબરે પ્રતાપની પીડાનું વર્ણન કરી સંભળાવતાં કહ્યું.

"હુજૂરનું કહેવું સત્ય છે. પરંતુ એવી અધમ અવસ્થામાં કષ્ટો ભોગવતાં તો સામી એ મહાપુરુષના ચિત્તની દૃઢતા સિદ્ધ થાય છે. એનું હિમાલય સમાન અચળ મન કોઈ કાળે પણ ચળ થવાનું નથી." પૃથ્વીરાજે ઉત્તર દીધું.

"ત્યારે તમારું મત એમ જ છે કે, આ પત્ર પ્રતાપસિંહનું નથી?" અકબરે મ્લાન મુદ્રાથી પ્રશ્ન કર્યો.

"જી—હા—મારો એ જ અભિપ્રાય છે." પૃથ્વીરાજે ઉત્તર આપ્યું.

"અભિપ્રાય અને ન અભિપ્રાયનો પ્રસંગ અત્યારે નથી. તમારા અભિપ્રાયની સત્યતા દેખાડનારાં પ્રમાણો તમારે રજૂ કરવાં પડશે. પ્રતા-

પસિંહના હસ્તાક્ષર તો તમે ઓળખતા હશો જ. માટે આ પત્રની સારી રીતે પરીક્ષા કરીને કહો કે એ અક્ષર પ્રતાપ રાણાના હાથના છે કે નહિ?" અકબરે પૃથ્વીરાજને દમમાં લેવા માંડયો.

પણ એથી પૃથ્વીરાજ જરાએ ગભરાયો નહિ. તેણે હસીને કહ્યું કે, "જહાંપનાહ! જે કોઇ પણ પ્રતાપસિંહના નામે પત્ર લખવાનું સાહસ કરે, તેણે તેના જેવા અક્ષર લખવા જ જોઇએ."

"જો એમ જ હોય તો દિલ્લીશ્વરની પોતાની હુજૂરમાં બનાવટી પત્ર મોકલવાનું સાહસ કોનું હોવું જોઇએ? એવો પોતાના જીવપર ઉદાર થએલો મનુષ્ય તે કોણ હશે!" દિલ્લીશ્વરે પોતાના અભિમાનનું ભાન કરાવ્યું.

કોપ કરી અકબરે તે પત્ર લાવનાર દૂતને એકદમ દરબારમાં બોલાવી મગાવ્યો. કંપતો કંપતો દૂત આવ્યો, તેને શાહે કહ્યું કે, "આ પત્રની સત્યતા અસત્યતાનો નિર્ણય ન થાય, ત્યાં સૂધી તું અમારો બંદીવાન છે."

ગરીબ બિચારો દૂત! વિનાકારણ કારાગૃહવાસી થયો.



## અષ્ટમ પરિચ્છેદ.

### પૃથ્વીરાજનું સાહસ.

"I would applaud thee to the very echo,
That should applaud again." SHAKESPEARE.

ચળ વિચળ થતા મનમાં પૃથ્વીરાજ અનેક પ્રકારના વિચાર કરવા લાગ્યો. "શું ખરેખર પ્રતાપસિંહે જ આ પત્ર લખ્યું હશે? શું મોગલ શાહેનશાહ સમક્ષ તેણે પોતાના પરાજયનો સ્વીકાર કર્યો? શું મહા પુરુષ વ્રતથી ચળિત થયો? આજે અઢાર અઢાર વર્ષથી પોતાનાં સર્વ સુખોને ત્યાગી, જેણે વનચર વૃત્તિ સ્વીકારેલી છે, ચિત્તોડના ઉદ્ધાર માટે જેણે મેવાડનો સર્વ પ્રદેશ ખોઇ દીધો છે, ક્ષત્રિયોનું નામ નિષ્કલંક રાખવા માટે જેણે શિશોદિયા કુળના સમસ્ત કુમાર અને કુમારિકાઓને દીર્ઘકાળથી અવિવાહિત રાખેલાં છે, તે પ્રાતઃસ્મરણીય, પુણ્યશ્લોક અને હમીરનો વંશ "મહારાણો પ્રતાપ—આજે વ્રતથી ચ્યુત થયો ભયંકર દારિદ્રયના દુઃખદાયક ચક્રમાં સપડાયાથી તેના મનમાં પોતાની પ્રતિજ્ઞાનું વિસ્મરણ થઇ ગયું? આવું દારુણ દુઃખ કેમ સહી શકાય?"

એક એકાંત સ્થાનમાં બેઠેલા પૃથ્વીરાજના મનમાં એવા વિચારો થતા હતા. ત્યારપછી તે મનમાં જ કહેવા લાગ્યો, "બાદશાહનું અનુમાન ખોટું

નથી. સંધિ પત્રમાંના હસ્તાક્ષરો પ્રતાપસિંહના જ છે. જો કે પ્રતાપસિંહની વિમલ કીર્ત્તિને કલંકિત કરવામાં ઉત્સુક હોય, એવા અનેક ગુપ્ત શત્રુઓ અને ગૃહ શત્રુઓ જીવતા જાગતા છે, પરંતુ આટલા દિવસ પછી આવું પત્ર બાદશાહના દરબારમાં મોકલવાનું તેમનામાંથી કોઈ પણ સાહસ કરે, એ સંભવિત જણાતું નથી. વળી જો પત્ર બનાવટી હોય, તો તે બાદશાહ પાસે લઈ આવવાનું દૂત સાહસ કેવી રીતે કરી શકે? પત્ર લઈ આવનાર દૂત તેની મુખ મુદ્રાથી નીચ હોય તેવો જણાતો નથી. મારો તર્ક અસત્ય હતો, એ હવે મને જણાય છે. ખરી વાત તો એ છે કે, મેવાડના ઉદ્ધાર કે ઉદયની અંતિમ આશાનો પણ નાશ થઇ ચૂક્યો છે!"

"જો આ વાત ખરી હોય, તો પણ એ માટે હું મહારાણાને અપરાધી ગણીશ નહિ. આવી દુર્દશા છતાં પણ આટલા દિવસ એણે જ શત્રુ સમક્ષ ટકાવ કર્યો છે. એની હાલની બુરી હાલતનો મનમાં વિચાર આવતાં જ લોહીનું પાણી થઇ જાય છે. આવી સ્થિતિમાં ચલિત થએલા મનને દૃઢાવે અને ઉત્સાહને જગાવે, એવું કોઈ માણસ પણ તેની પાસે રહ્યું નથી. તેના ઉત્સાહની વૃદ્ધિ કરવા માટે મેં મારી લાડકી બ્હેનને મોકલી છે ખરી, પણ એ ઉચ્છૃંખલ કુમારિકાથી એ કાર્ય કેવી રીતે પાર પાડી શકાય વારુ? અર્થ પૂર્ણ બે વાર્ત્તાઓ અથવા વીરરસ પ્લુત બે કાવ્યો સંભળાવીને તે કુમારિકા, તે દૃઢ પ્રતિજ્ઞ, સંકલ્પ પરાયણ અને સ્વદેશભક્તને કર્ત્તવ્ય પરાયણ કરી શકે ખરી? આ પ્રસંગે જો હું તેના પાસે હોત, તો કેવું સારું થાત!"

થોડીવાર મૌન્યતા ધારણ કરીને તે પાછો બબડવા લાગ્યો, "પણ હું પાસે નથી તેથી શું થયું? શું હુ અહીંથી જ તેને કોઈ પ્રકારની સારી સૂચના નહિ કરી શકું? તેના એક દિવસના મોહથી આટલાં વર્ષ સુધી પાળેલા વ્રતનો જ્યારે ભંગ થાય છે અને તે સાથે મેવાડની સર્વ ભાવિ આશાઓનો પણ ભંગ થવાનો સભવ જણાય છે, ત્યારે મારે એ વિશે તેને કાંઈ પણ સૂચના તો આપવી જ જોઈએ. હું મારું ધારેલું કરી શકીશ!"

એવી રીતે પૃથ્વીરાજે શાંતિથી અનેક વિચારો કર્યાં અને અંતે એક નિશ્ચયપર આવીને તે બોલ્યો કે. "હા એ જ યોગ્ય ઉપાય છે, એમ કરવાથી સહજમાં નિરપરાધી દૂત બંધનમુક્ત થશે અને મેં પણ મારું કર્ત્તવ્ય બજાવ્યું એમ કહેવાશે. જો કે નિશ્ચયપૂર્વક તો કાંઇ પણ નથી કહી શકાતું, તોપણ મારી મનોદેવતા મને કહે છે કે, મહારાણા જો પોતાની ભૂલ થએલી જોશે તો જાગૃત થએલા સિંહ પ્રમાણે ગર્જના કરીને ઊઠશે, વસ્તુ સ્થિતિ ગમે તે હો, પણ બાદશાહથી વાદવિવાદ

કરવાથી એ ફળ તો મળ્યું ખરું જ કે, એક વેળા મહારાણા પ્રતાપસિંહને તેની સત્ય પ્રતિજ્ઞાની સ્મૃતિ તો કરાવવી જ."

એટલામાં પૃથ્વીરાજની પત્ની મહાસાધ્વી, જોધાબાઈ ત્યાં આવી. તેને જોતાં જ પૃથ્વીરાજે કહ્યું "પ્રિયે! કહે જોઈએ, મારા મનમાં ધારેલો હેતુ સિદ્ધ થશે કે નહિ?"

જોધાબાઈએ હસતાં હસતાં ઉત્તર આપ્યું "હું કોઈ અંતર્જ્ઞાની યોગિની છું કે શું કે આપનો હેતુ જાણ્યા વિના જ તેની સફળતા-કે નિષ્ફળતાનું ઉત્તર આપી દઉં?"

"પણ તને કેમ લાગે છે, કહે તો ખરી? જો, પતિવ્રતાની **હા** કે નામાં મારો બહુ જ વિશ્વાસ છે." પૃથ્વીરાજે પોતાની વાત પકડી રાખી.

"તમારો હેતુ તો હું જાણતી નથી ને, **હા** કે **ના** કહી નાખું? આ તો દુષ્કર કાર્ય કહેવાય! પતિવ્રતા સ્ત્રીમાં થોડું ઘણું અંતર્જ્ઞાન હોય છે ખરું, એમ ધારીને જ આપ આવો પ્રશ્ન કરો છો? જો એમ જ હોય તો કોઈ પતિવ્રતાને આ પ્રશ્ન પૂછો! જો હું એવી પતિવ્રતા હોત તો–"

પૃથ્વીરાજે બહુ જ આદરથી પોતાની પત્નીને ચુંબનનું સુખ આપ્યું અને તેને વચમાં જ બોલતી અટકાવીને પ્રેમપૂર્વક કહ્યું "મારી જીવન સર્વસ્વે! પ્રાણપ્રિયે! તું શું તેવા પ્રકારની પતિવ્રતા નથી? આ પાપમય યવન નગરીમાં તારા જેવી બીજી પતિવ્રતા તે કોણ મળી શકશે? નૌરોજના મેળાના દિવસે તેં જે અપૂર્વ શૌર્ય દેખાડ્યું હતું, તેનું સ્મરણ થતાં જ સર્વ શરીર રોમાંચિત થઈ જાય છે. પ્રિયે! તારા જ પુણ્યબળથી દિલ્લીશ્વરનું મન પોતાના દુષ્ટ હેતુથી પરાઙ્મુખ થયું અને અનેક અબળાઓએ તને ધન્યતા દર્શક આશીર્વાદ આપ્યા હતા, તે પ્રસંગનું સ્મરણ કર. આમ છતાં પણ તું કહે છે કે, 'હું એવી પતિવ્રતા હોત તો'–પ્રિયે! ખરું કહી દે–હું વિનોદ નથી કરતો–મારા મનનો હેતુ સિદ્ધ થશે કે નહિ?"

ઉત્તર દીધા વિના હવે છૂટકો નથી, એમ જાણીને જોધાબાઈએ હસતાં હસતાં ઉત્તર આપ્યું કે, "હા–આપનો હેતુ સિદ્ધ થશે."

"મને રુડું મનાવવાને તો **હા** નથી કહેતીને?" પૃથ્વીરાજે વિનોદના ભાવથી પૂછ્યું.

જોધાબાઈએ પુનઃ હસીને કહ્યું, "જો મેં **હા** કે **ના** ન કહેતાં કોઈ બીજી જ વાત કહી હોત, અથવા તો "હું શું જાણું?" એમ કહ્યું હોત, તો આપને માઠું લાગવાનો સંભવ હતો, અને કદાચિત્ આપના મનમાં એથી કોપ પણ થાત. તેથી મેં હારીને અંતે **હા** પાડી; તો પણ હજી મારો છૂટકારો નથી થતો આ તે શું?" જોધાબાઈએ વિનોદને આગળ વધાર્યો.

"તારા બોલવાથી મારા મનમાં કોપ થશે, એમ તેં શા ઉપરથી ધાર્યું વારુ ?" પૃથ્વીરાજે કહ્યું.

"એ શા ઉપરથી ને બા ઉપરથી તો પુરુષો જાણે. સ્ત્રિયો એટલાં બધાં કારણો સમજી શકતી નથી;" જોધાબાઇએ હસીને એક કટાક્ષપાત કરી નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યું.

"ત્યારે તો સ્ત્રિયોને હું ધારું છું કે, કોપનું કારણ જ કોઇવાર નહિ મળતું હોય. પોતાની જાતિનો આ કેવો પક્ષપાત ? પ્રિયે ! પક્ષપાત છોડી દે મને ખરેખરું કહી દે કે, મારો હેતુ સિદ્ધ થશે કે નહિ ?" પૃથ્વીરાજે બીજીવાર પાછો તેનો તે જ સવાલ ઉલટાવીને પૂછ્યો.

"આપના મનમાં શો હેતુ છે, તે જણાવવા માટે વિનતિ કરવાની આજ્ઞા છે ?" જોધાબાઇએ પ્રાર્થના કરી, અને સંકેતથી હેતુ સિદ્ધ થવાની સૂચના પણ આપી દીધી.

"નિઃશંક ! તને મારો હેતુ નહિ જણાવું, તો બીજા કોને જણાવીશ ? મારા મનમાં આ વેળાએ મહારાણા પ્રતાપસિંહ વિશે કેટલાક વિચારો ચાલી રહ્યા છે ને તેના લાભ માટેનો જ મારો કાંઇક હેતુ છે."

એમ કહીને પૃથ્વીરાજે પોતાની પત્નીને એક પછી એક બધી વાતો કહી સંભળાવી. સંધિપત્ર લઇને દૂતનું આવવું, પત્ર અસત્ય હોવા વિશેની પોતાની કલ્પના અને બાદશાહ સાથે થએલો વાદવિવાદ ઇત્યાદિ સર્વ વાર્ત્તાઓ ક્રમાનુસાર કહી સંભળાવી. એ સાંભળીને જોધાબાઇનો પણ પતિ જેવો જ અભિપ્રાય બંધાયો. કોઈ વિશેષ અને અનિવાર્ય સંકટો આવી પડ્યાં હશે-અને તેથી જ પ્રતાપસિંહે એ સંધિપત્ર મોકલ્યુ હશે એવો તેનો નિશ્ચિત અભિપ્રાય હતો.

ત્યારપછી પૃથ્વીરાજે પોતાના મનનો જે વિશેષ હેતુ હતો, તે પણ પોતાની અર્ધાંગનાને જણાવી દીધો અને કહ્યું કે, "એક યવન પહેરેગીરની સહાયતાથી તે દૂતને બંધન મુક્ત કરીને તે દ્વારા મહારાણાજીને એક ગુપ્ત પત્ર મોકલવાની મારી ઇચ્છા છે. એ પત્ર એવું લખવાનું છે કે, તે વાંચતાં જ મહારાણાજી અંગીકૃત વ્રતની ઉદ્યાપના માટે પુનઃ તત્કાળ તત્પર થાય અને મનમાં ધારેલા સંધિ કરવાના સંકલ્પનો ત્યાગ કરે. પરંતુ એ દૂત વિશ્વાસને પાત્ર છે કે નહિ, એનો પ્રથમ આપણે પૂરેપૂરો નિશ્ચય કરી લેવો જોઇએ."

જોધાબાઇએ કહ્યું કે, "એ તો સર્વ ઠીક, પણ આપે પોતાની ભગિની વિશે શો વિચાર કર્યો છે તે તો જણાવો ? બ્હેન બા આજન્મ કુમારિકા ધર્મમાં જ રહેશે કે શું ? અમરસિંહ સાથે તેમનો વિવાહ સંબંધ નહિ જ થવા પામે ? મારા કાકાએ આપની અભ્યર્થનાનો અસ્વીકાર જ કર્યો ને ? હર-હર ! ! કેવી દુર્દશા ! ! !"

એક દીર્ઘ નિઃશ્વાસ મૂકીને પૃથ્વીરાજે ઉત્તર આપતાં કહ્યું, "પ્રિયે! દૂતના મુખથી મેં સર્વ સમાચાર સાંભળ્યા છે. મોગલો સાથે જેનો યત્કિંચિત્ પણ સંબંધ થયો હોય, તેના ગૃહથી વૈવાહિક સંબંધ ન કરવો, એવો મહારાણાજીએ દૃઢતમ સંકલ્પ કરેલો છે. હવે આપણો શો ઉપાય? યમુનાનો પણ અમરસિંહ સાથે શરીર સંબંધ કરવાનો દૃઢતમ નિશ્ચય થએલો હોવાથી બીજા કોઇ સાથે હવે તેનાં લગ્ન કરી શકાય તેમ પણ નથી. ત્યાં તેનો ઇચ્છિત પ્રિયકર તેને દૃષ્ટિ ગોચર થાય છે, એ પણ તેનું મહદ્ ભાગ્ય જ સમજવું જોઇએ. જો તે અહીં રહી હોત, તો પળપળે આપણા અને તેના શિરે નવાં નવાં સંકટો આવતાં રહ્યાં હોત. મહારાણાજીના પરિવારમાં આશ્રય મળવાથી બીજો લાભ ન પણ થાય, તોપણ તેની પવિત્રતા અને વંશમર્યાદાના રક્ષણનો લાભ તો તેને અવશ્ય મળે છે જ. હું એટલામાં જ સંતોષ અને સમાધાન માનું છું."

"બ્હેન બા હવે પાછાં દેખાશે, એવી આશા માત્ર પણ મારા મનમાં તો નથી. હજી આપણો કેટલાક દિવસ આ યવનપુરીમાં નિવાસ રહેશે તે જાણી નથી શકાતું. પરમેશ્વર આ બંધન શૃંખલા સત્વર તોડે!" જોધાબાઇએ નિરાશાપૂર્વક એ વાક્યોનો ઉચ્ચાર કર્યો.

"ઇશ્વર જેમ પોતાને યોગ્ય લાગશે તેમ કરશે. મારાથી કે તારાથી કશું પણ કરી શકાય તેમ નથી. આવી દુર્દશાની વેળામાં પત્રમાં મહારાણાને યમુનાવિશે કાંઇ પણ સૂચના આપવી, એ મને તો યોગ્ય લાગતું નથી. તેના ભાગ્યમાં જેમ લખેલું હશે તેમ અવશ્ય થવાનુંજ."



## નવમ પરિચ્છેદ.

### પૃથ્વીરાજનું પત્ર.

"Put thou thy trust in God,
In duty's path go on;
Fix on His word thy steadfast eye,
So shall thy work be done." LUTHER

નામશેષ મહારાણા પ્રતાપસિંહની ચિત્તવૃત્તિમાં એકાએક કાંઇક ચંચળતા થઈ જવાથી તેણે તત્કાળ એક સંધિપત્ર લખીને બાદશાહના દરબારમાં મોકલી દીધું. ત્યારપછી તે થોડીકવાર ગંભીરતા ધારીને બેસી રહ્યો. તેની એ ગંભીરતા અને સ્તબ્ધતાની અવસ્થા તોફાની સમુદ્રની સ્થિતિ પ્રમાણેની જ હતી. તેની એ સમયની ઉગ્ર મૂર્તિને નિહાળી

તેના સમક્ષ જવાની કોઇની પણ છાતી થતી નહોતી. તેના અંતઃકરણમાં કેવું અને કેટલું બધું તોફાન થએલું હતું, એની કલ્પના તેના પોતાના વિના બીજા કોઇથી કરી શકાય એમ હતું નહિ. હાય! હાય!! વર્ષો પર્યન્ત પાળેલા મહાવ્રતનો એક ક્ષુદ્ર ઘટનાને લીધે મનમાંથી લોપ થઈ ગયો! અર્થાત્ એ વેળાની તેના મનની સ્થિતિનું વર્ણન થવું અશક્ય છે.

મનની એવી સ્થિતિમાં તેના કેટલાક દિવસો વીતી ગયા. તેણે મોકલેલો દૂત દિલ્લી જઈ પહોંચ્યો. થોડાક દિવસો જવા પછી પ્રતાપસિંહ ખરેખર બહુ જ અધીર અને ઉન્મત્ત બની ગયો. પ્રમાદી મનુષ્ય પ્રમાણે તે રાત દિવસ મનમાં જ બબડવા અને શોક કરવા લાગ્યો. તેની આવી દશા જોઇને, એના હૃદયના ભિન્ન ભિન્ન વિભાગો તો નહિ પડી જાય! એવી તેના પરિવારના મનુષ્યોના અને હિતૈષી જનોના મનમાં ભયંકર ભીતિ ઉત્પન્ન થઈ.

ઉન્માદના દિવસો પણ નીકળી ગયા. દ્વિપ્રહરનો સમય વ્યતીત થઈ ગયો હતો. પ્રમાદી પુરુષ પ્રમાણે પ્રતાપ એકાએક રડવા લાગ્યો. બોલ્યો:—"હાય! હાય!! આટઆટલાં વર્ષો આવી અવસ્થામાં કાઢીને અંતે મેં આત્મહત્યા કરી? હા હા! ખરેખર આત્મહત્યા જ કરી! મેં મારા હૃદયનું મારા પોતાના હાથે જ વિદારણ કરી નાખ્યું. મને એ દુર્બુદ્ધિ કેમ અને ક્યાંથી સૂઝી—હું એ કુકૃત્ય કરવા પહેલાં મરી કાં ન ગયો!!

"કોઇ છે કે મારો સત્ય શુભેચ્છક મિત્ર? જો હોય, તો તે આવે ને મિત્રનું કાર્ય કરી આપે! કાર્ય એજ કે, મારો વધ કરીને મારા હૃદયમાં સળગેલી જ્વાળાથી મને સદાને માટે મુક્ત કરે! આ વ્રતભંગકારી અધમથી પણ અધમ નીચ નરને જીવતો ન રાખે—જો મારો કોઈ મિત્ર હોય, તો તે સત્વર આવીને મને આ યાતનામાંથી છૂટો કરે! નહિ તો તે મારો મિત્ર જ નહિ, સર્વથા મારો શત્રુ છે!"

પતિનો આવો આર્ત્ત નાદ સાંભળીને રાજમહિષી પદ્માવતી અકળાતી ગભરાતી ત્યાં આવી પહોંચી, એટલે તેને ઉદ્દેશીને પ્રતાપ કહેવા લાગ્યો કે, "રાજમહિષિ! મારી તલવાર ક્યાં છે? તે સત્વર મને લાવી આપ."

"નાથ! આમ એકાએક શું થઈ ગયું?" રાણીએ રડીને પૂછ્યું.

"પ્રિયે! થવાનું હજી શું બાકી રહ્યું છે? મારા ભાગ્યમાં અંતે આમ થવાનુંજ લખેલું હતું! પરમેશ્વર! મારે માથે આ કેવો દુઃખકર પ્રસંગ! મારા સર્વસ્વનો નાશ! મોગલ શહેનશાહ સમક્ષ મેં હાર માની!"

એમ કહીને પ્રતાપસિંહ પોતે ગુહામાં જઇને પોતાની તલવાર લઈ આવ્યો અને તે રાણીના હાથમાં આપીને કહેવા લાગ્યો "પ્રિય-

તમે! તારા પતિની આ અંતિમ આજ્ઞાનું પાલન કર-મને આ અસહ્ય યાતનામાંથી છોડવ! આત્મહત્યા કરવી, એ મને યોગ્ય નથી લાગતું!"

"પ્રાણનાથ! આ હું શું સાંભળું છું? મારાં કેવાં દુર્ભાગ્ય! હે જગદીશ્વર! અંતે મારા પતિના પવિત્ર હૃદયમાં ઉન્માદનો તેં વાસ કરાવ્યો અને મને તે જોવા માટે જીવતી રાખી! કેવી તારી નિર્દયતા!" પદ્માવતીએ સર્વથા નિરાશાથી ઉદ્ગાર કાઢ્યા.

એના ઉત્તરમાં ભયંકર હાસ્ય કરીને પ્રતાપસિંહે કહ્યું "પ્રિયે! તારી શંકા ખોટી છે. મારા મનમાં ઉન્માદનો નિવાસ થયો નથી. જો હું ગાંડો થયો હોત, તો તુચ્છ ભોગ વિલાસની આશાથી અત્યાર સુધી પાળેલા વ્રતનો ત્યાગ કર્યો હોત ખરો કે? અવનતિને સ્વીકારીને અકબરને સંધિપત્ર મોકલ્યું હોત કે? એ સર્વ અનિષ્ટોનું મૂળ તે આ દુષ્ટ વિષયવિલાસની તૃષ્ણા જ છે, બીજું કાંઈ પણ નથી!"

એ સમયે ચંદાવત્ કૃષ્ણ, અમરસિંહ અને યમુના ઇત્યાદિ સર્વે ત્યાં આવી પહોંચ્યાં. પ્રતાપસિંહ ચંદાવત્ કૃષ્ણને સંબોધીને કહેવા લાગ્યો કે, "સરદાર! આજ તમારી સ્વામિનિષ્ઠાની પરીક્ષાનો દિવસ છે. આ તલવાર લ્યો અને તમારા આ અધમ સ્વામીને આલોકમાંથી પરલોકમાં રવાને કરો!"

એ વાક્યો સાંભળીને ચંદાવત, અમર અને યમુના આદિ સર્વ આશ્ચર્યચકિત થઇને પ્રતાપસિંહના શોકાવૃત્ત મુખને જોવા લાગ્યાં.

પાછો જાણે ઉન્માદનો ઝટકો લાગ્યો હોય, તેમ ઉશ્કેરાઇને પ્રતાપ બોલ્યો કે, "પોતાના હાથે જ ઘરને સળગાવીને તે સારી રીતે બળવા માંડે એટલે શુદ્ધિમાં આવનારા મનુષ્ય જેવી અત્યારે મારી અવસ્થા થએલી છે. મારામાં એ દુષ્ટ બુદ્ધિનો ઉદ્ભવ ક્યાંથી થયો? હું મોગલોનો શરણાગત શામાટે થયો? ખરેખર શું તે દૂત દિલ્લી પહોંચી ગયો?"

પ્રતાપસિંહની ઉન્માદિની અવસ્થાનું કારણ સર્વના સમજવામાં આવી ગયું. સર્વના મનમાં અત્યંત શોક થવા માંડયો.

"મહારાજ! ગઈ કાલે દૂતના પાછા આવવાનો સંભવ હતો. હવે એ માટે શોક કરવાનું કશું પણ કારણ નથી. જો સંધિ કરવામાં અપમાન જેવું લાગતું હોય, તો એ જ દૂતદ્વારા એના વિરુદ્ધ પત્ર મોકલો, એટલે થયું!" ચંદાવત્ કૃષ્ણે તેના હૃદયની જ્વાળાને શાંત કરવાનો પ્રયત્ન કર્યો.

"સરદાર! આ તમારો વિષયી જનોનો ઉપદેશ છે! અત્યારે મારા હૃદયમાં સળગતી જ્વાળાને હું કેવી રીતે શાંત કરૂં? એની શાંતિનો કોઈ ઉપાય છે કે? મને તો એનો મૃત્યુ વિના બીજો કોઈ ઉપાય હોય એમ નથી દેખાતું." પ્રતાપે પોતાનો વિચારજ પકડી રાખ્યો.

"સ્વામિન્ !—"

ચંદાવત્ કાંઈ કહેવા જતો હતો તેને વચ્ચે અટકાવીને પ્રતાપસિંહે કહ્યું "હવે હું તમારો સ્વામી નથી. જો હું તમારો સ્વામી હોત, તો સ્વામીની આજ્ઞાનું તમે ઉલ્લંઘન કર્યું હોત નહિ!! સરદાર! જો તમારી મારામાં એકનિષ્ઠ ભક્તિ હોય, તો આ તલવાર હાથમાં લ્યો, મારા અસ્તિત્વનો આ અવનીમાંથી લોપ કરી નાખો!"

સરદાર ચંદાવત્ રડતો રડતો કહેવા લાગ્યો, "પ્રભો! આપ જ જ્યારે આમ ધૈર્યનો પરિત્યાગ કરશો, ત્યારે અમારા જેવા ક્ષુદ્ર જીવો વ્રતનું પાલન કેવી રીતે કરી શકશે? કુમારને વ્રતની દીક્ષા કોણ આપશે? અનાથ પરિવાર વર્ગનું રક્ષણ કોણ કરશે?"

"કોનો પરિવાર? એ પરિવાર જ મારા નાશનો હેતુ થયો છે! એમના મોહપાશમાં ફસાઇનેજ હું વ્રતચ્યુત થયો! નહિ તો અકબરને શરણે જવાનું મને બીજું શું કારણ હતું?" પ્રતાપે ચંદાવતની વાત અટકાવી.

એ ક્ષણે દૂરથી ઘોડાનાં પગલાંનો અવાજ સંભળાયો. સર્વ જનો બહુજ ઉત્સુકતાથી તે તરફ જોવા લાગ્યાં. જોત જોતામાં તે ઘોડાપરનો સ્વાર નજદીકમાં આવવા લાગ્યો. દિલ્લીથી દૂત પાછો ફર્યો હતો. સર્વ જનો તેના આવવાની વાટ જોતાં ઊભાં રહ્યાં.

દૂતે ઘોડાપરથી નીચે ઊતરીને પ્રતાપસિંહને ત્રણવાર નમસ્કાર કર્યા, પછી એક પત્ર તેના હાથમાં આપ્યું. પત્ર હાથમાં લઇને પ્રતાપસિંહે કહ્યું;—"હવે આ પત્ર વાંચીને શું કરવાનું છે? આ પત્રમાં મારૂં મૃત્યુશર છે, તે હું સારી રીતે જાણું છું! બાદશાહે અનુગ્રહ કર્યો, એવા સમાચાર જ એમાં હશે!" એટલું બોલીને પ્રતાપસિંહે તે પત્ર હાથમાંથી દૂર ફેંકી દીધું.

દૂતે કહ્યું, "મહારાજ! આ પત્ર બીકાનેરપતિ પૃથ્વીરાજ રાઠોડે આપેલું છે; પત્ર બાદશાહનું નથી!"

"શું? આ પત્ર બાદશાહનું નથી?" પ્રતાપે આશ્ચર્ય અને આનંદના મિશ્રિત ભાવથી પૂછ્યું. "શું બાદશાહે મારી પ્રાર્થનાની ઉપેક્ષા કરી છે? કહે, કહે, સત્વર કહે! જો વસ્તુ સ્થિતિ એમજ હશે, તો મારા મનનું બહુજ સમાધાન થશે. શત્રુએ કરેલાં ઉપમર્દ અને અપમાનને હું આનંદથી સહન કરીશ, પણ શત્રુના અનુગ્રહ અને દયાને સહન કરવાની મારામાં શક્તિ નથી! શું છે તે જલદી કહી નાખ. તારી મુખમુદ્રાથી તો એમ જ જણાય છે કે, તું અવશ્ય આનંદના જ સમાચાર લઈ આવ્યો છે! અકબરે ખરેખર મારી વિનતિનો અસ્વીકાર કર્યો છે? મારી વિનતિની અવગણના કરી છે?"

પ્રતાપ એવી રીતે દૂતને એક પછી એક અનેક પ્રશ્નો પૂછવા લાગ્યો. એ અવકાશમાં પ્રતાપે ફેંકી દીધેલું પત્ર અમરસિંહે ઉપાડી લીધું અને તે ખોલીને પોતાના પિતાના હાથમાં આપ્યું.

"પ્રભો ! બીકાનેર પતિનું આ પત્ર વાંચી જોતાં સર્વ વૃત્તાંત આપોઆપ આપના જાણવામાં આવી જશે. આપે જે સંધિપત્ર બાદશાહને આપવા માટે લખી આપ્યું હતું, તે આપનું લખેલું છે, એવો પૃથ્વીરાજને વિશ્વાસજ થયો નહિ. એ પત્ર બનાવટી છે અને તે પ્રતાપસિંહના કોઈ શત્રુએ જ લખેલું હોવું જોઇએ, એમ અકબરને તેમણે સ્પષ્ટ સંભળાવી દીધું;" દૂતે ઉત્તર આપ્યું.

પ્રતાપસિંહનાં નેત્રોમાંથી આનંદના અશ્રુનો પ્રવાહ વહી ચાલ્યો. પછી તે દૂતને ઉદ્દેશીને કહેવા લાગ્યો, "હે દૂત ! આ તારા વનવાસી સ્વામી પાસે તને ઉપહાર આપવા જેવી બીજી તો એવી એક પણ વસ્તુ નથી, માટે અત્યારે તો માત્ર હું પ્રેમપૂર્વક તને આલિંગનજ આપું છું !"

એમ કહી પ્રતાપસિંહે પોતાના બન્ને બાહુને પહોળા કરીને તે દૂતને અત્યંત અનુરાગપૂર્વક આલિંગન આપ્યું.

"પ્રભુનું આલિગન તે આ દાસ માટે લક્ષ સુવર્ણ મુદ્રા કરતાં પણ અધિક મૂલ્યવાન્ છે. પ્રભો ! આજ હું ખરેખર જ કૃતકૃત્ય થયો !" દૂતે પોતાનો આભાર દર્શક ભાવ પ્રકટ કરતાં કહ્યું. અને ત્યારપછી તેણે પ્રતાપસિંહની ચરણ ધૂલિને પોતાના શિરોભાગે ધારણ કરી.

વારંવાર પ્રતાપસિંહે પૃથ્વીરાજનું પત્ર વાંચી જોયું. વાંચતાં વાંચતાં તેનું મુખ કમળ પ્રફુલ્લિત થતું જતું હતું. તે આનંદના ભારથી દબાતો જતો હતો. એકવાર વાંચ્યું; પુનઃ વાંચ્યું, ફરી વાંચ્યું; એમ વાંચતાં વાંચતાં તે એકાએક ગર્જના કરીને બોલ્યો કે, "યુદ્ધ ! યુદ્ધ !! યુદ્ધ વિના બીજું કશું નહિ ! પ્રિય મિત્રો અને મહારાણી ! મેવાડનો ઉદ્ધાર કર્યા વિના હવે હું પ્રાણ ત્યાગીશ નહિ !"

ત્યારપછી તે પોતાના મનમાં જ કહેવા લાગ્યો, "અહાહા" ! આ પત્રમાંની ભાષા કેવી મિષ્ટ, અમૃતમય ! પૃથ્વીરાજ નૈસર્ગિક કવિ છે, એમાં તો કશો પણ સંશય નથી. તે નૈસર્ગિક અને સત્ય કવિ હોવાથી જ શત્રુના કારાવાસમાં રહેવા છતાં પણ પોતાના દેશ બાંધવોને આવી રીતે ઉત્તેજિત કર્યા કરે છે ! યમુના ! ધન્ય છે તારી માતાને કે જેણે આવા પુત્રને જન્મ આપ્યો છે. ખેદનો વિષય એટલો જ છે કે, આવો નરપુંગવ શત્રુઓનો બંદીવાન્ અને પરતંત્ર છે !" એમ કહીને તેણે યમુનાને અનુલક્ષીને કહ્યું "યમુના ! તારાબંધુનો હું શતશઃ ઋણી છું. જો તેણે મન આ પત્ર લખ્યું છે તે !"

"સ્વામિન્ !—"

ચંદાવત્ કાંઈ કહેવા જતો હતો તેને વચ્ચે અટકાવીને પ્રતાપસિંહે કહ્યું "હવે હું તમારો સ્વામી નથી. જો હું તમારો સ્વામી હોત, તો સ્વામીની આજ્ઞાનું તમે ઉલ્લંઘન કર્યું હોત નહિ!! સરદાર! જો તમારી મારામાં એકનિષ્ઠ ભક્તિ હોય, તો આ તલવાર હાથમાં લ્યો, મારા અસ્તિત્વનો આ અવનીમાંથી લોપ કરી નાખો!"

સરદાર ચંદાવત્ રડતો રડતો કહેવા લાગ્યો, "પ્રભો! આપ જ જ્યારે આમ ધૈર્યનો પરિત્યાગ કરશો, ત્યારે અમારા જેવા ક્ષુદ્ર જીવો વ્રતનું પાલન કેવી રીતે કરી શકશે? કુમારને વ્રતની દીક્ષા કોણ આપશે? અનાથ પરિવાર વર્ગનું રક્ષણ કોણ કરશે?"

"કોનો પરિવાર? એ પરિવાર જ મારા નાશનો હેતુ થયો છે! એમના મોહપાશમાં ફસાઇનેજ હું વ્રતચ્યુત થયો! નહિ તો અકબરને શરણે જવાનું મને બીજું શું કારણ હતું?" પ્રતાપે ચંદાવતની વાત અટકાવી.

એ ક્ષણે દૂરથી ઘોડાનાં પગલાંનો અવાજ સંભળાયો. સર્વ જનો બહુજ ઉત્સુકતાથી તે તરફ જોવા લાગ્યાં. જોત જોતામાં તે ઘોડાપરનો સ્વાર નજદીકમાં આવવા લાગ્યો. દિલ્લીથી દૂત પાછો ફર્યો હતો. સર્વ જનો તેના આવવાની વાટ જોતાં ઊભાં રહ્યાં.

દૂતે ઘોડાપરથી નીચે ઊતરીને પ્રતાપસિંહને ત્રણવાર નમસ્કાર કર્યા, પછી એક પત્ર તેના હાથમાં આપ્યું. પત્ર હાથમાં લઇને પ્રતાપસિંહે કહ્યું,—"હવે આ પત્ર વાંચીને શું કરવાનું છે? આ પત્રમાં મારૂં મૃત્યુશર છે, તે હું સારી રીતે જાણું છું! બાદશાહે અનુગ્રહ કર્યો, એવા સમાચાર જ એમાં હશે!" એટલું બોલીને પ્રતાપસિંહે તે પત્ર હાથમાંથી દૂર ફેંકી દીધું.

દૂતે કહ્યું, "મહારાજ! આ પત્ર બીકાનેરપતિ પૃથ્વીરાજ રાઠોડે આપેલું છે; પત્ર બાદશાહનું નથી!"

"શું? આ પત્ર બાદશાહનું નથી?" પ્રતાપે આશ્ચર્ય અને આનંદના મિશ્રિત ભાવથી પૂછ્યું. "શું બાદશાહે મારી પ્રાર્થનાની ઉપેક્ષા કરી છે? કહે, કહે, સત્વર કહે! જો વસ્તુ સ્થિતિ એમજ હશે, તો મારા મનનું બહુજ સમાધાન થશે. શત્રુએ કરેલાં ઉપમર્દ અને અપમાનને હું આનંદથી સહન કરીશ, પણ શત્રુના અનુગ્રહ અને દયાને સહન કરવાની મારામાં શક્તિ નથી! શું છે તે જલદી કહી નાખ. તારી મુખમુદ્રાથી તો એમ જ જણાય છે કે, તું અવશ્ય આનંદના જ સમાચાર લઇ આવ્યો છે! અકબરે ખરેખર મારી વિનતિનો અસ્વીકાર કર્યો છે? મારી વિનતિની અવગણના કરી છે?"

પ્રતાપ એવી રીતે દૂતને એક પછી એક અનેક પ્રશ્નો પૂછવા લાગ્યો. એ અવકાશમાં પ્રતાપે ફેંકી દીધેલું પત્ર અમરસિંહે ઉપાડી લીધું અને તે ખોલીને પોતાના પિતાના હાથમાં આપ્યું.

"પ્રભો! બીકાનેર પતિનું આ પત્ર વાંચી જોતાં સર્વ વૃત્તાંત આપોઆપ આપના જાણવામાં આવી જશે. આપે જે સંધિપત્ર બાદશાહને આપવા માટે લખી આપ્યું હતું, તે આપનું લખેલું છે, એવો પૃથ્વીરાજને વિશ્વાસજ થયો નહિ. એ પત્ર બનાવટી છે અને તે પ્રતાપસિંહના કોઈ શત્રુએ જ લખેલું હોવું જોઇએ, એમ અકબરને તેમણે સ્પષ્ટ સંભળાવી દીધું;" દૂતે ઉત્તર આપ્યું.

પ્રતાપસિંહનાં નેત્રોમાંથી આનંદના અશ્રુનો પ્રવાહ વહી ચાલ્યો. પછી તે દૂતને ઉદ્દેશીને કહેવા લાગ્યો, "હે દૂત! આ તારા વનવાસી સ્વામી પાસે તને ઉપહાર આપવા જેવી બીજી તો એવી એક પણ વસ્તુ નથી, માટે અત્યારે તો માત્ર હું પ્રેમપૂર્વક તને આલિંગનજ આપું છું!"

એમ કહી પ્રતાપસિંહે પોતાના બન્ને બાહુને પહોળા કરીને તે દૂતને અત્યંત અનુરાગપૂર્વક આલિંગન આપ્યું.

"પ્રભુનું આલિંગન તે આ દાસ માટે લક્ષ સુવર્ણ મુદ્રા કરતાં પણ અધિક મૂલ્યવાન્ છે. પ્રભો! આજ હું ખરેખર જ કૃતકૃત્ય થયો!" દૂતે પોતાનો આભાર દર્શક ભાવ પ્રકટ કરતાં કહ્યું. અને ત્યારપછી તેણે પ્રતાપસિંહની ચરણ ધૂલિને પોતાના શિરોભાગે ધારણ કરી.

વારંવાર પ્રતાપસિંહે પૃથ્વીરાજનું પત્ર વાંચી જોયું. વાંચતાં વાંચતાં તેનું મુખ કમળ પ્રફુલ્લિત થતું જતું હતું. તે આનંદના ભારથી દબાતો જતો હતો. એકવાર વાંચ્યું; પુનઃ વાંચ્યું, ફરી વાંચ્યું; એમ વાંચતાં વાંચતાં તે એકાએક ગર્જના કરીને બોલ્યો કે, "યુદ્ધ! યુદ્ધ!! યુદ્ધ વિના બીજું કશું નહિ! પ્રિય મિત્રો અને મહારાણી! મેવાડનો ઉદ્ધાર કર્યા વિના હવે હું પ્રાણ ત્યાગીશ નહિ!"

ત્યારપછી તે પોતાના મનમાં જ કહેવા લાગ્યો, "અહાહા"! આ પત્રમાંની ભાષા કેવી મિષ્ટ, અમૃતમય! પૃથ્વીરાજ નૈસર્ગિક કવિ છે, એમાં તો કશો પણ સંશય નથી. તે નૈસર્ગિક અને સત્ય કવિ હોવાથી જ શત્રુના કારાવાસમાં રહેવા છતાં પણ પોતાના દેશ બાંધવોને આવી રીતે ઉત્તેજિત કર્યા કરે છે! યમુના! ધન્ય છે તારી માતાને કે જેણે આવા પુત્રને જન્મ આપ્યો છે. ખેદનો વિષય એટલો જ છે કે, આવો નરપુંગવ શત્રુઓનો બંદીવાન્ અને પરતંત્ર છે!" એમ કહીને તેણે યમુનાને અનુલક્ષીને કહ્યું "યમુના! તારાબંધુનો હું શતશઃ ઋણી છું. જો તેણે મન આ પત્ર લખ્યું છે તે!"

પ્રભુના પોતાના મધુર કંઠથી સર્વ સાંભળી શકે તેવી રીતે પોતાના ઉપરનું પત્ર વાંચવા લાગી,—

(સોરઠા) "अकबर समद अथाह, सूरापण भरियो सजल;
मेवाडो तिण मांह, पोयण फूल प्रतापसी. १
अकबर एकण बार, दागलकी सारी दुनी;
अणदागळ असवार, रहियो राण प्रतापसी. २
अकबर घोर अँधार, ऊंघाणा हिन्दू अवर;
जागे जुग दातार, पौहर राण प्रतापसी. ३
हिन्दूपति परताप, पत राखी हिंदुवाणरी;
सहे बिपत सन्ताप, सत्य सपथ करि आपणी. ४
चौथी चित्तोडाह, बांटी बाजन्ती तगी;
माथे मेवाडाह, सोहे राण प्रतापसी. ५
सौरभ अकबरशाह, अलियल आभडिया नहीं;
चंपो चित्तोडाह, चोरसतणी प्रतापसी ६
पातल खाग प्रमाण, सांची सांगा हरयणी;
रही सदा लग राण, अकबरसूं ऊभी अणी. ७
(दोहा) माई जण अहडा जणे, जहडा राण प्रताप;
अकबर सूतो ओझके, जाण सिराणे सांप. ८
(सोरठा) राखो अकबरियाह, तेज तिहारो तुरकडा;
नम नम नीसरियाह, राणाबिना सह राजवी. ९
सह गावडिये साथ, येकण बाडे बाडिया;
राण न मानी नाथ, तांडे राण प्रतापसी. १०
सोयो सो संसार, असुर पडो ले ऊपरे;
*जागे जगदातार, पोहरे राण प्रतापसी. ११
(दोहा) धर बांकी दिन पाधरा, मरद न मूके माण;
घणॉ नरिंदां घेरियां, रहे गिरंदा राण."१२†

---

* ત્રીજા સોરઠાના તૃતીય ચતુર્થ ચરણ અને આ ૧૧ મા સોરઠાનાં તૃતીય ચતુર્થ ચરણ એકજ છે. માટે નક્લ કરવામાં કોઇ પણ ભૂલ થએલી હોવી જોઇએ.

† પૃથ્વીરાજના પત્રમાંથી મૂળ કવિતાનો અહીં જે ગુજરાતીમાં ભાવાર્થ આપવામાં આવ્યો છે, તે મૂળ કવિતાનો કેટલોક ભાગ (કેટલાક દોહરા અને સોરઠા) "मेवाडका इतिहास" નામના એક હિંદી ગ્રન્થમાં આપેલો છે અને એ ગ્રન્થમાં કર્ત્તાને એ દોહરા તથા સોરઠા ઝુનાગઢના શ્રીમાન્ રાજા વિજયસિંહજી પાસેથી મળ્યા હતા. તે દોહરા અને સોરઠા અમે વાંચકોની જાણ માટે અહીં ઉતારી લઇએ છીયે;—

"સ્વસ્તિશ્રી. આર્યોનો સર્વ આધાર આર્યોપર. દિલ્લીશ્વરે સમસ્ત આર્યો-પર પોતાના સામ્રાજ્યની સ્થાપના કરેલી છે, માત્ર એક મહાપુરુષ સમક્ષ જ તે નિરુપાય થએલો છે. તે જ એક મહાપુરુષ કોઇ વેળાએ મેવાડમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપીને સમસ્ત રાજપૂત જાતિનો અગ્રણી થશે. એટલા માટે તેણે પોતાનું ચરિત્ર સદાસર્વદા દર્પણ સમાન નિષ્કલંક રાખવુ જોઇએ.

અકબરે માત્ર મેવાડ લીધું છે, એટલું જ નહિ; કિન્તુ સત્ય ક્ષત્રિય તેજના બીજનો નાશ કરીને રાજપૂતોના નામને તેણે સદાને માટે કલંકિત કરી નાખ્યું છે. એનું વિશિષ્ટ પ્રમાણ એ છે કે, એક બે નહિ, પણ અનેક આર્ય અબળાઓ અત્યાર સુધીમાં મોગલોના અંતઃપુરમાં જઈ ચૂકી છે.

બીજી પંક્તિમાં નૌરોજનો ભ્રષ્ટ મેળો. હાય! હાય!! એ મેળામાં આજ સુધીમાં કેટકેટલી કુલીન કામિનીઓનાં પાતિવ્રત્યનો ક્ષય થઈ ચૂક્યો હશે! કેટલાં કુલીન અને ગૌરવશીલ કુળોનાં નામને એ મેળામાં સદાનો કલંક લાગી ચૂક્યો હશે!! અકબર પોતે જ એ બજારનો કર્ત્તા કારવતા છે!!! હર! હર!!

એવા અધમ અકબર આગળ, પ્રાતઃ સ્મરણીય, પુણ્યશ્લોક અને વીરા-ગ્રણી પ્રતાપસિંહ પોતાના ઉન્નત મસ્તકને અવનત કરે? હિમાલય ગિરિકંદરામાં છુપાઇ રહેવાનો પ્રયત્ન કરે? રાહુની ભીતિથી ભગવાન્ ભાસ્કર પોતાના માર્ગનો ત્યાગ કરે? હમીરનો વંશ જ અંબરરાજની નીચ કૃતિનું અનુકરણ કરે?

કાળના અખંડ અને પ્રચંડ પ્રવાહમાં સર્વ વહી જવાનાં છે. માત્ર રહેશે તેમની કીર્ત્તિ અને નામના જ! અત્યાર સુધી જો કોઇએ પણ પોતાની નિષ્કલંક નામના જાળવી રાખી હોય, તો તે મેવાડના મહારાણા એજ જાળવી રાખી છે! અને તેથી રાજસ્થાનના નિવાસિ જનો તેને પરમેશ્વર પ્રમાણે પવિત્ર અને પૂજ્ય માનીને માન આપે છે; તેણે હવે છેક છેલ્લી ઘડિયે વ્રતચ્યુત શા માટે થવું જોઇએ? રાજપૂતોના પવિત્ર તેજનું બીજ તેણે જ આજ સુધી જાળવી રાખ્યું છે. મોગલોનો નાશ થયા પછી ભ્રષ્ટ રાજસ્થાનમાં તે બીજ વાવવાનું કાર્ય તેણે જ કરવાનું છે. માટે અંતપર્યન્ત એ બીજનું સંરક્ષણ કરીને તેણે ધન્ય થવું જોઇએ, એટલી જ દુર્દૈવી ભક્ત કવિની વિનતિ છે."

પત્રમાં લખેલા એક એક અક્ષરમાં જે ભક્તિ અને સ્વાતંત્ર્ય પ્રીતિ ગોચર થતી હતી, તેને જોતાં સર્વનાં અંતઃકરણો આનંદથી ઉભરાઈ ાં અને સર્વ જનોએ એકાએક ગર્જના કરીને કહ્યું કે, "પ્રાણ જાય તો જાય, પણ મરતાં સુધી વ્રતનું પાલન તો કરવું જ જોઇએ!"

પ્રતાપસિંહે અલૌકિક આનંદના ભાવથી કહ્યું, "તથાસ્તુ! મારા અવિ-દ્યાને લીધે જે પ્રાણનું હું પોતે જ બળિદાન આપવાને તૈયાર થયો

યમુના પોતાના મધુર કંઠથી સર્વ સાંભળી શકે તેવી રીતે પોતાના બંધુનું પત્ર વાંચવા લાગી;—

(सोरठा) "अकबर समद अथाह, सूरापण भरियो सजल;
मेवाडो तिण माह, पोयण फूल प्रतापसी. १
अकबर एकण बार, दागलकी सारी दुनी;
अणदागळ असवार, रहियो राण प्रतापसी. २
अकबर घोर अँधार, ऊंघाणा हिन्दू अवर;
जागे जुग दातार, पौहर राण प्रतापसी. ३
हिन्दूपति परताप, पत राखी हिंदुवाणरी;
सहे बिपत सन्ताप, सत्य सपथ करि आपणी. ४
चौथी चित्तोडाह, बांटी बाजन्ती तगी;
माथे मेवाडाह, सोहे राण प्रतापसी. ५
सोरभ अकबरशाह, अलियल आभडिया नहीं;
चंपो चित्तोडाह, चोरसतणी प्रतापसी ६
पातल खाग प्रमाण, सांची सांगा हरघणी;
रही सदा लग राण, अकबरसूं ऊभी अणी. ७
(दोहा) माई जण अहडा जणे, जहडा राण प्रताप;
अकबर सूतो ओझके, जाण सिराणे सांप. ८
(सोरठा) राखो अकबरियाह, तेज तिहारो तुरकडा;
नम नम नीसरियाह, राणाबिना सह राजवी. ९
सह गावडिये साथ, येकण बाडे बाडिया;
राण न मानी नाथ, तांडे राण प्रतापसी. १०
सोयो सो संसार, असुर पळो ले ऊपरे;
*जागे जगदातार, पोहरे राण प्रतापसी. ११
(दोहा) घर बांकी दिन पाधरा, मरद न मूके माण;
घणें नरिंदां घेरियां, रहे गिरंदा राण."१२†

---

* ત્રીજા સોરઠાના તૃતીય ચતુર્થ ચરણ અને આ ૧૧ મા સોરઠાનાં તૃતીય ચતુર્થ ચરણ એકજ છે. માટે નકલ કરવામાં કોઇ પણ ભૂલ થએલી હોવી જોઇએ.

† પૃથ્વીરાજનાં પત્રમાંથી મૂળ કવિતાનો અહીં જે ગુજરાતીમા ભાવાર્થ આપવામાં આવ્યો છે, તે મૂળ કવિતાનો કેટલોક ભાગ (કેટલાક દોહરા અને સોરઠા) "मेवाडका इतिहास" નામના એક હિંદી ગ્રન્થમાં આપેલો છે અને એ ગ્રન્થમાં કર્ત્તાને એ દોહરા તથા સોરઠા કુનાડીના શ્રીમાન્ રાજા વિજયસિંહજી પાસેથી મળ્યો હતા. તે દોહરા અને સોરઠા અમે વાંચકોની જાણ માટે અહીં ઉતારી લઇએ છીયે;—

"સ્વસ્તિશ્રી. આર્યોનો સર્વ આધાર આર્યોપર. દિલ્લીશ્વરે સમસ્ત આર્યાવ્રર પોતાના સામ્રાજ્યની સ્થાપના કરેલી છે, માત્ર એક મહાપુરુષ સમક્ષ જ તે નિરુપાય થએલો છે. તે જ એક મહાપુરુષ કોઇ વેળાએ મેવાડમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપીને સમસ્ત રાજપૂત જાતિનો અગ્રણી થશે. એટલા માટે તેણે પોતાનું ચરિત્ર સદાસર્વદા દર્પણ સમાન નિષ્કલંક રાખવુ જોઇએ.

અકબરે માત્ર મેવાડ લીધું છે, એટલું જ નહિં; કિન્તુ સત્ય ક્ષત્રિય તેજના બીજનો નાશ કરીને રાજપૂતોના નામને તેણે સદાને માટે કલંકિત કરી નાખ્યું છે. એનું વિશિષ્ટ પ્રમાણ એ છે કે, એક બે નહિ, પણ અનેક આર્ય અબળાઓ અત્યાર સુધીમાં મોગલોના અંતઃપુરમાં જઈ ચૂકી છે.

બીજી પંક્તિમાં નૌરોજનો ભ્રષ્ટ મેળો. હાય! હાય!! એ મેળામા આજ સુધીમાં કેટકેટલી કુલીન કામિનીઓનાં પાતિવ્રત્યનો ક્ષય થઈ ચૂક્યો હશે! કેટલાં કુલીન અને ગૌરવશીલ કુળોનાં નામને એ મેળામાં સદાનો કલંક લાગી ચૂક્યો હશે!! અકબર પોતે જ એ બજારનો કર્તા કારવતા છે!!! હર! હર!!

એવા અધમ અકબર આગળ, પ્રાતઃ સ્મરણીય, પુણ્યશ્લોક અને વીરાગ્રણી પ્રતાપસિંહ પોતાના ઉન્નત મસ્તકને અવનત કરે? હિમાલય ગિરિકંદરામાં છુપાઈ રહેવાનો પ્રયત્ન કરે? રાહુની ભીતિથી ભગવાન્ ભાસ્કર પોતાના માર્ગનો ત્યાગ કરે? હમીરનો વંશ જ અંબરરાજની નીચ કૃતિનું અનુકરણ કરે?

કાળના અખંડ અને પ્રચંડ પ્રવાહમાં સર્વ વહી જવાનાં છે. માત્ર રહેશે તેમની કીર્ત્તિ અને નામના જ! અત્યાર સુધી જો કોઇએ પણ પોતાની નિષ્કલક નામના જાળવી રાખી હોય, તો તે મેવાડના મહારાણા એજ જાળવી રાખી છે! અને તેથી રાજસ્થાનના નિવાસિ જનો તેને પરમેશ્વર પ્રમાણે પવિત્ર અને પૂજ્ય માનીને માન આપે છે, તેણે હવે છેક છેલ્લી ઘડિયે વ્રતચ્યુત શા માટે થવું જોઇએ? રાજપૂતોના પવિત્ર તેજનું બીજ તેણે જ આજ સુધી જાળવી રાખ્યું છે. મોગલોનો નાશ થયા પછી ભ્રષ્ટ રાજસ્થાનમાં તે બીજ વાવવાનું કાર્ય તેણે જ કરવાનું છે. માટે અંતપર્યન્ત એ બીજનું સંરક્ષણ કરીને તેણે ધન્ય થવું જોઇએ, એટલી જ દુર્દૈવી ભક્ત કવિની વિનતિ છે."

પત્રમાં લખેલા એક એક અક્ષરમાં જે ભક્તિ અને સ્વાતંત્ર્ય પ્રીતિ દૃષ્ટિ ગોચર થતી હતી, તેને જોતાં સર્વનાં અંત.કરણો આનંદથી ઉભરાઈ ગયાં અને સર્વ જનોએ એકાએક ગર્જના કરીને કહ્યું કે, "પ્રાણ જાય તો ભલે જાય, પણ મરતાં સુધી વ્રતનું પાલન તો કરવું જ જોઇએ!"

પ્રતાપસિંહે અલૌકિક આનંદના ભાવથી કહ્યું, "તથાસ્તુ! મારા અવિચારીપણાને લીધે જે પ્રાણનું હું પોતે જ બળિદાન આપવાને તૈયાર થયો

હતો, તે પ્રાણનું ગમે તેવા અનિષ્ટ પ્રસંગો આવશે, તો પણ હવે હું રક્ષણ કરીશ! હવે જોવાનું છે કે, મેવાડનું ભાગ્ય કેટલી પ્રબળતા ધરાવે છે."

"હું એક સાધારણ અબળા છતાં પણ મારા મનમાં આ પત્ર વાંચીને એક પ્રકારનો ઉત્સાહ જાગૃત થયો છે; માટે જો આપની અનુમતિ હોય, તો આ સ્ત્રીવેશે જ હું મોગલો સામી તલવાર બાંધી લડવાને તૈયાર છું!" યમુનાએ ગદ્‌ગદ કંઠે પ્રતાપસિંહને પ્રાર્થના કરી.

"પૃથ્વીરાજની ભગિનીના મુખમાં આવા શબ્દો અને આવાં વાક્યો જ હોવાં જોઈએ! પુત્રી! તું ચિરંજીવિની અને ઉદ્દંડ આયુષ્યવતી થાઓ."

એમ બોલીને પ્રતાપ પાછો મનમાં કહેવા લાગ્યો, "હાય! હાય!! આટલું છતાં પણ મેં એને એનો ચિર વાંછિત આશીર્વાદ ન આપ્યો? ઓ દુષ્ટ મોગલો! તમારાં પાપોને લીધે જ હું આ અનુપમ કુમારિકા રત્નને મારી પુત્રવધૂ બનાવી નથી શકતો!"

ત્યારપછી દિલ્લીથી આવેલા દૂતે ત્યાંનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. પૃથ્વીરાજનો અકબર સાથે થએલો વાદ વિવાદ, પોતાનો કારાગૃહ વાસ, પૃથ્વીરાજના પ્રયત્નથી એક પહેરેગીરની સહાયતાથી પોતાની થએલી બંધનમુક્તિ, પૃથ્વીરાજ સાથે પોતાની એકાંતમાં થએલી મુલાકાત અને પત્રદાન ઇત્યાદિ સર્વ વાતો તેણે વિસ્તારથી વર્ણવી. તે સાંભળીને પ્રતાપસિંહે પૃથ્વીરાજ સંબંધી પોતાની પૂર્ણ કૃતજ્ઞતા વ્યક્ત કરી અને તેને સહસ્રશઃ ધન્યવાદ આપ્યા. અંતે પ્રતાપે કહ્યું "એજ શ્રેષ્ટ નરના પુણ્ય બળથી આજ મારૂં વ્રત અખંડ રહેવા પામ્યું છે! કારાગૃહમાં હોવા છતાં પણ તેણે પોતાનું મિત્ર કર્ત્તવ્ય યથાયોગ્ય બજાવ્યુ છે!! એ ઋણ મારાથી આ જન્મમાં તો ફેડી શકાય તેમ નથીજ!"

એક અશુભ અને રાક્ષસી મુહૂર્ત્તમાં પ્રતાપને જે ભ્રમ થયો હતો, તેનું આજના આ શુભ મુહૂર્ત્તમાં પૂર્ણરીતે પરિમાર્જન થઈ ગયું. એટલુંજ નહિ, પણ એ ભ્રમનું પ્રતાપના મનમાં રાત્રિ દિવસ સ્મરણ રહેવાથી તેનું જીવનવ્રત અધિક અને અધિક દેદીપ્યમાન થવા લાગ્યું. પ્રતાપનું અંતઃકરણ દેવ સમાન નિર્મળ થઇ ગયુ. પણ એનુ ફળ તેને શું મળ્યું?

---

## દશમ પરિચ્છેદ.

### યમુનાની પ્રાણાહુતિ.

"What will not woman, gentle woman, dare
When strong affection stirs her spirit up."—SOUTHEY.

રણશૂર પ્રતાપસિંહની સંધિપ્રાર્થનામાં કશોપણ અર્થ નથી, ને તે દૂત પણ બધાની આંખોમાં ધૂળ નાખીને પલાયન કરી ગયો છે, એ વાત

જ્યારે બાદશાહના જાણવામાં આવી, તે વેળાએ વૈર લેવાની તેની ઇચ્છા બમણી વધી ગઈ. તેણે પોતાના સૈનિકોને એવો હુકમ આપી દીધો કે, "ગમે તે પ્રયત્ન કરીને પણ એ કાફિર ક્યાં રહે છે તેનો શોધ કરી, તેને પકડી બંદીવાન્ કરીને મારી સામે લઈ આવો. તમારા એ કાર્ય માટે ઇનામ શું મળવાનું છે, તે તો તમે પહેલાંથીજ જાણો છો, તો પણ વળી પાછો હું એકવાર કહું છું કે, જે કોઈ પણ પ્રતાપસિંહને બંદીવાન બનાવી મારી આગળ લઈ આવશે, તેને આ મારા અવાઢબ્ય ભારત સામ્રાજ્યનો દશમો ભાગ ઈનામ તરીકે આપવામાં આવશે !"

બાદશાહનો એ હુકમ સાંભળીને રાજ્ય મેળવવાના લોભને વશ થઈ કેટલાક મોગલ વીરોએ મેવાડમાં આવીને પોતાની શક્તિ ઉપરાન્ત પ્રતાપનો શોધ કર્યો, પણ તેનો પત્તો મળી શકયો નહિ.

અંતે મોગલોની એક નાની ટોળી ઇનામની લાલચથી પ્રતાપને શોધતી શોધતી જબરા જંગલના નિકટમાં આવી. ત્યાં બે ભિલ્લો પોતપોતામાં કાંઇ વાત કરતા હતા, તે સાંભળીને તે મોગલ સૈનિકોએ કલ્પના કરી કે દુર્દૈવી પ્રતાપસિંહ પોતાના પરિવાર સહિત એ જંગલની આસપાસમાં જ, ક્યાંક વસતો હોવો જોઇએ. મોટા ઈનામની આશાથી અંધ બનેલા તે થોડાક લોકોએ પોતાના બળાબળનો વિચાર ન કરતાં, પ્રતાપપર અચાનક હલ્લો કરવાનો નિશ્ચય કર્યો. જે બે ભિલ્લોના ગુપ્ત સંભાષણના આધારથી મોગલો પ્રતાપસિંહના નિવાસસ્થાનનો તર્ક કરી શકયા હતા, તેમાંનો એક ભિલ્લ તો મોગલોની તલવારના વારથી સ્વર્ગદ્વારમાં પહોંચી ગયો પણ બીજાએ દોડી જઇને પ્રતાપને મોગલોના આવવાના ભયાનક સમાચાર કહી સંભળાવ્યા.

એ અનિષ્ટ સમાચાર સાંભળીને પ્રતાપસિંહ ઉત્કંઠિત થયો અને તેની પાસે હતાં તેટલાં સાધનો તૈયાર કરીને તેણે મોગલો સામા લડવાનો દૃઢ સંકલ્પ કર્યો. સત્ત્વરજ તેણે કેટલાક નાના નાના પત્થરોના ઢગલા કરાવ્યા, ઝાડોની ડાળીઓ એકઠી કરી, અને એક કામ ચલાઉ કોટ તૈયાર કરાવ્યો. કેટલાક ભિલ્લો એ કોટ પાસે એકઠા થઇને લડવા માટે તૈયાર થઈ ઊભા રહ્યા, કેટલાકો હાથમાં ધનુષ્ય બાણ ધારીને મોગલોના આવવાની વાટ જોતા ઊભા.

સરદારોમાંથી માત્ર ચંદાવત્ કૃષ્ણ એકલોજ પ્રતાપની સહાયતા માટે ઊભો રહ્યો. બીજા સરદારો વિકટ પ્રસંગ આવેલો જોઇને પોતપોતાને માર્ગે પડી ગયા. સરદાર ચંદાવત્ કૃષ્ણ અને પુત્ર અમરસિંહને સાથે લઇને મોગલોના હલ્લાને પાછો ફેરવવાના હેતુથી તેમની સામે જવાને પ્રતાપ સજ્જ થયો. ભિલ્લોનું સૈન્ય, પાષાણ, વૃક્ષની શાખાઓ અને

ધનુષ્યબાણ ઇત્યાદિ હાથમાં રાખીને, એક બાજૂએ ઊભું રહ્યું, એક બાજૂએ ચંદાવત્ કૃષ્ણ ઊભો, એક બાજૂ અમરસિંહે સંભાળી અને ચોથી બાજૂએ શત્રુના આક્રમણના અવરોધ માટે મૂર્ત્તિમાન્ યમરાજ પ્રમાણે પ્રતાપ પોતે ઊભો. ચંદાવત્ કૃષ્ણ, અમરસિંહ અને પ્રતાપસિંહના હાથમાં દિવ્ય તલવારો હતી.

યવન સૈનિકોએ "દીન દીન"નો પોકાર કરીને અરણ્યને ચારે તરફથી ઘેરી લીધું. ચારે તરફથી માર્ગ રોકાયલો હતો, એ, તેઓ, પછી જ જાણી શક્યા. રાજપૂતોનું અનુકરણ કરીને મોગલ સૈનિકોએ પોતાના સમૂહના ચાર વિભાગો કરી નાખ્યા. જોતજોતામાં શત્રુ પક્ષ સાથે તેમના અસિ યુદ્ધનો આરંભ થયો. એ સમયે પ્રતાપસિંહનો પરિવારવર્ગ શત્રુઓથી ઘેરાયલા અરણ્યમાં એક વૃક્ષ તળે બેઠેલો હતો.

ભિલ્લોએ મોગલોપર પાષાણની વૃષ્ટિ વર્ષાવવા માંડી. દશ બાર મોગલો જખમી થયા, અને એક બે મરણ શરણ થઈ ગયા. ધનુષ્યબાણનું પરિણામ પણ એવું જ, કિંબહુના એથી પણ વિશેષ થયું. મોગલોના હાથે પણ પાંચ દશ ભિલ્લો જખમી થયા અને એક બે સ્વર્ગમાં પણ સિધારી ગયા. પણ જે બાજૂએ ચંદાવત કૃષ્ણ અને મહારાણો પ્રતાપસિંહ ઊભેલા હતા, ત્યાં લડતા સર્વ મોગલોની બહુધા સમાપ્તિ થવા આવી. અર્થાત્ ચંદાવત કૃષ્ણ અને પ્રતાપસિંહ વિદ્યુદ્વેગે મોગલોનાં માથાં ધડથી જુદાં કર્યા જતા હતા. જોત જોતામાં અનેક મોગલોની અવતાર લીલાની પરિસમાપ્તિ થઇ ગઇ. ઇનામની આશાથી ચાર પાંચ મોગલો અદ્યાપિ લડતા હતા, તેમાંના એક બે ઘડી ઘડી પ્રાણના ભયથી ન્હાસી જતા હતા અને વળી પાછા આવીને યુદ્ધ કરવામાં પ્રવૃત્ત થતા હતા.

કુમાર અમરસિંહ જે બાજૂએ ઊભેલો હતો, તે બાજૂની સ્થિતિ સારી હતી નહિ. કારણ કે, એક તો કુમાર પોતે તરુણ હતો અને બીજું યુદ્ધકળામાં જોઇએ તેટલી પ્રવીણતા તેણે મેળવી ન હોતી; એટલે ચંદાવત્ કૃષ્ણ અને પ્રતાપસિંહ જેવા અદ્દ્ભુત પરાક્રમનું દર્શન તે કરાવી શક્યો નહિ. છતાં પણ પ્રારંભમાં તેણે જે શૌર્ય બતાવ્યું, તેથી શત્રુઓ કાંઇક પાછા તો હટ્યા ખરા જ, પરંતુ તેનું એ શૌર્ય અંતપર્યન્ત ટકી શક્યું નહિ.

પ્રતાપસિંહ અને ચંદાવત્ કૃષ્ણે અમરસિંહની એ અવસ્થા જોઈ, પણ તેમાંથી કોઇ પણ તેને સહાયતા કરવા માટે ગયો નહિ. કારણ કે જો તેઓ પોતાના સ્થાનનો ત્યાગ કરે, તો કદાચિત્ શત્રુઓ ત્યાંથી પાછો હલ્લો કરે અને સ્ત્રિયોની મર્યાદાનો નાશ કરે, એવી તેમના મનમાં

ભીતિ હતી. કુમાર અમરસિંહ થાકીને લોથપોથ થઈ ગયો હતો અને તેનું આખુ અગ લોહીથી તરબોળ થઈ ગયું હતું.

દૂરથી એક સુન્દર યુવતિએ તેની એ અધમ અવસ્થાનું અવલોકન કર્યું. કુમારના શરીરને રક્તમય થએલું જોઈને તેનાં નેત્રોમાં અશ્રુ આવી ગયાં. હે! આ શું? એક મોગલ વીરે અમરસિંહના મસ્તકપર વાર કરવા માટે પોતાની તલવાર ઉગામી; બીજાએ તેની ખાંધપર નિશાન તાકયું; ત્રીજાએ તેની છાતીપર પ્રહાર કરવા માટે હાથમાંની તલવાર ઉંચી કરી. યમુનાથી હવે શાંતિ ધારીને બેસી શકાયું નહિ. પોતાના જીવન સર્વસ્વ પ્રિયતમપર આવો જીવ સટોસટનો પ્રસંગ આવેલો જોવા છતાં તે સ્વસ્થ કેમ બેસી શકે?

હવે બીજો એક પણ ઉપાય અવશેષ રહેલો નહોતો. યમુનાએ વૃક્ષના થડે અઢેલાવી રાખેલી તલવાર પોતાના હાથમાં લીધી. ઉગ્ર મૂર્ત્તિ ધારણ કરીને મહા ત્વરાથી તે કુમાર અમરસિંહ પાસે આવી પહોંચી. પદ્માવતીએ "પુત્રિ! કયાં જાય છે? થોભ, થોભ, આવું સાહસ કરીશ મા!" ઇત્યાદિ કહીને તેને પાછી વાળવાનો બહુએ યત્ન કર્યો; પણ યમુના, તેમાંનું કશું પણ ન સાંભળતાં "જુઓ—આ હું આ આવી. તમે બાળકોનું રક્ષણ કરો. રાજપૂત કન્યાઓ મરણથી કોઇ કાળે પણ ડરતી નથી," એમ કહીને વીજળીના ઝબકારા પ્રમાણે ત્યાંથી દોડી ગઇ.

તે નવયૌવનસપન્ના સુંદર કુમારિકા ભૈરવી મૂર્ત્તિ ધારણ કરીને જોતજોતામાં અમરસિંહ પાસે આવીને ઉભી રહી અને નેત્ર મીચાય ન મીચાય એટલા અવકાશમાં તો તેણે અમરસિંહના પ્રાણ નાશ માટે ઉદ્યુક્ત થએલા એક મોગલ વીરને લાંબો કરીને જમીનપર સૂવડાવી દીધો. "અલ્લાહ્—અલ્લાહ્"નો ઉચ્ચાર કરીને તે મોગલે પ્રાણ છોડી દીધા.

"આ શું? યમુના! તે આવીને મારા પ્રાણનું રક્ષણ કર્યું? બાળે તે જાણી જોઇને બળતી જવાળામાં શા માટે ભૂસ્કો માર્યો? હવે મારાથી તારૂં સંરક્ષણ કેવી રીતે કરી શકાશે? આ જો ત્રણ મોગલ- વીરો તારાપર હલ્લો કરવાને આવતા હોય એમ દેખાય છે. હવે શો ઉપાય કરવો? બોલવાનો પણ સમય રહ્યો નથી! દૂર થા ચાંડાલ!"

એમ બોલતા અમરસિંહના હાથપર એક મોગલે તલવારનો વાર કર્યો અને તે સાથે પોતાની તલવારના એકજ વારથી તે મોગલને વીરબાળા યમુનાએ જહન્નમમાં રવાના કરી દીધો.

"યમુના! તેં જ આજે દેવીરૂપમાં આવીને મારા દેહનું સંરક્ષણ કર્યુ છે! પણ હવે હું તારૂં રક્ષણ કેવી રીતે કરૂં?—અરે પાછા—"

અમરસિંહ હજી તો એમ બોલતો હતો, એટલામાં એક બીજા મોગલ વીરે તેના હાથપર પ્રહાર કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેને પણ યમુનાએ નરકનો સીધો અને સરળ માર્ગ દેખાડી દીધો.

અમરસિંહ વિસ્મિત થઇને કહેવા લાગ્યો, "યમુના! આ તારી કેવી પરાક્રમશીલતા? નિમેષ માત્રમાં તેં ત્રણ મોગલોને ઠાર કરી નાખ્યા! ખરેખર આજ સુધી હું તને ઓળખી જ ન શક્યો. તું સાક્ષાત દેવીનો જ અવતાર છે!!"

"બોલવાથી બોલવું વધતું જાય છે; અત્યારે વધારે વાતચીત કરવાનો અવકાશ રહ્યો નથી; જુઓ, પેલા ચાર મોગલ સિપાહીઓ તમારાપર હલ્લો કરવાને આવતા જણાય છે; માટે સમય ન ગમાવો, સત્વર પોતાનું રક્ષણ કરો;" યમુનાએ અમરસિંહને સમયનું મૂલ્ય આંકી બતાવતાં કહ્યું.

પણ આ શું? તે ચાર મોગલ વીરોમાંના ત્રણ સિપાહીઓએ યમુનાના શરીરપર ધસારો કર્યો અને બાકી રહેલાએ અમરસિંહને પોતાનો શિકાર બનાવવાનો પ્રયત્ન આદર્યો. "રાજપૂત રમણીઓના અંગમાં આટલું બધું શૌર્ય છે, કેમ? હવે જોઇએ છિયે કે, એનું રક્ષણ કોણ કરે છે?" એક મોગલે બીજા મોગલોને ઉદ્દેશીને કહ્યું.

તે ત્રણેએ મળીને યમુનાને ઘેરી લીધી. ખરેખર આજે યમુનાએ સિંહવાહિની રણચંડીનો જ અવતાર ધારણ કરેલો હતો. નિમિષાર્ધમાં તેણે ત્રણ મોગલોમાંના બેને તો જહન્નમનો રસ્તો દેખાડી દીધો; બાકી રહેલા એક—અરે પણ આ શું? પોતાપર ધસી આવેલા યવન સૈનિકને સ્વર્ગના દ્વારમાં પ્રવેશ કરાવીને અમરસિંહે પાછું વાળી જોયું અને તના મુખમાંથી એકાએક ઉદ્દગાર નીકળી ગયો, "આ શું?"

"યમુના! આ શું થયું? મારા રક્ષણ માટે અહીં આવીને તેં પોતાના પ્રાણની આહુતિ આપી?"

રડતાં રડતાં એ શબ્દો ઉચ્ચારીને બાકી બચેલા યવનોનો વધ કરી અમરસિંહ સત્વર જ યમુના પાસે દોડી ગયો અને તેના મસ્તકને પોતાના અંકમાં પધરાવીને હૃદયદ્રાવક રુદન કરવા લાગ્યો.

યમુના બહુ જ ઉંડા અને મંદ સ્વરથી બોલી, "કુમાર! ક્ષમા કરો. આ અંતના સમયે મારી જન્મની ઇચ્છાને એક વાર તૃપ્ત—પરિપૂર્ણ કરી લેવા દ્યો—પ્રાણેશ્વર!—"

પોતાના મુખના "પ્રાણેશ્વર" એ મધુર અને પ્રિયતમ સંબોધનથી તેનું રક્તથી ખરડાયલું સમગ્ર શરીર જાણે પુલકિત થયું હોય! તેવો ભાસ થવા લાગ્યો. તેના મુખ કમળમાં કિંચિત્ હાસ્યની છટાનો આભાસ થયો. યમુનાએ પુનઃ કહ્યું, "પ્રાણેશ્વર! મરણ સમયે પણ મને આપને આ સંબોધનથી બોલાવવાનો પ્રસંગ મળ્યો, એ પણ મારું મહદ્ ભાગ્ય! મારા જન્મની ઇચ્છા સફળ થઈ, આપના અંકમાં મસ્તક મૂકીને હું સ્વર્ગવાસિની થાઉં છું, એથી મારા મનમાં અવર્ણનીય આનંદની જે લહરીઓ ઉદ્દભવે

છે, તેનું જ્ઞાન મારા વિના બીજા કોઇને પણ થઈ શકે તેમ નથી. પુનઃ એકવાર કહું છું કે, પ્રાણેશ્વર! હૃદય વલ્લભ! જન્મ જન્માંતરમાં પણ આ દાસી આપનો વિયોગ ન અનુભવે, સદા સંયોગિની રહે, એવો આશીર્વાદ આપો!"

અમરસિંહે રડતાં રડતાં ઉત્તર આપ્યું, "સુન્દરિ! ખરેખર આજ સુધી હું તારા સત્ય સ્વરૂપને જાણી શક્યો નહિ. તું સાક્ષાત્ દેવીનો અવતાર છે. આજના આ ઘોરતમ પ્રસંગે તેં જ અહીં આવીને મારા દેહનુ રક્ષણ કર્યું છે!—પ્રિયતમ! પ્રાણેશ્વાર!—"

"ખરેખર આજે જ મારા નારી જન્મની સાર્થકતા થઇ! જીવિતેશ્વર! એક વાર વળી પણ મને એ સંબોધનથી બોલાવો, એથી કદાચિત્ આવી સ્થિતિમાંથી પણ મારો ઉદ્ધાર થશે!" યમુનાએ પુલકિત મુખે કહ્યું.

બુઝાઇ જતા દીવામાં જેવી રીતે એક વાર મોટો ભડકો થાય છે, તેવી રીતે મરણની અણીએ આવી પડેલી યમુનાએ એકવાર બળપૂર્વક અટ્ટહાસ કર્યું અને ત્યારપછી ધીમે ધીમે તેનું સમસ્ત શરીર શીતળ થતુ ગયુ.

યમુનાની આવી અવસ્થા જોઇને અમરસિંહ ગગનભેદક રુદન કરવા લાગ્યો. તે ડૂસકાં ભરતો કહેવા લાગ્યો "હાય! હાય!! યમુને! આ શું થયું? ત્યારે તું ખરેખર જ મને વિલાપ કરતો મૂકીને સ્વર્ગમાં જવાની તૈયારીમાં છે? હાય! હૃદયેશ્વરિ!"

યમુના ઘણા જ દબાયલા અને અસ્પષ્ટ ધ્વનિથી બોલી "અહાહા! આજનો દિવસ મારા માટે કેટલો બધો આનંદદાયક! સમરક્ષેત્રમાં રક્તનું આસન, તેજ મારા લગ્નનું આસન થયું! આજે મારો મંગળવિવાહ થયો! આ ઘટનાના દેવો સાક્ષી છે! હવે હુ મારા સતી ધર્મનું અખંડ પાલન કરવા માટે પતિના અંકમાં શયન કરીને સુખપૂર્વક મરણ શરણ થાઉં છું! મા-રા-બં-ધુ-ને-આ-શુ-ભ-સં-વા-દ-ક-હે-વ-ડા-વ-જો!"

થઈ ચૂક્યું—યમુનાની માનવલીલાનો અંત થયો—તેના પ્રાણ પવિત્રતાપૂર્વક પ્રયાણ કરી ગયા. તોફાન શાંત થઇ ગયું. બહુધા સર્વ મોગલો ઠાર થઇ ગયા. એક બે બચ્યા, તે પ્રાણ બચાવીને પલાયન કરી ગયા.

ત્યારપછી સર્વ ભિલ્લો, ચંદાવત્ કૃષ્ણ અને પ્રતાપસિંહ પોતે—સર્વ અમરસિંહ પાસે આવ્યા, એટલે અમરસિંહ તેમને ઉદ્દેશીને રડતો રડતો કહેવા લાગ્યો "પિતાજી! મારા સર્વસ્વનો નાશ થયો! મારા પ્રાણનું રક્ષણ કરવા માટે અહીં આવીને યમુનાએ પોતાના પ્રાણની આહુતિ આપી છે! આ જુઓ એનું મૃત શરીર!"

સર્વના મુખમાંથી એકાએક "રે! રે!"નો ધ્વનિ નીકળી ગયો. પ્રતાપ મહિષી પદ્માવતી પણ એ સ્થાને આવી પહોંચી અને

રક્તથી તરબોળ થએલી અને ધૂળમાં રગદોળાયલી યમુનાની મૃત મૂર્ત્તિ તેના જોવામાં આવી. અશ્રુ વર્ષાવતાં તેણે યમુનાનું શબ પ્રેમપૂર્વક પોતાના ખોળામાં લીધું અને વિલાપનો આરંભ કર્યો.

અતિશય દુ:ખથી કંઠનો અવરોધ થઇ જવાથી દબાતા સ્વરથી પ્રતાપસિંહ કહેવા લાગ્યો "સ્વર્ગવાસિની કુમારિકે! આ દુર્દૈવી પરિવારમાં આવી પડવાથી જ તારું આવી રીતે અપમરણ થયું છે! પ્રિય મિત્ર પૃથ્વીરાજ! તારી લાડકવાઈ ભગિનીને તારી ગેરહાજરીમાં અગ્નિસંસ્કાર કરવાનો દુષ્ટ પ્રસંગ અંતે મારે શિર આવ્યો એ મારા દુર્ભાગ્યનો જ પ્રભાવ, બીજું શું? ઇશ્વર! તને પણ આમ કરવું જ ગમ્યું?"

સર્વના હૃદયમાં અસહ્ય ખેદ થવા લાગ્યો. સર્વનાં નેત્રોમાંથી ખળખળ કરતો અશ્રુનો પ્રચંડ પ્રવાહ વહેવા લાગ્યો. પછી પ્રતાપસિંહની આજ્ઞાથી ચિતા તૈયાર કરવામાં આવી. અમરસિંહે પોતાના હાથે તે સુવર્ણ પ્રતિમાને ચિતામાં પધરાવી અને અગ્નિસંસ્કાર કરતાં જ ચિતા ભડભડ સળગવા લાગી.

એ સમયે યમુનાનું સ્મારક કરવાનું સામર્થ્ય પ્રતાપસિંહમાં હતું નહિ; એટલા માટે જે તલવારના પ્રહારથી યમુનાએ પાંચ યવન વીરોને યમસદનમાં વિદાય કર્યાં હતા, તે તલવારને પ્રતાપસિંહે ચિતાવાળા સ્થાને પૃથ્વીમાં પૂરી રાખી, અને કહ્યું કે, "ભવિષ્યમાં કોઈ વેળાએ મારા હેતુની સિદ્ધિ થશે અને સુખના દિવસો પાછા આવશે, તો આ સ્થાને યમુનાના સ્મારક તરીકે હું એક દેવાલય બંધાવીશ અને તેમાં એની સુવર્ણ મૂર્તિની સ્થાપના કરીશ. અહાહા! યમુના સાક્ષાત્ લક્ષ્મી જ હતી!!"

અમરસિંહની સર્વ આશાઓ મનમાં જ રહી ગઈ. પોતાની પ્રિયતમાને પોતાથી સદાને માટે દૂર થયલી જોઇને ચિતાને પોતાના અશ્રુપ્રવાહથી શાંત કરી, તેણે તત્કાળ તે સ્થાનનો ત્યાગ કર્યો. યમુનાની સ્વપ્નમયી જ્વલંત મૂર્તિનો તેના હૃદયમાંથી યાવજ્જન્મ લોપ થયો નહિ. પ્રેમનો સદા સર્વદા એવો જ વિચિત્ર પ્રભાવ હોય છે.



## એકાદશ પરિચ્છેદ.

### ભામાશા.

"शतेषु जायते शूरः सहस्रेषु च पंडितः ।
वक्ता दशसहस्रेषु दाता भवति वा न वा ॥" सुभाषितम्.

ઇનામ મેળવવાના ઇરાદામાં જાન ગમાવી બેઠેલા મોગલોમાંના જે બે સિપાહીઓ ન્હાસી છૂટ્યા હતા, તેમણે દિલ્લીમાં આવીને દિલ્લીશ્વરને

સ્થાનના સમાચાર સંભળાવતાં કહ્યું કે, "ખુદાવિન્દ! ઘણી જ કોશિશો કરીને બહુ જ મહેનતે અમે પ્રતાપસિંહનો પત્તો મેળવ્યો; પણ અમારી ટોળીમાંના સિપાહીઓની સંખ્યા ઘણી જ ઓછી હોવાથી અમારાથી તેને પકડીને બંદીવાન્ કરી શકાયો નહિ. એટલું જ નહિ, પણ અમારામાંના ઘણાક જવાં મર્દો, રાજપૂતોની તલવારથી કપાઇને જન્નતનશીન થયા, એટલે અમારું બળ હરાઇ ગયું અને અમે પાછા આવ્યા."

એ સમાચાર સાંભળીને અકબરના અંતઃકરણમાં એક સમયાવચ્છેદે આનંદ અને વિશાદ થયો. આનંદ થવાનું કારણ એ કે, આટલાં દિવસ પછી પ્રતાપનો શોધ લાગ્યો, અને વિષાદનો હેતુ એ કે, પોતાના સૈન્યની સર્વથા દુર્દશા થવા છતાં પણ પ્રતાપ હાથમાં ન આવ્યો. અદ્યાપિ ક્ષત્રિયોના શરીરમાં રાક્ષસ સમાન શક્તિ વસેલી છે, અને એક એક રાજપૂત વીર સો સો મોગલોને પૂરો પડે છે, એ વિચારથી મનમાં ને મનમાં જ તે આશ્ચર્યચકિત અને ભયભીત થઇ ગયો. પરંતુ એ આનંદ અને શોકના ભાવને વ્યક્ત ન કરતાં એક હજાર મોગલ સિપાહીઓની સેના તેણે પ્રતાપને પકડી લાવવા માટે એકદમ મોકલી. જતી વેળાએ તેમને તાકીદથી હુકમ કર્યો કે, "ગમે તેમ કરીને પણ તેને કેદ કરીને અહીં લઇ આવજો. મારું આ કામ બજાવનારને શી બક્ષીસ મળવાની છે, તે તો હવે કોઇથી અજાણ્યું નથી જ, જાઓ—ફતેહ કરો."

દિલ્લીશ્વરની આજ્ઞાથી નીકળેલી યવન સેના પ્રથમ જબરા જંગલમાં આવી પહોંચી. પણ એ સેના આવવાથી કેટલાક દિવસ પૂર્વે જ ચાણક્ય પ્રતાપસિંહ ત્યાંથી અન્યત્ર ચાલ્યો ગયો હતો.

યમુનાની અંત્યેષ્ટિ ક્રિયાને બીજે જ દિવસે પ્રતાપસિંહે આરાવલી પર્વતના પ્રદેશને અંતના પ્રણામ કર્યા. તે વેળાએ તેણે ચંદાવત્ કૃષ્ણને કહ્યું "જ્યારે આ નિબિડ અરણ્યમાં પણ મોગલોએ આપણો શોધ કીધો છે અને છેલ્લી ઝપાઝપીમાં બહુધા બધા મોગલો મરાઇ ગયા છે, ત્યારે હવે આપણે આ સ્થાનનો સત્વર જ ત્યાગ કરવો જોઇએ. પણ જવું ક્યાં? આ વિશાળ મેવાડમાં અને આ વિશાળ આરાવલી પર્વતના પ્રદેશમાં આપણા માટે વિશ્રાંતિનું સ્થાન ક્યાં છે? પણ આ વિસ્તીર્ણ પૃથ્વી તલમાં પણ આપણને ક્યાંય રહેવાનું સ્થાન નહિ મળે? મિત્ર! ચાલો, આપણે આ રાજસ્થાનનો ત્યાગ કરીને સિંધુ નદીના તીરે જઇ વસીએ. ત્યાં એક નાનો બેટ છે, ત્યાં વસીને આપણે આપણા દુઃખના દિવસો વીતાડીશું. ત્યાં મોગલો આપણો પીછો લઇ શકશે નહિ. પ્રાણ પ્રિય મિત્ર! મારા વચારો અને મારી મોટી મોટી સઘળી આશાઓ મૃગજલ સમાન

ત્યારપછી પ્રતાપસિંહે કોમલમેર પોતાના કબજામાં લીધું. એ વેળા અબદુલ્લા નામનો એક મોગલ કોમળમેરનો અધિકારી હતો. પ્રતાપના અસહ્ય તેજ સમક્ષ તેનાથી ટકી શકાયું નહિ, અને તેથી તે પોતાના સૈન્ય સહિત પ્રતાપસિંહની કરાલ કરવાલનો ભોગ થઇ પડયો.

એવી રીતે બહુ જ અલ્પ સમયમાં પ્રતાપસિંહે એક પછી એક બત્રીસ કિલ્લા સર કર્યા. અકબરને એ વાતની ખબર મળવા છતાં પણ તેનાથી એની કાંઇ પણ વ્યવસ્થા થઇ શકી નહિ. તે હજી તો પોતાના સૈન્યની તૈયારી કરે, એટલામાં તો ઝપાઝપ પ્રતાપસિંહે સમસ્ત મેવાડ દેશ પોતાના આધિકારમાં લઇ લીધો. એક વર્ષના અવધિમાં જ મેવાડનો બહુધા સર્વ પ્રદેશ પ્રતાપસિંહની સત્તામાં આવી ગયો.

મેવાડ હસ્તગત કરવાનું કાર્ય થઇ રહ્યા પછી પ્રતાપસિંહે પોતાના પરમ શત્રુ માનસિંહના રાજ્યપર ધસારો કરીને અંબરનો મુખ્ય બજાર લૂંટયો અને ત્યાંનું સર્વ ધન લાવીને પોતાના ભંડારમા ભર્યું. ત્યારપછી થોડા દિવસમાં જ ઉદયપુર પણ પાછું પ્રતાપના હાથમાં આવ્યું.

એ પ્રમાણે નાના મોટા અનેક દેશ, અનેક નગરો, અને અનેક દુર્ગો તેણે હસ્તગત કરી લીધાં. જોતજોતામાં તે પાછો સમસ્ત મેવાડનો પ્રબળ અને પ્રતાપાન્વિત અધિપતિ થયો.

પ્રતાપે મોગલો પાસેથી મેવાડની ભૂમિ બહુધા પાછી મેળવી પણ એક સ્થાન–માત્ર એક જ સ્થાન અદ્યાપિ તેના હાથમાં આવ્યું નહિ. તે સ્થાન તે તેના પૂર્વ પુરુષોનુ કીર્ત્તિસ્થાન ચિત્તોડ !

## ત્રયોદશ પરિચ્છેદ.

### ચિત્તોડ ! ચિત્તોડ !!

"Hope tells a flattering tale,
Delusive. Vain, and hollow,
Ah let not Hope prevail,
Lest disappointment follow."

MISS WROTHER

દિવસ જતાં બીજી સર્વ આશાઓ સફળ થઇ. ચિત્તોડ એક નગરનો ઉદ્ધાર અદ્યાપિ થઇ શકયો નહિ. એક પછી એક પ્રતાપસિંહના બીજા સર્વ હેતુ-અનુક્રમે સિદ્ધ થયા–માત્ર ચિત્તોડ–ઉદ્ધારનો એક જ હેતુ સિદ્ધ થયો નહિ. ધીમે ધીમે મેવાડનો ગતવૈભવ પાછો આવ્યો–માત્ર મેવાડપતિના હૃદયની શાંતિ પાછી આવી નહિ.

મેવાડમાં સર્વત્ર આનંદ વ્યાપી ગયો. વ્યાપાર આદિ સર્વ કાર્યો પૂર્વ પ્રમાણે થવા લાગ્યાં. મોગલોના અત્યાચારની ભીતિ જતી રહેલી હોવાથી સર્વ પ્રજાજનો આનંદ અને સુખમાં દિવસો વીતાડવા લાગ્યાં. કળાકૌશલ્ય અને કૃષિ કર્મની દિવસે દિવસે ઉન્નતિ થતી ચાલી. રાજ્યમાં કોઇ પણ વિષયનું દુઃખ રહ્યું નહિ. એમ છતાં પણ રાજાનું મન આટલું બધું દુઃખિત અને વ્યથિત કેમ રહેતું હતું? વાચક પોતે જ એ પ્રશ્નનું સહજમાં ઉત્તર આપી શકે એમ છે, માટે વિશેષ વિવેચન વ્યર્થ છે.

પ્રતાપસિંહે પોતાની યૌવનાવસ્થામાં જે વ્રતની દીક્ષા લીધી હતી, તે વ્રત અદ્યાપિ પૂર્ણ રીતે સફળ ક્યાં થયું હતું? અદ્યાપિ સમસ્ત રાજસ્થાન સ્વતંત્રતા ક્યાં મેળવી શક્યું હતું? ચિત્તોડ નગર અદ્યાપિ વિધર્મી યવનોનાજ અધિકારમાં હતું. વસ્તુ સ્થિતિ એવી હોવાથી પ્રતાપના હૃદયમાં શાંતતાનું સુખ ક્યાંથી હોઇ શકે? તેના મનનો મુખ્ય હેતુ અદ્યાપિ અસિદ્ધ અને અપૂર્ણ જ રહેલો હતો. દિવસે દિવસે વૃદ્ધાવસ્થાની છાયા તેનાપર પડતી ચાલી. ખેદથી તે વધારે વધારે લેવાતો ગયો.

અદ્યાપિ તેનો બ્રહ્મચારિવેશ, કાષાય વસ્ત્રો, વધેલા નખો, તરુપત્રાવળીમાં ભોજન કરવું અને તૃણ શય્યામાં શયન કરવું, ઇત્યાદિ નિયમોનો પ્રકાર ચાલુ જ હતો. સમસ્ત મેવાડની ભૂમિ પાછી પોતાના અધિકારમાં આવેલી છતાં પણ તે નિત્ય ઉદાસ અને ખિન્ન જ રહેતો હતો. તેના મનમાં રાત્રિ દિવસ ચિત્તોડનો અધ્યાસ જ લાગેલો હતો. તેનું તપ, જપ, ધ્યાન અને ધારણા સર્વે ચિત્તોડ નગર જ હતું. ચિત્તોડનો ઉદ્ધાર તે પ્રતાપનો જીવનમંત્ર હતો. એ કાર્ય અદ્યાપિ તેના હસ્તે પાર પડયું નહતું!

કારણ ગમે તે હોય, પણ અત્યારે મોગલોએ પ્રતાપ સાથે યુદ્ધ કરવાનું માંડી વાળ્યું હતું. અકબરનો ગમે તેવો હેતુ હોય, પણ હાલમાં તો તે પ્રતાપ વિરુદ્ધ વધારે ખટપટ કરવાથી ચુપ રહેલો હતો; અર્થાત્ આ સમયે મેવાડપર મોગલોની લોલુપ દૃષ્ટિ હતી નહિ. શું અકબરે કૃપા કરીને જ પ્રતાપને શાંતિ સુખ ભોગવવાને અવસર આપ્યો હતો? એમ તો કોઇ કાળે પણ બની શકે નહિ.

વિચાર કરતાં કરતાં પ્રતાપસિંહનું અંતઃકરણ અભિમાનથી ભરાઇ આવ્યું. તેના હૃદય સમુદ્રમાં ભયંકર વિક્ષોભ થવા માંડ્યો. તે મનમાં ને મનમાં કહેવા લાગ્યો:– "ખરેખર મારાપર કૃપા કરીને જ અકબરે યુદ્ધનું કાર્ય બંધ રાખ્યું છે? મારા મુખ્ય ઇષ્ટ હેતુની સિદ્ધિ ન થવા દઇને માત્ર મારી મશ્કરી કરવા માટે જ મેવાડને તેણે મારા હાથમાં આવવા દીધું છે? આવી રીતે મને બાળી નાખવા માટે જ અકબર પોતાના અનુગ્રહરૂપી વિષમ બાણનો મારા શરીરમાં પ્રહાર કરે છે? જો એમ જ હોય

તો મારો આટલો બધો પરિશ્રમ, આટલાં બધાં કષ્ટો, આટલું બધું ધૈર્ય અને આટલી બધી સહિષ્ણુતા સર્વે અંતે નિષ્ફળ જ નીવડયાં! અંતે મારો પરાજય જ થવાનો! મેં આટલો બધો પ્રપંચ શા માટે કર્યો? ઇશ્વરને ભૂલીને હું આ વિષમય રાજનીતિમાં શા માટે પડયો? અગણિત મનુષ્ય પ્રાણીના શોણિતથી ભૂમિને સ્નાન શા માટે કરાવ્યું? આ વીસ વર્ષમાં એવો તે મેં કયો પુણ્ય સંચય કર્યો કે મે મારા હેતુની શી સિદ્ધિ કરી? તરુણાવસ્થામાં સિંહાસન પ્રાપ્તિ થવા પછી આજ પર્યન્ત અનેક શ્રમ અને અનેક કષ્ટો ભોગવ્યાં, પણ તેનું પરિણામ અંતે આ જ આવ્યું? મને તો આ સર્વ સ્વપ્ન સમાન જ ભાસે છે. ચિત્તોડનો ઉદ્ધાર હજી કયાં થયો છે?"

એવા અનેક વિચારો કરતાં કરતાં પ્રતાપસિંહનું માથું ફરી ગયું, 'ચિત્તોડ! ચિત્તોડ!!' નો ઘોષ કરતાં તેને ચિત્તભ્રમ થઇ ગયો. તેના મનની સ્વસ્થતા અને શાંતિનો લોપ થયો. ધીમે ધીમે તેના આયુષ્યની શૃંખલા પણ વધારે અને વધારે ટૂંકી થવા માંડી.

એક દિવસે તૃતીય પ્રહરના સમયે અતિશય ચિંતામાં નિમગ્ન થએલો પ્રતાપસિંહ ઉદયપુરમાંના એક ઉચ્ચ રાજ મહાલયની અગાસીમાં બેઠો બેઠો ચિત્તોડનું અવલોકન કરતો હતો; અસ્તાચલે જતા સંધ્યાકાલના સૂર્યનાં રક્તવર્ણ કિરણો ચિત્તોડપર પડતાં હતા; આસપાસના ઉચ્ચ પર્વતો અને નિબિડ અરણ્યોને અપૂર્વ શોભા પ્રાપ્ત થએલી હતી. એ અપૂર્વ શોભાના સમીક્ષણથી પ્રતાપનું અંતઃકરણ એકાએક ભરાઇ આવ્યું; તેનું સમસ્ત શરીર રોમાંચિત થઇ ગયું; તેનાં નેત્રોમાં જાણે અંધકારનો વિસ્તાર થઇ ગયો હોય તેવો ભાસ થતાં તે મૂર્ચ્છિત થઇને ધરણીપર ઢળી પડયો—બહિર્જગત્ નું તેને ભાન રહ્યું નહિ.

મૂર્ચ્છિત-અવસ્થામાં એક અદ્‌ભુત સ્વપ્ન તેના જોવામાં આવ્યું. ચિત્તોડની અધિષ્ઠાત્રી દેવી સાક્ષાત્ આવીને તેના મુખ સમક્ષ ઉભી રહી. તે મૃદુ મંજુલ સ્વરથી આશ્વાસન આપતી કહેવા લાગી, "વત્સ! બ્હીશ નહિ; નેત્રો ઉઘાડીને મારા તરફ જો. તું ધ્યાન જ્ઞાન જપ તપ ધારણા આહાર અને વિહાર આદિમાં દિનરાત જેનું ચિંતન કર્યા કરે છે, તે હું આજે ચાલી ચલાવીને પોતે જ તારા સમીપ આવેલી છું. પુત્ર! તારે દુઃખી અને નિરાશ થવાનું કશું પણ કારણ નથી. એક રીતે જોતાં તારા વ્રતની સફળતા થઈ ચૂકી છે. જો કે તારે હાથે ચિત્તોડના ઉદ્ધારનું કાર્ય પાર પડવા પામ્યું નથી, તોપણ પોતાના કર્તવ્યની તો તેં પરિપૂર્ણતા કરેલી છે જ. મેવાડમાં તેં જે બીજનું આરોપણ કર્યું છે, તેમાંથી સત્વર જ એક વિશાળ વૃક્ષ ઉદ્‌ભવશે અને તે ફળ પુષ્પથી મંડિત થતાં સર્વનાં

ચિત્તનું આકર્ષણ કરશે. પણ આ લોકનું તારું આયુષ્ય હવે પૂરું થવા છે, માટે એ સ્વર્ગીય દૃશ્યને તું જોઇ શકીશ નહિ. તારો પુત્ર અમર તારા સ્વીકૃત વ્રતની દીક્ષા લઇને તેની પરિપૂર્ણતા કરશે! તેં પોતાની આ અપૂર્વ પુણ્યકૃતિથી જે ધર્મનો સંચય કર્યો છે, તેથી તારું નામ જગતમાં અચલ અને અમર થશે!!!"

સ્વપ્નની સમાપ્તિ થઇ. પ્રતાપ જાગૃત થયો. તે ધીમે ધીમે ઊઠીને પોતાની પર્ણકુટીમાં ગયો. પોતાની પ્રિયતમ તૃણશય્યામાં નિદ્રાવશ થઇ ગયો. અફસોસ! એ તૃણશય્યામાંથી પાછો તે ઊઠવા પામ્યો નહિ—એ તૃણશય્યા તે જ તેની મરણ શય્યા થઇ પડી!

## ચતુર્દશ પરિચ્છેદ.

### પ્રતાપનું પરલોક પ્રયાણ.

"संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते." ભગવદ્ગીતા.

કનિષ્ઠ કે શ્રેષ્ઠ જે પરિણામ આવવાનું હતું તે આવી ચૂક્યું. આજનો દિવસ તે છેલ્લો દિવસ હતો. મેવાડના મુખ્ય માંડલિક રાજાઓ અને સરદારો પ્રતાપની તૃણશય્યા સમક્ષ બેસી નીચું મુખ કરીને નેત્રમાંથી અશ્રુવર્ષણ કરતા જોવામાં આવતા હતા. કુમાર અમરસિંહ પોતાના આસન્નમૃત્યુ પિતા સમક્ષ બે હાથ જોડીને ઊભો હતો.

જીવમાં અંતિમ યાતના થતી હોવા છતાં પણ પ્રતાપસિંહ અત્યંત અસ્પષ્ટ ધ્વનિથી "ચિત્તોડ! ચિત્તોડ!!" એવો ઉચ્ચાર કર્યા કરતો હતો. એ ઘોષ સર્વના સાંભળવામાં આવ્યો; અને તેથી સર્વનાં અંતઃકરણો અત્યંત વિહ્વળ થઇ ગયાં.

થોડી વાર પછી પ્રતાપસિંહે પોતાનાં નેત્ર ઉઘાડયાં. અમરસિંહને જોતાં તેણે એક ગંભીર નિઃશ્વાસ નાખ્યો. એ જોઇ વૃદ્ધ સરદાર ચંદાવતે કહ્યું, "મહારાજ! આપના હૃદયમાં શી વ્યથા થાય છે? આપની યોગમયી શાંતિનો ભંગ શાથી થાય છે? મહારાજ! અમે સર્વ આપ સમક્ષ ઊભા છિયે—કહો—આપના મનની શી ઇચ્છા બાકી રહી છે?"

"સરદાર! હું મહા દુર્ભાગી છું! મને મરણ પણ સુખપૂર્વક પ્રાપ્ત નથી થતું. ચંદાવત્! કહો, કુમાર અમરસિંહ મારા વ્રતની પરિપૂર્ણતા કરશે?" પ્રતાપસિંહે મંદ સ્વરે કહ્યું.

કુમાર અમરસિંહે વીરાસનવાળી, હાથ જોડીને કંપિત સ્વરે કહ્યું, "પિતાજી! મારા વચનપર વિશ્વાસ રાખો. હું પિતાનાં વ્રતની પરિપૂર્ણતા કરીશ."

"વ્રતની ઉદ્યાપના કરીશ? તારું સુકુમાર શરીર આવાં કષ્ટો સહન કરી શકશે? છાતીએ આગની અંગીઠી બાંધીને સ્વદેશના ઉદ્ધાર માટે પોતાના પ્રાણ અર્પવાને તું સમર્થ થઇ શકીશ ખરો?" પ્રતાપે શંકાના ભાવથી પૂછ્યું.

"હા-પૂજ્ય પિતાજી! હું સમર્થ થઇ શકીશ! પ્રતાપનો પુત્ર કોઇ કાળે પણ અસત્ય ભાષણ કરે એ સંભવે જ નહિ" અમરસિંહે રડતાં રડતાં નમ્ર ઉત્તર આપ્યું.

"આ વેશ, આ પર્ણકુટી અને આ શય્યા-વિશેષ વૈભવ નહિ-બની શકશે કે? પ્રતાપે વળી શંકાશીલ મુદ્રાથી પૂછ્યું.

"એવો કુલાંગાર કોણ હોય, કે જે પોતાના પિતાની અંતકાળની આજ્ઞાનું ઉલ્લંઘન કરે? પિતાજી! મરતાં સુધી હું ચિત્તોડના ઉધ્ધારનો પ્રયત્ન કરતો રહીશ. એ પ્રતિજ્ઞા હું ધર્મને સાક્ષી રાખીને કરું છું. આપનું આત્મબલ મને સાહ્ય થાઓ!" અમરસિંહે પ્રતિજ્ઞા લીધી.

"હવે હું સુખે મરીશ!" પ્રતાપે અંતિમ ઉદ્‌ગાર કાઢયો.

"પ્રતાપસિંહે કાંઇક સંકેત કર્યો અને અમરસિંહે પોતાનું મુખ પ્રતાપના મુખ પાસે રાખ્યું. પ્રતાપસિંહે પુત્રના મસ્તકે હાથ રાખીને તેને આશીર્વાદ આપ્યો અને કહ્યું કે, આ પંકિત સદા સર્વદા સ્મૃતિમાં રાખજે--सम्भावितस्य चाकीर्त्तिर्मरणादतिरिच्यते."

ત્યારપછી ચંદાવત કૃષ્ણને જોઇને પ્રતાપ જરાક હસ્યો. ચંદાવત તે હાસ્યનો ભાવાર્થ સમજી ગયો અને કંપિત સ્વરે બોલ્યો, "મહારાણાજી! જ્યાંસુધી હું જીવતો છું, ત્યાંસુધી તો કુમાર પિતૃવ્રતનું ઉલ્લંઘન કરી શકશે નહિ. હું રાત દિવસ એનાપર ધ્યાન રાખીશ, આ મારું અંતિમ વચન છે, નિશ્ચિન્ત થાઓ."

પ્રતાપસિંહના મુખ મંડલમાં અપૂર્વ અને અલૌકિક હાસ્યની છટા દૃષ્ટિગોચર થવા લાગી. તે આસન્નમરણ મુખમુદ્રામાં સ્વર્ગીય લાવણ્ય ઝળકવા લાગ્યું. તે હાસ્ય અને તે લાવણ્ય હજી તો દૃષ્ટિગોચર થતાં હતાં, એટલામાં અચાનક તે સ્વદેશપ્રેમી, પરમ પુણ્યશીળ, વીરોનાવીર, અર્જુનના અવતાર, મેવાડના ચક્રચૂડામણી અને રાજસ્થાનના દિવ્યરત્ન મહાપુરુષે પોતાના આયુષ્યના મધ્યાહ્ન કાળમાં જ પોતાનાં નેત્રો સદાને માટે બંધ કરી લીધાં.





# MAHAJAN'S PATENT MADICINES,

હુમારી દવાથી ફાયદો નથી થયો એવું સાબીત કરનારને

## રૂ. ૧૦૦૦ નું ઈનામ.

**કામ સંજીવન**—ધાતુ સંબંધી સરવે રોગો ઉપર આ મહા ઔપધી સેવન કરવાથી બળ વીર્યની વૃદ્ધિ થઇ નપુંસકતા દુર થઈ જાય છે, ઢીલી પડેલી નસોને તંગ બનાવે છે, શરીરમાં નવું લોહી, નવું વીર્ય, અને નવો જુસ્સો ઉત્પન્ન કરવા માટે માનો જાદુઇ ઉપાય છે. સ્વાન દોપ, આળસ, બેચેની, હાંપ, વીગેરે સરવે રોગો દુર થાય છે. પહેલેજ દીવસે તેને ચમત્કાર માલમ પડે છે. કીમત રૂ. ૧.

**નપૂશકત્વહારી તેલ**—માલીસ કરવાથી નામરદને પણ મરદ બનાવે છે. કી. શીશી ૧ નો રૂ. ૧.

**એજંટો જોઇએ છે.** **દવા મળવાનું ઠેકાણું**

**છોટાલાલ છગનલાલ મહાજન,**

ઠે૦ ઠાકુરદ્વાર રોડ—**મુંબઇ.**

---

# વિંછીની અકસીર દવા.

એક લાખ પડીકાં મફત આપી, કરી જોયલી અજમાયેશ સંપુર્ણ ફતેહમંદ નિવડવા પછીજ, હવે નજીવી કીમતે આ દવા વેચવાનું શરૂ કર્યું છે. પરમાર્થ કે દ્રવ્ય પ્રાપ્તિ કરવાનો આ સર્વોત્તમ ઉપાય છે. બેજ મિનીટમાં ગમે તેવા ઝેરી વીંછુનું ઝેર નીર્મુળ થઇ જાય છે. ૧૦ થી ૨૦ માણસને આરામ પહોંચાડે એવાં દરેક પડીકાં—એવાં ૫૦ પડીકાંના રૂ. ૦॥= તથા ૧૦૦ પડીકાંના રૂ. ૧. પોસ્ટેજ જુદું.

હજુ પણ જેઓ ખાત્રી કરવા માંગતા હોય તેમને એક આનાની ટીકીટ બીડવાથી દવાનો નમુનો તથા નવા સાલની ડાયરી મુફત પહોંચાડીશું.

**જસમાઈન ઇન્ડિયા એજન્સી.**

નં૦ [illegible] ઠાકુરદ્વાર રોડ—**મુંબઇ.**

# નાના છોકરાંને માટે






## ડોંગરેનું બાલામૃત.

આ ઓસડ છોકરાંને માટે ઘણું પૌષ્ટિક હોવાનો ઘણાઓને અનુભવ થયો છે. એથી જીર્ણ-જ્વર, ઘણા દિવસની ખાંસી, હમેશાં ગળામાં ખરખર અવાજ થવો, વારંવાર સળેખમ, તાવ, અતિસાર, સંગ્રહણી, પાંડુરોગ, આંખ ઉંડી જવી, પેટ મોટું થવું વગેરે રોગપર સારૂં ગુણકારી થઇ લોહી તથા માંસની વૃદ્ધિ કરે છે, ને નાના છોકરાંના ઉછરતા શરીરને ઘણી સારી મદદ આપે છે. બરાબર સારા થવા માટે નાના છોકરાને ૩ ને મોટા માણસને ૬ શીશી જોઇશે. દર શીશીની કિંમત ૧૨ આના, ટપાલ ખર્ચ ૬ આના. ૩ શીશી એકદમ ખરીદ કરનારને રૂ. ૨ પડશે, ટપાલ ખર્ચ ૧૨ આના. રેલવે પાર્સલથી મંગાવવાથી ખર્ચ થોડો પડશે.

**કે. ટી. ડોંગરે,**—ગીરગામ મુંબઇ.

વડોદરાના એજંટ—મી૦ કુવરજી માણેકજી મેડીવાળા.

સુરતના એજંટ—મે. ગોપાળ ત્રિંબક અને બ્રધર્સ.

અમદાબાદના એજંટ—રા. રામરાવ કૃષ્ણરાવ.

# "ગુજરાતી" પ્રેસમાં વેચાતાં પુસ્તકો.

કોટ-સાસુન બિલ્ડિંગ્સ-મુંબઈ.

## વેદાન્ત

| નામ. | રૂ. આ પા |
|---|---|
| ૧ **પંચદશી**–વેદાન્ત જ્ઞાનનો આ ગ્રંથ પૂજ્યપાદ ભગવાન્ શ્રીમત્ શંકરાચાર્યની ગાદીપર વિરાજનાર વિદ્યારણ્ય સ્વામીનો રચેલો છે. એનાપર વિસ્તારસહિત **ચન્દ્રકાન્ત** નામનું **વિવરણ** આપવામાં આવેલું છે, જે એવી તો સરળતાથી આપવામાં આવ્યું છે કે, સાધારણમાં સાધારણ વેદાન્તનો જિજ્ઞાસુ પણ વેદાન્ત જેવા ગહનમાં ગહન વિષયની અંદર અતિ સરળતાથી પ્રવેશ કરી શકે. પ્રથમ ઉત્થાનિકા આપવામાં આવેલી છે, પછી મૂળ શ્લોક, પછી શબ્દાર્થ અને તેની નીચે વિસ્તારવાળું વિવરણ આપવામાં આવ્યું છે. જિજ્ઞાસુને સમજવાને સરળ પડે તેટલા માટે સ્થળે સ્થળે દૃષ્ટાંતોથી સિદ્ધાંતો સિદ્ધ કરેલા છે. આ પ્રકારની કોઇ પણ જાતની ટીકા ગુજરાતી ભાષાના કોઇ પણ ગ્રંથમાં થઇ નથી. સુપર રોયલ ઓક્ટેવો પૃષ્ઠ ૮૦૦; પાકાં પૂઠાં અને ઉત્તમ કાગળપર છાપેલું છે. | ૬- ૦-૦ |
| ૨ **ચન્દ્રકાન્ત**–પ્રથમ ભાગ (પાંચમી આવૃત્તિ) ... ... ... | ૨- ૮-૦ |
| ૩ **ચન્દ્રકાન્ત**–બીજો ભાગ (ત્રીજી આવૃત્તિ) ... ... ... ... | ૨- ૮-૦ |
| ઉક્ત બંને ગ્રંથોમાં ઘણી સરસ રીતે પરલોકના શ્રેય સાધનનો માર્ગ બતાવ્યો છે. એની લોકપ્રિયતા, એનો ફેલાવો જ બતાવે છે જ્ઞાનથી ભક્તિ શ્રેષ્ઠ કે ભક્તિથી જ્ઞાન, એનું સુંદર દર્શન આ ગ્રંથોમાં છે ભાષા સરળ-વિષયનું સ્ફોટન યથાર્થ ને સુંદર. વેદાન્ત જ્ઞાનનો આ ખરેખરો મુખ્ય ગ્રન્થ છે. | |
| ૪ **શ્રી અધ્યાત્મ રામાયણ**–(સચિત્ર-બીજી આવૃત્તિ). બહુ સરસ શ્રીરામચંદ્રજીનું ચરિત્ર છે. એ એક રામાયણ સમજવાની કુંચી છે. પુઠું પાકું છે.... ... ... ... ... ... ... ... | ૧- ૮-૦ |
| ૫ **શ્રી પંચરત્ન ગીતા**–(રેશમી પુઠાં-ચોથી આવૃત્તિ) ... ... | ૧- ૦-૦ |
| ૬ **શ્રીમદ્‌ભગવદ્‌ગીતા**–(શ્રીધરીને આધારે) સરળ ભાષાંતર. રેશમી પુઠાં (પાંચમી આવૃત્તિ) ... ... ... ... ... | ૦- ૮-૦ |
| ૭ **શ્રીમદ્‌ભગવદ્‌ગીતા**–મૂળ શ્લોક, ગુજરાતી ટીકા, હિંદી ને ગુજરાતી કવિતા... ... ... ... ... ... ... ... | ૦- ૮-૦ |
| ૮ **શ્રીમદ્‌ભગવદ્‌ગીતા**–મૂળ શ્લોક અને શ્રીધરી ટીકાને આધારે કરેલું ભાષાંતર. નિત્ય નિયમથી વાંચનારાઓને માટે આ ગ્રંથ બાળબોધ | |

| વેદાન્ત. | નામ. | રૂ. આ પ |
|---|---|---|

લીપિમાં મૂળ અને ભાષાંતર સહિત પોથીના આકારમાં મોટા અક્ષરથી છાપેલો છે. કથા કરનાર તથા પાઠ કરનારને અતિ ઉપયોગી છે. રેશમી પૂઠાં, શણનો દોરો અને દૂધની લાહીથી બાંધવામાં આવેલું હોવાથી પૂજામાં રાખવાને બાધકારક નથી. ... ...

૯ **ભર્તૃહરિ શતકત્રય સંગ્રહ**–પુષ્કળ સુધારા વધારા સાથે આ બીજી આવૃત્તિ કાઢવામાં આવી છે. કોલેજના વિદ્યાર્થીઓને ઉપયોગી થઇ પડે તેટલા માટે કૈલાસવાસી રા. રા. તીલાંગની આવૃત્તિ પ્રમાણે શ્લોકોની ગોઠવણ રાખવામાં આવી છે. ... ... ... ...

૧૦ **યુક્તિ પ્રકાશ**–વિચારસાગરના કર્તા સાધુ શ્રીનિશ્ચલદાસજીકૃત આ ગ્રંથ હિંદુસ્તાની ભાષામાં છે. એમાં વેદાન્તના ૩૯ સિદ્ધાંતો બહુ સરસ યુક્તિઓથી સિદ્ધ કરવામાં આવ્યા છે. નિશ્ચલદાસની વાણીથી સર્વે જિજ્ઞાસુઓ જ્ઞાતા હોવાથી વિશેષ જણાવવાની કંઈ જરૂર નથી, પરંતુ જિજ્ઞાસુઓને આ ગ્રંથ બહુ ઉપયોગી છે. પૂઠાં પાકાં અને ઉંચા કાગળ ... ... ... ... ...

## ધર્મ

૧૧ **શ્રીમદ્ભાગવત**–ગંગા જમની પાનીયાના આકારમાં, સંસ્કૃત સમજનાર વ્યાસો અને કથા કરનારા બ્રાહ્મણોને બહુ ઉપયોગી થઈ પડે, તેટલા માટે આ ગ્રંથ ઘણા ઉંચા કાગળપર, મૂળ શ્લોક, ભાષાંતર અને શ્રીધરી, બાળ પ્રબોધિની તથા સુબોધિની ટીકા અનુસાર ભાષાંતર સાથે પ્રકટ કરવામાં આવ્યું છે. ગ્રંથની સુશોભિત રચના અને સુંદર છપાઇને માટે એટલું જ જણાવવાની જરૂર છે કે, આ જાતનો કોઇ પણ બીજો ગ્રંથ લેતાં પહેલાં, 'ગુજરાતી' પ્રેસનું ભાગવત જોવાની ખાસ સૂચના કરવામાં આવે છે. પ્રારંભમાં, શ્રીનાથજીની અદ્ભૂત સુંદર શૃંગારે સ્વરૂપની છબી આપવામાં આવી છે અને તે ઉપરાંત બીજાં સોળ ચિત્રો આપવામાં આવ્યાં છે. ગ્રંથનું પૂર એટલું મોટું થયું છે કે, ફુલસકેપ સાઇઝનાં ૨૯૦૦ પૃષ્ઠનો આ ગ્રંથ છે. રેલ્વેથી મંગાવનારાઓને નૂર ઓછું પડશે. ... ... ... ... ... ... ... ૧૦

૧૨ **શ્રીમદ્ભાગવત**–કવિતામાં. મહા કવિ પ્રેમાનંદ, કવિ વલ્લભ અને કવિ સુંદર, એ ત્રણ કવિની પ્રાસાદિક વાણીનું આ ભાગવત છે. ધાર્મિક લોકને અને સ્ત્રીવર્ગને બહુ ઉપયોગી થઇ પડે, તેટલા માટે એની કિંમત અર્ધોઅર્ધ ઘટાડી દીધી છે અને પહેલી આવૃત્તિમાં જે ચિત્રો નહોતાં તે ચિત્રો આ બીજી આવૃત્તિમાં દાખલ કરવામાં આવ્યાં છે. મુખપૃષ્ઠપર શ્રીમોરલીધરની અને શ્રીનાથજીના

| ધર્મ. | નામ. | રૂ આ.પા. |
|---|---|---|

શૃંગાર સ્વરૂપની રંગીન છબીઓ છે, તે ઉપરાંત બીજાં સત્તર ચિત્રો આપવામાં આવ્યાં છે. પ્રેમાનંદની વાણીની પ્રશંસા કરવાની કંઇ અગત્ય નથી, કારણકે આ ભાગવત ચાતુર્માસમાં ગામેગામ અને શાહેરેશાહેર અનેક કથાભટો વાંચે છે, તે વખત લોકોનો એ કથા સાભળવાનો જે ઉત્સાહ છે, તે જ તેની ઉત્તમતા બતાવી આપે છે. ૫– ૦–૦

૧૩ **શ્રીમદ્‌ભાગવત**-મંગળાસ્વરૂપનું. (આવૃત્તિ ૩ જી) ગુજરાતી ગદ્ય ભાષાંતર. ઉંચા એન્ટીક કાગળપર છાપેલું છે. એમાં નીચેનાં ચિત્રો છેઃ-

| | |
|---|---|
| શ્રીનાથજીનુ શૃંગારરૂપ. | વૃત્રાસુરવધ. |
| નિગમકલ્પતરુ. | નૃસિંહાવતાર, |
| ગોકર્ણ અને પ્રેત. | વિરાટરૂપ શ્રીનારાયણ અને બલિ રાજા. |
| શમીક ઋષિનો આશ્રમ. | કપિલ મુનિનો આશ્રમ. |
| શુકદેવ અને પરીક્ષિત. | કૃષ્ણજન્મ અને યમુના ઉતાર. |
| વરાહ અને હિરણ્યાક્ષ. | ગોવર્દ્ધનલીલા. |
| ધ્રુવ અને નારદ. | રાસલીલા. |
| ધ્રુવ અને નારાયણ. | જનકરાજા, યજ્ઞકુંડ અને નવ યોગેશ્વર. |
| જડભરત અને રહુગણ રાજા. | બાલમુકુંદ. |

કિંમત ૪– ૮–૦

૧૪ **શ્રીમદ્‌ભાગવત**-ગુટકો-ભાષાંતર. (૧૭ ચિત્રસમેત) સાધારણ માણસોને લેવાને સસ્તુ પડે તેવો ... ... ... ... ... ૨– ૮–૦

૧૫ **શ્રીમદ્ રામાયણ**-(સચિત્ર) સુધારેલી વધારેલી બીજી આવૃત્તિ- આદિ કવિ વાલ્મીકિ વિરચિત અવતારી શ્રી રામચંદ્ર પ્રભુનું સંપૂર્ણ ચરિત્ર. મહા કવિએ વર્ણવેલાં સર્વ પ્રકરણો જુદાં પાડ્યાં છે, જેથી પ્રત્યેક વિષય સહજમાં જણાઇ આવે છે. ભાષાંતર રસ લાલિત્યથી ભરપૂર છે; નીતિ સ્તુતિના શ્લોકો સ્થળે સ્થળે આપવામાં આવ્યા છે ને શ્લોકે શ્લોકનું ભાષાંતર છતાં રસમય કરી વાચકવૃંદનો રસ વધતો જાય તેમ કરવામાં કશી પણ ક્યાસ રાખી નથી રંગીન ને હાફટોન આઠ ચિત્ર સાથે.

| | |
|---|---|
| સીતા વનવાસ. (રગીન) | સુગ્રીવ સાથે સખ્યત્વ. |
| સીતા સ્વયંવર. | અશોક વાટિકામાં સીતા. |
| દશરથ પ્રાણત્યાગ. | રામ રાવણનું યુદ્ધ. |
| સીતા હરણ. | સીતા ભૂમિપ્રવેશ. |

૬– ૦–૦

૧૬ **વ્રતરાજ**-સંસ્કૃત ને ભાષાન્તર સાથે-વ્રતોની સમજુતી આપનારો. ૪–

## નીતિ

| નામ. | રૂ.આ.પા. |
|---|---|
| ૧૭ **શુક્રનીતિ**-(પાકાં પૂઠાં) ... ... ... ... ... ... ... | ૨-૪-૦ |
| ,, (કાચાં પૂઠાં)... ... ... ... ... ... ... | ૧-૧૨-૦ |
| ૧૮ **યમ સ્મૃતિ** ... ... ... ... ... ... ... ... | ૦-૨-૦ |
| ૧૯ **પરમહંસ રામકૃષ્ણનાં બોધવચન**-(ચિત્ર ચરિત્ર સહિત.) ... | ૦-૮-૦ |
| ૨૦ **વિદુરનીતિ**-ગુજરાતી (ત્રીજી આવૃત્તિ) ... ... ... ... | ૦-૨-૬ |
| ૨૧ **પુત્રીશિક્ષા**-(ચોથી આવૃત્તિ.) ... ... ... ... ... ... | ૦-૪-૦ |
| ૨૨ **નીતિબોધ**-(ત્રીજી આવૃત્તિ.) ... ... ... ... ... ... | ૦-૬-૦ |
| ૨૩ **હિતવચન માળા**-(ચોથી આવૃત્તિ.) ... ... ... ... ... | ૦-૧-૦ |
| ૨૪ **પંચતંત્ર** ... ... ... ... ... ... ... ... ... | ૧-૮-૦ |
| ૨૫ **કળા વિલાસ**-(બીજી આવૃત્તિ) આ ચોપડી વાંચવાથી વ્યવહાર કુશળ થવાય છે. ૧૦૦૧ કળાઓ બતાવી છે, જેના જાણવાથી સંસારમાં ઠગાવાનો ભય રહેતો નથી. ... ... ... ... ... ... | ૦-૮-૦ |
| ૨૬ **ચારુચર્યા**-(બીજી આવૃત્તિ.) મહા કવિ ક્ષેમેન્દ્રના અસલ સંસ્કૃત પુસ્તકનું સમજુતી સાથે ભાષાંતર. ઘણો મોટો જ્ઞાનોપદેશ મળે તેવું એમાં સાહિત્ય સમાવેલું છે. ... ... ... ... ... | ૦-૨-૬ |
| ૨૭ **નીતિસુધાતરંગિણી**-આ પુસ્તક હિંદુસ્તાની ગ્રંથનું ભાષાંતર છે. ઉત્તર હિંદુસ્તાનમાં એની પાંચ આવૃત્તિ થયેલી છે. નીતિના સંબંધમાં એમાં જુદી જુદી સરસ વાર્તાઓ આપેલી છે. બાળ, વૃદ્ધ, સ્ત્રી પુરુષોના હાથમાં એ શૃંગારરૂપ થઈ પડે એવો ગ્રંથ છે. એમાંથી નીતિ સાથે ધર્મનાં એવાં સૂક્ષ્મ તત્ત્વો જાણવામાં આવે છે કે, જેવાં બીજા ગ્રંથમાંથી ભાગ્યે જ મળી શકે. ... | ૧-૦-૦ |

## કાવ્ય

| | |
|---|---|
| ૨૮ **નર્મ કવિતા**-ગુજરાતના સુપ્રસિદ્ધ કવિ નર્મદાશંકર લાલશંકરની સર્વે કવિતાનો સંગ્રહ. વીર, શૃંગાર, હાસ્ય, કરુણ, શાંતાદિ સર્વે રસથી ભરપૂર. ગ્રંથમાં કવિની છપાયલી ને ન છપાયલી સર્વે કવિતાનો સમાવેશ કીધો છે. ... ... ... ... ... ... | ૭-૦-૦ |
| ૨૯ **બૃહત્ કાવ્યદોહન, ભાગ ૧ લો**-(ચોથી આવૃત્તિ)-એમાં નરસિંહ મહેતાનાં પુષ્કળ પદો, પ્રેમાનંદકૃત મામેરું, નળાખ્યાન, ઓખાહરણ, સુદામાચરિત્ર, દાણલીલા, અખાના ૭૫૦ છપ્પા-સામળભટની નંદબત્રીશી, પંચદંડ, અંગદવિષ્ટિ, રાવણ મંદોદરી સંવાદ, કાલીદાસનું પ્રલ્હાદાખ્યાન ને ધ્રુવાખ્યાન, મુક્તાનંદની ઉદ્ધવગીતા, બીજા ૩૦ જુદા જુદા કવિઓની ઉત્તમ પ્રતિની કવિતાઓ છે. વળી એ ભાગમાં ચાર સ્ત્રી કવિઓની પણ સુંદર કવિતાઓ સમાયલી છે | ૧-૮-૦ |

| કાવ્ય. | નામ. | રૂ.આ.પા. |
| --- | --- | --- |
| ૩૦ | **બૃહત્ કાવ્યદોહન, ભાગ ૨ જો**-( ૨ જી આવૃત્તિ )—એમાં ભક્ત કવિ નરસિંહ મહેતાની ચાતુરી, દાણલીલા, શૃંગારમાળા, વસંત વિલાસ, હીંડોળા, દાણલીલા. તુલસીકૃત મોટું ધ્રુવાખ્યાન. પ્રેમાનંદકૃત ચંદ્રહાસાખ્યાન, અભિમન્યુ આખ્યાન, મદાલસા, વામનચરિત્ર, વિવેક વણજારો, નરસિંહ મહેતાની હુંડી. અખાકૃત અખેગીતા, અનુભવ બિંદુ, કૈવલ્યગીતા. સામલભટ્ટકૃત ઉધમકર્મ સંવાદ, પદ્માવતી, ભદ્રાભામની, સામળ રત્નમાળા. નિષ્કુળાનંદકૃત ધીરજાખ્યાન. મુક્તાનંદકૃત સતી ગીતા (સ્ત્રીઓના સર્વોત્તમ ધર્મ ને સતી સ્ત્રીઓનાં ચરિત્ર). ભાલણકૃત કૃષ્ણની અનેક પ્રકારની લીલાનાં અનેક રાગમાં ગવાતાં પદો. વલ્લભભટના આનંદના, મહાકાળીના, બાણાસુરના, અંબાજીના ને શણગારના ગરબા. દ્વારકા ભક્તનાં પદો. પ્રીતમદાસનાં વેદાંત તથા ભક્તિ શૃંગારનાં પદો ને કાવ્યો. રણછોડજી દિવાનનો ચંડીપાઠ. ધીરાભક્તની જ્ઞાનબત્રીસી. રણછોડભક્તનાં રણછોડજીનાં પદો. અર્જુનગીતા. રામકૃષ્ણનાં કૃષ્ણલીલાનાં ૧૧૧ પદો. બ્રહ્માનંદનાં કૃષ્ણકીર્તન તથા જ્ઞાનનાં પદો. ગોવિંદરામનાં આખ્યાનો ને મીરાબાઇનાં નહીં છપાયલાં પદો તથા જૈન કવિયોનાં કાવ્યો છે. નરસિંહ મહેતાનું સુરસ ચરિત્ર પ્રારંભમાં છે. ... ... ... ... ... ... ... ... | ૨- ૮-૦ |
| ૩૧ | **બૃહત્ કાવ્યદોહન, ભાગ ૩ જો**—નરસિંહ મહેતાનાં:-ચાતુરી છત્રીસી—ગોવિંદગમન, સામળદાસનો વિવાહ. પ્રેમાનંદનાં:-સુધન્વા આખ્યાન, રણયજ્ઞ, લક્ષ્મણાહરણ, ભ્રમરપચીસી. અખોભક્ત:-ચિત્તવિચાર સંવાદ, પંચીકરણ, ગુરુશિષ્ય સંવાદ. સામલભટ્ટ:-વિદ્યા વિલાસિનીની, પાનની ને રૂપાવતીની વાર્તા. હરીરામ:-સીતા સ્વયંવર. ગોપાળદાસ:-ગોપાળ ગીતા. રત્નેશ્વર:-આત્મવિચાર ચંદ્રોદય (વેદાંતનો ઉત્તમ ગ્રંથ). પ્રેમાનંદ સ્વામી:-તુલસી વિવાહ. (લગ્નવિવાહાદિ પ્રસંગે સ્ત્રીઓ ગાઈ શકે તેવાં પદોમાં). ભાલણનાં કૃષ્ણલીલાનાં નવીન પદો, રાસલીલા, નંદકૃષ્ણ સંવાદ. પ્રીતમદાસનાં કાવ્ય ને પદો. રઘુનાથદાસનાં વસંતનાં પદો. મુક્તાનંદનાં શૃંગારનાં પદો. બ્રહ્માનંદના શૃંગાર, જ્ઞાનભક્તિનાં પદો. મનોહર કાવ્ય. ધીરાનાંપદો. હરિભટની દશમલીલા. બાપુસાહેબનાં પદો શિવાનદ-શિવભક્તિની આરતી ને પદો-વસંતનાં પદો સહિત. રણછોડભક્ત-રાધિકાનાં રૂપણાંની ચાતુરી. રામકૃષ્ણ-નંદનંદનાં પ્રેમપદ. ગોવિંદદાસ-રાધાહાર ને સતૂભામાનું રૂપણું તથા જૈન કવિનાં કાવ્ય. ( બીજી આવૃત્તિ છપાય છે. )... ... ... ... | |

| કાવ્ય. | નામ. | રૂ.આ.પા. |
|---|---|---|
| ૩૨ | **બૃહત્ કાવ્યદોહન, ભાગ ૪ થો**–નરસિંહ મહેતાનાં–સુરતસંગ્રામ. ભીમની હરિલીલા ષોડશકળા. શિવદાસનો દ્રૌપદી સ્વયંવર, વચ્છરાજની રસમંજરીની વાર્તા. વસ્તાનું શુકદેવાખ્યાન. પ્રેમાનંદ ભટના, ઋષ્યશૃંગાખ્યાન, સ્વર્ગનિસરણી, સપ્તમસ્કંધ (અથવા પ્રહ્લાદ ચરિત્ર). અખાનાં જ્ઞાન–વેદાંતનાં ૩૨ પદો. ગીરધરની ગોકુલ લીલા. વલ્લભ ભટનો ધનુષધારીનો ગરબો (વીરરસથી ભરપુર) તથા બીજા ગરબાઓ. પ્રીતમદાસની સરસગીતા ને પદો ભાણદાસના હસ્તામલક (વેદાંત). જીવણદાસની નવચાતુરી. વજીયાનો સીતા સંદેશો વગેરે. | ૩– ૦– |
| ૩૩ | **બૃહત્ કાવ્યદોહન, ભાગ ૫ મો**–પ્રારમ્ભમાં દયારામનું જીવન ચરિત્ર. નરસિંહ મહેતાનાં પ્રેમભક્તિનાં પદોનો સંગ્રહ. ભાલણઃ–ચંડીનું આખ્યાન તથા નળાખ્યાન. પ્રેમાનંદઃ–દ્રૌપદીહરણ, હરિશ્ચંદ્ર આખ્યાન, દેવી ચરિત્ર. શામળ ભટ્ટઃ–મદનમોહના તથા લક્ષ બુદ્ધિની વાર્તા. રતનજીઃ–વિભ્રંસી રાજાનું આખ્યાન. ભોજો ભક્તઃ–સલૈયા આખ્યાન, ભક્તિનાં પદો. નિરાંતઃ–ઉપદેશ ભક્તિનાપદો. દયાળઃ–સુરતીનો વિવાહ, પંદરતિથિઓ, જ્ઞાનમાસ તથા સુરતીની તિથિયો. ગોપાળદાસઃ–ઉત્તમ પ્રકારનાં જ્ઞાનની સાખીઓ, પરચુટણ પદોનો સગ્રહ તથા ચાબખા ( વેદાંત સંબંધી ઉત્તમ જ્ઞાન ). પુરુષોત્તમઃ–ઉપદેશના છપ્પાઓ તથા પદો. બાપુઃ–બ્રહ્મજ્ઞાનનાં પદો (ઇશ્વર સંબધી જ્ઞાન). જ્ઞાનના દ્વાદશ માસ તથા બ્રહ્મબોધ. રતનદાસઃ–ચેલૈયાનું ચરિત્ર: બ્રહ્માનંદઃ–દાણલીલા. રઘુનંદનઃ–માયા સંબંધીના પદો. જીવરાજઃ—જીવને શિખામણ, કૈલાસ વર્ણન તથા ઇશ પ્રતાપ. શિવાનંદઃ–શિવ પૂજાનાં પદો. હરગોવનઃ–માતાના ગરબા તથા અંબાજીનું વધામણું. વલ્લભ ભટ્ટઃ–બહુચરાનો રંગ, બહુચરાની ગાગર, બહુચરાની આરતિ તથા પદો. રઘુનાથદાસઃ–કૃષ્ણ ક્રીડાનાં પદો, શિવસ્તુતિ. કૃષ્ણારામઃ–શિક્ષાવચન. દેવા સાહેબઃ–બ્રહ્મજ્ઞાનનાં પદો. ડુગર બારોટઃ–ઉપદેશનાં પદો. નાનોઃ–ફાગનાં પદો, કૃષ્ણક્રીડાનાં પદો તથા અંબાજીના સ્થાનકનું વર્ણન. રામૈયોઃ–સીતાજીના બારમાસ. બુટીઓ ભક્તઃ–ઉપદેશનાં પદો. મીઠોઃ–થાળ તથા ભક્તિ પદ. અખો ભક્તઃ–વેદાંતનાં પદો શાંતિદાસઃ–કૃષ્ણગોપીલીલા. કૃષ્ણાબાઇઃ–શ્રીકૃષ્ણનાં હાલરડાં તથા કવિના નામ વગરની કેટલીક કવિતાઓ જેવી કે ધર્મગીતા, લાલજીના મહિના, મારવાડી ભાષાની કવિતા તથા સુભદ્રાની કંકોત્રી વિગેરે... ... ... ... ... ... ... ... | ૩– ૦–૦ |
| ૩૪ | **બૃહત્ કાવ્યદોહન, ભાગ ૬ ઠ્ઠો**–નરસિંહ મહેતોઃ–હારમાળા તથા રાસ સહસ્ર પદી. પ્રેમાનંદ–નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ (જે શ્રાદ્ધપક્ષમાં વાંચવામાં આવે છે), અષ્ટાવક્ર આખ્યાન (વેદાંતનું | |

| કાવ્ય. | નામ. | કિંમત |
|---|---|---|
| | રહસ્ય). દ્રૌપદી સ્વયંવર. દેવીદાસ:—રૂક્મિણીનું હરણુ. મુરારિ:—ઇશ્વર વિવાહ. શ્રીધર:—ગૌરી ચરિત્ર. રામભક્ત:—વૈતાળ પચ્ચીસી. ભાલણ:—રામલીલા. નાકર:—હરિશ્ચન્દ્ર આખ્યાન. પ્રેમાનંદ:—સુધન્વા આખ્યાન. દ્વારકો:—કૃષ્ણ કીર્તનનાં પદો. લોકભક્તનાં પદો, રૂપરામનો રાસનો ગરબો. દુર્ગાદાસનો ચન્દ્રાવળિનો ગરબો. નાથ સ્વામીનો પ્રેમચાતુરીનો ગરબો. રવિદાસનાં કૃષ્ણપ્રેમનાં પદો. માધવદાસ:—શ્રીકૃષ્ણ સ્વરૂપ. પુરૂષોત્તમનાં જ્ઞાનનાં પદો. જીવણની જમના સ્તુતિ. રઘુરામ:—નરસિંહ મહેતાની હુંડી તથા કૃષ્ણલીલા. લાવન ભક્ત:—કૃષ્ણલીલા. કુબેરની થાળ, લક્ષ્મીદાસનો ઉપદેશ, મીરાંબાઇનાં મઝીહું પદો. મુકુંદનો રાધાવિનોદ, નરસેરામનાં ઓડાણાની મુકનાં પદો તથા મનને કરેલો ઉપદેશ. બ્રહ્માનંદ:—બારમાસ તથા કૃષ્ણ કીર્તન, ગીરધર:—રાધિકા વિરહના દ્વાદશમાસ. રત્નેશ્વર:—રાધા વિરહના મહિના. પ્રેમાનંદ સ્વામી:—કૃષ્ણપ્રેમનાં પદો, મુક્તાનંદની પ્રેમલીલા તથા જ્ઞાનલીલા, નિષ્કુળાનંદનાં હરિ ભજનનાં પદો, દયારામનાં કૃષ્ણક્રીડાનાં પદો તથા દેવાનંદનાં કૃષ્ણ ભજનનાં પદો વિગેરે.... ... ... | ૩- ૦-૦ |
| ૩૫ | **દયારામકૃત કાવ્યસંગ્રહ**—કવિ નર્મદાશંકરે રૂ. ૧૦વાળું જે દયારામકૃત છપાવ્યું હતું તેની આ ચોથી આવૃત્તિ છે. નામ સાથનાં ગીલીટનાં પાકાં પુઠાં છે. વધારામાં સતસૈયા, જે કાવ્ય શાસ્ત્રનો અભ્યાસ કરતારાઓને ઘણા ઉપયોગી છે, તેની સંપૂર્ણ ટીકા અસલ આપી છે (છપાય છે). પ્રથમથી નામ નોંધાવનારને:— ... ... | ૨- ૪-૦ |
| | પાછળથી રૂ૦ | ૧- ૮-૦ |
| ૩૬ | **પ્રવીણ-સાગર**—રાજકોટના એક ઠાકોર મેરામણજીનો હિંદીમાં રચેલો આ ગ્રન્થ, ગુજરાતી સમ્પૂર્ણ-ટીકા સાથે. આ ટીકા કેવળ સ્વતંત્ર કરવામાં આવી છે અને કવિ દલપતરામે એ ગ્રન્થની ટીકા કરવામાં સમજ ફેરથી જ્યાં ભૂલ કરેલી છે, ત્યાં તે ભૂલો સુધારવામાં આવી છે. એ આખો ગ્રન્થ આશક માશુકની ખરેખરી પ્રેમ ચર્ચાથી ભરેલો છે. સિવાય ગ્રન્થમાં એટલું સરસ અને સુંદર સાહિત્ય આપવામાં આવ્યું છે કે, જેવું બીજા કોઇ પણ ગ્રન્થમાં જોવામાં આવતું નથી. ચિત્ર કાવ્યો પણ તેટલાં જ અદ્ભુત છે. આ આખી વાર્તા સત્ય-કલ્પના મિશ્રિત છે. પ્રવીણ તે લીમડીની રાજકુંવરી સુજાણબા અને સાગર તે રાજકોટના ઠાકોર મેરામણજી પોતે જ. ... ... ... ... ... ... ... ... | |
| ૩૭ | **બ્રહ્માનંદ કાવ્ય**—આમાં સ્વામીનારાયણ પંથના અક્ષરાતીત પુરુષોત્તમ શ્રી સહજાનંદ સ્વામી અને બ્રહ્માનંદ સ્વામીની છબી તથા જીવનવૃત્ત | |

| કાવ્ય. | નામ. | રૂ.આ.પા. |
|---|---|---|
| | તેમ જ ભક્તિનાં રસિક ભિન્ન ભિન્ન વિષયોપર જૂદાં જૂદાં પદો છે-જેવાં કે ભક્તિ વિલાસ, પ્રભાતસંગ્રહ ( પ્રભાતમાં ગાવા લાયકનાં પદો ), થાળસંગ્રહ, આરતિસંગ્રહ, શયનપદ સંગ્રહ, ઉત્સવપદ સંગ્રહ, હિંડોળાનાં પદો, શૃંગારવિલાસ, લીલા વર્ણન, વિરહ વર્ણન, જ્ઞાન વિલાસ તથા બ્રહ્મ વિલાસ વિગેરે. ... ... ... ... | ૧- ૮-૦ |
| ૩૮ | **નભૂવાણી**-પ્રાસાદિક કાવ્ય. નડિયાદવાસી કવિભક્ત નભૂલાલ ધાનતરાય સાકોદરા નાગરકૃત. કવિરત્નના ચરિત્ર સહિત.... ... | ૨- ૦-૦ |
| ૩૯ | **શ્રીકૃષ્ણ ચરિત્ર**-( ગિરિધરકૃત-સચિત્ર. ટપાલ સાથે ) ... ... | ૨- ૦-૦ |
| ૪૦ | **સવિતાકૃત કવિતા** ... ... ... ... ... ... ... | ૧- ૦-૦ |

## ⊰ નવલ કથા ⊱

| | | |
|---|---|---|
| ૪૧ | **કથા સરિત્સાગર**-બૃહત્કથા નામક ગ્રંથ બે હજાર વર્ષપર, શકકર્તા શ્રી શાલિવાહન મહારાજાના રાજકવિ ગુણાઢ્ય-જે મહા કવિના પદને પામ્યો હતો તેણે ભૂતભાષામાં ૧,૦૦,૦૦૦ શ્લોકમાં રચ્યો હતો. તેપરથી કાશ્મીરવાસી સોમદેવ મહાકવિએ, તેનો સંસ્કૃતમાં ૨૪,૦૦૦ શ્લોકમાં અનુવાદ કર્યો હતો. તેપરથી આ ભાષાંતર કરવામાં આવ્યું છે. એમાં ૬૦૦ અતિ અદ્ભુતાશ્ચર્યથી ભરેલી વાર્તાઓ છે-અને આ ગ્રંથ એવો તો સર્વોત્તમ છે કે, એમાંથી વસ્તુ ( Plot ) લઇને ઘણા કવિઓએ મોટાં મોટાં કાવ્યો, વાર્તાઓ ને નાટકો રચ્યાં છે. જેમ મહાભારત પરમ પવિત્ર ગણાય છે, તેમજ આ ગ્રંથ પણ માન્ય ગણાયો છે. મહાભારત પેરે એમાં ૧૮ લંબકો છે. મહાભારતમાં જન્મેજય સુધીની કથા છે, તે પછીની કથા આ ગ્રંથમાંથી મળી આવે છે. નરવાહનદત્ત નામનો ચંદ્રવંશી રાજા, જે પોતાના દિવ્ય બળથી વિદ્યાધર થયો હતો તેની કથા આ ગ્રંથમાં છે. એ ગ્રંથ ખરેખરો કથાઓ-અર્થાત્ વાર્તાઓનો મોટો સમુદ્ર જ છે. કાદમ્બરી, પંચતંત્ર, હિતોપદેશ, દશ કુમારચરિત્ર, વૈતાલ પચ્ચીસી, વિક્રમ ચરિત્ર, મુદ્રારાક્ષસ, માલતી માધવ, વગેરે કથા તથા નાટકોનાં વસ્તુ ( Plot ) એમાં સમાવેલાં છે. બે વૉલ્યમમાં આ ગ્રંથ છે. પુઠાં પાકાં, છપાઈ ને કાગળ ઉત્તમ છે.... ... ... ... ... ... | ૬- ૦-૦ |
| ૪૨ | **અરેબીયન નાઈટ્સ**-આવૃત્તિ બીજી.-૧૭૫ મોટાં સુંદર ચિત્રો સાથે. પહેલી આવૃત્તિની કીંમત રૂ ૬ હતી, તે ઘટાડી છે; ચિત્રો ઘણાં સુંદર છે, પુઠાં પાકાં છે. વાર્તાઓ એવી તો સરસ છે કે, | |

| નવલ કથા. | નામ. | રૂ.આ.પા. |
|---|---|---|
| | જેના વર્ણનની વિશેષ જરૂર નથી. એક વાર ગ્રંથ હાથમાં લીધો તે પાછો મૂકવો ગમશે જ નહીં. ઇંગ્લંડનો વડો પ્રધાન મી૦ ગ્લાડસ્ટન લખે છે કે, 'જ્યારે જ્યારે તે કામના બોજાથી થાકી જાય છે, ત્યારે ત્યારે, વિશ્રાંતિ મેળવવા ને મનને આનંદી બનાવવાને, જે જે પુસ્તકો વાંચે છે તેમા અરેબીઅન નાઈટ્સ પણ છે." મી૦ લેબુશાયરે ઘરમાં રાખવા જોગ જે ૧૦૦ ગ્રંથો ગણાવ્યા છે તેમાં પણ અરેબીઅનનાઈટ્સ છે ... ... ... ... ... ... | ૩- ૮-૦ |
| ૪૩ | **વિક્રમની ૨૦ મી સદી**—ચાલુ જમાનાની અદ્ભુત સાસારિક વાર્તા—શેઠીયાઓના છોકરાઓની છટેલાઇ—મીલ એજન્ટોની દાંડાઇ—મુંબઇની સોનેરી ટોળીનાં પરાક્રમો—હાઇ કોર્ટનાં અંધેર અને હાય—હાય—નામચીન શેઠીયાઓની અક્કલના નમુના અને સંત-પુરુષોનું મહાત્મ્ય. આ એક આ જમાનાની real નવલ કથા છે. ... | ૩- ૦-૦ |
| ૪૪ | **દિલ્લીપર હલ્લો**—હિન્દુ રાજ્યનો કેમ નાશ થયો તે દર્શાવનારી આ અનુપમ વાર્ત્તા છે. એમાં પૃથુરાજ ચૌહાણ તથા ઉદેપૂરના રાણા સમરસિંહની વીરતાનું અદ્ભુત દર્શન કરાવવામાં આવ્યું છે. અને કેવા દગાફટકાથી શાહબુદ્દી ઘોરીએ પૃથુરાજનો પરાજય કીધો હતો તેનું તે કાલની રીતિ દર્શાવનારું યુદ્ધ વર્ણન આપવામાં આવ્યું છે. | ૨- ૦-૦ |
| ૪૫ | **શાહજાદો** અને **ભીખારી**—ઇગ્લન્ડના રાજા હેન્રી ૮ માના પુત્ર એડવર્ડ છઠ્ઠાનું રમુજ ઉપજાવે એવું જીવન વૃત્ત. તે કાળમાં ઇગ્લન્ડમાં ચાલતું ઘાતકીપણું—અંધેર—અવ્યવસ્થા એ સઘળાનું વર્ણન અમેરિકન વિનોદી પુરુષ માર્ક ટ્વિનના ગ્રન્થને આધારે આપવામાં આવેલું છે—મનને ખરેખરો આનન્દ આપનાર છે. | ૨- ૦-૦ |
| ૪૬ | **ઔરંગજેબ** અને **રાજપુતો**—ઔરંગઝેબની કપટકળા—મેવાડપર ચઢાઈ જવું રાણા રાજસિંહે તેનો કરેલો પરાજય અને તેની દીકરીનું પ્રેમમાં પડવું.. ગ્રન્થ અતિ ઉત્તમ છે. રાજપૂતોની ખરેખરી વીરતા દર્શાવનારો છે. ... ... ... ... ... ... ... | ૨- ૦-૦ |
| ૪૭ | **અરાડમી સદીનું હિંદુસ્તાન**—નિઝામ—ઉલ—મુલ્ક, જે એક મોગલ સરદાર છતાં હૈદરાબાદ કેમ પચાવી બેઠો; જંજીરાના સિદ્દીની કપટ કળા—અરબ્બી સમુદ્રમાં ફરતા ચાંચીયાઓ, ભાઉનો દિગ્વિજય અને કામાન્ધપણાથી તેનું પરાસ્ત થવું—એ સઘળાનું વાર્ત્તારૂપે વર્ણન કરવામાં આવેલું છે. ... ... ... ... | ૧- ૮-૦ |
| ૪૮ | **હેસ્ટીંગ્સની સોટી**—ભરતખંડના ૧ લા ગવર્નર જનરલ હેસ્ટીંગ્સના કાળ કર્મોનો ઇતિહાસ, બંગાળામાં ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીના નોકરોનો જુલમ અને ખરેખરી મોગલાઇને ભુલાવે એવો નન્દકુમારનો ઇનસાફ આ ગ્રન્થમાં ચીતરવામાં આવેલો છે ... ... ... | |

## કોટ-સાસુન બિલ્ડિંગ્સ-મુંબઇ.

| નવલ કથા. | નામ. | રૂ.આ.પા. |
|---|---|---|
| ૪૯ | **પાણીપતનું યુદ્ધ**-પેશ્વાના સાડા ત્રણ ડાહ્યામાંના, અર્ધા, ડાહ્યા, નાના ફડનવીસનું વાર્તારૂપે ચરિત્ર અને અબદાલી સાથે થયેલા પાણીપતના યુદ્ધનું વર્ણન. ... ... ... ... ... | ૨- ૦-૦ |
| ૫૦ | **બેગમ સાહેબ**-ભરતખંડના વજીફા જેવો અયોધ્યા પ્રાન્ત કેવી કપટકળાથી અંગ્રેજોએ હાથ કીધો છે અને અયોધ્યાની બેગમો ઉપર કેવો જુલમ ગુજારવામાં આવ્યો હતો, તેનું ઐતિહાસિક દર્શન. | ૨- ૦-૦ |
| ૫૧ | **નૂરજહાન**-જહાંગીરનું મોજીલાપણું-ટોમસ રોનું દિલ્લી દરબારમાં આવવું, નૂરજહાનનો જહાંગીર ઉપર વગ અને કાવત્રાં, જહાંગીરના સરસમાં સરસ દરબારીઓનું અદ્ભુત ચરિત્ર તથા પ્રતાપ રાણાની ટેક. | ૨- ૦-૦ |
| ૫૨ | **બાજીરાવ બલ્લાળ**-પેશ્વાની સાહેબી-હિન્દુસ્તાનમાં તેનો દિગ્વિજય, બ્રહ્મેન્દ્ર સ્વામીનું મરાઠા રાજ્યના ઉત્કર્ષને માટે પરાક્રમ અને ઉપદેશ તથા મસ્તાનીનો પ્રેમ. ... ... ... ... ... | ૨- ૦-૦ |
| ૫૩ | **રૂપનગરની રાજકુંવરી**-ઔરંગઝેબના ક્રૂર કર્મોનો ઇતિહાસ, રોશનઆરા બેગમનો જુલમ અને દરબારમાં વગ-રૂપનગરની રાજકુંવરીને પરણવાનો ઔરંગઝેબનો હડબવો-વીરપુરૂષ દુર્ગાદાસની સ્વામી ભક્તિ અને રાજપૂતોને હાથ ઔરંગઝેબનું પરાસ્ત થઈ હંમેશને માટે ઉત્તર હિન્દુસ્તાનનું છોડવું, એ સર્વ આ વાર્તામાં રસભરી રીતે વર્ણવવામાં આવ્યું છે. ... ... ... | ૨- ૦-૦ |
| ૫૪ | **ઈન્દુકુમારી**-બંગાલામાં મરાઠાઓનો વિજય અને નાગપુરના ભોંસલેનાં પરાક્રમો. ... ... ... ... ... ... ... ... ... | ૧- ૮-૦ |
| ૫૫ | **પ્લાસીનું યુદ્ધ**-અમીચંદની હરામખોરી, ક્લાઇવનાં કાળાં કર્મો, સુરાજદૌલાની મુર્ખાઇ અને મીર કાસમનો પોતાના સ્વામી પ્રત્યે દ્રોહ. એ આખો ગ્રન્થ કેવી કપટકળાથી હિન્દુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો પાયો નખાયો છે તે બતાવે છે. ... ... ... ... | ૧- ૮-૦ |
| ૫૬ | **શિવાજીનો વાઘનખ**-દખણમાં મરાઠાઓનો ઉદય, ધર્મનો આવેશ, રામદાસ સ્વામીનો બોધ અને શિવાજીએ અફઝુલખાનનું કેવી હોશિયારીથી મૃત્યુ આણ્યું, તેનું સરસ ચિત્ર આલેખવામાં આવ્યું છે. | ૧- ૦-૦ |
| | **હલદીઘાટનું યુદ્ધ**-મેવાડના પ્રતાપી પ્રતાપ રાણાની પ્રતિજ્ઞા, હલદીઘાટની રંગભૂમિમાં રાજપૂતોએ બતાવેલું પરાક્રમ, અકબરનો નૌરોજનો બજાર, બિકાનેરના પૃથ્વીરાજની સ્ત્રીનું અકબરની છાતી ઉપર ખંજર લઇને ઉભા રહેવું, પૃથ્વીરાજની રાજપૂતના ઉદય માટેની આશા. વીર પુરુષનાં ખરેખરાં વીર પરાક્રમની આ નવલ કથા છે. | ૧- ૦-૦ |
| ૫૮ | **સરલ કાદમ્બરી**-( બાણભટ્ટની કાદમ્બરી, એવી સરળતાથી આમાં ઉતારી છે કે, વાચકને લાંબા લાંબા સવાલોમાં ગુંચવાવું પડતું નથી. ભાષા ઘણી સરળ છે. ) ... ... ... ... ... | ૧- ૦-૦ |

| નવલ કથા. | નામ. | રૂ.આ.પા. |
|---|---|---|
| ૫૯ | ગંગા-એક ગુર્જર વાર્તા અને શિવાજીની સુરતની લૂટ. ... ... | ૧- ૮-૦ |
| ૬૦ | લીલા-(લોર્ડ લીટન કૃત. યોગની એક વાર્તા) ... ... .. | ૧- ૪ ૦ |
| ૬૧ | મહાકવિ દંડીકૃત દશકુમારચરિત. (૨ જી આવૃત્તિ). ... | છપાય છે |
| ૬૨ | માલતી માધવ. .. ... ... ... ... ... ... ... | ૦- ૫-૦ |
| ૬૩ | વિક્રમોર્વશીય ... ... ... ... ... ... ... ... | ૦- ૩-૦ |
| ૬૪ | શકુન્તલા ... ... ... ... ... ... ... ... ... | ૦- ૩-૦ |
| ૬૫ | ચાંદબીબી (ઐતિહાસિક નોવેલ). ... ... ... ... .. | ૨- ૦-૦ |
| ૬૬ | હાજીબાબાનાં સાહસ કર્મો. ... ... ... ... ... ... | ૧- ૪-૦ |
| ૬૭ | અદ્દ્ભુત વિક્રમાદિત્ય ભાગ ૧ લો-આમાં અદ્દ્ભુત વિક્રમાદિત્યનું જીવન ચરિત્ર વર્ણવ્યું છે, જેમાં રાજા વિક્રમે જે મહાન્ કાર્યો કર્યાં છે તે સર્વ વાર્તારૂપે દર્શાવ્યાં છે. આમાં સર્વ મળી અગીઆર વાર્ત્તાઓ જૂદા જૂદા વિષયોપર લખવામાં આવેલી છે. | ૧- ૦-૦ |

## ઐતિહાસિક

| | | |
|---|---|---|
| ૬૮ | મહારાણી શ્રી વિક્ટોરિઆનું જીવનચરિત્ર-(બીજી આવૃત્તિ) મુંબઇ ઈલાકાના તથા ગાયકવાડના સરકારી કેળવણી ખાતાએ ઇનામ અને લાઇબ્રેરીમાં રાખવા માટે મંજુર કીધું છે. ... | ૧- ૪ ૦ |
| ૬૯ | રાજતરંગિણી-ભાગ ૧ લો-આપણા દેશમાં ઇતિહાસ જાણવાને અભાવે ઇતિહાસના કોઈ પણ ગ્રંથો ઉપલબ્ધ થતા નથી, તેમાં મહાભારતના કાળથી લખાયેલો અને પ્રમાણભૂત કોઇ પણ ઐતિહાસિક ગ્રંથ હોય તો તે આ રાજતરંગિણી જ છે. કાશ્મિર દેશનો આ ઇતિહાસ ઠેઠ મહાભારતના કાળથી લખવામાં આવ્યો છે એની અંદર જૂદાજૂદા રાજાઓનાં જે ચરિત્રો આપવામાં આવ્યાં છે, તે એવાં છે કે જેવાં બીજાં કોઇ પણ ઐતિહાસિક ગ્રંથોમાંથી મળી શકવાં દુર્લભ છે. આ ગ્રંથમાં મહાભારતના યુદ્ધથી તે ઈ૦ સ૦ ૮૦૦ લગીનો ઇતિહાસ આપવામાં આવ્યો છે ... | ૩- ૦-૦ |
| ૭૦ | હૈદરઅલિ ને ટીપૂ સુલતાન-અથવા દખણમાંથી મુસલમાની રયાસતનો અંત. (૨ જી આવૃત્તિ) ... ... ... ... | ૧- ૪-૦ |
| ૭૧ | લૉર્ડ લૉરેન્સ-અથવા બળવાનો ઇતિહાસ. ... ... ... | ૧- ૪-૦ |
| ૭૨ | લૉર્ડ વિલ્યમ બેન્ટીક-સતીનો કાયદો ... ... ... ... | ૧- ૪-૦ |
| ૭૩ | ઔરંગઝેબ-મોગલાઇનો થતો અસ્ત ને મરાઠા તથા શીખ રાજ્યની સ્થાપના. ... ... ... .. ... ... ... | ૧- ૪-૦ |
| ૭૪ | ઈરાવતિ-શહેનશાહ અકબર, પ્રતાપિ મોગલ મહારાજાની જીંદગીનું ને રાજકાજનું અત્યુત્તમ ચરિત્ર, સાથે એક સદ્દ્ગુણસંપન્ન સ્ત્રીના પતિવ્રતપણાની વાર્તા છે. ગુજરાતી ભાષામાં ઘણી વાર્ત્તાઓ નિકળી છે, પરંતુ આ એક એવી વાર્ત્તા છે કે, તેમાંથી ધર્મ, જ્ઞાન, ઇતિહાસ, | |

**સંજીવન મોક્ષ્ચર**—કોલેરા કે જે વિસુચિકા, માહામારી, પટકી, કોગળીયું વિગેરે નામોથી ઓળખાય છે તેને માટે આ એકજ ખાત્રી ભરેલો ઇલાજ છે. વળી આ દવા સંગ્રહણી, ઝાડો, અતિસાર વિગેરે પેટનાં દર્દોને મટાડે છે તેમજ પેટમાંના દુખાવાનો નાશ કરે છે. પેટના આફ્રા વગેરેને બેસાડી દઇ જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે. દવા પાણીમાં મેળવી લેવી. વજન બાટલી ઉપર લખેલું છે. કીમત બાટલી ૧ ના રૂ ૦—૧૦—૦.

**તાવનું અકસીર મીક્ચર**—આ મીક્ષ્ચર મેલેરીયા તાઢીયા, એકાંતરીયા, ચોથીયા તથા બીજી જાતના ઝેરી તાવ ઉપર જાદુઇ ઉપાય છે. એકજ દીવસ દવા પીવાથી આરામ થાય છે. દવા પીધાં પેહેલાં બાટલીને ખુબ હલાવવી. દવા લેવાની રીત બાટલી ઉપર લખેલી છે. કીમત બાટલી ૧ના રૂ ૦—૧૨—૦

**વિચ્છીના ડંખ માટે તાત્કાલીક અને ચોક્કસ ઇલાજ**—ગમે તેવી જાતના ઝેરી વિચ્છીના ડંખ ઉપર આ દવાનાં બે ત્રણ ટીપાં લગાડવાથી તરતજ આરામ થાય છે. દરેક કુટુંબમાં આ દવા રાખવાની ખાસ જરૂર છે. કીમત બાટલી ૧ ના રૂ ૦—૮—૦.

**વેજીટેબલ હેર ટોનીક**—આ શુદ્ધ કરેલું વાળને પુષ્ટી આપનારૂં ખુશબોદાર તેલ અમૂલ્ય વનસ્પતિના તત્વનું બનાવ્યું છે. મગજ તેમજ જ્ઞાન તંતુને નુકશાન કરનારી કોઇપણ ચીજ નાંખી નથી. આ તેલ વાળને સુંવાળા અને ચળકતા કરે છે, ખરી જતા વાળને અટકાવે છે, વાળને મોટા કરે છે અને સફેદ થઇ ગએલા વાળને પણ ધીરે ધીરે કાળા કરે છે. (મુળ રંગ ઉપર લાવે છે.) માથાના દુઃખાવાનો નાશ કરે છે, આંખને થંડક આપે છે, અને મગજને પુષ્ટી આપે છે. દરેક સ્ત્રી, પુરૂષ અને છોકરાંને ઉપયોગી છે. વિદ્યાર્થીઓને આ તેલ ઘણુંજ ઉપયોગી છે. કીમત બાટલી એકના રૂ ૦—૧૨—૦.

## ગોલ્ડ ટોનીક પીલ્સ.—નવા સુધારાથી બનાવેલી.

## આયુઃવર્ધનિ અને મનહુલ્લાસિની ધાતુ પૌષ્ટીક સોનેરી ગોળીઓ.

ધાતુ માત્રમાં જેમ સોનું સર્વથી શ્રેષ્ઠ અને અગ્રગણ્ય છે તેમ શક્તિવર્ધક સર્વોત્તમ ઔષધોમાં આ ગોળીઓ પ્રાધાન્ય એટલે મુખ્ય છે. તેનો ગુણ અવર્ણનીય છે, એટલે જેનું વર્ણન થઇ શકે નહિ એટલે અસંખ્ય છે. બાળ, યુવા કે વૃદ્ધ ગમે તે અવસ્થાનું માણસ એક વખત આ ગોળીઓનું સેવન કર્યા પછી શક્તિ વધારવા બીજી કોઇપણ દવાને હાથ ધરશે નહિ; એવી તે રામબાણ તુલ્ય ચમત્કારિક છે તથાપિ જેમ કોઇ વસ્તુમાં ગમે તેવા ગુણો હોય તે તેનો પુરતો પ્રચાર થતાં સુધી અપ્રકાશિત રહે છે એ સ્વભાવિક છે તેમ આ ગોલ્ડ ટોનીક પીલ્સના ગુણો પણ અપ્રકાશીત છે. સબબ (જનરલ પબ્લીક)ની જાણને માટે તેના મુખ્ય મુખ્ય ગુણોનું આ જગે વિવેચન કરવું જરૂરનું છે.

આ ગોલ્ડ ટોનીક પીલ્સ લેતાંનીજ સાથે જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે અને ભુખ લાગે છે, રૂચિ ઉત્પન્ન થાય છે, ગમે તેવો પરિશ્રમ કરવાથી પણ થાક લાગતો નથી, મગજની તરાવટ થાય છે, જ્ઞાનતંતુ સબળા થઇ સ્મરણ શક્તિ વધે છે, મન પ્રફુલ્લીત થાય છે, અને આંખની રોશની વધે છે તે સાથે મન્દાગ્નિ અને અશક્તિના કારણે ભુખનું ઓછું થવું, પેટનું ચઢી આવવું, ખાટા ઓડકાર આવવા, પેડુમાં અને મગજમાં દુખાવો થવો, ચક્કર આવવી, થોડા પરિશ્રમે ઘણો થાક લાગવો, આંખે ઝાંખ આવવી, તિમિર એટલે ઝાંઝવા જેવું દેખાવું, શરીર તુટવું, આળસ આવવું, અને ચિત્તનું ઉદાસ થવું, વગેરે જે દોષો ઉત્પન્ન થાય છે તેનો જેમ સૂર્યના ઉદય માત્ર થવાથી અંધકારનો નાશ થઇ જાય છે તેમ નાશ થાય છે. બાટલી ૧ નો રૂ ૧ાા.

ઉપલી દવાઓ અકસીર હોવાથી તુરતજ સારૂં થાય છે એજ મોટી બક્ષીસ સમજવી.

---

## કાંનના દુખાવા માટે અકસીર ઈલાજ.

આ દવા કાંનના દુખાવા માટે ફતેહમંદ નીવડી છે. જે કાંનમાં દુખતું હોય અગર પરુ થયા હોય અને પેન મારતી હોય ત્યારે પાંચ સાત ટીપાં કાંનમાં નાંખવાથી તરત આરામ થાય છે.

**કીંમત બાટલી ૧) ના આના છ.**

---

## પ્લેગની ગાંઠનો ખાસ મલમ.

આ મલમ પ્લેગની ગાંઠ ઉપર લગાડવાથી પ્લેગના જંતુઓનો નાશ કરી પ્લેગની ગાંઠને વગર પોટીશે બેસાડી દેય છે અને ઠંડક વળે છે. જે મોહોલામાં મરકીનું જોર વધારે હોય ત્યાં રહેનાર માણસે હમેશાં નહાતી વખતે લગાડી નહાઈ શરીર શાફ રાખવાથી બીલકુલ મરકી થવાની ધાસ્તી રહેશે નહી. કાઠીયાવાડમાં તથા બીજા ઘણા દેશોમાં જ્યાં મરકી ચાલતી હતી ત્યાં આ મલમ વાપરી ખાતરી કરેલી છે માટે તેને માટે અમો ભલામણ કરીએ છીએ.

**આ મલમ રસ તથા વધરાવલનાં દરદ ઉપર બહુજ ફાયદો કરે છે.**

**વાપરવાની રીત**—પ્લેગની ગાંઠ ઉપર આ મલમ દીવસમાં બે ત્રણ વખત લગાડી કાપુસ મુકી પાટો બાંધી રાખવો. વધરાવલ તથા રસનાં દરદ ઉપર દિવસનાં તથા રાતના મસળીને મલમ લગાડવો.

**કીંમત બાટલી ૧) ના આના આઠ.**

# કફ પીલ્સ.

આ કફ પીલ્સ ઘણી અજાયબ રીતે ટુંક મુદતમાં ગમે તેવી લાંબી તથા ટુંકી મુદતની ખાંસી, ઉધરસ, સલેખમને તુરત આરામ આપી મટાડી દે છે તથા વારંવાર આવતા ઠાંસાને તુરત અટકાવે છે. તેમજ ગળાંનાં નાનાં મોટાં દર્દોને તથા ગળાનું સુકાઇ જવું તેમજ ગળાનું અને સાદનું બેસી જવું, તેને પણ આ ગોળીઓ વાપરવાથી આરામ આપે છે અને કંઠને સુધારે છે તેમજ શરૂઆતના ક્ષયને પણ તાબડતોબ ફાયદો કરે છે.

---

# ગરમીના રોગની અકસીર ગ્રેન્યુઅલ્સ.

ગરમીના રોગનો આ ખરો ઇલાજ બહાર પાડતાં જણાવવાને ખુશાલી ઉપજે છે કે એ ઇલાજ આ દરદના પીડાતા હજારો દરદીઓ ઉપર ફતેહ સાથ અજમાવવામાં આવ્યો છે.

આ ગ્રેન્યુઅલ્સ એક ઘણાજ પ્રખ્યાત અને એ દરદોના ખાસ અનુભવી ડાકટરના નુકસા પ્રમાણે બનાવવામાં આવી છે.

આ ગ્રેન્યુઅલ્સ એ દરદને તદન જડમાંથી સાફ કરે છે અને તે પાછું વખત ગયે ઉભરી આવવાની ધાસ્તી રહેતી નથી.

આ ગ્રેન્યુઅલ્સ કોઇ પણ જાતની નુકસાનકારક દવાની તથા પારાની મેલવણીથી તદન નીરાળી છે.

આ રોગથી પીડાતા હજારો દરદીઓને ખબર નથી કે એ દરદ કેવું ઝેરી તથા નુકશાનકારક નીવડે છે, અને તેનો બરોબર ઘટતો ઇલાજ ન કરવાથી આગળ જતાં પોતાના પૈસાનો, પોતાની તંદુરસ્તીનો, પોતાનાં કુટુંબનો તથા થતી ઓલાદનો કેવો નાશ થાય છે. એ ઝેરી દરદનો ખરો ઇલાજ શોધવો હોય તો આ ગ્રેન્યુઅલ્સ છે કે જે લેવાથી દરદને આરામ થાય છે અને આગળ જતાં નુકસાનનો અટકાવ થાય છે.

આ ગ્રેન્યુઅલ્સ વીશે લંબાણ સીફારસ કરવા કરતાં વાપરીને ખાતરી કરી લેવી.

આ ગ્રેન્યુઅલ્સ દીવસમાં ત્રણ વખત બબે દુધ અથવા પાણી સાથે ગળવી.

ખોરાક જેમ બને તેમ હલકો લેવો અને મસાલેદાર ખોરાકથી તથા કોઈ પણ જાતનાં દારુનાં બનતાં સુધી દુર રહેવાથી જલદી આરામ થશે.

કીંમત બાટલી ૧ નો રૂ. ૧-૦-૦

એક ફતેહમંદ દવા.

## ટેસ્ટમાં સ્વાદીષ્ટ બાળ જીવન સીરપ.

આ બાળજીવન સીરપથી બચ્ચાંઓને ખાંસી, સસણી, આંચકી, નબળાઇ, હાથ પગનું તવાઇ જવું, ચહેરાની ફીકાશ કોઇ પણ જાતના દમથી ભરાઇ જવું તેમજ આરોગ્ય શકિત મંદ પડવા ઉપર આ બાળજીવન સીરપ દીવસમાં ત્રણ વખત આપવાથી આરામ કરે છે, તેમ મોટી ઉમરનાં સ્ત્રી પુરૂષોને ઉધરસ, દમ, પાચન શકિત નબળી પડી થતા ક્ષય રોગથી તાવ અને ખાંસીને આ બાળજીવન સીરપ લેવાથી બહુજ આરામ કરે છે.

રડતાં બચ્ચાંઓને આ સીરપ ખુશમીજાજ સાથે સારી નીદ્રા આપે છે.

બોલનારાઓને, ગાનારાઓને થાક નહીં લાગવા દેતાં ગળાંને અને અવાજને બહુજ મદદ કરે છે અને તેથી ઉપરનાં દરેક દરદો ઉપર આ બાળજીવન સીરપ એક મોટામાં મોટા આશીર્વાદ સમાન છે.

વાપરવાની રીત—મોટા માણસને એક ચમચો તેટલાજ પાણી સાથે દહાડામાં ત્રણ વખત અને બચ્ચાંને પા ચમચો દીવસમાં ત્રણ વખત પાણી અગર દુધ સાથે.




જકતા બનાવનાર

એકલા બનાવનાર. **ભીખા કલ્યાણજીની કું૦**

ડ્રગીસ્ટ—ઇંગ્રેજી દવા બનાવનાર તથા વેચનાર,

બહારકોટ જુમા મસજીદ, તથા બ્રાન્ચ-ક્રાફર્ડ મારકીટ ન્યુ બીલ્ડીંગ-મુંબઇ

